५४

स्व० कुमारश्री श्रीरामराजेन्द्रसिंहजीस्मारकग्रन्थमाला-ग्रन्थांक १






श्रीगणेशाय नमः ।

श्रीविद्यारण्यमुनिविरचित

# ॥ श्रीअनुभूतिप्रकाश ॥

प्रथम विभाग ( अध्याय १-१२ ) ।

तेनुं

श्रीयुत मोतीलाल रविशंकर घोडा, बी ए. एल. एल बी. वकील,
रे. जूनागढ-प्रणीत

## ગુજરાતી ભાષાંતર

( समूल, सान्वय, सावतरण )





મુમુક્ષુઓને માટે

સ્વ૦ કુમારશ્રી રામરાજેન્દ્રસિંહજીના સ્મરણાર્થે

પડતર મૂલ્યે આપવા

પ્રકટ કરનાર,

( નામદાર લીંબડી ઠાકોર સાહેબ મહારાણાશ્રી દોલતસિંહજી બહાદુર
કે સી આઇ. ઇ ની સહાયથી )

શ્રી પોરબંદર વેદશાળા, હા ગોવીંદજી ડાહ્યાભાઈ લાખાણી-વકીલ
નોર્થબ્રીજ રોડ—પોરબંદર.

——oo——

કિંમત ૨-૦-૦

આવૃત્તિ પહેલી
પ્રત ૬૨૫




ॐ

## રાગ મારૂ છંદ.

અદ્વિત ઓળખોરે, અદ્વિતે ઓળખનારો આપ,
અદ્વિતને કાંઇ ક્રિયા કરમ નહિ, લાગે નહિ પુન્ય પાપ. ૧

અદ્વિત ઉપરિ દ્વૈત ભરમ ઓ, રજ્જુ ઉપરિ જ્યમ સાપ,
જોતાં વિચારી બીજું નહિ તો, શાનો શોક સંતાપ. ૨

જન્મ નાશ અદ્વિતનો ન મળે, કોય નહિ માય બાપ,
જાત્ય નાત્ય નહિ ઠામ ઠેકાણું, વૃથા સરવ આલાપ. ૩

શ્રવણ નહિ ને શબ્દ સાંભળે, જપે જીભ વણ જાપ,
મનન વિના મન કરતો હોશે, કરી ન શકે કો માપ. ૪

સહુનો સાક્ષિ સહુએ પોતે, કોણ કરે ઉથાપ,
કલ્પિત દશ્યે છે ત્યમતો ત્યમ, દ્રવ્ય ઉપરિ જ્યમ છાપ. ૫

અદ્વિત બુધ્ધિ થઇ જ્યવારે, લાગે નહિ ત્રણ તાપ,
પોતે અનુભવાનંદ આત્મા, સમજે ગુરૂને પ્રતાપ. ૬

અદ્વિત.

( શ્રી જુનાગઢનિવાસી શાક્તકવિ નાથબાવાન ઉર્ફે સ્વામીશ્રી અનુભવાનંદ સરસ્વતી-કૃત-શ્રી વિષ્ણુપદ ).

મુદ્રણસ્થાન : આદિત્ય મુદ્રણાલય, રાયખડ-અમદાવાદ.
મુદ્રક : ગજાનન વિશ્વનાથ પાઠક.

# अध्यायानुक्रमणिका





# શ્રીયુત મોતીલાલ રવિશંકર ઘોડાના અન્ય અનુવાદો તથા પ્રકાશનો.

(૧-૩) શ્રીમદ્ભગવદ્‌ગીતા (શ્રી શંકરાનંદીની સંપૂર્ણ ટીકા સમેત).

(૪-૧૯) શ્રી ઋગ્વેદસંહિતા (શ્રી સાયણ ભાષ્યાનુસારે) તેના પ્રથમ અષ્ટકના વિભાગ ૨ પ્રસિદ્ધ.

(૨૦-૨૧) શ્રીમચ્છંકરાચાર્ય પ્રણીતા ઉપદેશસાહસ્રી - તેમાં ગદ્યભાગ પ્રસિદ્ધ.

(૨૨-૨૩) શ્રી મધુસૂદનસરસ્વતીકૃત ભક્તિરસાયન. તેમાં પ્રથમ ભાગ પ્રસિદ્ધ

(૨૪) શ્રી બ્રહ્મસહસ્રનામ (શારદાપીઠ માસિકમાં પ્રસિદ્ધ)

×(૨૫) શ્રી ઇશોપનિષદ્ (૭ ટીકાઓ સમેત સંવાદાત્મક)

(૨૬-૨૭) શ્રી શુકલયજુર્વેદસંહિતા (શ્રી ઉવટાચાર્ય તથા મહીધરના સંપૂર્ણ ભાષ્યસમેત) છપાય છે

(૨૮-૨૯) શ્રી વિદ્યારણ્યમુનિકૃત અનુભૂતિપ્રકાશ.

(૩૦) શ્રી જૂનાગઢનિવાસી શ્રીનાથભવાન ઉર્ફે સ્વામીશ્રી અનુભવાનંદકૃત શ્રીધરી-સુબોધિની ટીકા સમેત શ્રીમદ્ભગવદ્‌ગીતા (સં. ૧૯૩૦ ના 'સાહિત્ય'માં પ્રસિદ્ધ)

(૩૧) ,, શ્રી બ્રહ્મગીતા (સ્કંદપુરાણાન્તર્ગત સં. ૧૯૩૨ના (સાહિત્યમાં પ્રસિદ્ધ).

(૩૨) વાર્તિકકાર શ્રી સુરેશ્વરાચાર્યપ્રણીત ગાયત્રીવાર્તિક.

(૩૩-૩૪) શ્રી શામવેદસંહિતા (શ્રી સાયણભાષ્યાનુસાર) છપાય છે.

×(૩૫-૩૮) શ્રી અથર્વવેદ સંહિતા (,,)

×(૩૯) ઋગ્વેદાન્તર્ગત શ્રી શાંખાયન-ગૃહ્યસૂત્ર

×(૪૦) શ્રી નાથભવાન ઉર્ફે સ્વામી અનુભવાનંદકૃત ચાતુરી.

×(૪૧) ,, વિષ્ણુપદ.

...ઇત્યાદિ.



× આ ચિન્હવાળાં પુસ્તકો હજી અપ્રસિદ્ધ છે.

# શ્રીયુત મોતીલાલ રવિશંકર ઘોડાના અન્ય અનુવાદો તથા પ્રકાશનો.

(૧-૩) શ્રીમદ્ભગવદ્ગીતા ( શ્રી શંકરાનંદીની સંપૂર્ણ ટીકા સમેત ).

(૪-૧૯) શ્રી ઋગ્વેદસંહિતા (શ્રી સાયણ ભાષ્યાનુસાર) તેના પ્રથમ અષ્ટકના વિભા

(૨૦-૨૧) શ્રીમચ્છંકરાચાર્ય પ્રણીતા ઉપદેશસાહસ્રી તેમાં ગદ્યભાગ પ્રસિદ્ધ.

(૨૨-૨૩) શ્રી મધુસૂદનસરસ્વતીકૃત ભક્તિરસાયન. તેમાં પ્રથમ ભાગ પ્ર'

(૨૪) શ્રી બ્રહ્મસહસ્રનામ ( શારદાપીઠ માસિકમાં પ્રસિદ્ધ )

×(૨૫) શ્રી ઇશોપનિષદ્ ( ૭ ટીકાઓ સમેત સંવાદાત્મક )

(૨૬-૨૭) શ્રી શુક્લયજુર્વેદસંહિતા (શ્રી ઉવટાચાર્ય તથા મહીધરના ર

(૨૮-૨૯) શ્રી વિદ્યારણ્યમુનિકૃત અનુભૂતિપ્રકાશ.

(૩૦) શ્રી જૂનાગઢનિવાસી શ્રીનાથજાવાન ઉર્ફે સ્વામીશ્રી અનુ
ટીકા સમેત શ્રીમદ્ભગવદ્ગીતા (સ. ૧૯૭૦ ના '...

(૩૧) ,, શ્રી બ્રહ્મગીતા ( સ્કંદપુરાણાંતર્ગત સં. ૧. ...

(૩૨) વાર્તિકકાર શ્રી સુરેશ્વરાચાર્યપ્રણીત ગાયત્રીવાર્તિક.

(૩૩-૩૪) શ્રી સામવેદસંહિતા ( શ્રી સાયણભાષ્યાનુસાર ) છપા'

×(૩૫-૩૮) શ્રી અથર્વવેદ સંહિતા ( ,, )

×(૩૯) ઋગ્વેદાન્તર્ગત શ્રી શાંખાયન-ગૃહ્યસૂત્ર.

×(૪૦) શ્રી નાથજાવાન ઉર્ફે સ્વામી અનુભવાનંદકૃત ચાતુરી'

×(૪૧) ,, વિષ્ણુપ'

...ઇત્યાદિ.



× આ ચિન્હવાળા પુસ્તકો હજી અપ્રસિદ્ધ છે.

# શ્રીયુત મોતીલાલ રવિશં

## અનુવાદો તથા

(૧-૩) શ્રીમદ્‍ભગવદ્‍ગીતા (શ્રી શંકરાનંદીની સંપૂ

(૪-૧૯) શ્રી ઋગ્વેદસંહિતા (શ્રી સાયણ ભાષ્યાનુસાર)

(૨૦-૨૧) શ્રીમચ્છંકરાચાર્ય પ્રણીતા ઉપદેશસાહસ્રી

(૨૨-૨૩) શ્રી મધુસૂદનસરસ્વતીકૃત ભક્તિરસાયન. તે

(૨૪) શ્રી બ્રહ્મસહસ્રનામ (શારદાપીઠ માસિકમાં

×(૨૫) શ્રી ઇશોપનિષદ્ (૭ ટીકાઓ સમેત સંવા

(૨૬-૨૭) શ્રી શુક્લયજુર્વેદસંહિતા (શ્રી ઉવટાચાર્ય તથા મ

(૨૮-૨૯) શ્રી વિદ્યારણ્યમુનિકૃત અનુભૂતિપ્રકાશ.

(૩૦) શ્રી જૂનાગઢનિવાસી શ્રીનાથભવાન ઉર્ફે સ્વામી
ટીકા સમેત શ્રીમદ્‍ભગવદ્‍ગીતા (સ. ૧૯૩૦

(૩૧) ,, શ્રી બ્રહ્મગીતા (સ્કંદપુરાણાંતર્ગત

(૩૨) વાર્તિકકાર શ્રી સુરેશ્વરાચાર્યપ્રણીત ગાયત્રીવાર્તિ

(૩૩-૩૪) શ્રી સામવેદસંહિતા (શ્રી સાયણભાષ્યાનુસાર)

×(૩૫-૩૮) શ્રી અથર્વવેદ સંહિતા ( ,, )

×(૩૯) ઋગ્વેદાન્તર્ગત શ્રી શાંખાયન-ગૃહ્યસૂત્ર

×(૪૦) શ્રી નાથભવાન ઉર્ફે સ્વામી અનુભવાનંદકૃત ચા

×(૪૧) ,, વિષ

...ઇત્યાદિ.



× આ ચિન્હવાળાં પુસ્તકો હજી અપ્રસિદ્ધ છે.

# પ્રકાશકનું નિવેદન.

શ્રી અનુભૂતિપ્રકાશ એ વેદાંતનો અમૂલ્ય ગ્રંથ છે. શ્રી વિદ્યારણ્યમુનિએ વેદાંતના ....ા ગ્રન્થો રચ્યા છે તેમાં આ અગ્રગણ્ય છે. પૂ. પા. માહાત્માશ્રી નથુરામ શર્માજીએ ...રૂપાવસ્થાન થયા પહેલાં આ ગ્રન્થ શ્રવણમાં યોજેલો અને મને પણ આ ગ્રન્થના ...ણનો લાભ મળતાં, આ ગ્રન્થનું ગુજરાતી ભાષાંતર કરાવવાની મને તીવ્ર ઇચ્છા થવાથી ...પા. મહારાજશ્રીને વિજ્ઞપ્તિ પણ કરેલી. કિન્તુ, તે અરસામાં શ્રી પંચદશી આદિ અન્ય ...થો લખવામાં તેઓશ્રી પ્રવૃત્ત હતા. બાદ થોડા સમયમાં દુર્દૈવવશાત્ તેઓશ્રી બ્રહ્મભૂત ...ાં આ મ્હારી ઇચ્છા ફલીભૂત થઈ શકેલી નહિ.

...ત્યારબાદ, કેટલાયક વર્ષોથી મારે શ્રીયુત રા. રા. મોતીલાલ રવિશંકર ઘોડા સાથે સ્નેહ-...વ બંધાયલો અને તેમનાં કરેલાં શ્રી શંકરાનંદીગીતા, તથા પૂજ્યસ્વામીશ્રી મધુસૂદન ...સ્વતીકૃત શ્રી ભક્તિરસાયનનાં ભાષાંતરો જોયેલાં તે ઉપરથી આ ગ્રન્થનું ગુજરાતીમાં ...ષાન્તર કરવા મ્હારી ઇચ્છા દર્શાવતાં, તેઓશ્રીએ આ યાચનાનો ઉત્સાહપૂર્વક સપ્રેમ ...કાર કરી ટુંક સમયમાં તે ભાષાંતર કરી તૈયાર કરી મને સોંપેલું.

આ અરસામાં લીંબડીના નામદાર બાળકુમાર શ્રી રામરાજેન્દ્રસિંહજીનો સંવત ૧૯૮૭ ...ભાદરવા સુદી ૬ને તા. ૧૮-૯-૩૧ને મંગળવારના રોજ ૧૫ વર્ષની અલ્પવયમાંજ અકાળ ...ગૈવાસ થતાં, તેમના સ્મરણાર્થ આ ગ્રન્થ છપાય તો વધુ ઉત્તમ એમ મને જણાતાં મેં ...મદાર લીંબડી મહારાણા સાહેબને આ ગ્રંથ છપાવવા વિનતિ કરી. આ વિનતિનો નામદાર ...ર સાહેબે તરત અંગિકાર કરી રૂા. ૫૦૦)ની સહાય્ય આપવા મને જણાવ્યું. આ રીતે ...મદાર મહારાણાશ્રીના ઉદાર આશ્રયના પરિણામે હું આ અત્યુત્તમ ગ્રન્થ ભાવુક ધર્માવલમ્બી ...તા સન્મુખ પ્રકટ કરવા સમર્થ થયો છું અને તે માટે હું તેમનો અત્યંત ઋણી છું.

નામદારશ્રીની ઉદારતા આટલેથી જ વિરમતી નથી કિન્તુ, અન્ય પ્રાચીન આર્યગ્રન્થોના ...ષાન્તરાદિક ધાર્મિક-સાહિત્યક્ષેત્રમાં સતત આશ્રયની યોજના વટીકનો પ્રબંધ કરી સનાતન ...ર્માવલમ્બી જનતા પ્રતિ તેઓશ્રીએ મહાન્ ઉપકાર કરેલો છે. મારા મિત્ર શ્રી. ...તીલાલભાઈએ નિઃસ્વાર્થપણે આ ભાષાંતર કરી આપતાં તેમનો હું આભાર માનું છું.

છેવટમાં, મને જણાવવાને આનન્દ થાય છે કે શ્રી. મોતીલાલભાઈએ ચારે વેદોનાં ...ષાંતર તૈયાર કર્યાં છે તેમાં શ્રી ઋગ્વેદ, શ્રી સામવેદ તથા શ્રી શુક્લયજુર્વેદની સંહિતાઓ ...ાય છે. પરમાત્મા તેઓશ્રીની આ પ્રશસ્ત પ્રવૃત્તિનો બદલો આપો આટલી પ્રાર્થના ...ં હું વિરમું છું.

સંવત ૧૯૮૯ના ચૈત્ર સુદી ૯ મંગળવાર, તા. ૪-૪-૩૩

લિ૦ ધર્માવલમ્બી જનતાનો આતાંક્તિ સેવક,
ગોવિંદજી ડાહ્યાભાઇ વકીલ
શ્રી પોરબંદર વેદશાળા વ્યવસ્થાપક

# અનુવાદકના બે બોલ.

આ "શ્રી અનુભૂતિપ્રકાશ" ગ્રન્થના અનુવાદ તથા પ્રકાશનાદિ કયા સંયોગોમાં ઉપસ્થિત થયાં તેનું અહીં સંક્ષિપ્ત નિરૂપણ કરવું અસ્થાને નહિ ગણાય.

શ્રી વિદ્યારણ્યમુનિવિરચિત ગ્રન્થોમધ્યે આ ગ્રન્થ ઉચ્ચસ્થાનીય છે. તેમાં એકંદર વીશ અધ્યાયો તથા ૨૮૦૫ શ્લોકો છે. આ ગ્રન્થમાં પ્રધાનઉપનિષદન્તર્ગત "બ્રહ્મવિદ્યા"નું અતિસ્પષ્ટ, સુંદર તથા સરલ વિવેચન કરેલું છે. તેમાં સ્વામિમહામુનિશ્રીએ ઉપનિષદોના સારભૂત તત્ત્વજ્ઞાનનો અનુભવ દૃષ્ટાંત તથા યુક્તિપૂર્વક પ્રતિપાદન કરતાં, ગ્રન્થનું "અનુભૂતિપ્રકાશ" એ નામ અન્વર્થ સિદ્ધ થાય છે.

આ ગ્રન્થનું નામ તથા મહત્ત્વ મને કેટલાયક વર્ષથી યદ્યપિ શ્રુતિગોચર તો હતાં તથાપિ તે ગ્રન્થ દૃષ્ટિગોચર થવાનો યોગ મને સ. ૧૯૩૧ની સાલમાં જ પ્રથમ પ્રાપ્ત થયેલો મારા સ્નેહી શ્રીયુત ગોવિંદજીભાઈ અંબાભાઈ વકીલે મને નિર્ણયસાગર પ્રેસવાળો તથા કાશીનાથશર્માની ટીકાવાળો કાશીનો સંસ્કૃત ગ્રન્થ મોકલી તેનું ગુજરાતીમાં ભાષાન્તર કરવા ઇચ્છા જણાવતાં સદરહુ ગ્રન્થનું અવલોકન કરતાં આવા અપ્રતિમ પુણ્ય ગ્રન્થનો અનુવાદ કરવાનો સુયોગ મને પ્રાપ્ત થયો.

આ ગ્રન્થનું હિન્દી, મરાઠી કે ગુજરાતીમાં અદ્યાપિ પર્યંત ભાષાંતર થયું નથી. રત્નાગિરિ જીલ્લાના રાજાપુર તાલુકાના પાઉસવલ્લી ગામના નિવાસી વે. શા. સ. શ્રી વિષ્ણુશાસ્ત્રી બાપટ, જેઓ તા. ૨૦–૧૨–૩૨ ના રોજ બ્રહ્મલીન થયા તેઓશ્રીએ "બ્રહ્મવિદ્યા ગ્રન્થરત્નમાળા" નામક માસિકમાં આ ગ્રન્થના માત્ર બે અધ્યાયોનો મરાઠીમાં અનુવાદ કરેલો. તેથી આખાય ગ્રન્થનો અનુવાદ વેદાંતપ્રેમી જનતાને કેટલેક અંશે ઉપયોગી તથા ઉપકારક નીવડે એમ ધર્મસેવાપૂર્વક પ્રેરાતાં મેં તેઓશ્રીની ઇચ્છાનુસાર તે કાર્યનો સં. ૧૯૮૭ ના અષાડ શુદી ૨ શુક્ર તા. ૧૭–૭–૩૧ના રોજ આનંદપૂર્વક શુભારંભ કરી ભાદરવા શુદી ૩ સોમ તા ૧૪–૯–૩૧ના રોજ પૂર્વાર્ધ ભાગ સમાપ્ત કર્યો. તેમાં એકંદર ૧૩૫૪ શ્લોકો છે. ગ્રંથ મોટો થઈ જવાના ભયથી તથા ઉત્તરાર્ધ ભાગમાં બૃહદા-રણ્યક ઉપનિષદના વધુ શ્લોકો હોવાથી સુગમતા અર્થે મેં બે વિભાગ કરેલા છે. બીજો વિભાગ પણ તૈયાર છે.

ત્યારબાદ, આ ગ્રન્થ પ્રસિદ્ધ કરવા શ્રીયુત ગોવિંદજીભાઈએ જે પ્રયાસ કરેલો તે માટે તેને સર્વથા ધન્યવાદ ઘટે છે. આ અરસામાં પરમ ધર્માવતાર પરમધર્મપ્રેમી લીંબડી નરેશ નામદાર મહારાણાશ્રી દોલતસિંહજીના પૌત્ર કુમારશ્રી રામરાજેન્દ્રસિંહનો બાળવયમાં અકાળ સ્વર્ગવાસ થતાં તે સદ્ગત પુણ્યાત્માના સ્મરણાર્થ ધાર્મિક પુસ્તકોની ગ્રન્થમાળા કાઢવાનો પ્રબંધ નિયોજાતાં, આ ગ્રન્થ તે સ્મારક ગ્રન્થમાળાના એક પુષ્પ તરીકે પ્રસિદ્ધ કરવાનું ઠર્યું.

ત્યારબાદ, તા. ૧૬–૮–૩૨ના પત્રથી મને નામદાર મહારાણાશ્રી મહોદયના સાક્ષાત્ દર્શનનો પુણ્યસંયોગ સં. ૧૯૮૮ ના ભાદરવા સુદી ૩ શનિવાર તા. ૩–૯–૩૨ ના રોજ પ્રાપ્ત થયો. નિઃશ્રેય, આ મંગળયોગ માટે હું પોતાને સર્વથા કૃતકૃત્ય સમજું છું. રાત્રિના સમય નામદારશ્રીનો દર્શન થતાં તે વેળા શ્રી. અમૃતલાલ દેવશંકર પંડ્યા શ્રીમદ્ભગવદ્-ગીતાના બીજા અધ્યાયનું શ્રવણ કરાવતા હતા તથા કોઈ સાધુ મહાત્મા કાંઈ યાચનાર્થ

પધારેલા હતા શ્રવણ દરમ્યાન નામદાર હજુરશ્રી પ્રસગોપાત્ત ચરચા દરમ્યાન ગીતાના અન્ય શ્લોકોનું સ્વમુખે ઉચ્ચારણ કરતા હતા આ સમયનુ ચિત્ર અનુભવતા, આપણી પવિત્ર આર્યભૂમિના પ્રાચીન મહાન્ નરેશ મહારાજા જનકવિદેહીની ધર્મસભાની કલ્પના મારા મનમા પ્રકટ થયલી કિં બહુના

શ્રી જામનગર જ્ઞાનપીઠાધીશ્વર ગુરૂશ્રી કૃષ્ણનાતજી ભગવાનજીએ અમારી વિજ્ઞપ્તિથી લખેની સમર્થ પ્રસ્તાવના આ સહ સામેલ છે તે સર્વથા વિચારણીય છે મ્હારા અમદાવાદના નિવાસ દરમ્યાન ગુરૂશ્રી સાથ સને ૧૯૨૧ ની સાલથી મને સમાગમ થતા તેમના પ્રસાદથી વેદાતવિષયમા મ્હારો પ્રથમ પ્રવેશ તથા પરિચય શરૂ થયો તે પ્રતિદિન વૃદ્ધિંગત થતો રહેલો આ પુણ્યયોગ માટે આ સ્થળે ઉપકારદર્શન કરવુ તે મારી પવિત્ર ફરજ સમજુ છુ

વળી, આ સ્થળે જણાવવુ જોઇએ કે શ્રી ઋગ્વેદસહિતાનો ભાષાતર મેં ઘણા વર્ષ પૂર્વે કરેલો તે શ્રી વડોદરા રાજ્ય તરફથી પ્રસિદ્ધ થયો છે થોડા સમય પૂર્વે મ્હારા પરમ પૂજ્ય વડીલભાઇશ્રી જીવણલાલની શુભપ્રેરણાથી બાકીના ત્રણે વેદોનું ગુજરાતીમા ભાષાતર મેં તૈયાર કરેલુ ત્યારબાદ શ્રીયુત ગોવિંદજીભાઈના મહાન્ શુભપ્રયાસથી તે વેદો મધ્યે શ્રી શુક્લયજુર્વેદસહિતા તથા શ્રી સામવેદસહિતા હાલમા છપાય છે તથા તેમનાજ પ્રયાસથી શ્રી પોરબદરના નામદાર શ્રીમહારાણા સાહેબે શ્રી અથર્વવેદ સંહિતા છપાવવા યોગ્ય સહાય્ય બક્ષેલી છે આ માટે તેઓશ્રીનો જેટલો ઉપકાર માનુ તેટલો ઓછો છે

છેવટમા, આવા બ્રહ્મવિદ્યાવિષયક અપૂર્વ ગ્રન્થ સાથે સ્વ કુમારશ્રીનું નામ જોડાઈ તેઓશ્રીનો આત્મા પરમશાતિને પામો એવી પરમાત્મા પાસે પ્રાર્થના કરૂ છુ આ અનુવાદમા યત્કિંચિત્ દોષ હોય તેની ઉપેક્ષા કરી કોઇ મુમુક્ષુ આ ગ્રન્થનું મનન કરશે તો હું મ્હારા પરિશ્રમને સફળ સમજીશ એમ કહી વિરમુ છુ

સ ૧૯૮૯ના ચૈત્ર વદી ૭ સોમ, તા ૨-૪-૩૩

મુ નડીઆદ

મોતીલાલ રવિશકર ઘોડા

## ઢાલ કલ્યાણ

ઉંકારથી પહેલો જેહ, મન વાણી પર કહીએ તેહ,
મન વાણીનો યે આધાર, તેહને શરણુ હું છઉં નિરધાર. ૧

નટ જયમ ધરે નાનાં રૂપ, સંકલ્પેં થ્યો વિવધ સ્વરૂપ,
વસ્તુપણે નહિ દશ્યાકાર, તેહને............નિરધાર. ૨

મોહાદિકથી યે છે રહિત, સાક્ષિ સદા પોતે અદ્વૈત,
યેવડી એ હું કરૂં ઉચ્ચાર, તેહેને શરણુ......નિરધાર. ૩

ભજતાં આવે અદ્વિતજ્ઞાન, જેણ્યેં જાએ મૂલ અજ્ઞાન,
જાગ્રદાદિનો યે જોનાર, તેહને............નિરધાર. ૪

ગર્ભવાસના દુઃખને હરે, જન્મ મરણુ પાંમે નહિ ફરે,
તારે તેણ્યે કેહેવાએ તાર, તેહેને............નિરધાર. ૫

વરણી માહે વરેણ્ય સદાએ, યેવડીએ સૂર્યાદિ સોહાએ,
નિરવયની પોતે અવિકાર, તેહેને............નિરધાર. ૬

તેહેની આદિ નહિ અંત, નિરાકારને રૂપ અનંત,
શ્રુતિ સ્મૃતિ ગાએ વારવાર, તેહેને............નિરધાર. ૭

વાસુદેવ સઘલામાં વસે, પણુ જાણે યે કો અભ્યસે,
નિષેધ નીવિધ નિરવ્યાપાર, તેહેને............નિરધાર. ૮

સુગમ થાએ ગુરૂગમથી સહિ, તેવણુ કોહોને પમાએ નહિ,
સમજો કરીને વેદાંત વિચાર, તેહેને............નિરધાર. ૯

દેવ સરવનો છે એ દેવ, યે વદીએ ભાસે અહમેવ,
અહંનો સાક્ષિ, રહિત અહંકાર, તેહેને....... ....નિરધાર. ૧૦

વાયવાદિકને અંતર રહે, વાયવાદિક એહેને કો ન લહે,
સરવશરીરિ સર્વાકાર, તેહેને............નિરધાર ૧૧

ગમયમ હું થઇ જોવા જાએ, પાર ન પાંમે ને ઘણું મુંઝાએ,
હું ટલતે હું તે તે વાર, તેહેને............નિરધાર. ૧૨

હુંજ પ્રકાશિ અનુભવાનંદ, લક્ષણા લક્ષે નથી કાંઇ દ્વંદ,
પડછંદો શું કરે ઉચ્ચાર. દ્વાદશ અક્ષર એ નિરધાર. ૧૩

દ્વાદશ આત્મા બાહેર માહે, સાક્ષિ અનુભવાનંદ સદાએ,
અક્ષર અક્ષર ને આકાર, તેહેને શરણુ હું છઉં નિરધાર. ૧૪

( શ્રી જૂનાગઢનિવાસી શાક્તકવિ ભક્તવીર શ્રી નાથભવાન ઉર્ફે સ્વામી શ્રી અનુભવાનંદ સરસ્વતી કૃત–શ્રી વિષ્ણુપદ ).

# प्रस्तावना ।

ॐ तत्सत् ।

वक्तारमासाद्य यमेव नित्या सरस्वती स्वार्थसमन्विताऽऽसीत् ।
निरस्तदुस्तर्ककलङ्कपङ्का नमामि तं शङ्करमर्चिताङ्घ्रिम् ॥ १ ॥
गुरुचरणसरोजसन्निधानादपि वयमस्य गुणैः क्लेशभाजः ।
अपि महति जलार्णवे निमग्ना सलिलमुपाददते मितं हि मीनाः ॥ २ ॥
वेदान्तवाक्यपुष्पेभ्यो ज्ञानामृतमधूत्तमम् ।
उज्जहारालिवद्यो नः तस्मै श्रीगुरवे नमः ॥ ३ ॥

આ ગ્રંથનું ' અનુભૂતિપ્રકાશ " એ નામ અન્વર્થ છે કારણકે ગ્રંથકર્તા મહામુનિ વિદ્યારણ્યસ્વામિએ ઉપનીષદના આધારે તત્ત્વજ્ઞાનાનુભવ વ્યક્ત કર્યો છે મોક્ષેચ્છાવાન અધિકારીઓને મોક્ષપ્રદ કેવળ ઔપનીષદીય તત્ત્વજ્ઞાન જ છે नान्यः पन्था विद्यतेऽयनाय—તે વિના અન્ય મોક્ષનો માર્ગ નથી ઉપનીષદ્ એ શબ્દના અર્થથી પણ તેમજ સિદ્ધ થાય છે पदे सत्तीपूर्वस्य क्विपीचोपनीषद्भवेत् । मन्दीकरणभावाच्च गभर्दि घातनात्तथा ॥ ' ઉપનીષદ્ ' એ શબ્દમા ષદ્ધ્ર ધાતુ ઉપ અને ની ઉપસર્ગ અને ક્વિપ પ્રત્યય લાગવાથી ઉપનીષદ્ શબ્દ થયો છે તેમા ષદ્લૃ ધાતુ—ગતિ, વિશરણ, અને અવસાદન, એ ત્રણ અર્થમા વપરાય છે (૧) સમીપમા નિરંતર ગતિને પ્રાપ્ત કરાવે છે માટે ' ઉપનીષદ્ '–(૨) જન્મમરણરૂપ સંસાર બંધને મંદ કરે છે માટે ' ઉપનીષદ્ '–(૩) ગર્ભજન્મમરણરૂપ સંસારદુઃખનાનું છેદન કરે છે માટે ' ઉપનીષદ્ ' કહેવાય છે પુન ઉપનીષદ્ ચારે વેદનો અંતિમ ભાગ છે માટે તેને ' વેદાન્ત ' કહે છે ऋचां मूर्धानं यजुषामुत्तमाङ्गम् । साम्नां शिरोऽथर्वणां मुण्डमुण्डम् ॥ ' ઉપનીષદ્ ને ચારે વેદનું મસ્તક કહો ઉત્તમાંગ કહો શિર કહો અથવા તો કેવળ પ્રાધાન્યભાવથી મુંડ કહો, તોપણ તે વેદના અંતિમ ભાગરૂપ ઉપનીષદ્ છે વળી જેમ લોકમા મનુષ્યોનું પ્રધાન મસ્તકાવલમ્બી છે, તેમ પરમાત્મસ્વરૂપનું જ્ઞાન કેવળ ઉપનીષદનુંજ છે તે નિર્વિવાદસિદ્ધ સિદ્ધાંત છે ઉપનીષદ્'ના પ્રતિપાદ્યવિષય અદ્વૈત બ્રહ્માત્મા છે તેથી ઉપનીષદ્'ના સિદ્ધાંતને ' કેવલાદ્વૈત ' કહેવામા આવે છે वेदान्तानामैदम्पर्यं निरूपयितुमेव शास्त्रं प्रवृत्तं न तर्कशास्त्रवत् केवलाभिर्युक्तिभिः कंचित् सिद्धान्तं साधयितुं दूषयितुं वा प्रवृत्तम् ॥ વેદાન્તશાસ્ત્ર ઉપનીષદ્ના અવધિરૂપ અર્થાત્ શબ્દાવ–અગોચર–પરબ્રહ્મનું નિરૂપણ કરવા પ્રવૃત્ત છે કિન્તુ તર્કશાસ્ત્રની જેમ કેવળ કાલ્પનિક યુક્તિઓવડે સ્વસિદ્ધાંતનું સમર્થન કરવા અને પરસિદ્ધાંતમા દોષારોપ કરવા માટે પ્રવૃત્ત નથી અર્થાત્ મુમુક્ષુઓના હૃદયને દૃષ્ટાંતયુક્તિઓ દ્વારા आवृत्तिरसकृदुपदेशात्—એ ભગવાનવ્યાસોક્ત નિયમાનુસાર પુન પુન ઉપદેશના આવર્તન દ્વારા તત્ત્વબોધ આરૂઢ કરાવી મોક્ષસ્વરૂપ કરવા એજ ઉદ્દેશ છે જેમ રડતા બાળકની માતાનું બાળકને રડતું બંધ કરી આનંદમય કરવાનું જ લક્ષ હોય છે તેમ એજ આશયથી ભગવાન શંકરાચાર્ય કહે છે – स्तनबालरोदमानं चिरतरमम्ब । शान्तिमानेतुमत्र द्राक्षगुडानुमानं सदलमपरा योजयत्यर्थिकाय । तद्वत्तोऽतिमूढं बहुजननभयानीत उत्कारयोगाद्बोधायादेशितं च

द्यामुपनिषद्बोधयामास सम्यक् ॥ જેમ ઘણા સમયથી રડતાં પોતાનાં બાલકને રડતું બંધ કરી શાંત કરવા માટે તેની માતા, તે બાલકની પાસે દ્રાક્ષ, ખજૂર, કેરી, અથવા સારાં પાકેલાં કેળાં મુકે છે તેમ ઘણા જન્મોથી ઉત્પન્ન થએલા અજ્ઞાનમય સંસ્કારવશથી અતિમૂઢતાને આધીન થએલાં ચિત્તને, 'ઉપનીષત્' અધિકારાનુસાર બ્રહ્મબોધની અનેક યુક્તિઓદ્વારા ઉપદેશ કરે છે. અને તે ઉપદેશથી, ચિત્ત મૂઢતાનો ત્યાગ કરી પરમશાંતિનો અનુભવ કરે છે. માટે પરમશાંતિસ્વરૂપ મોક્ષને પ્રાપ્ત કરવાની જીજ્ઞાસાવાળા અધિકારીએ સર્વથા ઔપનીષદીય તત્ત્વજ્ઞાન આદરણીય છે. પરંતુ ઉપનિષત્માં રહેલી અર્થગાંભીર્યતા અનાયાસે જ્ઞાત થાય નહિ. અને અર્થગાંભીર્યતા સમજ્યા વિના તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થાય નહીં. માટે મહામુનિ વિદ્યારણ્ય સ્વામીએ ઔપનીષદીય તત્ત્વજ્ઞાનનું અતિસરલતાથી આ ગ્રંથમાં સ્ફોટન કર્યું છે. તેમાં નિમ્નલિખિત ઉપનીષદોના રહસ્યમય ઉત્તમોત્તમ વિષયોનો સંગ્રહ કરેલો છે.

આ ગ્રન્થના વીસ અધ્યાય છે તેમાં પ્રથમાધ્યાયમાં—ऐतरेयोपनिषद् ની વ્યાખ્યા છે. તેમાં પણ દ્વિતીય આરણ્યકાન્તર્ગત બ્રહ્મવિદ્યાનો વિષય જે, आत्मावाइदमेकएवाग्रआसीत् ઇત્યાદિ શ્રુતિઓથી ઐતરેય ઋષિએ પોતાના શિષ્યો પ્રતિ કથન કરેલ છે. તે વિષયનું પ્રતિપાદન કરતાં ब्रह्मविद्या सुविस्पष्टं बालबोधाय तन्यते ॥ એમ પ્રતિજ્ઞા કરી બ્રહ્મવિદ્યાનો પ્રબંધ રચેલો છે.

દ્વિતીયાધ્યાયમાં—तैत्तिरीयोपनिषद् માંથી સાધકોપયોગી મુખ્ય મુખ્ય બોધક વિષયોનું ઉદ્ધરણ કરી નવનીતપિંડાત્મક કેવળ અનુભવ ભાગ્ત કરવા માટે तैत्तिरीयोपनिषदन्तर्गत બ્રહ્મવલ્લીનું વ્યાખ્યાન કરી, વેદાન્તવિજ્ઞાનનું સમર્થન કર્યું છે. તેમાં तमेतमात्मानं ब्राह्मणा- विविदिषन्ति यज्ञेन दानेन तपसा नाशकेन-ઇત્યાદિ શ્રુતિઓના વ્યાખ્યાનથી એમ સિદ્ધ થાય છે કે, કર્મકાંડાનુષ્ઠાન અનન્તર અંતઃકરણની વિશુદ્ધિ થયા પશ્ચાત્ ઉપનીષદારંભ કર્તવ્ય છે, કારણકે ચિત્તનિર્મલતાના અભાવે તત્ત્વજ્ઞાન યથાસ્થિત સુદૃઢ થતું નથી એ પ્રકારે કથન કરીને, તાતસ્થબ્રહ્મનાં સ્વરૂપલક્ષણનું પ્રતિપાદન કરીને, આંતરદૃષ્ટિથી બ્રહ્મ જ્ઞાતવ્ય છે અને બ્રહ્મજ્ઞાનના પ્રભાવે જ, જીવભાવનો વિનાશ થઇ, અહંબ્રહ્મભાવ કરી અધિકારી મોક્ષસ્વરૂપ થાય છે. એ પ્રકારે વિષય પ્રતિપાદિત છે.

તૃતીય, ચતુર્થ અને પંચમાધ્યાયથી छान्दोग्योपनिषत्–ના કેટલાક વિષયનું કથન કર્યું છે. તૃતીયાધ્યાયમાં छा अ. ६—ના વિષયનું કથન કર્યું છે. वेदान्वीक्ष्य सर्वेण श्वेतकेतुः पराङ्मुखः । आसीत् प्रत्यङ्मुखीकर्तुं गुरुराहातिविस्मयम् ॥ શ્વેતકેતુ વેદશાસ્ત્રાદિનું અધ્યયન કરી, પાંડિત્યતાના ગર્વને લઇ, પરમાત્મતત્ત્વથી પરાઙ્મુખ અર્થાત્ અનાત્મનિષ્ઠ થયો ત્યારે તેને પ્રત્યઙ્મુખ અર્થાત્ આત્મનિષ્ઠ કરવા માટે, ગુરુએ-येनाश्रुतं श्रुतं भवत्यमतमतमविज्ञातं विज्ञातं भवति એ વાક્યથી શ્વેતકેતુનાં હૃદયમાં વિસ્મયતા ઉત્પન્ન કરાવતાં, तत्त्वमसि મહાવાક્યદ્વારા બ્રહ્મજ્ઞાનોપદેશ ભિન્ન ભિન્ન યુક્તિઓથી નવવાર કરેલો છે.

ચતુર્થાધ્યાયમાં-छां. अ. ७. નારદમુનિ વેદશાસ્ત્રપુરાણાદિના જ્ઞાતા છે તથાપિ આત્મ- જ્ઞાનાભાવે શોકમગ્ન રહેવાથી ભગવાન સનત્કુમારને શરણે જઇ तं मा भगवाञ्छोकस्य पारं तारयतु–એ વાક્યથી પ્રાર્થના કરી કહ્યું જે, श्रुतं ह्येव मे भगवद्दृशेभ्यस्तरति शोकमात्मवित्—એ વાક્યથી આત્મજ્ઞાનોપદેશ માટે પ્રાર્થના કરી, ત્યારે ભગવાન સનત્કુમારે નારદમુનિને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરેલો છે.

પંચમાધ્યાયમાં—छां. अ. ८ પ્રજાપતિબ્રહ્મદેવ પાસે ઇંદ્ર અને વિરોચન બ્રહ્મવિદ્યાનો

ઉપદેશ લેવા ગયા છે. ત્યારે બ્રહ્મદેવે ઉપદેશ કરેલો છે—તેમા ઇંદ્ર અધિકારસંપન્ન હોવાથી યથાસ્થિત જ્ઞાન પ્રાપ્ત કરી કૃતકૃત્ય થયા અને વિરોચન તામસપ્રકૃતિવાન હોવાથી તત્ત્વજ્ઞાનથી વંચિત રહી પ્રસ્તુત દેહાત્મબુદ્ધિ વિશેષત આરૂઢ કરતો થયો.

ષષ્ઠમાધ્યાયમા—मुण्डकोपनिषत्ના વિષયનું વિસ્પષ્ટીકરણ કરેલુ છે તેમા અંગિરા મુનિ પાસે શૌનકઋષિએ પ્રશ્ન કર્યો જે, कस्मिन्नु भगवो विज्ञाते सर्वमिदं विज्ञातं भवति—ત્યારે અંગિરામુનિએ પ્રત્યુત્તર આપ્યો જે द्वे विद्ये वेदितव्ये परा चैवापरा च—પુનઃ પરાવિદ્યા, અને અપરાવિદ્યાનું સ્વરૂપ કથન કર્યું જે, षडङ्गसहिता वेदा विज्ञायन्ते यया धिया । सा धोरररा विद्या स्यादब्रह्मधीस्तु परा मता ॥ છ અંગ સહિત વેદ જે બુદ્ધિથી જણાય તે બુદ્ધિ અપરાવિદ્યા છે અને બ્રહ્મબુદ્ધિ પરાવિદ્યા છે પુન તે બ્રહ્મબુદ્ધિરૂપ પરાવિદ્યા પ્રાપ્ત કરવાના સાધનનુ કથન કર્યું. उपनीतेन विज्ञेया वेदा सर्वे न तावता । ब्रह्मधी किंतु वैराग्ये स्यादाचार्योपदेशत ॥ ઉપનયન પુરઃસર ચતુર્વેદાધ્યયનમાત્રથી બ્રહ્મબુદ્ધિ ( પરાવિદ્યા ) પ્રાપ્ત થતી નથી પરતુ વૈરાગ્ય—પુરઃસર આચાર્યના ઉપદેશથી જ બ્રહ્મબુદ્ધિ ( પરાવિદ્યા ) પ્રાપ્ત થાય છે. એ પ્રકારે કથન કરી પરાવિદ્યા ( બ્રહ્મવિદ્યા )નો ઉપદેશ કર્યો છે

સપ્તમાધ્યાયમા—प्रश्नोपनिषत्—નું કથન કરેલુ છે તેમા પિપ્પલાદ મુનિએ, કાત્યાયન, ભાર્ગવ, કૌશલ્ય, ગાર્ગ્ય, સત્યકામ, અને ભારદ્વાજ એ मुनयो वेदतात्पर्यात् सगुणब्रह्मचिंतका । परब्रह्मापेक्षमाणा समित्हस्ता गुरुं ययु ॥ છ મુનિઓ વેદના તાત્પર્યથી સગુણબ્રહ્મના ચિંતક હતા, અને પરબ્રહ્મ ( નિર્ગુણબ્રહ્મ )ને જાણવાની ઇચ્છાથી સમિત્પાણી થઇ શ્રીગુરુને શરણે પ્રાપ્ત થયા અને गुरूपसत्तिसम्पूर्त्यै वर्षं गुरोरन्तिके वसन् । सम्यक् फलति विद्यैषा वार्षिक्या गुरुसेवया ॥ ગુરૂપસદનની સંપૂર્તિ માટે એકવર્ષ પર્યંત ગુરુની પાસે રહ્યા કારણકે એકવર્ષપર્યંત શ્રી ગુરુસેવા કર્યાથી જ આ બ્રહ્મવિદ્યા સમ્યક્ પ્રાપ્ત થાય છે માટે ગુરુસેવા એજ બ્રહ્મવિદ્યા પ્રાપ્તિનુ મુખ્ય સાધન છે ત્યારપછી તે છએ મુનિઓના પ્રશ્નોનો ઉત્તર પિપ્પલાદ મુનિએ આપ્યો તેથી તેઓ નિર્ગુણબ્રહ્મતાનારૂઢ થયા ત્યારે શ્રીગુરુ પિપ્પલાદમુનિ પ્રતિ તે મુનિઓએ કહ્યું જે—ससारभयतोस्माकं पालनात्त्वं हि न पिता । હે ભગવન્ ! સંસારભયથી અમારૂ પાલન (રક્ષણ) તમોએ કર્યું છે—માટે તમોજ અમારા પિતા છો આપે કરેલા ઉપકારના પ્રત્યુપકાર સંબધી વિચાર કરતા अविद्याया परंपारं यस्तारयति तस्य ते । शुश्रूषामुचिता कर्तुं न शक्ताः प्रणति विना ॥ અવિદ્યાના પરપારને પહોચાડનાર તમારી યોગ્યસેવા કરવામા ફક્ત પ્રણતિ ( સાષ્ટાંગ પ્રણામ ) વિના અન્ય કંઇ કરવા અમો સમર્થ નથી. એ પ્રકારે વિષયકથન કરેલ છે.

અષ્ટમાધ્યાયમાં, અને નવમાધ્યાયમા कौषीतक्युपनिषत्ના પ્રસંગનુ કથન કરેલ છે. તેમા તે ઉપનિષત્ના ત્રીજા અધ્યાયમાં સ્વર્ગાધિપતિ ઇંદ્રની પાસે કાશીનરેશ પ્રતર્દન કોઇ સમયે ગયો, અને મહાનુભાવ ઇંદ્રની પ્રસન્નતા થતા પ્રતર્દનને વરદાન માગવાનું કહ્યુ ત્યારે, मनुष्येभ्यो हिततम वर वव्रे प्रतर्दन । हित हिततर चेन्द्रो मेने हिततमं धिया ॥ મનુષ્યો અર્થ હિતતમ વર પ્રતર્દને માગ્યો, ત્યારે ઇન્દ્ર, હિત, હિતતર, અને હિતતમ, એવા સ્વબુદ્ધિથી ત્રિવિધભેદ જાણી વિચાર કરીને કહે છે જે, મ ર્ત્યલોકના સુખથી સ્વર્ગસુખ હિતરૂપ છે અને ઐહિક—આમુષ્મિક વૈષયિક સુખમાં દોષદૃષ્ટિપૂર્વક વૈરાગ્ય થવો તે હિતતર છે. કારણકે વૈરાગ્ય તત્ત્વજ્ઞાનનું અસાધારણ કારણ છે. અને નિત્યાન-દાનુભવસ્વરૂપ સ્વાત્મબોધ હિતતમ સ્વરૂપ છે. માટે અલૌકિક આત્મા જ્ઞેય છે. અને તેથી દુઃખસબંધરહિત તત્ત્વબુદ્ધિનો પ્રાદુર્ભાવ થઇ,

જન્મમરણસંસારબંધથી અધિકારીઓ નિર્મુક્ત થઇ બ્રહ્મભૂત થાય છે. એમ વિચાર કરી પ્રતર્દનને હિતતમસ્વરૂપ આત્મજ્ઞાનોપદેશ કરેલો છે.

પુનઃ એજ કૌષીતક્યુપનિષતના ચતુર્થાધ્યાયનો પ્રસંગ અત્રે નવમાધ્યાયમાં સંગૃહીત કરેલો છે. જેમાં બાલાકિ નામનો બ્રાહ્મણ વિદ્યાના ગર્વથી દૃપ્ત થઇ અપરબ્રહ્મવિત્ છે તથાપિ સ્વમનથી પોતાને પરબ્રહ્મવિત્ માની કાશીનરેશ અજાતશત્રુ—यथानामातथागुणाः अजातशत्रुर्ब्रह्मात्मवेदनाच्छौर्यतोऽपि च । अन्तर्बहिश्च निःशत्रुः काश्यांराजा बभूव सः ॥ બ્રહ્માત્મ ઐક્યજ્ઞાનથી જેણે આન્તરશત્રુનો વિનાશ કર્યો છે તેમજ શૌર્યતાથી જેણે બહિર્શત્રુનો વિનાશ કર્યો છે માટે અજાતશત્રુ એ નામ અન્વર્થ છે. તે રાજાને બ્રહ્મબોધ આપવાના ઉદ્દેશથી તે બાલાકિ કાશીમાં ગયો અને કાશીનરેશ જે પરબ્રહ્મવિત્ છે તેને તે બ્રહ્મોપદેશ કરતો થયો પરંતુ તેતો અપરબ્રહ્મનો ઉપદેશ હોવાથી અજાતશત્રુએ તે ઉપદેશ સન્માનિત કર્યો નહિં. ત્યારે અંતમાં બાલાકિ સમજ્યો જે હું અપરબ્રહ્મની વાર્તા કરૂં છું અને આ રાજાતો પરબ્રહ્મવિત્ છે. ત્યારે બાલાકિને પરબ્રહ્મ જાણવાની જીજ્ઞાસા ઉદ્ભવતાં बालाकिः परविद्यार्थं राजानमुपसन्नवान् ॥ ત્યારે રાજા વર્ણાશ્રમની ધર્મમર્યાદાનો પાલક હોવાથી राजा नाङ्गीचकारैतत् स्वजातेरधमत्वतः । गुरुत्वं नास्ति मे तुभ्यं ब्रह्मविज्ञापयाम्यहम् ॥ પોતાની બ્રાહ્મણ કરતાં અધમ ક્ષત્રિયજાતિ હોવાથી શિષ્ય તરિકે સ્વિકાર ન કરતાં કહ્યું જે, હું ક્ષત્રિય હોવાથી તમો બ્રાહ્મણનું ગુરૂત્વ મારા માટે ઉચિત નથી. પરતુ હું તમોને બ્રહ્મોપદેશ આપું છું એમ કહી અંતઃપુરમાં લઇ જઇ પાચભૌતિકતત્ત્વોનું પૃથક્કરણ કરાવી બ્રહ્મોપદેશ કરેલો છે.

દશમાધ્યાયમાં મૈત્રાયણીયોપનિષત્ના વિષયનું કથન કર્યું છે તેમાં બ્રહદ્રથ નામનો રાજા પોતાનું રાજ્ય છોડી, બ્રહ્મવિદ્યાર્થે વનમા મહાન તપશ્ચરણ કરી, શાકાયન્ય મુનિ પાસે ગયો. તે રાજાની બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરવાની અતિતીવ્ર જીજ્ઞાસા હતી. તે આ વાક્યથી સ્પષ્ટ થાય છે. अशाश्वतं शरीरं मे कदा यास्यत्ततः पुरा । ज्ञास्याम्यात्मानमात्मज्ञो मुनिर्मां बोधयिष्यति ॥ મારૂં શરીર અશાશ્વત છે. ક્યારે તેનો વિનાશ થશે તે નિર્ણય નથી માટે શરીર મૃત્યુને પ્રાપ્ત થતાં પહેલાં હું આત્માને જાણીશ અને આત્મજ્ઞ શાકાયન્ય મુનિ મને બોધ કરશે. इत्यभिप्रेत्य साष्टांगं प्रणिपत्य भुविस्थितः । वृणीष्व वरमित्युक्तो वृतवानात्मवेदनम् ॥ એવા અભિપ્રાયથી સાષ્ટાંગપ્રણિપાત કરીને પૃથ્વી ઉપર શ્રીગુરૂસન્મુખ ઉભો રહ્યો ત્યારે ગુરૂએ વર માગવાનું કહેતાં તે રાજા આત્મજ્ઞાન માગતો થયો. ત્યારે ગુરૂ વિચાર કરીને તેના વૈરાગ્યની પરીક્ષા કરવા માટે કહેતા થયા જે, राज्ञां भोगप्रधानानामात्मज्ञानं सुदुर्लभम् । वृणीष्वकामानित्युक्तः स मुनेः पादमग्रहीत ॥ રાજાઓને આત્મજ્ઞાન થવું અતિ અશક્ય છે. કારણ કે, રાજાઓ રજોગુણાત્મક હોવાથી ભોગપ્રધાન હોય છે. અને આત્મજ્ઞાન તો શુદ્ધસત્ત્વસંયુક્ત જેનું અંતઃકરણ પરવૈરાગ્યપ્રધાન હોય તેને જ પ્રાપ્ત થાય છે. માટે આત્મજ્ઞાન વિના અન્ય તારી કામનાનુસાર, યાચના કર; ત્યારે રાજા પોતાના વૈરાગ્યનું પ્રદર્શન કરાવતો શાકાયન્ય મુનિનાં ચરણ ગ્રહણ કરી આત્મજ્ઞાનોપદેશ માટે પ્રાર્થના કરતો થયો. ત્યારે राज्ञोस्य तीव्रवैराग्यं दृष्ट्वा मुख्याधिकारिताम् । तमाह कृतकृत्यस्त्वमात्मज्ञोऽसि न संशयः ॥ રાજાનો તીવ્રવૈરાગ્ય અને મુખ્યાધિકારિતા જોઇને મહામુનિએ કહ્યું કે, હે રાજન્! તું કૃતકૃત્ય છે. અને તું આત્મજ્ઞ છે. તેમાં કશો સંશય નથી. કારણ કે, विषयासक्तिरेवास्य ज्ञानस्य प्रतिबन्धिका । एषा तु नास्ति ते ज्ञानं हस्तप्राप्तमिवस्थितम् ॥ આત્મજ્ઞાનમાં પ્રતિબન્ધક મુખ્ય વિષયાસક્તિજ છે. તે તને નથી

માટે આત્મસ્વરૂપ હૃદયમાં સ્થિત છે. વિશેષ જ્ઞાતવ્ય નથી. તથાપિ યુક્તિઓ દ્વારા પુનઃ પુનઃ દઢીકરણ કરવા માટે ઉપદેશ કરેલો છે.

એકાદશાધ્યાયમાં કઠોપનિષદ્ ના પ્રસંગને સમૃહીત કર્યો છે જેમા નચિકેતા કુમારઃ सन् स्वपित्रा प्रेषितोयमम् । गत्वा त तोषयित्वात्मज्ञान वरमयाचत ॥ નચિકેતા કુમાર–અવસ્થાવાન છે. તથાપિ પોતાના પિતાએ યમપ્રતિ મોકલ્યો, ત્યારે યમરાજ પાસે જઈ યમરાજને પ્રસન્ન કરી આત્મજ્ઞાન વરદાનમા માગતો થયો ત્યારે નચિકેતાએ પ્રશ્ન કર્યો જે, प्रेते मनुष्ये सदेहो भूयान्मतविभेदत । पारलौकिक आत्मास्ति नास्ति वा निर्णय वद ॥ મત–મતાન્તરના ભેદથી, મનુષ્યના મૃત્યુ પછી ( પારલૌકિક ) આત્મા છે કે નથી, એવા અનેકશ સંશયો થાય છે, માટે કૃપા કરી તેનો નિર્ણય કહો. કેમકે चार्वाकादेहमेवाहु कर्मिण स्वर्गगामिनम् । मुमुक्षवो मुच्यमानमित्युक्तो गुरराह तम् ॥ ચાર્વાકમતવાળા દેહને જ આત્મા કહે છે એટલે દેહ ભસ્મિભૂત થયા પછી આત્મા એવુ કોય તત્ત્વ નથી. કર્મિષ્ઠલોકો આત્માને સ્વર્ગગામી કહે છે. મુમુક્ષુઓ મુક્ત કહે છે એવા મતભેદથી સંશયોત્પત્તિ થાય છે ત્યારે યમરાજ નચિકેતાને અધિકારની યોગ્યતા જાણીને, આત્મોપદેશ કર્તવ્ય છે માટે કરે છે दुर्विज्ञेयमणुत्वात्तद्देवैश्च विचिकित्सितम् । त्वमर्थेतरपुत्रवित्तादीनृणीष्वेत्युक्त आह तम् ॥ આત્મા સૂક્ષ્મ હોવાથી દુર્વિજ્ઞેય છે માટે જ દેવતાઓ પણ તે વિષયમા સંશયવાન છે તેથી આત્મજ્ઞાન સમંધી આગ્રહ છોડી પુત્રવિત્તાદિ તારી ઇચ્છાનુસાર તું માગી લે ત્યારે નચિકેતાએ કહ્યુ જે પુત્રાદિ નશ્વર છે. તથા ક્લેશના કારણભૂત છે માટે જ હું તો આત્મતત્ત્વને જાણવા ઇચ્છુ છુ અને તમારા જેવો ઉપદેષ્ટા ત્રિલોકીમા અન્ય કોય નથી. માટે કૃપા કરી મારી જીજ્ઞાસા પૂર્ણ કરો ત્યારે, યમરાજને નચિકેતાના અધિકારની પરીક્ષા થયાથી, અતિઆનંદયુક્ત અંતઃકરણથી આત્મતત્ત્વોપદેશ કરવા વૃત્તિ ઉદ્ભવતા, કહે છે. આ જગતમા વિવેકી અને અવિવેકી બે પ્રકારના પુરૂષો છે. તે બન્ને 'પ્રિય' અને હિત' એ બે તત્ત્વને ઇચ્છનારા છે તેમા વિવેકી હિતસ્વરૂપ આત્મતત્ત્વને પ્રાપ્ત કરવાની જીજ્ઞાસાવાન છે, ત્યારે અવિવેકી 'પ્રિય' પુત્રાદિને પ્રાપ્ત કરવાની કામનાવાન છે, અને પૂર્ણવિવેકારૂઢ પુરૂષને તો પ્રિય અને હિત બન્ને આત્મસ્વરૂપ હોવાથી કેવળ આત્મતત્ત્વના આનંદમા રમણ કરી પરમપદસ્થ થાય છે. તેમજ પુનઃ લોકપ્રસિદ્ધ બે પ્રકારના અધિકારી છે. 'મૂઢ' અને 'અતિમૂઢ' મૂઢ કંઇક વિવેકવાન હોવાથી એહિકભોગને નહિં ઇચ્છતા સ્વર્ગની ઇચ્છા કરે છે અને અતિમૂઢ કેવળ દ્રવ્યતૃષ્ણાને મદ્ય પલ્લભક્ષ્યાદિ, અગમ્યાગમનાદિ અનેકપાપાચરણમા પ્રવૃત્તિ કરે છે. અને પરલોક છે એવો તેને પ્રતિભાસ પણ થતો નથી. તેવા ચાર્વાકમતના લોકોને આત્મવિષયક શ્રવણ પણ અતિ દુર્લભ છે. તેમજ કેટલાક મોક્ષેચ્છાવાન અધિકારીઓ આત્મવિષયક વેદાન્તશાસ્ત્રનું શ્રવણ કરે, તોપણ આત્માને જાણી શકતા નથી કારણ કે હવિના ભોક્તા દેવતાઓને મનુષ્યોમા તત્ત્વજ્ઞાન થાય તે અપ્રિય છે. માટે દેવતાઓ અનેકશઃ વિઘ્નો અધિકારીઓને આત્મજ્ઞાનમા પ્રતિબંધક રૂપે આપે છે. જેમકે–आचार्यशिष्ययोर्दोषान् देवाउत्पादयन्ति हि । वाग्दोषाद् बुद्धिदोषाद्वा वस्तु शक्नोति नो गुरु ॥ દેવતાઓ, આચાર્ય અને શિષ્ય, ઉભયમા દોષોત્પન્ન કરે છે. તેમા ગુરૂ વાગ્દોષથી, અથવા તો બુદ્ધિદોષથી યથાર્થ ઉપદેશ કરવા સમર્થ થઇ શકે નહિં અર્થાત્ ગુરૂની પરીક્ષા કર્યા વિના શિષ્ય દિક્ષામંત્ર ગ્રહણ કરે. અને ગુરૂ જો ઉપરોક્તદોષદુષ્ટ છે તો તેથી યથાર્થ ઉપદેશ શિષ્યને પ્રાપ્ત થાય નહીં. અને કેવળ ચાર અક્ષરના કાલ્પનિક દિક્ષા-

કર્યું છે. તેમાં ત્રયોદશાધ્યાયમાં બૃહદારણ્યકોપનિષત્‌ના તૃતીયાધ્યાયના ચતુર્થ બ્રાહ્મણનું વ્યાખ્યાન કરી વિરાડાદિની ઉપાસનાના પ્રકારનું કથન કરી તે ઉપાસનાના ફલરૂપે તત્ તત્ રૂપની પ્રાપ્તિ થાય છે. પરંતુ કેવળમુમુક્ષુ તો વિરાડાદિના અનિત્ય, સાતિશયતાદિ દોષનું દર્શન કરી, વૈરાગ્યસંપન્ન થઈ, आत्मैवेदमग्रआसीत पुरुषविध । એ શ્રુત્યુક્ત 'પુરૂષાકાર' આત્મતત્ત્વને જાણવા પ્રવૃત્તિ કરે છે તેથી આત્મસ્વરૂપનું કોશાદિથી પૃથક્કરણ કરી આત્મજ્ઞાનનું સમર્થન કરેલું છે. તે આત્માને वहिर्मुखेन न ज्ञातु प्रत्यक्तत्त्वमति विना ॥ यद्ज्ञात परब्रह्म (तत्त्वं) तद्धवेत्सर्वकारणम् ॥ બહિર્મુખવૃત્તિવાન લોકો આન્તર્મુખવૃત્તિવાન થયા વિના જાણી શકતા નથી એવું જે અતાત 'પરતત્ત્વ' તેજ સર્વનું કારણ છે. તેને જાણીને વિદ્વાન્ પુરૂષોને 'એકાત્મભાવ' આરૂઢ થયેલો હોવાથી સર્વદા તેઓ નિર્ભય છે કારણકે ભય દ્વૈતમાં છે અદ્વૈતમાં નિર્ભયતા છે તે બ્રહ્મવિદ્યા વિના કદાપિ પણ પ્રાપ્ય નથી એ પ્રકારે અનેકશ યુક્તિઓથી કથન કરી, 'આત્મા' એ શબ્દના અર્થથી પણ અદ્વૈત સિદ્ધ થાય છે. માટે વાક્યાર્થ કેવલાદ્વૈતપરાયણ છે. ચતુર્દશાધ્યાયમાં बृहदारण्यकोपनिषत्‌ના ચતુર્થાધ્યાયગત ત્રણ બ્રાહ્મણના વિષયનું કથન કરતાં અજાતશત્રુ અને બાલાકિના આખ્યાનથી બ્રહ્મવિદ્યાનું સ્પષ્ટીકરણ કરેલું છે

પંચદશાધ્યાયમાં बृहदारण्यकोपनिषत्‌ના ચતુર્થાધ્યાય ચતુર્થ બ્રાહ્મણનું વ્યાખ્યાન કરેલું છે તેમાં મહામુનિ યાજ્ઞવલ્કય જીવન્મુક્તિના ફલની ઇચ્છાથી ચિત્તને અતિવિક્ષેપકર ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરવાની ઇચ્છા કરતા થયા અને પોતાના પત્નિ મૈત્રેયીને આત્મજ્ઞાનોપદેશ કરેલો છે તે પ્રસંગનું વર્ણન અત્રે કર્યું છે તેમાં મુખ્યત 'એષણાત્રયત્યાગ' એ સન્યાસનું સ્વરૂપ છે અને એવા પ્રકારનો સન્યાસ કેવળ વિત્તત્યાગથી લક્ષિત થાય છે કારણકે વિત્તૈષણા બીજી એષણાનું મૂળ છે, બલ્કે સંસારનું મૂળ છે કારણકે વિત્તનું કારણ કર્મ છે અને 'કર્મબંધન' એજ સંસાર છે, માટે વિત્તત્યાગ આવશ્યકીય છે યદ્યપિ અધુના સન્યાસીઓ વિત્તૈષણાથી દૂર રહી શકતા નથી એ કલિપ્રભાવ છે સન્યાસ, બે પ્રકારના છે (૧) 'સાધનસન્યાસ,' (૨) 'ફલસન્યાસ' સાધનસન્યાસ જીજ્ઞાસુ માટે છે અને ફલસન્યાસ જ્ઞાનિ માટે છે નિદિધ્યાસ દ્વારા છેલ્લી ત્રણ ભૂમિકામાં વૃત્તિ સ્થિર કરવા માટે સન્યાસ પરમસાધનરૂપ છે તેમજ આત્મપ્રાપ્તિમાં શ્રવણ, મનન, અને નિદિધ્યાસન, એ ત્રણ મુખ્ય સાધન છે એ પ્રકારે ક્રમશ કથન કર્યું છે

ષોડશાધ્યાયમાં बृहदारण्यकोपनिषत ના ચતુર્થાધ્યાયના પંચમ બ્રાહ્મણના વિષયનું કથન કરેલું છે તેમાં દધ્યગાથર્વણરૂપી અને અશ્વિનિકુમારના સંવાદદ્વારા બ્રહ્મવિદ્યાને 'મધુવિદ્યા'નું સ્વરૂપ આપી પરમ મધુસ્વરૂપ આત્મા છે માટે સર્વથા 'આત્મા' જ્ઞાતવ્ય છે એમ કહીને યુક્ત્યંતરથી આત્મજ્ઞાનના વિષયનું કથન કરેલું છે

સપ્તદશાધ્યાયમાં बृहदारण्यकोपनिषत् ના પંચમાધ્યાયાન્તર્ગત યાજ્ઞવલ્કયમુનિ, અને આશ્વલાદિ ઋષિઓના શાસ્ત્રાર્થ કથનદ્વારા અધ્યાત્મ, અધિભૂત અને અધિદૈવ તત્ત્વોનું પૃથક્કરણ કરી આત્મતત્ત્વનું સમ્યક્ જ્ઞાન કથેલું છે

અષ્ટાદશાધ્યાયમાં बृहदारण्यकोपनिषत्‌ના ષષ્ઠાધ્યાયથી જનકરાજાને યાજ્ઞવલ્કયમુનિએ ઉપાસના અને તત્ત્વવિદ્યાનું પૃથક્ પૃથક્ નિરૂપણ કરી, બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરેલો છે તે પ્રસંગનું વિસ્તરશ વર્ણન કરેલું છે

એકોનવિંશાધ્યાયમાં સામવેદગત તલવકારીયશાખાન્તર્ગત કેનોપનિષત્‌માં યક્ષ અને દેવતાઓના સંવાદથી વિસ્પષ્ટ થએલ બ્રહ્મવિદ્યાનું કથન કરેલું છે તેમાં केनेषितं-એ

મન્ત્રથી બ્રહ્મવિદ્યાપ્રાપ્તિનું મુખ્ય સાધન તદ્વિષયકશિષ્યનો પ્રશ્ન છે. તેથી એમ સિદ્ધ થાય છે કે नापृष्टः कस्यचिद्ब्रूयात् न चान्यायेन पृच्छतः । जानन्नपिच मेधावीजडवल्लोकमाचरेत् ॥ આ બ્રહ્મવિદ્યા 'પ્રશ્ન' કર્યાવિના વક્તવ્ય નથી. તેમ અન્યાયથી પૂછનારને પણ વક્તવ્ય નથી. માટે વિદ્વાનો જ્ઞાની પુરૂષો જાણતા હોય તોપણ લોકમાં જડની જેમ આચરણ કરે. માટે કેનેષિતં એ મન્ત્રથી પ્રશ્ન કર્યો છે. અને તે પ્રશ્નના સમાધાનદ્વારા બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરેલો છે.

નિંશાધ્યાયમાં नृसिंहोत्तरतापिनी उपनिषत् ના વિષયનું કથન કરેલું છે. તેમાં પ્રજાપતિ, દેવતાઓને મન્ત્રરાજ પ્રણવ ( ૐ ) માર્ગેથી જ્ઞાન અને ધ્યાનના ક્રમપૂર્વક બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરે છે. તેમાં ૐ એ બ્રહ્મનો વાચક છે. અથવા ૐ એ બ્રહ્મનું પ્રતીક છે. માટે ૐ ના ધ્યાનથી આત્મધ્યાન સિદ્ધ થાય છે. અને ૐ ના જ્ઞાનથી આત્મજ્ઞાનસિદ્ધ થાય છે. એ પ્રકારે અપ્રતિમ યુક્તિઓથી ઉપદેશ કરેલો છે.

યદ્યપિ આ ગ્રંથમાં અનેકશઃ વિષયો છે તેનું પ્રસ્તાવનામાં સર્વાંશે વર્ણન કરવું અસંભવિત છે. તથાપિ ક્રમશઃ દિગ્દર્શન માત્ર કરેલું છે. વેદાન્તના વિષયને આરૂઢજ્ઞાત કરવામાં આ ગ્રંથ અપ્રતિમ છે એ નિર્વિવાદ છે.

કેવળ ઉપનિષત્‌ના વિષયોનું મહામુનિ વિદ્યારણ્યે સરલભાષામાં સંક્ષેપતઃ કથન કરી, વેદાન્તજીજ્ઞાસુ મુમુક્ષુઓ ઉપર મહાન ઉપકાર કરેલો છે. તેમાં શ્રીયુત રા. રા. મોતીલાલ રવિશંકર ઘોડાએ ગુજરાતીમાં અનુવાદ કરી વેદાન્તજીજ્ઞાસુ મુમુક્ષુઓનો અપ્રતિમ ઉપકાર કરેલો છે એમ કહીએ તો તે અતિશયોક્તિ નથી. પરંતુ निराश्रया न शोभन्ते पण्डिता वनिता लता॥ એ ન્યાય છે. તો પરમધર્માવતાર નામદાર લિંબડી નરેશે પોતાની પરમ ઔદાર્યતા બતાવી આ ગ્રંથ પ્રસિદ્ધ કરવામાં જે સહાયતા આપી છે તેથી સમસ્ત ભારતવાસી વેદાંતજીજ્ઞાસુઓ તેઓ નામદારશ્રીના અતિ ઉપકારી છે. પરમ કૃપાળુ પરમાત્મા તેઓ નામદારશ્રીનું નિરંતર કલ્યાણ કર્તા થાઓ એ શુભેચ્છાપૂર્વક હું મારાં સાહ્લાદ અંતઃકરણથી આશીર્વચન સમર્પું છું. અને પુનઃ પુનઃ આવાં કાર્યો તેઓ નામદારશ્રીના વરદહસ્તે અહોનિશ થયા કરે છે અને વિશેષતઃ થાઓ એ પ્રાર્થનાપૂર્વક વિરમું છું.

આ ગ્રંથના ભાષાંતરકર્તા રા. રા. મોતીલાલભાઈએ પોતાનું જીવન વેદાંતમય કરી લોકસેવાર્થે સમર્પિત કરેલું છે. જેના પ્રત્યક્ષ પુરાવારૂપે શ્રી શંકરાનંદીગીતા, શ્રી ઉપદેશસાહસ્રી, શ્રી ભક્તિરસાયણ, વિગેરે કેટલાક ગ્રંથો અસ્તિત્વ ધરાવે છે. અને વિશેષમાં ચારે વેદની સંહિતાનું ભાષાંતર પણ મહાન પરિશ્રમે તૈયાર કરેલું છે. તેઓનું તે કાર્ય અતિ પ્રશંસનીય હોઇ પરમ ધન્યવાદને યોગ્ય છે.

આ ગ્રંથ મુમુક્ષુઓને માટે મનનીય છે. તેમાં સરલતાથી વેદાંતના સિદ્ધાંતોનું સમ્યક્ દર્શન કરાવેલું છે. તો જીજ્ઞાસુઓ તેનો લાભ લઇ ભાષાંતરકર્તાનો પરિશ્રમ અવશ્ય સફલ કરશે એમ હું ઇચ્છું છું. ॥ ૐ तत् सत् ॥

વિશેષ વિજ્ઞાપન—

दोषदुष्टमिदमित्यवज्ञयाहातुमिच्छत न जातु साधवः ।
शैवलं किल विहाय केवलं निर्मलं किमु न पीयते जलम् ।

ली. सौजन्यवशंवद.

वे. आ. गुरुश्री कृष्णलालजी भगवानजी
जामनगर श्रीगुरुस्थान (काठियावाड) ज्ञानपीठ.

ॐ

# केटलायक अभिप्रायो

( १ )

**पोरबंदर**

**९-१०-३१**

निरीक्षि मयाऽधिपोरबन्दरनगरं चातुर्मास्यं विदधानेन विश्वविश्रुत कीर्तिक श्रीविद्यारण्यस्वामिभिः सुप्रसिद्ध कतिपयोपनिषदां तात्पर्यावलम्बनेन प्रणीतस्य श्लोकात्मकस्य **'अनुभूतिप्रकाश'**मिधग्रन्थस्य विद्वज्जनसमादृतस्य श्री मोतीलाल रविशङ्कर घोडा बी. ए. एल.एल. बी. महाशयेन विरचिताऽतिविशदविषयविमर्शभासुरा गुर्जरभाषामयी व्याख्या स्वल्पकलेवरापीयं व्याख्या मूलार्थं साधु योजयन्ती परिमितप्रज्ञैरपि सुबोधा हृदयङ्गमा जिज्ञासुजनताया महान्तमुपकारमाधातुं प्रभवतीतिनांशतोऽप्यतिशयोक्तिः। अन्वयबुबोधयिषया श्लोकेष्वङ्कान्यधायिषत, टिप्पण्यामुपयोगि श्रुति वचोनिचयोऽपिन्यवेशीत्यादयो बहवो भव्यनव्यप्रकारा अत्र वेविद्यन्ते। बहुषु स्थलेषु मया समनोऽवधानं दृष्टा तेनेत्थङ्कारं सम्मन्ये व्याख्येय सर्वाङ्गीणसौष्ठवशालिनी समजनीति। व्याख्याकारमहोदयेनेदृशीमुत्कृष्टां व्याख्या विधाय बहूपाकारि जिज्ञासुवृन्दम्। नैकविधभाषावैदुष्यभूषितस्य व्याख्यातानेकविधोत्तमोत्तमग्रन्थरत्ननिकरस्यास्य व्याख्याकर्तुर्महाशयस्य भाषासारल्ये विषमविषयविशदीकरणे च परिपक्वानुभवः प्रशंसनीयः। आशासे एवमेवान्यान्योपयोगि ग्रन्थानपि व्याख्याय चिरन्तनग्रन्थचिन्तनसत्वे घस्मरेऽस्मिन् विकराले कलिकालेऽप्यप्रचुरप्रचारायावृन्दारकभारत्याः प्रचारे साहायकमाचरिष्यति व्याख्याकारमहोदय इति सम्मनुते **( श्रीअनुभूतिप्रकाश )** ॥

---

पूज्यपाद श्रीमच्छङ्कराचार्यप्रणीताया' उपदेशसाहस्र्या 'गद्यभागस्य श्री मोतीलाल रविशङ्कर घोडा बी. ए. एल. एल. बी महाशयेन विरचिता गुर्जरभाषामयी व्याख्या व्यलोकि सावधानमनसा मया। न केवलमुपदेशसाहस्र्या अयमनुवादोऽस्ति अपि तु अस्या उपरि **सुप्रसिद्धायाः** श्री रामतीर्थरचिताया· पदयोजनिकाख्याया व्याख्याया अपि प्रत्यक्षानुवादो विहितः, विवरणमपि विदुषामपि मनस्तोषकरं वरीवृत्यते, सर्वथा प्रशंसनीयोऽयमनुवादोऽनुवादोपयोगिनिखिलगुणगणमण्डनमण्डितो यत इति सम्मन्यते **( श्रीउपदेशग्रंथावलि )** ॥

---

अस्ति सुविदितमेव गीर्वाणवाणीप्रणयिनामद्वैतसिद्धान्तजीवातुभूताद्वैतसिद्ध्यादिग्रन्थप्रणयनेनाखण्डभूमण्डलमण्डनायमानयशोभि· स्वामिमधुसूदनसरस्वतीमहानुभावैरचितंविद्व-

द्वन्दे बहुमानतामवाप्तं रसायनं वार्धक्यादिरोगजालस्येव प्रसृमरदुर्वारसंसारव्याधेरपसारकं '**भक्तिरसायनं**' नाम ग्रन्थरत्नम् । पूर्वन्तु दुर्लभतममिदं नाममात्रत एव श्रुतिपथमागच्छति स्म, तदनुकतिपयविद्वज्जनैरन्विष्य समेषां सौलभ्याय प्रकाशितम्, तथापि निष्टीकमिदं जिज्ञासूनां स्वान्तसन्तोषायनालमभूत्, अस्योपर्य्ययावत्केनाधिकस्या क्वचिदपि भाषायां व्याख्या न निरमायि, अत्र भक्तिलक्षणस्वरूपादिकमनेकप्रमाणैर्बहु विधोपपत्तिभिश्च सामीचीन्येन न्यरूपीति टीकामन्तरा व्युत्पन्नानामपिदुर्ज्ञेयमासीत् । परन्तु साम्प्रतं परोपचिकीर्षैकव्रतधृतमानसेन महीयसाद्याशयेन श्री मोतीलाल रविशङ्कर घोडा बी. ए. एल. एल. बी महाशयेन जीर्णदुर्ग (जूनागढ) वास्तव्येन सहृदयहृदयहृद्या सरल सरलया सरण्या प्रत्येकमौलाक्षरयोजनपरा सर्वरहस्यकपाटोद्घाटनपटीयसी गुर्जरभाषामयी टीका प्राणायि, टीकयाऽनया सर्वस्या जिज्ञासुजनताया महीयानुपकारः समपादि । व्याख्या हि महाशयेन, भाषासारल्ये भावाविष्करणशैल्यामन्यापेक्षितसर्वविधसौकर्य्यं सम्पादने चायं व्याख्याकारः सफलश्रमोऽजनिष्ट, एतदर्थं लेखकमहोदयः परः शतधन्यवाद पात्रतामर्हतीति विश्वसिति मे चेतः । मन्मतेन टीकेयमत्युत्तमास्तीत्यत्र न संशीतिरीषदपि । तर्ककर्कशविचारसम्वलितप्रमाणससुदयोदयपुरःसरस्वर्गीयसुधाधर्षिभक्तिसुधापिपासुभिः सर्वैर्जिज्ञासुभिरवश्यं सङ्ग्राह्यं कण्ठे श्रवणयोश्च धार्य्यं व्याख्याशाणोल्लीढं ग्रन्थरत्नमिदमितरभक्तिप्रतिपादकग्रन्थात् सर्वातिशयानमिति सम्मन्यते ( **श्री भक्तिरसायनं** ) ॥

स्वामी भागवतानन्दो मन्डलीश्वरः शास्त्री. काव्यसाङ्ख्ययोगन्यायवेदान्तादितीर्थः, वेदान्तवागीशः, हरिद्वार (कनखल) वास्तव्यः ।

( २ )

**( श्री अल्वर–प्रतापगढ निवासी श्री रामस्वामी. )**

Benares Cant.
32 Khajuri
At the Bungalow of B. Kalyandas
18-1-31

स्वस्ति नारायणाभिख्यपरतत्त्वानुसंस्मृतिम् । पुरस्कृत्य परप्रेम्णा प्रस्तुतं विनिवेद्यते ॥

प्रिय महाभागाः ! बहुतिथः किल कालोऽतिगतः समासादितायाः भवत्पत्रिकायाः परं नाद्ययावत् तदुत्तरं प्रतिपत्तुं पारितमिति दूयते चेतः । साम्प्रतन्तु भवद्भिरुपायनीकृतमति मनोरमं "**भक्तिरसायन**" निबन्धं सधन्यवादमुररीकृत्य वर्णदूतमिमं भवदन्तिके प्रेरयितुं कथञ्चिद् विहितावसरोऽस्मि । × × × ×

भवदीयामाध्यात्मिकोन्नतिमनिशमाशंसमानः—

भ. रामस्वामी

( ३ )

From the Kalyan Office
Gorakhpur
30-4-32

*Dear Sir,*

Your kind p. c of the 12th Feb was duly received... .....

Your both books "श्रीमक्तिरसायन" and "उपदेशसाहस्त्री" have been gone through and I conclude to say that these books have been proved a good production: as to the Rigveda Ashtakas, I think those to be of Unique value ....................

The next special issue of the Kalyan is going to be published in name of "**Ishwaranka**".........on this occassion *I request your kind attention to prepare fine article for this* issue ..................

with kind regards,
Yours faithfully
(Sd) Hanumanprasad Poddar.

---

( ૪ )

Ratangar ( Bikaner )
16-10-32.

ૐ

**સન્માન્ય શ્રી મોતીલાલ રવીશંકર ઘોડા, નડીઆદ.**

× × × × હું થોડાક દિવસ થયા જળવાયુપરિવર્તનાર્થ અત્રે આવેલો છું. હજી બે મહીના અહીં રહેવાનું વિચાર છે. અનુભૂતિપ્રકાશ, યજુર્વેદ, સામવેદ છાપીને તૈયાર થાય ત્યારે તેમની પણ એક એક પ્રત V. P. થી મોકલાવજો.

આપ આવા ગ્રન્થોનું ભાષાન્તર કરી બહુ સારો કામ કરી રહ્યા છો એને માટે ગુજરાતી જાણનારી જનતા આપની કૃતજ્ઞ થશે

લી.
હનુમાનપ્રસાદ પોદ્દાર
કલ્યાણ સંપાદક.

---

(૫)

The Bombay Chronicle, Sunday Janaary 15, 1933
P. 7

× × ×

Shri Rigveda Samhita Ashtak Parts I & II

by M. R. Ghoda

The samhita verses have been ably transtlated into Gujarati prose by Mr. Ghoda.

The two substantial volumes with their commentaries on each sukta at the end are sure to prove a good guide to those who do not know Vedic Sanskrt. The indices both at the beginning and the end add to the usefulness of the book. The author promised a comprehensive preface on the subject and readers will surely be looking forward to it.

(૬)

સાહિત્ય

ડીસેમ્બર ૧૯૩૨

× × × × ×
× × × × ×

ઋગ્વેદ સૌથી પ્રાચીન વેદ પદ્યમાં-સૂક્તમાં છે × × × આ સૂક્તનો મૂળ પાઠ એનો પદચ્છેદ અને અર્થ ભાઈ મોતીલાલે આપ્યા છે, અને દરેક સૂક્ત નીચે કેટલાક વિકટ શબ્દોના અર્થની યાદી મૂકી છે. આ અનુવાદ શ્રી સાયણાચાર્યે કરેલા ભાષ્યને અનુસરે છે, ને અર્થનો બોધ ઠીક કરે છે. ઋગ્વેદનું ગુજરાતી ભાષાંતર 'વેદાર્થપ્રકાશ'માં કેટલુંક થયેલું પણ આખો પ્રયત્ન આ પહેલવહેલો ગુજરાતીમાં આવેલો જોઈએ; તેથી એનું મહત્ત્વ સમજાશે.

× × × × × ×

એમણે પડાવેલો પદચ્છેદ અને તેથી વિશેષ એમણે પડાવેલા અર્થ એ સૌ ઉચિત અને યોગ્ય છે.

× × × × ×
× × × × ×

આવા ધર્મગ્રંથનું ભાષાંતર કરવાનું કામ મોતીભાઈએ હાથમાં લીધું, ને વડોદરા ભાષાંતર ખાતાએ તેમને સોંપ્યું તેથી બન્નેને જશ મળશે એવી આશાને આ બે ભાગ જોઈને ખાત્રી પડે છે.

---

(૭)

"બુદ્ધિપ્રકાશ"

ઓક્ટોબર-ડીસેમ્બર ૧૯૩૨ પા. ૩૮૪

'શ્રી ઋગ્વેદસંહિતાનો' ગુજરાતીમાં તરજુમો બહાર પડે એ એક આવકારદાયક બનાવ લેખાવો જોઈએ. અને ખાસ ખુશી થવા જેવું એ છે કે આપણા પ્રાચીન અને પવિત્ર ગ્રંથના અનુવાદનું કાર્ય શ્રી. મોતીલાલ રવિશંકર ઘોડા જેવા પ્રતિષ્ઠિત વિદ્વાનને હસ્તે થયું છે. આ પુસ્તકો સાર્વજનિક પુસ્તકાલયમાં સંઘરવા જેવાં છે.

---

# शुद्धिपत्र.

| अशुद्ध | शुद्ध | पृष्ठ | पंक्ति |
|---|---|---|---|
| ઇન્દ્રિયોન | ઇન્દ્રિયોના | १० | ४ |
| શ્રત્યર્થાનુસાર | શ્રુત્યર્થાનુસાર | १३ | २८ |
| પહોચાડવપણા–ને | પહોંચાડવાપણા–નથન– | २८ | १३ |
| જીવચૈતન્યલક્ષિક | જીવચૈતન્યસાક્ષિક | 〃 | २७ |
| तिष्ठेत्प्रज्ञात्मना | तिष्ठेत्प्रज्ञात्मना | २९ | २२ |
| यशेन | यज्ञेन | ३० | २३ |
| લય વડે | તપ વડે | ,, | २६ |
| પ્રાણુત્મતા | પ્રાણાત્મતા | ४७ | २४ |
| મયથી હિરણ્યગર્ભ | હિરણ્યગર્ભ | ४९ | ५ |
| પક્ષિત | પક્ષિના | ५० | १२ |
| વિકારરૂપના | વિકારરૂપ વા | ५१ | ६ |
| 'आनन्दस्व' | 'आनन्दस्य' | ५१ | २३ |
| श्रत्यार्थ | श्रुत्यार्थ | ५५ | ११ |
| तनोत्तरेण | तेनोत्तरेण | ५७ | ३ |
| प्रज्ञास्ति | ब्रह्मास्ति | ५८ | ४ |
| तदेवातुप्राविशत् | तदेवानुप्राविशत् | ५९ | २६ |
| અભાવ | ભાવ | ६३ | २८ |
| पापमकरावमिपति | पापमकरवमिति | ७० | २५ |
| अन्तभक्षक | अन्नभक्षक | ७१ | २६ |
| तपोऽप्यत | तपोऽतप्यत | ७१ | २७ |
| તાકિકમતવાળાનું | તાર્કિકમતવાળાનું | ७६ | ४ |
| તે ( માટી તથા ઘડાનો ) | તે ( માટી તથા ઘડાનો ) | ७७ | ११ |
| विवेक्षा | विवक्षा | ७९ | २९ |
| निविर्विकाराण्यु | निर्विकाराण्यु | ८० | २५ |
| शाखायवये | शाखाद्यवयवै | ८१ | १४ |
| तेज | तेजः | ८५ | ७ |
| कयकसंयुतम् | कणकसंयुतम् | ८५ | ७ |
| पृथिनुं | पृथिवीनुं | ८८ | ३ |
| नुत्यै | नुत्त्यै | ८९ | १४ |
| तद्विर्दास | तद्विद्वांस | ८९ | २३ |
| यद्वद्विज्ञात | यद्वदविज्ञात | ८९ | २५ |
| सूक्ष्मभांश | सूक्ष्मांश | ९० | १६ |
| सो भाग्मवति | सा भाग्मवति | ९० | २४ |

| अशुद्ध | शुद्ध | पृष्ठ | पंक्ति |
|---|---|---|---|
| ७४ અત્યન્ત | જે અત્યન્ત | ९१ | २८ |
| 'स्वत्' | स्वप् | ९३ | २६ |
| स्वप्नजागरयोः | स्वप्नजागरयोः | ९४ | १ |
| स्वमपीतौ | स्वमपीतो | ९४ | २१ |
| यभूव | बभूव | ९६ | २७ |
| 'તળ' | તેજ | १०२ | १५ |
| સ્થૂલની | આ સ્થૂલની | १०३ | ११ |
| सवे | सर्वे | १०७ | २४ |
| અસત્યાનુસંધાન | सत्यानुसंधान | १०९ | २० |
| ઉત્કાંત | ઉત્ક્રાંત | ११७ | २१ |
| सर्वां | सर्वौ | १३७ | १८ |
| प्रद्योव | प्रद्योत | १३९ | १० |
| दृष्ट छायारमा | दृष्टछायायत्तां | १४० | १० |
| सालांकारा | सालंकारा | १४१ | ७ |
| चोरव्याघ्रादयोप्नतौ | चोरव्याघ्रादयोप्यतौ | १४४ | २३ |
| साक्षिणं | साक्षिणं | १४७ | १५ |
| (वां. ८-१२-२) | (छां० ८-११-२) | १४९ | २५ |
| पुरुषोतम | पुरुषोत्तम | १५२ | ९ |
| प्राहेतदयि | प्राहैतदपि | १५५ | १० |
| એક સો | એક સો એક | १६० | ११ |
| गुरुपुपया | गुरुपूर्व्यया | १६० | १८ |
| રાગવડે | રાગવડે માનતાં | १७३ | १२ |
| विध्येद्रन्न | विध्वेदूरुषो | १७७ | १० |
| सदयम | सदयम् | १९४ | २१ |
| मुर्हुमुरादराव | मुहुर्मुहुरादरात् | १९७ | ७ |
| श्यास | भाले | १९८ | ७ |
| સ્થલ | સ્થૂલ | १९९ | ४ |
| द्वांसप्रतिसहस्राणि | द्वासप्ततिसहस्राणि | २०० | १३ |
| स्वप्नदक् | स्वप्नदृक् | २०३ | २ |
| -विसप- | -विषय- | " | १७ |
| કરતા | કરતાં | २०९ | २ |
| પૂર્નોક્ત | પૂર્વોક્ત | २११ | ४ |
| विंपपवाद | વિપર્યાસ | २१३ | १७ |
| હિતકારક છે | હિતકારક | २१६ | ७ |
| (५-१) | (१-२) | २२९ | २७ |

| अशुद्ध | शुद्ध | पृष्ठ | पंक्ति |
|---|---|---|---|
| ■ होवाच | त होवाच | ૨૪૭ | ૨૬ |
| दृष्टिभेदाद्वयो | दृष्टिभेदाद्व्यो | ૨૫૦ | ૨ |
| प्रोढ | प्रौढ | ૨૫૩ | ૩ |
| जनसमर्दबाहुल्याद्वाराणां | जनसमर्दबाहुल्याद्वाराणां | ૨૫૪ | ૧૨ |
| व्याप्नुयाद्वपु | व्याप्नुयाद्वपु | ૨૫૫ | ૨૭ |
| નિરૂપણુ કર છે | નિરૂપણુ કરે છે | ૨૫૮ | ૧૧ |
| કૌષીતળીશાખોપનિષદ્દિરણુ | કૌષીતકીશાખોપનિષદ્વિવરણુ | ૨૫૯ | ૨૫ |
| स्विमूर्ध्यवस्याप्य | स्वमूर्ध्न्यवस्थाप्य | ૨૬૧ | ૧૧ |
| यएषोशाद्यावम्भेनो | य एषोवाद्यावज्र्म्भेनो | ૨૬૭ | ૨૫ |
| सायुज्य सुपैति | सायुज्यमुपैति | ૨૯૦ | ૨૮ |
| योगादद्वैतविज्ञाने | योगादद्वैतविज्ञाने | ૨૯૩ | ૧૨ |
| નાંશાભિમાની દેવ | નાશાભિમાની દેવ | ૨૯૫ | ૧૭ |
| પિત્તાદિક | વિત્તાદિક | ૨૯૯ | ૧૦ |
| હવિર્ભોક્તા | હવિર્ભોક્તા | ૩૦૧ | ૧૩ |
| સામર્થ | સમર્થ | ૩૦૨ | ૩ |
| ગુરૂ અને શિષ્ય | ગુરૂ અને શિષ્યને | ૩૦૨ | ■ |
| આગમ-શાસ્ત્રમ- | આગમ-શાસ્ત્ર- | ૩૦૩ | ૩ |
| દૂર | દૂર | ૩૦૬ | ૧૪ |
| હેવાથી | હોવાથી | ૩૦૭ | ૧૫ |
| શરીર | શરીરે | ૩૦૯ | ૧૫ |
| उत्तिशात | उत्तिष्ठति | ૩૧૩ | ૨૭ |
| बाह्यक्षविषयेष्वात्मरूप | बाह्याक्षविषयेष्वात्मरूप | ૩૨૫ | ૧૦ |
| निरूद्वेन | निरुद्वेन | ૩૨૫ | ૧૧ |
| तद्य | तच्च | ૩૨૬ | ૨૦ |
| देवाबुद्वारत् | देवाबुदाहरत् | ૩૩૨ | ૧૮ |
| द्वयमीशानचिदात्मा | द्वयमीशानचिदात्मा | ૩૩૬ | ૫ |
| ચૈત્ર વદી ■ સોમ, | ચૈત્ર સુદી ૭ રવી, | (અનુવાદકના બોલ) પૃષ્ઠ ૭ | ૨૧ |








श्रीगणेशायनमः ।

श्रीविद्यारण्यविरचित

# अनुभूतिप्रकाश



**प्रथम विभाग ( अध्याय १–१२ )**

## अध्याय १ लो

ભાષ્યાદિરૂપ વ્યાખ્યાનનો અર્થબોધ પ્રાપ્ત કરવા અસમર્થ એવા મુમુક્ષુના અર્થે આ ગ્રન્થપ્રયાસ છેઃ—

**ऐतरेयेण सम्प्रोक्ता द्वितीयारण्यकान्तगा ।**
**ब्रह्मविद्या सुविस्पष्टं बालबोधाय तन्यते ॥ १ ॥**

**અર્થઃ**—ઐતરેયવડે રૂડીરીતે કહેલી તથા દ્વિતીય અરણ્યકના અન્તભાગગામી એવી બ્રહ્મવિદ્યાનો, ભાષ્યાદિનો અર્થોપદેશ સમજવાને અસમર્થ એવા મુમુક્ષુના અર્થે રૂડી વિસ્પષ્ટ રીતે વિસ્તાર કરાય છે. ૧

સ્વગત, સજાતીય તથા વિજાતીય ભેદના નિરાસપૂર્વક સૃષ્ટિની પૂર્વે કેવળ આત્માની અવસ્થિતિ દર્શાવે છેઃ—

**आत्मैव सृष्टेः प्रागासीन्नामरूपविवर्जितः ।**
**सोऽप्येक एव नान्योऽस्ति जडं चान्यन्न विद्यते ॥ २ ॥**

**અ०**—સૃષ્ટિની પૂર્વે 'આત્મા'જ હતો. તે પણ એક જ, નામ તથા રૂપથી રહિત. અન્ય ( આત્મા ) વિદ્યમાન નથી. વળી, અન્ય જડ વસ્તુ વિદ્યમાન નથી. ૨

માયાના પ્રતિયોગિક એવા વિજાતીય ભેદની આશંકાનો 'માયા' ઇત્યાદિ વાક્યાર્થવડે પ્રતિષેધ કરે છેઃ—

---

× ટિપ્પણઃ ૧ ઐતરેય–ઋક્‌શાખાના પ્રવર્તક મુનિ

मायां तु प्रकृतिं विद्यान्मायिनं तु महेश्वरम् ।
इति श्रुत्यन्तरे प्रोक्ता माया नान्यत्र तत्त्वतः ॥ ३ ॥

અ૦—પ્રકૃતિને માયા જ જાણો તથા મહેશ્વર–પરમાત્માને જ માયાનો અધ્યક્ષ–નિયામક જાણો એમ અન્યત્ર શ્રુત્યન્તર વિષે વર્ણવેલી માયા પરમાર્થતઃ વિદ્યમાન હોતી નથી. ૩

માયા નિસ્તત્ત્વા હોય તો વ્યવહારસિદ્ધિ કેમ થાય આમ આશંકા પરત્વે, તે નિસ્તત્ત્વા હોય તથાપિ, તેની વ્યવહાર–યોગ્યતા હોય છે એમ 'निस्तत्त्वं' ઇત્યાદિ વાક્યાર્થવડે સદૃષ્ટાંત નિરૂપણ કરે છેઃ—

निस्तत्त्वं व्यवहारार्हमनृतं बालयक्षवत् ।
बालो यक्षं प्रकल्प्यास्माद्बिभेति व्याघ्रतो यथा ॥ ४ ॥

અ૦—સ્વરૂપતઃ મિથ્યાભૂત એવું અજ્ઞાન, બાળકે કલ્પેલા યક્ષની પેરે વ્યવહારાર્હ (હોય છે). બાળક, યક્ષ કલ્પીને જેમ વ્યાઘ્રથી બ્હીએ (તેમ) આથી બ્હીએ છે. ૪

સુપ્તિની પૂર્વે શુદ્ધ આત્મા જ અવસ્થિત હોય છે એમ 'वस्तुतत्त्वं' ઇત્યાદિ વાક્યાર્થવડે ઉપસંહાર કરે છેઃ—

वस्तुतत्त्वं जडं किञ्चिन्नान्यदस्त्यात्मवस्तुनः ।
अद्वयानन्दरूपात्मा तदा सुप्ताविव स्थितः ॥ ५ ॥

અ૦—આત્મવસ્તુથી ભિન્ન એવી કાંઇ માયા તથા તેની કાર્યાદિક વસ્તુ, પરમાર્થ સ્વરૂપે (સતી) હતી નહી. ત્યારે સુષુપ્તિની પેરે, અદ્વય તથા આનન્દરૂપ આત્મા અવસ્થિત હોય છે. ૫

સુપ્તિના અધ્યારોપનું 'निस्तत्त्वाऽपि'થી માંડી ૧૭ શ્લોક પર્યંત નિરૂપણ કરે છે.—

निस्तत्त्वाऽपि जगद्भ्रान्तिं माया निद्रेव कल्पयेत् ।
निर्विकारोऽप्यसावात्मा मायावृत्त्या व्यचारयत् ॥ ६ ॥

અ૦—સ્વરૂપે અસત્ય હોવા છતાં નિદ્રાની પેરે માયા, જગદ્ભ્રાન્તિની પ્રકલ્પના કરી શકે છે. નિર્વિકાર (છે) તથાપિ આ આત્માએ, માયાવૃત્તિપૂર્વક લોકસૃષ્ટિવિષયક સંકલ્પ કર્યો. ૬

× ટિપ્પણ: ૩ શ્રુત્યન્તર–શાખાન્તરવિષે; ૪ મનૃત–મૂલ, ખાપરો. વ્યવહારાર્હ–કાર્યસાધક; ૬ અધ્યારોપ–કલ્પના.

હવે, લોક તથા લોકપાલક દેવતાની સૃષ્ટિનું નિરૂપણ કરે છેઃ—

**स विचार्याखिलान् लोकान् सृष्ट्वा पालकसृष्टये ।**
**कृत्वा विराट्तनुं छिद्रेष्वथ तद्देवता व्यधात् ॥ ७ ॥**

અ૦—તેણે (પરમાત્માએ) સંકલ્પ કરી અખિલ લોકને સર્જી (અગ્નિ આદિ) લોકપાલકની સૃષ્ટિના અર્થે વિરાટ્ વપુ રચીને તે પછી (તેના) છિદ્રો વિષે તે દેવતાઓને સ્થાપ્યા. ૭

હવે, તે વૈરાટ્ વપુને ક્ષુધા તથા પિપાસાવડે યુક્ત કર્યાંનું 'समुद्र' ઇત્યાદિ વાક્યાર્થવડે કહે છેઃ—

**समुद्रतुल्ये देहेऽस्मिन् देवताः पतितास्तथा ।**
**तं देहं क्षुत्पिपासाभ्यां योजयामास स प्रभुः ॥ ८ ॥**

અ૦—તે પ્રકારે (સ્થાપેલા) દેવતાઓ, સમુદ્રસદૃશ એવા આ (વૈરાટ્) વપુ વિષે પડયા. (હવે) તે પરમાત્માએ, ક્ષુધા તથા પિપાસાવડે તે વપુને યુક્ત કર્યું. ૮

સૃષ્ટિનું તથા તે વિષે અગ્ન્યાદિક દેવતાઓને પ્રવેશાવ્યાનું 'अन्न' ઇત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છેઃ—

**अन्नभोगायात्मदेहान् गवाश्वपुरुषादिकान् ।**
**सृष्ट्वा प्रावेशयत्तत्र देवतास्ता यथायथम् ॥ ९ ॥**

અ૦—અન્નભોગાર્થે અસાધારણ દેહવાળાં ગાય અશ્વ તથા પુરૂષાદિકને સર્જી તે (દેહો) વિષે તે (અગ્ન્યાદિક) દેવતાઓને યથાયતન પ્રવેશાવ્યા. ૯

હવે, પરમાત્માએ ક્ષુધા તથા પિપાસાને અગ્ન્યાદિક દેવતા વિષે પ્રવેશાવ્યાનું 'ईश' ઇત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છેઃ—

**ईशोऽसाधारणं स्थानमपश्यन् क्षुत्पिपासयोः ।**
**प्रावेशयद्देवतासु तद्भोगात्ते च तृप्यतः ॥ १० ॥**

અ૦—પરમાત્માએ, ક્ષુધા તથા પિપાસાનું અસાધારણ સ્થાન ન જોતાં-મળતાં (તેમને અગ્ન્યાદિક) દેવતા વિષે પ્રવેશાવ્યાં અને તે (દેવતાઓ)ના ભોગથી તે (ક્ષુધાપિપાસા) તૃપ્તિને પ્રાપ્ત થાય છે. ૧૦

× ટિપ્પણ: ૭ લોક-ભૂરાદિક લોક; ૮ પિપાસા-તૃષ્ણા; ૯ યથાયતન-યથાદેહપૂર્વક;

અગ્ન્યાદિક દેવતાઓ, વાગાદિક ઇન્દ્રિયોવડે સર્જેલ અન્નને ગ્રહણ કરી ન શક્યા અને અપાનવાયુએ તે અન્નને ગ્રહણ કર્યું તેનું 'અન્ને' ઇત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છેઃ—

अन्ने सृष्टे भोक्तृवर्गो ह्यजिघृक्षत्तदिन्द्रियैः ।
तत्र वागाद्योऽशक्तास्तदपानो गृहीतवान् ॥ ११ ॥

અ૦—અન્ન સર્જાતાં, ભોક્તાવર્ગે નિશ્ચે તે (વાગાદિક) ઇન્દ્રિયોવડે તેને (અન્નને) ગ્રહણ કરવાની ઇચ્છા કરી. તત્ર, વાગાદિક અશક્ત થયાં. (કિન્તુ) અપાનવાયુએ તેને ગ્રહણ કર્યું. ૧૧

હવે, પરમાત્માએ દેહ વિષે જીવરૂપે પ્રવેશ કર્યાનું 'જીવાભાવે' ઇત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છેઃ—

जीवाभावे वृथा सर्वमित्यालोच्य परेश्वरः ।
शिरोमध्यं विदार्यात्र प्राविशज्जीवरूपतः ॥ १२ ॥

અ૦—પરમાત્માએ, જીવના અભાવે સર્વ વૃથા (છે) એમ વિચારીને મસ્તકનો મધ્યભાગ વિદારી, અત્ર (દેહવિષે) જીવસ્વરૂપે પ્રવેશ કર્યો. ૧૨

'જીવ'પદાર્થનું 'પ્રાણાનાં' ઇત્યાદિક વાક્યાર્થવડે નિરૂપણ કરે છેઃ—

प्राणानां धारकः कर्ता चेतनो जीव उच्यते ।
आनखाग्रमहंकारश्चिद्व्याप्तश्चेतनोऽभवत् ॥ १३ ॥

અ૦—પ્રાણોનો ધરાવનાર, દ્રવ્યાશ્રયરૂપ તથા જ્ઞાનાદિમાન હોય તે 'જીવ' કહેવાય છે. નખના અગ્રભાગ વિષે રહેલ એવો ચૈતન્યસંપન્ન અહંકાર ચૈતન્યરૂપ થયો. ૧૩

હવે 'અહંકાર' પદાર્થનું વર્ણન કરવા અન્તઃકરણના ભાગોનું 'અન્તઃકરણભાગો' ઇત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છેઃ—

अन्तःकरणभागो द्वावहंकारो मनस्तथा ।
वृक्षस्य मूलमग्रं च यथा भागौ तथेष्यताम् ॥ १४ ॥

× ટિપ્પણ- ૧૧ ભોક્તાવર્ગ—અગ્ન્યાદિક દેવતા; તત્ર—તે અન્નગ્રહણ કરવામાં; ૧૨ સર્વ—ભોગ્યભોક્તાદિક સૃષ્ટિ; ૧૩ દ્રવ્યાશ્રય—સર્વાધિષ્ઠાન;

અ૦—જેમ વૃક્ષના મૂળ તથા અગ્ર એમ બે ભાગ છે તેમ, 'અહંકાર' અને 'મન' તે બે અન્તઃકરણના ભાગ છે એમ જાણો ૧૪

હવે, 'चिद्बिम्बप्रतिबिम्बाभ्यां' ઇત્યાદિ વાક્યાર્થવડે 'અહંકાર' તથા 'મન' નું નિરૂપણ કરે છે —

૧ ૨ ૩ ૪ ૫
चिद्बिम्बप्रतिबिम्बाभ्यां युक्तोऽहंकार एव तु ।
૬ ૭ ૧૦ ૮ ૧૧ ૯
चेतना प्राणभृत्तस्य हृन्निष्ठं करणं मनः ॥ १५ ॥

અ૦—ચિદ્રૂપ બિમ્બ તથા ચિત્પ્રતિબિમ્બવડે જ યુક્ત એવો 'અહંકાર'જ ચેતનારૂપ (છે) તે (ચેતના) પ્રાણને ધારણ કરાવનાર જીવરૂપ (છે) હૃદયનિષ્ઠ એવું મન, તે જીવનું સાધન (છે) ૧૫

હવે, 'तस्य' ઇત્યાદિ વાક્યાર્થવડે 'સંસાર'નું નિરૂપણ કરે છે.—

૧ ૨ ૩ ૮
तस्य हृत्कण्ठनेत्रेषु प्रचारवशतो भवेत् ।
૪ ૫ ૭ ૬ ૯ ૧૦ ૧૧ ૧૨
सुप्तिः स्वप्नो जागरश्च सोऽयं संसार ईरितः ॥ १६ ॥

અ૦—તે (જીવાખ્ય સાભાસ હૃદય વા મન)ના (યથાક્રમે) હૃદય, કંઠ તથા નેત્રને વિષે પ્રચારવશથી સુષુપ્તિ, સ્વપ્ન અને જાગર અવસ્થા થાય તે આ (અવસ્થાવિશેષને જીવનો) 'સંસાર' કહેલો છે ૧૬

હવે, 'त्रय आवसथास्त्रय स्वप्ना' અર્થ—ત્રણ સ્થાન છે (તેમાં) ત્રણ સ્વપ્નો છે, (ઐ ૨-૩-૧૨) ઇતિ શ્રુતિના તાત્પર્યનું 'स्वप्न' ઇત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છે:—

૧ ૨ ૩-૪ ૬ ૫ ૭
स्वप्नः स्वकाल एवास्ति नान्यदा स्वप्नजागरौ ।
૮-૯-૧૦ ૧૧ ૧૨ ૧૩ ૧૪
तथैवेति स्वप्नसाम्यात्त्रयः स्वप्ना उदीरिताः ॥ १७ ॥

અ૦—સ્વપ્ન સ્વ(સ્વપ્ન) કાલે જ હોય છે અન્યદા ન (હોય). સુષુપ્તિ તથા જાગર (અવસ્થા) તેજ પ્રકારે હોય છે. એમ સ્વપ્નસાદૃશ્યને લીધે ત્રણે (અવસ્થા)ને 'સ્વપ્ન'રૂપે (શ્રુતિવિષે) બોધેલ છે ૧૭

વૃત્તાનુવાદ કરીને હવે સૃષ્ટિના 'અપવાદ'નું 'अध्यारोप' ઇત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છે —

૩ ૨ ૧ ૪ ૫ ૬ ૭
अध्यारोपो मायिकोऽयमुक्तोऽथासावपोह्यते ।
૯ ૮ ૧૦
अध्यारोपापवादाभ्यां निष्प्रपञ्चं प्रपञ्च्यते ॥ १८ ॥

× ટિપ્પણ ૧૫ ચેતના—ચિદ્દીપ્ત બુદ્ધિ, ૧૭ અન્યદા—સુષુપ્તિ તથા જાગરના સમય વિષે

અ૦—આ માયિક અધ્યારોપનું નિરૂપણ કર્યું. હવે, આનો અપવાદ કરે છે. (કારણકે) નિષ્પ્રપંચ (તત્ત્વ) અધ્યારોપ તથા અપવાદના યોગે વાગ્વ્યવહાર યોગ્ય કરાય છે. ૧૮

'स जातो भूतान्यभिव्यैख्यत् અર્થ: તે સંસારી થયો છતો, ભૂતોને સર્વ બાજુથી (વિવેકવડે) જાણતો હવો.' (ઐત ૧-૩-૧૩) ઇતિ શ્રુતિના તાત્પર્યનું 'स' ઇત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છેઃ—

**स संसारीश्वरो जात ईश्वरानुग्रहात्पुनः ।**

**पृथिव्यादीनि भूतानि यथाशास्त्रं व्यचारयत् ॥ १९ ॥**

અ૦—તે ઇશ્વરે સંસારીરૂપે ઉત્પન્ન (સતા), ઇશ્વરના અનુગ્રહથી પૃથિવી પ્રભૃતિ ભૂતપદાર્થો સંબંધી પુનરપિ યથાશાસ્ત્ર વિચાર કર્યો. ૧૯

'વિચાર'નું સોળ શ્લોકવડે (૨૦–૩૫) 'परमात्मनः' ઇત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છેઃ—

**परमात्मन उत्पन्नं जगदात्मैव नेतरत् ।**

**मृदो जातो घटो यद्वन्मृद्वस्त्वेव तथेक्ष्यताम् ॥ २० ॥**

અ૦—પરમાત્મા થકી ઉત્પન્ન થયલ (આ) જગત 'આત્મા'જ છે. જે પ્રમાણે મૃત્તિકા થકી ઉત્પન્ન થયલ ઘટ, મૃત્તિકા જ છે તે પ્રમાણે આ જાણવું. ૨૦

દૃષ્ટાન્તનું વિવરણ કરી, જગતના સ્વકારણ પરત્વે પ્રકલ્પિતપણાનું 'घटः' ઇત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છેઃ—

**घटः शराव इत्यादिविकाराणां मृदः पृथक् ।**

**तत्त्वं नास्ति प्रतीते तु नामरूपे प्रकल्पिते ॥ २१ ॥**

અ૦—ઘડો, શરાવ ઇત્યાદિ (માટીના) વિકારોનું માટીથી ભિન્ન તત્ત્વ નથી. પ્રતીત થતાં નામ તથા રૂપ પ્રકલ્પિત જ છે. ૨૧

હવે, તે કલ્પનાનું × 'प्रतिबिम्बभ्रम' ઇત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છેઃ—

**प्रतिबिम्बभ्रमो नीराद्युपाधिवशतो यथा ।**

**संनिवेशोपाधितोऽयं तथा कुम्भादिविभ्रमः ॥ २२ ॥**

× ટિપ્પણ: ૧૮ વચાનુવાદ-સિંહાવલોકન; પુનરાવર્તન. ૨૦ ઘટ-ઘડો; મૃત્તિકા-માટી. આ શ્લોકમાં અનુમાન-પ્રયોગ કરેલો છે. ૨૧ શરાવ-કોડીયું.

અ૦--જે પ્રમાણે જળ તથા દર્પણ ઇત્યાદિ ઉપાધિમુખે સુખ-પ્રતિબિમ્બનો ભ્રમ (થાય છે) તે પ્રમાણે, સન્નિવેશ રૂપ ઉપાધિ બલ થકી (મૃદ પરત્વે) કુમ્ભાદિકનો વિભ્રમ (થાય છે). ૨૨

મૃદ્‌ના જ્ઞાનવડે ઘટવિભ્રમ નિવૃત્ત થાય એમ આશંકા પરત્વે, આકાર-વિશેષ રૂપી ઉપાધિની નિવૃત્તિવડે જ તેવો વિભ્રમ દૂર થાય તેથી, મૃદાદિજ્ઞાનવાનને પણ ઘટાદિ પદાર્થો ભાસે છે એમ 'भ्रान्तिः' ઇત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છેઃ-

**भ्रान्तिः सोपाधिकोपाधिनिवृत्त्यैव निवर्तते ।**
**न बोधात्तेन भासन्ते जानतोऽपि घटादयः ॥ २३ ॥**

અ૦--સોપાધિક ભ્રાન્તિ, ઉપાધિની નિવૃત્તિવડે જ નિવૃત્ત થાય છે. (સત્ય વસ્તુના) જ્ઞાનવડે (તે નિવૃત્ત થાય) નહીં. તેથી કરીને (માટીના સત્ય સ્વરૂપના) જાણનારને પણ ઘટાદિક પદાર્થો ભાસે છે. ૨૩

હવે, વૈશિષિક મતના કાર્યકારણભેદનું 'पृथक्' ઇત્યાદિ વાક્યાર્થવડે નિરાકરણ કરે છેઃ—

**पृथग्द्रव्यस्वरूपः सन् समवेतो घटो मृदि ।**
**इत्याहुस्तार्किकास्तत्तु न द्वैगुण्यप्रसंगतः ॥ २४ ॥**

અ૦—ઘટ ભિન્ન દ્રવ્યરૂપ સતો, મૃત્તિકા વિષે નિત્યસંબદ્ધ છે એમ તાર્કિકો કહે છે. ( પણ ) તે, ( દ્રવ્ય ) દ્વિપટ હોવાનો પ્રસંગ પ્રાપ્ત થાય તેથી યુક્ત નથી. ૨૪

કાર્યકારણનો ભેદ સ્વીકારીએ તો દ્વૈગુણ્યપ્રસંગ બાધકરૂપે પ્રાપ્ત થાય એમ ઉપર કહ્યું તેને જ 'मृद्भारात्' ઇત્યાદિ વાક્યાર્થવડે સ્પષ્ટીભૂત કરે છેઃ-

**मृद्भाराद् घटभाराच्च गुरुत्वं द्विगुणं भवेत् ।**
**तथालंकारकर्ता स्यात्कृती हेमादिवृद्धितः ॥ २५ ॥**

અ૦—મૃત્તિકાના ભારથી તથા ઘટના ભારથી ( મૃત્તિકાનું ) વજન બેગુણું થાય. તેમ ( સતે ) સુવર્ણાદિકની વૃદ્ધિને લીધે અલંકાર કરનાર કૃતકૃત્ય થાય. ૨૫

પૃથક્ રચનાને લીધે ઘટ મૃત્તિકાથી ભિન્ન છે એમ કહેવું યુક્ત નથી એમ 'न' ઇત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છેઃ—

---

× ટિપ્પણઃ ૨૨ સંનિવેશ-પૃથક્ રચના; ૨૫ દ્વૈગુણ્યપ્રસંગ-દ્વિપટતાનો પ્રસંગ; બેગુણું-દ્વિપટ.

न सन्निवेशमात्रेण पृथग्द्रव्यत्वसम्मतः ।
शयनोत्थानगमनैर्न पुत्रे बहुपुत्रता ॥ २६ ॥

અ૦—નિરાળા આકારગુણે-ભિન્ન રચનાને લઈને-તે દ્રવ્ય ભિન્ન હોવાનો સંભવ હોતો નથી. શયન કરવું, ઊઠવું, તથા ગમન કરવું (તે ક્રિયાઓ) વડે પુત્ર પરત્વે બહુપુત્રતા સંભવતી નથી. ૨૬

હવે 'तस्मात्' ઇત્યાદિ વાક્યાર્થવડે ઉપસંહાર કરે છેઃ—

तस्मात्कार्यं न वस्तु स्यात्कारणव्यतिरेकतः ।
किंतु कारण एवैतदनृतं भासते मृषा ॥ २७ ॥

અ૦—તેથી કારણથી પૃથક્ એવું (ઘટાદિ) કાર્ય (પરમાર્થ) વસ્તુરૂપે ન હોય. કિંતુ, કારણ પરત્વે જ તે મિથ્યા વ્યર્થરૂપે ભાસે છે. ૨૭

જલાહરણ આદિ ક્રિયાકારિત્વને લીધે અનુમાનપૂર્વક ઘટાદિકની પરમાર્થ-સત્તા હોય એમ આશંકા પરત્વે 'अर्थक्रिया' ઇત્યાદિ વાક્યાર્થવડે સમાધાન-કથન કરે છેઃ—

अर्थक्रियानृतेऽप्यस्ति स्थाणौ चोरभयेक्षणात् ।
ततोऽनृता घटाद्याः स्युर्भान्तु कुर्वन्तु वा क्रियाम् ॥२८॥

અ૦—અર્થક્રિયા, સ્થાણુ પરત્વે ચોરભય જોવામાં આવે છે તેથી મિથ્યા પદાર્થ પરત્વે પણ હોય છે. તેથી ઘટાદિક પદાર્થો ભલે ભાસે વા ક્રિયા કરે (તથાપિ) તે મિથ્યા હોય છે. ૨૮

સોપાધિક ભ્રાંતિ ઉપાધિની નિવૃત્તિ વડેજ નિવૃત્ત થાય એમ ઉપર (૨૩) કહ્યું તેને ઘટાદિભ્રાંતિ પરત્વે 'सन्निवेशोपाधिहाने' ઇત્યાદિ વાક્યાર્થવડે ઘટાવે છેઃ—

सन्निवेशोपाधिहाने गच्छत्येव घटादिधीः ।
विवेकिनां तु वस्तुत्वं घटादीनां निवर्तते ॥ २९ ॥

અ૦—રચનારૂપ ઉપાધિનો નાશ થયે (અવિવેકી પુરુષોની પણ) 'આ ઘટ, (આ વસ્ત્ર)' ઇત્યાદિ બુદ્ધિ નિવૃત્ત થાય છે. વિવેકીઓને જ (ઘટાદિકનું ભાન થાય તથાપિ) ઘટાદિકની વસ્તુત્વબુદ્ધિ નિવૃત્ત થાય છે. ૨૯

---

ટિપ્પણઃ ૨૬ બહુપુત્રતા—અનેક પુત્રોહોવાપણું; ૨૮ જલાહરણ—જલ ભરીને આણવું; ક્રિયાકારિત્વ—ક્રિયાકરવાપણું; સ્થાણુ—સ્તંભ. ૨૯ વસ્તુત્વબુદ્ધિ—સત્યત્વબુદ્ધિ.

અહીં, "यथा सौम्येकेन मृत्पिण्डेन सर्वंमृन्मयं विज्ञातं स्यात् वाचारम्भणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यं अर्थ:-હે પ્રિયદર્શન ! જેમ એક માટીના પિંડવડે ( માટીનો પિંડો જ્ઞાત થયે ) સર્વ માટીના કાર્ય વિજ્ઞાત થાય છે, વાણીનો વિષય જે કાર્ય તે તો નામમાત્ર છે સત્ય નથી ' (છાં ૬-૧-૪) ઈતિ શ્રુતિનુ 'घट' ઇત્યાદિ વાક્યાર્થવડે અર્થત પઠન કરે છે—

१ २ ३+४ ६+७+८ ५
घटः शराव इत्येवं वाचैवारभ्यते वृथा ।
९+१०+११ १२ १३ १७ १५ १६ १८
मृत्तिकेत्येव सत्यं स्यान्न तु सत्यं घटादिकम् ॥ ३० ॥

અ૦—' ઘટ,' ' શરાવ,' આ પ્રકારે વ્યર્થ ( પદાર્થ ) વાણીવડે જ બોલાય છે મૃત્તિકા ઇતિમાત્ર સત્ય ( પદાર્થ ) હોય છે. ઘટાદિક સત્ય ન હોય. ૩૦

દૃષ્ટાન્તસિદ્ધ અર્થને 'एवं' ઇત્યાદિ વાક્યાર્થવડે દાર્ષ્ટાંતિક પરત્વે યોજે છે.—

१+२ ३ ४+५+६ १० ७
एवमात्मन उत्पन्नं पृथिव्याद्यपि नात्मनः ।
८ ९ ११ १२+१३+१४ १५
पृथग् वस्त्वस्ति किन्त्वात्मन्यारोपात्प्रतिभासते ॥ ३१ ॥

અ૦—ઉક્ત પ્રકારે આત્મા થકી ઉત્પન્ન એવુ પૃથિવી આદિ (જગત્) પણ આત્મતત્ત્વ થકી ભિન્ન વસ્તુરૂપે નથી કિન્તુ, આત્માપરત્વે આરોપને લીધે તે સર્વ ભાસે છે ૩૧

આરોપને લીધે મિથ્યાવસ્તુ ભાસે છે તેનુ 'सद्' ઇત્યાદિ વાક્યાર્થવડે સ્પષ્ટીકરણ કરે છે.—

२ ३ १ ४+५ ६+७
सद् वस्तु ह्यात्मनस्तत्त्वं तस्मिन्भूम्यादिकल्पनात् ।
८ ९+१० १२ ११
पृथिव्यादीनि सन्तीति भासते तत्तादिन्द्रियैः ॥ ३२ ॥

અ૦—કારણ કે 'સત્' વસ્તુ, આત્માના ( પૃથિવી આદિનુ ) તત્ત્વ છે ( એથી ) તે વિષે ભૂમિ આદિની કલ્પનાને લીધે, ' પૃથિવી આદિ ( ભૂતો ) છે ' એવુ ભાન ( ચક્ષુ આદિ ) તે તે ઇન્દ્રિયોવડે થાય છે ૩૨

નિરનિરાળી જ્ઞાનેંદ્રિયોના યોગે ' પૃથિવી આદિ ભૂતો છે ' એવી પ્રતીતિ થાય છે તેથી, તે ઇન્દ્રિયોના નિરોધાર્થ ' યોગ 'ની આવશ્યક્તા છે એમ 'इन्द्रियोपाधिका' ઇત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છે —

× ટિપ્પણ ૩૧ આરોપ-મિથ્યા કલ્પના

इन्द्रियोपाधिका भ्रान्तिरक्षरोधान्न भासते ।
इत्येतद्विशदीकर्तुं योगो वेदेषु वर्ण्यते ॥ ३३ ॥

અ૦—ચક્ષુ આદિ ઇન્દ્રિયોના ઉપાધિમુળે હોનારી ભ્રાંતિ, ઇન્દ્રિયોના નિરોધને લીધે ભાસે નહીં એમ તે સ્પષ્ટ કરવા, વેદો વિષે 'યોગ'નું વર્ણન કરાય છે. ૩૩

પરંતુઃ—

सदात्मनः पृथग्भूतमसद्भूम्यादि तेन तत् ।
भात्वक्षैः कार्यकृद्वस्तु मिथ्यैव स्याद्घटादिवत् ॥ ३४ ॥

અ૦—ત્રિકાલાબાધ્ય એવા આત્મા થકી પૃથગ્ભૂત એવું ભૂમ્યાદિ (જગત) અસત્ય (હોય છે). તેમૂળે તે (જગત) ઇન્દ્રિયોના યોગે ભલે ભાસો વા કાર્ય કરનાર હો (તથાપિ) તે ઘટાદિની પેરે મિથ્યા જ છે. ૩૪

હવે, 'किमिहान्यं नावविषत् અર્થઃ–અહિં (આ જગતમાં) [બ્રહ્મથી] ભિન્ન શું કહીશ' (ઐત ૧-૩-૧૩) ઇતિ શ્રુતિના તાત્પર્યનું 'ईदृग्' ઇત્યાદિ વાકયાર્થવડે નિરૂપણ કરે છેઃ—

ईदृग्विवेकदृष्ट्येदं जगदात्मैव नेतरत् ।
एवं सत्यात्मनोऽन्यात्किं वक्तुमस्तीति शक्यते ॥ ३५ ॥

અ૦—આ પ્રકારની વિચારબુદ્ધિ વડે આ 'જગત્' આત્માજ (છે) બીજું કાંઈ નહીં. એમ સતે, આત્મતત્ત્વથી ભિન્ન વસ્તુ છે એમ કહી શકાશે ? ૩૫

હવે, અધુના પણ સૃષ્ટિદશા વિષે 'अद्वयानन्दरूपात्मा' ઇત્યાદિ વાકયાર્થ-વડે આત્માની અદ્વયાત્મતાને તે ન્યાયે દર્શાવે છેઃ—

अद्वयानन्दरूपात्मा सृष्टेः पूर्वमभूद्यथा ।
तथैवाद्यापि संपन्नो बुद्ध्या सम्यग्विवेचितः ॥ ३६ ॥

અ૦—અદ્વય તથા આનન્દરૂપ 'આત્મા' સૃષ્ટિની પૂર્વે જેવો હતો તેવો

× ટિપ્પણઃ ૩૮ ત્રિકાલાબાધ્ય–ત્રણે કાળમાં જેનો બાધ (વિનાશ) ન થાય તેવો; वस्तु ને બદલે वस्तुत. અને शक्यते ને બદલે शंक्यते એમ પણ પાઠ છે.

જ બુદ્ધિવડે રૂડી રીતે વિવેચન કર્યો (સતો) અધુના સુષ્ટિદશા વિષે પણ સિદ્ધ છે. ૩૬

હવે, 'स एतमेव पुरुषं ब्रह्म ततममपश्यत्' અર્થઃ-તે [જીવ] આ (શરીરમાં પ્રવેશ પામેલો) પુરૂષજ વ્યાપકતમ બ્રહ્મ (છે એમ) જોતો હતો. (એ૦ ૧-૩-૧૩) આ શ્રુત્યર્થનું 'इत्थं' ઇત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છેઃ—

इत्थं सर्वात्मकं ब्रह्म विविच्य पुनरप्यसौ ।
एतमेव स्वमात्मानं ब्रह्मत्वेन व्यलोकयत् ॥ ३७ ॥

અ૦—ઉક્ત પ્રકારે સર્વાત્મક બ્રહ્મનો નિર્ણય કરી, પુનરપિ આ (જીવે), આ જ (શરીર-પ્રવિષ્ટ) સ્વયં (સાક્ષાત) આત્માને બ્રહ્મસ્વરૂપે જોયો. ૩૭

નિરૂક્ત અહંકારાત્મક 'જીવ' મિથ્યા હોવાથી તે જીવનું બ્રહ્મસ્વરૂપે હોવાનું જ્ઞાન ભ્રમ જ હોય એમ આશંકા પરત્વે 'अहंकारश्च' ઇત્યાદિ વાક્યાર્થવડે સમાધાન-કથન કરે છેઃ—

अहंकारश्च चिच्छाया मिथ्या भूम्यादिवत्ततः ।
चिदात्मकोऽवशिष्टोऽयं जीवो ब्रह्मैव नेतरः ॥ ३८ ॥

અ૦—અહંકાર અને ચિત્પ્રતિબિંબ, ભૂમિ (જળ) ઇત્યાદિ પ્રમાણે મિથ્યા છે તેથી, અવશિષ્ટ રહેલો એવો આ ચિદાત્મક 'જીવ' બ્રહ્મજ છે ઇતર નહી. ૩૮

यथाशास्त्रं विविच्येत्थं प्रत्यग्दृष्टया चिदात्मनः
साक्षाच्चकार ब्रह्मत्वं जीवः शान्त्यादिसंयुतः ॥ ३९ ॥

અ૦—શમ તથા દમાદિ સાધનવડે સંપન્ન એવા 'જીવે' પૂર્વોક્ત પ્રકારે યથાશાસ્ત્ર વિવેચન કરી, અંતર્દષ્ટયા ચિત્સ્વરૂપ આત્માના બ્રહ્મત્વનો સાક્ષાત્કાર કર્યો. ૩૯

હવે, 'इदमदर्शमिति तस्मादिदन्द्रो नामेदन्द्रो हवै नाम तमिदन्द्रं सन्तमिन्द्र इत्याचक्षते परोक्षेण, परोक्षप्रिया इव हि देवा' અર્થઃ-(જેથી પરમાત્માને 'આ' એમ અપરોક્ષ જાણ્યા) તેથી (પરમાત્માનું) ઇદંદ્ર નામ (કહેવાયું. લોકમાં ઈશ્વરનું) ઈદંદ્ર નામ પ્રસિદ્ધ (છે). તે ઈદંદ્ર છતાં (બ્રહ્મવેત્તાઓ તેમને) પરોક્ષવડે 'ઇન્દ્ર' એમ કહે છે, કેમકે પૂજ્યો પરોક્ષપ્રિય જેવા (છે). (એત. ૨-૫-૧૪) ઇતિ શ્રુત્યર્થનું 'इदं' ઇત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છેઃ—

१-२-३ ४+५ ६
इदमित्यपरोक्षेण ददर्शेति विवक्षया ।
९ १० ८ ७
इदन्द्रनामाऽभूज्ज्ञानी वैयाकरणदृष्टितः ॥ ४० ॥

અ૦—'આ' એમ અપરોક્ષ રીતીએં જોયો એમ કહેવાની ઇચ્છાને લઈને વૈયાકરણની દ્રષ્ટીએં જ્ઞાની (જીવાત્મા) 'ઇંદંદ્ર' નામનો થયો. ૪૦

४+५ ६+७ १ २ ३
तमिन्द्र इत्याहुरन्ये नाम्नः पारोक्ष्यसिद्धये ।
९ १० ११ १२ ८ १३
पूज्यस्य देवपित्रादेः परोक्षं नाम हि प्रियम् ॥ ४१ ॥

અ૦—બીજા કેટલાયક, નામના પરોક્ષપણાની સિદ્ધયર્થ તે (જ્ઞાની જીવ) ને 'ઇંદ્ર' એમ કહે છે. કેમકે, પૂજ્ય એવા દેવ તથા પિત્રાદિને પરોક્ષ નામ નિશ્ચે પ્રિય હોય છે. ૪૧

હવે, આ અખંડૈકરસ બ્રહ્મવિદ્યાની 'परमेश्वररूपत्वात्' ઇત્યાદિ વાક્યાર્થવડે સમાપ્તિ કરે છેઃ—

१ २ ४ ३ ५
परमेश्वररूपत्वादपीन्द्रत्वमिहोचितम् ।
१० ९ ८ ६ ७
समाप्ता ब्रह्मविद्येयमुत्तमस्याधिकारिणः ॥ ४२ ॥

અ૦—(જ્ઞાની જીવાત્મા) બ્રહ્મથી અભિન્ન પરમેશ્વર રૂપે હોય છે તથાપિ, (તેનું) અંહી 'ઈન્દ્રત્વ' ઉચિત છે. ઉત્તમ અધિકારીની આ 'બ્રહ્મવિદ્યા' સમાપ્ત થઇ. ૪૨

સૃષ્ટિ પૂર્વે એક આત્માજ હતો, સૃષ્ટિદશામાં પણ તે એકજ છે અને તે બ્રહ્મસ્વરૂપ છે એ રીતનો ઉપર કહેલ બોધ વૈરાગ્યસંપન્ન હોય તેને થાય, અને વૈરાગ્ય જન્માદિકના દોષદર્શનથી થાય તેથી, પ્રથમ 'જન્મવિષયક' શ્લોકાનિરું 'विरक्तस्य' ઇત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છેઃ—

१ २ ३ ४ ५
विरक्तस्योक्तबोधः स्याद्वैराग्यं दोषदर्शनात् ।
६+७ ८ ९ १० ११
जन्मैव प्रथमो दोषस्तद्बीभत्सा निरूप्यते ॥ ४३ ॥

અ૦—વિરક્ત (પુરૂષ) ને ઉક્ત બોધ થાય, વૈરાગ્ય દોષદર્શનથી (થાય); 'જન્મ'જ પ્રથમ દોષ (છે એથી) તેની બીભત્સાનું નિરૂપણ કરાય છે. ૪૩

---

× ટિપ્પણ: ૪૦ જ્ઞાની-આત્માનું અદ્વૈત જાણનાર;

× ટિપ્પણ: ૪૩ બીભત્સા-ત્રાસ.

'पुरुषे ह्वा अयमादितो गर्भो भवति। यदेतद्रेतस्तदेतत्सर्वेभ्योऽङ्गेभ्यस्तेजस्संभूतमात्मन्येवात्मानं बिभर्ति तद्यदा स्त्रियां सिंचत्यथैनज्जनयति तदस्य प्रथमं जन्म अर्थः–પુરુષમાં જે આ વીર્ય ( છે તે રૂપે ) પ્રસિદ્ધ આ [ સંસારી ], પ્રથમ ગર્ભ થાય છે. તે આ ( વીર્ય ) સર્વ અવયવોથી સારરૂપ [ ઉપજેલું છે, તે ] સારરૂપ ને શરીરમાં જ ધારણ કરે છે. તેને જ્યારે સ્ત્રીમાં સિંચે છે ત્યારે એને જન્મ આપે છે, તે આનો પહેલો જન્મ (છે), ઇતિ શ્રુતિનું 'स्वर्गाद्वा' ઇત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છે:—

स्वर्गाद्वा नरकाद्वाऽयं वृष्टिद्वाराऽन्नसंस्थितः ।
प्रविश्य पितरं तत्र गर्भो भवति रेतसि ॥ ४४ ॥

અ૦—આ ('જીવ') સ્વર્ગમાંથી વા નરકમાંથી વૃષ્ટિદ્વારા (વ્રીહિ તથા યવાદિ) અન્નને વિષે સંસ્થિત (હોય છે તેથી ખાધેલા અન્નદ્વારા) પિતા(ના શરીર)ને વિષે પ્રવેશ કરી ત્યાં વીર્ય વિષે ગર્ભરૂપ થાય છે. ૪૪

तद्रेतः पितृदेहस्थं सर्वांगेभ्यः समुत्थितम् ।
पितुः स्वदेहो गर्भाख्यदेहश्चेति वपुर्द्वयम् ॥ ४५ ॥

અ૦—પિતાના દેહ વિષે રહેલ સર્વ અંગોમાંથી ઉત્પન્ન થયલ એવું તે વીર્ય, (પિતાના શરીર વિષે ગર્ભરૂપ થાય છે). પિતાનો સ્વદેહ અને ગર્ભસંજ્ઞક દેહ એમ બે શરીર (થાય છે). ૪૫

હવે, ત્રણ જન્મો મધ્યે 'પ્રથમ' જન્મનું 'स्त्रियां' ઇત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છે:—

स्त्रियां सिञ्चति तद्रेतस्तत्पुत्रोत्पादनं पितुः ।
पुत्ररूपेण तज्जन्म पितुराद्यं स्वयं कृतम् ॥ ४६ ॥

અ૦—તે વીર્ય સ્ત્રીને વિષે સિંચે છે, તે ( સેચન ) પિતાનું પુત્રોત્પાદન તે, પિતાનો પુત્રસ્વરૂપે પ્રથમ સ્વયંકૃત જન્મ (છે). ૪૬

હવે, તે વીર્યનો વિકાસ શી રીતે થાય છે તેનું 'तत्स्त्रिया आत्मभूयं गच्छति' ઇત્યાદિથી લઇ 'तदस्य द्वितीयं जन्म અર્થઃ–તે ( વીર્ય ) સ્ત્રીના શરીર સાથે અભિન્ન થાય છે. 'તે આ (જીવ)નો બીજો જન્મ' (ઐત૦ ૨-૨-૨-૩) ઇતિ શ્રુત્યર્થાનુસાર 'योषिद्योनिं' ઇત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છે:—

योषिद्योनिं प्रविश्यायं योषिद्गर्भे स्फुटीभवेत् ।
योषिद्वीर्येण पुष्टोऽसौ तद्देहेनैकतां व्रजेत् ॥ ४७ ॥

અ૦—આ (પિતા) સ્ત્રીની યોનિને વિષે પ્રવેશીને સ્ત્રીના ગર્ભને વિષે સ્પષ્ટ-વ્યક્ત થાય છે. તે, સ્ત્રી (એ ભોજન કરેલ અન્નપાન)ના રસ (वीर्य) વડે પુષ્ટ (સતો) તેના દેહ સાથે એકતાને પામે છે. ૪૭

બન્નેના દેહો એકતાને પામે છે તેથી સ્ત્રી ગર્ભનો નાશ કરતી નથી તેનું 'अन्यथा' ઇત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છેઃ—

अन्यथैनां स्त्रियं हन्याद् गुल्मव्याधिवदान्तरः ।
स्वांगवन्न हिनस्त्येनां गर्भं रक्षति सा ततः ॥ ४८ ॥

અ૦—(કેમકે) બન્નેના દેહ એકતાને પામે નહિ તો આંતર (ગર્ભ), ગુલ્માદિક વ્યાધિની પેરે આ સ્ત્રીનો ઘાત કરે (તેથી તે ગર્ભ), પોતાનાં અંગની પેરે તેનો ઘાત કરતો નથી તેથી, તેણી (આ) ગર્ભનું રક્ષણ કરે છે. ૪૮

તે ગર્ભદ્વારા ભાર્યા તથા પતિ પરસ્પર કેમ તથા શું ઉપકાર કરે છે તેનું 'गर्भरूपं' ઇત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છેઃ—

गर्भरूपं भर्तृदेहं यतः सा पालयत्यतः ।
साऽपि भर्त्रा पालनीया तदिष्टान्नादिवस्तुभिः ॥४९॥

અ૦—કેમકે ગર્ભરૂપ ભર્તૃદેહનું પાલન કરે છે એથી, ભર્તાવડે પણ તે, તે તે ઇષ્ટ એવી અન્નાદિક વસ્તુઓ વડે પાલન કરવાયોગ્ય છે. ૪૯

માતપિતા ઉભય પુત્રના ઉપર ઉપકાર કરનારાં છે તેનું 'गर्भ' ઇત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છેઃ—

गर्भो विण्मूत्रयोः स्थित्वा दशमे मासि जायते ।
पिता स्वात्मधिया पुत्रं संस्करोति यथाविधि ॥ ५० ॥

અ૦—ગર્ભ, (નવ માસ પર્યંત) વિષ્ઠા અને મૂત્રને વિષે રહીને દશમે માસે જન્મે છે. પિતા (તે) પુત્રને આ મ્હારો જ આત્મા છે એવી બુદ્ધિએ યથાશાસ્ત્ર (જાતેષ્ટયાદિકર્મવડે) સંસ્કારયુક્ત કરે છે. ૫૦

હવે, "द्वितीय" જન્મનો 'पितुः' ઇત્યાદિ વાક્યાર્થવડે ઉપસંહાર કરે છેઃ—

पितुर्द्वितीयं तज्जन्म पुत्ररूपेण संस्थितम् ।
स्वोदरात् दारजठरादपि जन्मद्वयं क्रमात् ॥ ५१ ॥

અ૦—તે પુત્રસ્વરૂપે હોતું (તે) પિતાનો દ્વિતીય જન્મ (છે). પોતાના (ભર્તાના) ઉદર થકી (અને) સ્ત્રીના ઉદર થકી (એમ) ક્રમેં બે જન્મ (હોય છે). ૫૨

જન્મની વૈરાગ્ય-હેતુતાનું 'पतिः' ઇત્યાદિ વાકયાર્થવડે નિરૂપણુ કરે છેઃ-

पतिर्जायां विशत्यादौ गर्भो भूत्वा स्वमातरम् ।
जायैव माता संपन्नेत्यहो संसारकष्टता ॥ ५२ ॥

અ૦—પ્રથમ પતિ ગર્ભરૂપ થઈ પોતાની માતા રૂપ ભાર્યાને વિષે પ્રવેશ કરે છે. (એ રીતે) ભાર્યા જ માતારૂપે સિદ્ધ થાય છે એમ અહો ! સંસારની કષ્ટતા (છે). ૫૨

હવે, "सोऽस्यायमात्मा पुण्येभ्यः" અર્થઃ-આ (પિતા)નું તે આ (પુત્રરૂપ શરીર પુણ્યકર્મો માટે,' ઇતિથી માંડી "तदस्य तृतीय जन्म" અર્થઃ-તે આનો (પુત્રનો) ત્રીજો જન્મ (છે),' (ઐ૦ ૨-૨-૪) ઇત્યન્ત શ્રુત્યર્થનું 'लौकिकं' ઇત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણુ કરે છેઃ—

लौकिकं वैदिकं सर्वं पुत्रेऽवस्थाप्य तत्पिता ।
मृतो देहान्तरे पित्रोरन्ययोर्विशति स्वयम् ॥ ५३ ॥

અ૦—તેનો પિતા, લાકિક (તથા) વૈદિક સર્વ (કર્મ) પુત્રને વિષે અવસ્થાપી-સોંપી-અન્ય માતપિતાના અન્યદેહ વિષે પ્રવેશ કરે છે. ૫૩

બે જન્મનો અનુવાદ કરી "તૃતીય" જન્મનો 'पुत्ररूपेण' ઇત્યાદિ વાકયાર્થવડે ઉપસંહાર કરે છેઃ—

पुत्ररूपेण यज्जन्मद्वयं पूर्वमुदीरितम् ।
तदपेक्षं तृतीयं तज्जन्म स्याद् देहधारिणः ॥ ५४ ॥

અ૦—પૂર્વે પુત્રસ્વરૂપેં જે બે જન્મ કહ્યા તેની અપેક્ષાએં દેહ ધારણુ કરનાર (જીવ)નો તે જન્મ ત્રીજો થાય છે. ૫૪

× ટિપ્પણુઃ ૫૩ લૌકિક-ખેતી તથા વ્યાપારાદિ.

હવે, "त्रय आवसथा" ( ऐत० १-३-१२ ) આ શ્રુતિસ્થ "अवसथ" પદના બીજા અર્થનું 'स्वोदरं' ઇત્યાદિ વાક્યાર્થવડે સપ્રયોજન નિરૂપણ કરે છેઃ-

स्वोदरं दारजठरं तथा पित्रन्तरोदरम् ।
त्रय आवसथा इत्थं जन्तोः सर्वस्य जन्मने ॥ ५५ ॥

અ૦-પોતાનું ઉદર, સ્ત્રીનું ઉદર, તે પ્રમાણે બીજાં માબાપનું ઉદર એમ પ્રત્યેક જન્તુના જન્મનાં ત્રણ સ્થાન (છે). ૫૫

હવે, ચોરાશી લાખ યોનિ મધ્યે ઉત્તમાધમરૂપ જન્મપ્રાપ્તિનો ઉપસંહાર કરીને, ઉપર કહેલ 'જન્મ'ની દુષ્ટતા તથા રોગાદિકદુષ્ટતા, વૈરાગ્યની હેતુભૂત છે તથા તે જીવનો તત્ત્વસાક્ષાત્કારદ્વારા મોક્ષ થાય છે તેનું 'जन्मानि' ઇત્યાદિ બે શ્લોકવડે નિરૂપણ કરે છેઃ—

जन्मानि योनिलक्षाणां जन्तुश्चतुरशीतिषु ।
उत्तमाधमरूपाणि प्राप्तोत्येवं पुनः पुनः ॥ ५६ ॥
दुष्टत्वं जन्मनः प्रोक्तं स्पष्टं रोगादिदुष्टता ।
विरक्तो बुद्धतत्त्वस्तु मुच्यते वामदेववत् ॥ ५७ ॥

અ૦—એ રીતે, પ્રત્યેક પ્રાણી ચોરાશી લક્ષ યોનિ મધ્યે ઉત્તમ અને અધમ જન્મને પુનઃ પુનઃ પામે છે. ૫૬

જન્મનું દુષ્ટત્વ કહ્યું. રોગાદિક દુષ્ટતા સ્પષ્ટ (છે). આત્મતત્ત્વનો સાક્ષાત્કાર કરેલ વિરક્ત ( પુરુષ ), વામદેવની પેરે મુક્ત થાય છે. ૫૭

હવે, "गर्भेनु सन्नन्वेषामवेद અર્થઃ-ગર્ભમાં જ ( સ્થિત ) છતાં હું આ ( વાણી તથા અગ્નિ આદિક ), દેવોના સર્વ જન્મો અનુક્રમે જાણતો હતો" ઇત્યાદિથી માંડી, "वामदेव एवमुवाच અર્થઃ-વામદેવ એમ બોલ્યા," ઇત્યન્ત શ્રુતિ ( ઐત૦ ૨-૨-૫ ) ના અર્થનું 'पूर्वजन्मनि' ઇત્યાદિક સાડાચાર શ્લોકવડે નિરૂપણ કરે છેઃ—

पूर्वजन्मनि बोधेन स्वमुक्तिं चाब्रवीदृचा ।
गर्भस्थो वामदेवोऽयं प्रतिबन्धविवर्जितः ॥ ५८ ॥

× ટિપ્પણઃ ૫૭ દુષ્ટત્વ-દોષવત્ત્વ

અ૦ આ ગર્ભશાયી વામદેવે પ્રતિબન્ધરહિત ( સતા ), પૂર્વ જન્મને વિષે (પ્રાપ્ત થયેલ) સાક્ષાત્કારને લઇને ઋચાવડે નિજમુક્તિનું નિરૂપણ કર્યું. ૫૮

ઉપર કહ્યું તેનું જ 'जन्मन्यतीते' ઇત્યાદિ બે શ્લોકવડે સ્પષ્ટીકરણ કરે છેઃ—

**जन्मन्यतीते वेदान्तं श्रुत्वाऽप्येष न बुद्धवान् ।**
**बलिना प्रतिबद्धत्वात् कर्मणा जन्महेतुना ॥ ५९ ॥**
**गर्भे प्रविश्य तत्कर्म विनष्टं प्रतिबन्धकम् ।**
**नवमे मासे संस्मृत्य श्रवणं प्रतिबुद्धवान् ॥ ६० ॥**

અ૦ પૂર્વ જન્મમાં વેદાન્તનું શ્રવણ કરીને પણ આ ( વામદેવે ) ઉત્તર જન્મના હેતુભૂત એવા બલાઢ્ય કર્મના યોગે પ્રતિબદ્ધપણાને લીધે તત્ત્વને જાણેલું નહી. ૫૯

ગર્ભ વિષે પ્રવેશ કરીને તે પ્રતિબંધક કર્મ વિનષ્ટ થયું. ( તેથી ) નવમે માસે શ્રવણનું સ્મરણ કરીને ( વામદેવ ) જ્ઞાની થયા. ૬૦

હવે, "स एवं विद्वानस्माच्छरीरभेदादूर्ध्वउत्क्रम्यामुष्मिन्स्वर्गे लोके सर्वान्कामानाप्त्वाऽमृतः समभवत्" અર્થઃ—એમ જાણનાર તે આ શરીરના ભેદ ( વિનાશ )થી ઊર્ધ્વ ( પરમાત્મરૂપ ) ( થયા છતા સંસારથી ) નીકળીને આ સ્વર્ગ લોકમાં સર્વ કામોને પામીને અમૃત થતા હવા ( ઐત ૨ ૬. ૪ )" ઇતિ શ્રુતિના તાત્પર્યની વિષયભૂતા એવી વામદેવની જીવન્મુક્તિનું, 'विद्वान्' ઇત્યાદિ વાક્યાર્થ વડે નિરૂપણ કરે છેઃ—

**विद्वान् भूत्वा समुत्पन्नो जीवन्मुक्तोऽभवत्तदा ।**
**शरीरमात्मनो भिन्नं मिथ्यैवेत्यवगच्छति ॥ ६१ ॥**

અ૦ તે વેળાએ, જ્ઞાની થઇને ઉત્પન્ન થયલા એવા તે જીવન્મુક્ત થયા. આત્માથી ભિન્ન એવું શરીર મિથ્યા જ છે ( એમ તે ) જાણે છે. ૬૧

**इयन्तं कालमेतास्मिन् भ्रान्त्या देहे निमग्नवान् ।**
**बोधेन देहादुत्क्रम्योत्कृष्टोऽभूज्जीवतां त्यजन् ॥ ६२ ॥**

■ ટિપ્પણુ: ૬૦ प्रविश्य ને બદલી प्रवेश्य પાઠ પણ છે,

અ૦ આટલો કાળ ( સાક્ષાત્કારની પૂર્વે ) અવિદ્યાને લઇ (તે) આ દેહને વિષે નિમગ્ન ( હોય તેવા ) રહ્યા. ( અવિદ્યાના વિનાશ કરનાર ) સાક્ષાત્કાર વડે દેહ થકી ઉદ્ગત થઈ (તે) ( દેહાત્મતાભિમાન તજી ) જીવતાનો ત્યાગ કરતાં પરમાત્મ સ્વરૂપ થયા. ૬૨

પૂર્વોક્ત વિષયનું જ ' जीवत्वे ' ઇત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છે:—

जीवत्वेऽपगते तस्य शिष्यते परमात्मता ।
स एव स्वर्गतुल्योऽभूदिन्द्रियाविषयत्वतः ॥ ६३ ॥

અ૦ ( ચેતનાત્માના ) ' જીવત્વ 'નો બાધ થતાં તેની પરમાત્મતા અવશિષ્ટ રહે છે. ઇન્દ્રિયનો અવિષય થતાં તે જ સ્વર્ગસદૃશ થયા. ૬૩

ઇન્દ્રિયનો અવિષય થાય તો આનન્દરૂપ પરમાત્માની પરોક્ષતા થાય આમ આશંકાનો ' परोक्षोऽपि ' ઇત્યાદિ વાક્યાર્થવડે પરિહાર કરે છે:—

परोक्षोऽपि विमूढानां विद्वद्भिरवलोक्यते ।
सर्वेऽपि विषयानन्दाः प्राप्ता दृष्टे निजात्मनि ॥ ६४ ॥

અ૦ તે વિમૂઢોને પરોક્ષ હોય તથાપિ વિદ્વાનો વડે તે અવલોકાય છે. નિજાત્માનો સાક્ષાત્કાર સતે, સર્વેય વિષયાનન્દો પ્રાપ્ત થાય છે. ૬૪

એજ વિષયને 'आत्मानन्दसमुद्रस्य' ઇત્યાદિ વાક્યાર્થવડે ઉપપાદન કરે છે:-

आत्मानन्दसमुद्रस्य विप्रुषो विषयोत्थिताः ।
आत्मन्यन्तर्भवन्त्यन्ते समुद्रे बिन्दवो यथा ॥ ६५ ॥

અ૦ ( સ્રગાદિ ) વિષયસંપર્ક આદિવડે આવિર્ભાવને પામેલા આત્માનંદરૂપી સમુદ્રનાં બિંદુઓ, જેમ સમુદ્રને વિષે બિંદુઓ અંતર્ભૂત થાય તેમ તે ( ભોગદ-પુણ્ય કર્મનો ઉપરામ સતે ), આત્માને વિષે અન્તર્ભૂત થાય છે. ૬૫

જો આત્મા આનન્દાત્મક છે તો સ્રગાદિ વિષયાનન્દની ઇચ્છા ન થાય એમ આશંકા પરત્વે ' आत्मनि ' ઇત્યાદિ વાક્યાર્થવડે સમાધાન-કથન કરે છે:-

आत्मन्यानन्दमज्ञात्वा विषयेषु स्वविभ्रमात् ।
बाह्यमिच्छति तल्लाभाद्धीरात्मन्युपशाम्यति ॥ ६६ ॥

× ટિપ્પણ: ૬૪ વિમૂઢ-સ્થૂલદૃષ્ટિવાળા, ઉત્તરાર્ધવડે સ્વર્ગતુલ્યત્વનું ઉપપાદન કરે છે.
× ટિપ્પણ: ૬૬ સ્રગ્-ફુલની માળા.

અ૦ ( પુરૂષ ) આત્મવિષયક ભ્રમને લીધે આત્મ-સ્વરૂપની અંદર રહેલ આનન્દને ન જાણીને વિષયો મધ્યે બહાર હોનાર આનંદની ઇચ્છા કરે છે. ( અને ) તે ( વિષયાનન્દ )ના લાભ થકી આત્માને વિષે જ બુદ્ધિ લીન થાય છે ( અર્થાત્ આત્મસ્વરૂપ આનન્દને અનુભવે છે. ) ૬૬

आत्मानन्दं क्षणं भुक्त्वा पुनर्भ्रान्त्या वहिर्व्रजेत् ।
विवेकिधीर्निजानन्दं भुङ्क्ते तत्रैव सर्वदा ॥ ६७ ॥

અ૦ ( આત્મા મધ્યે અવસ્થિત થઇ ) આત્માનન્દને ક્ષણભર ભોગવી ( સુખ ) ભ્રાન્તિને લઈ ( અવિવેકિ-બુદ્ધિ ) પુનઃ બહાર જાય છે. ( બાહ્ય વિષયોની કામના કરે છે. ) વિવેકયુક્ત બુદ્ધિ, સર્વદા આત્મા મધ્યે સ્થિત હોઇને નિજાનન્દનો અનુભવ કરે છે. ૬૭

નિજાનન્દના બોધપ્રકારનું ' વિષયે ' ઇત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છેઃ-

विपये दुःखजातं यत्तद्वीक्ष्यापक्षपाततः ।
शक्यो वोद्धुं निजानन्दो बुध्यन्ते हि विवेकिनः ॥ ६८ ॥

અ૦ વિષય સંપાદન કરવા આદિમા જે દુઃખરાશિ રહેલો છે તેનો લાપક્ષપાત વિચાર કરીને સ્વરૂપભૂત આનન્દ જાણવો શકય છે. કેમકે, વિવેકી તેને જાણે છે. ૬૮

આત્માનંદ પામીને-આનન્દાત્મક આત્માનો અનુભવ કરીને-વામદેવ અમર થયા એમ કહેવું અયુક્ત છે, કેમકે તેનું પણ મરણશ્રવણ છે આમ આશંકા પરત્વે, ' વામદેવ ' ઇત્યાદિ વાક્યાર્થવડે દેહાદિનો વિયોગ તે મરણ કહેવાય, આત્માનો વિનાશ તે મરણ નહિ એમ સમાધાન કરે છેઃ—

वामदेवोऽखिलानन्दानाप्त्वात्मन्यमृतोऽभवत् ।
देहप्राणवियोगाख्या मृतिश्चिद्वस्तुनो न हि ॥ ६९ ॥

અ૦ વામદેવ આત્મસ્વરૂપ મધ્યે હોનાર સર્વ આનન્દોને પામીને અમર થયા. કારણ કે, દેહ અને પ્રાણનો વિયોગ હોનાર નામક મરણ ચિદાત્માને હોતું નથી. ૬૯

× ટિપ્પણ· ૬૮ ઉત્તરાર્ધવડે, આત્માના આનન્દરૂપત્વ પરત્વે વિવેકીના અનુભવનું પ્રમાણ કહે છે.

હવે, (ઐતરેય ઉપનિષદના) ત્રીજા અધ્યાયનું વ્યાખ્યાન કરવાની ઇચ્છાથી વૈરાગ્ય તથા મુમુક્ષાસંપન્ન પુરૂષને આત્મબોધ સિદ્ધ થાય છે એવા પૂજિત વિચારનું 'इत्थं' ઇત્યાદિ વાક્યાર્થવડે અવતરણ કરે છેઃ—

इत्थं संसारदुष्टत्वं पुरुषार्थं च बोधतः ।
श्रुत्वा विरक्ता बोधार्थं मीमांसन्ते मुमुक्षवः ॥ ७० ॥

અ૦—આ પ્રમાણે સંસારના દોષયુક્તપણાને અને જ્ઞાનથી પુરૂષાર્થને—મોક્ષને—જાણીને વિરક્ત મુમુક્ષુઓ, બોધાર્થ વિચાર કરે છે. ૭૦

"कोऽयमात्मेति वयमुपास्महे અર્થઃ—(જે આત્માની) આ આત્મા છે એમ આપણે ઉપાસના કરીએ છીએ (તે આત્મા) કયો? (ઐત૦ ૩. ૫. ૧.) ઇતિ વાક્યનું 'अहं' ઇત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છેઃ—

अहं पश्याम्यहं वच्मीत्यात्मानं सर्वदा वयम् ।
उपास्महे योगिवन्द्यं कोऽसौ मूर्ध्नि प्रविष्टवान् ॥ ७१ ॥

અ૦ (જે) યોગીવંદ્ય આત્માની સર્વ સમયે 'અમે 'હું જોઉં છું, હું બોલું છું' એ પ્રકારે ઉપાસના કરીએ છીએ (અને જે) મસ્તક (ભેદીને કાર્યકરણસંઘાત)ને વિષે પ્રવેશેલો તે કયો (છે)? ૭૧

હવે "कतरः स आत्मा અર્થઃ—તે આત્મા (બેમાંથી) કયો?" (ઐત. ૩. ૩. ૧.) ઇતિ વાક્યના તાત્પર્યનું 'मायावी' ઇત્યાદિ વાક્યાર્થ વડે નિરૂપણ કરે છેઃ—

मायावी शुद्धचिद्वात्मा कतरः स्रष्टितः पुरा ।
बुभुत्सन्ते द्वयोस्तत्त्वं जीवात्मपरमात्मनोः ॥ ७२ ॥

અ૦ આત્મા કયો? માયાશબલ કે શુદ્ધચૈતન્ય; સૃષ્ટિની પૂર્વે (તે મધ્યે) કયો (હતો) (એમ) (મુમુક્ષુઓ) બેય જીવાત્મા તથા પરમાત્માનું તત્ત્વ જાણવાની જિજ્ઞાસા કરે છે. ૭૨

હવે, "येन वा पश्यति येन वा शृणोति અર્થઃ—(તેમાં) જે વડે જુવે છે, જે વડે સાંભળે છે," (ઐત૦ ૩. ૫. ૧.) ત્યાંથી માંડી "प्रज्ञानस्य नामधेयानि भवन्ति અર્થઃ—પ્રજ્ઞાનનાં નામો થાય છે" (ઐત ૩. ૫. ૨.)

× ટિપ્પણ: ૭૨ આત્મા જાણવાની 'જીજ્ઞાસા' કહી.

ઈત્યન્ત શ્રુતિના તાત્પર્યનું શ્લોક ૭૨-૯૬ પર્યંત ' जीवस्य ' ઈત્યાદિ વાક્યાર્થ-વડે નિરૂપણ કરે છેઃ-

**जीवस्य चेतनत्वेन चैतन्यं चिन्त्यतामिदम् ।**
**चक्षुरादिविशिष्टं तच्छुद्धं वा तत्त्वमस्य किम् ॥ ७३ ॥**

અ૦ જીવના ચેતનત્વગુણે આ ચૈતન્યનું ચિંતન કરો. શું આનું તે તત્ત્વ ચક્ષુપ્રભૃતિ ( ઇન્દ્રિયોવડે વિશિષ્ટ (છે) કે શુદ્ધ ( છે )? ૭૩

પાંચ જ્ઞાનેન્દ્રિય તથા તેના વિષયોનું ' चक्षु ' ઇત્યાદિ વાક્યાર્થ વડે નિરૂપણ કરે છેઃ—

**चक्षुःश्रोत्रे घ्राणजिह्वे त्वक्च धीन्द्रियपञ्चकम् ।**
**रूपशब्दो गन्धरसौ स्पर्शश्च विषयाः क्रमात् ॥ ७४ ॥**

અ૦ ચક્ષુ તથા શ્રોત્ર, ઘ્રાણ તથા જીહ્વા અને ત્વચા ( એમ આ ) જ્ઞાનેન્દ્રિય પંચક (છે). ( તેમજ ) રૂપ અને શબ્દ, ગન્ધ તથા રસ અને સ્પર્શ ( એમ જ્ઞાનેન્દ્રિય પંચકના ) ક્રમતઃ ( પાંચ ) વિષયો ( છે ) ૭૪

કર્મેન્દ્રિયો તથા તેની ક્રિયાનું ' वाक्पाणिपादपायूपस्थाः ' ઈત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છેઃ-

**वाक्पाणिपादपायूपस्थाः कर्मेन्द्रियपञ्चकम् ।**
**भाषणादानगमनविसर्गानन्दकाः क्रियाः ॥ ७५ ॥**

અ૦ વાક્, હસ્તપાદ, પાયુ અને ઉપસ્થ, પાંચ કર્મેન્દ્રિય ( છે ) ભાષણ, ગ્રહણ, ગમન, ત્યાગ અને આનન્દ ( તેની ) પાચ ક્રિયા ( છે ). ૭૫

જ્ઞાન તથા ક્રિયાશક્તિરૂપ જ્ઞાનેન્દ્રિય તથા કર્મેન્દ્રિયનાં દશ ગોલકનું ' गोलकानि ' ઇત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છેઃ-

**गोलकानि दशैतेषामक्ष्यादीनि स्फुटानि हि ।**
**ज्ञानक्रियाशक्तिरूपमिन्द्रियं गोलकस्थितम् ॥ ७६ ॥**

અ૦ આ ( ઇન્દ્રિયોનાં ) આંખ ( કર્ણ ઇત્યાદિ ) દશ ગોલક સ્પષ્ટ જ ( છે. ) જ્ઞાન તથા ક્રિયા શક્તિરૂપ ઇન્દ્રિય ( પોત પોતાના નિયત ) ગોલકને વિષે ( રહે છે. ) ૭૬

× ટિપ્પણઃ ૭૪ ઘ્રાણ—નાસિકા; ત્વચા—ચામડી; પાયુ—ગુદા; ઉપસ્થ—જનનેન્દ્રિય.

પ્રાણોનો તેમના વિભાગ તથા સ્થાનપૂર્વક પોતાના નામ વડે ' प्राणः ' ઇત્યાદિ વાક્યાર્થવડે ક્રમથી નિર્દેશ કરે છેઃ—

प्राणोऽपानः समानश्चोदानव्यानौ च वायवः ।
हृद्गुदे नाभिकण्ठौ च देहश्चेषु वसन्ति ते ॥ ७७ ॥

અ૦ પ્રાણ, અપાન, સમાન, ઉદાન અને વ્યાન ( પાંચ ) વાયુ ( છે ). તે હૃદય, ગુદા, નાભિ, કંઠ અને દેહ, આ ( સ્થાનો )ને વિષે રહે છે. ૭૭

પ્રાણાદિના વ્યાપારનું ' श्वास ' ઇત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છેઃ—

श्वासाधोगतिवृत्ती द्वे वपुष्यन्नसमीकृतिः ।
उद्गारादिर्देहबलं पञ्च वायुक्रिया इमाः ॥ ७८ ॥

અ૦ શ્વાસ અને અધોગતિ આ બે વૃત્તિ, શરીરને વિષે અન્નનું સમીકરણ, ઓડકાર આદિ ( અને ) દેહબળ, આ પાંચ વાયુની ક્રિયા ( છે ). ૭૮

બુદ્ધિ તથા મનનું તેના અધિષ્ઠાન તથા વ્યાપારપૂર્વક ' अहंकर्ता ' ઇત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છેઃ—

अहंकर्ता वपुर्व्याप्य जडं चेतनतां नयेत् ।
मनोऽन्तर्हृदयवस्थाय वृत्तीः कामादिकाः सृजेत् ॥ ७९ ॥

અ૦ અહંકાર, જડ શરીરને વ્યાપ્ત થઈ ચેતનતા આણે છે. મન, હૃદય વિષે રહીને કામાદિક વૃત્તિઓને ઉત્પન્ન કરે છે. ૭૯

હવે, લિંગ દેહના શબ્દાર્થનું કથન કરી સંસાર તથા તેના મોક્ષનું ' ज्ञानेन्द्रियाणि ' તથા ' अज्ञानकल्पितः ' ઇત્યાદિ બે શ્લોકવડે નિરૂપણ કરે છેઃ-

ज्ञानेन्द्रियाणि पञ्चात्र तथा कर्मेन्द्रियाण्यपि ।
वायवः पञ्च कर्ता च मनः सप्तदशं स्मृतम् ॥ ८० ॥

અ૦ અહીં પાંચ જ્ઞાનેન્દ્રિય તથા પાંચ કર્મેન્દ્રિય, પાંચ વાયુ, અહંકર્તા, અને સત્તરમું મન એમ સ્મૃતિમાં કહેલું છે. ૮૦

सोऽयं सप्तदशस्तोमो लिङ्गदेहः स्वयोनिषु ।
सर्वासु संसरत्यस्य विनाशो मोक्ष उच्यते ॥ ८१ ॥

× ટિપ્પણુ: ૭૯ અહંકાર-જીવ; પ્રમાતા; ચિદાભાસયુક્ત અહંકાર.

અ૦ તે આ સતર ભૂતપરિણામનો સંઘ (તે) લિંગદેહ (છે) (તે) જીવ યોનિઓ મધ્યે સંસરે છે આ (લિંગ દેહ)નો વિનાશ તેને મોક્ષ કહે છે ૮૧

अज्ञानकल्पितो देहस्तत्त्वज्ञानेन नश्यति ।
ज्ञानोत्पत्तिर्विचारेण तस्मादात्मा विचार्यते ॥ ८२ ॥

અ૦ દેહ અજ્ઞાનવડે કલ્પિત (છે) (એથી) તે તત્વજ્ઞાન વડે નાશ પામે છે જ્ઞાનોદય (વિચાર વડે (થાય છે) (તેથી) આત્માનો (શ્રુતિવડે) વિચાર કરાય છે ૮૨

'येन वा पश्यति અર્થ –કે જે વડે જુવે છે' (एत, ३. ५ १) આમ શ્રુતિના અર્થનું 'येन' ઈત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છે—

येन पश्यत्यसावात्मा यः पश्यति स वा भवेत् ।
द्रष्टा पश्यति बोधेन चाक्षुषेण तयोस्तु कः ॥ ८३ ॥

અ૦ જેના યોગે (રૂપાદિને) જુવે તે આ આત્મા? કે જે જુવે છે તે આત્મા? હોય દ્રષ્ટા ચાક્ષુષ બોધવડે જુવે છે તે (દ્રષ્ટા તથા બોધ) મધ્યે કોણ (આત્મા)? ૮૩

ઉક્તાર્થનો જ 'येन वा शृणोति' ઈત્યાદિ પર્યાયો પરત્વે, 'शृणोति' ઈત્યાદિ વાક્યાર્થવડે અતિદેશ કરે છે—

शृणोति येन यः श्रोता तयोरित्यादि योज्यताम् ।
चैतन्यमस्ति करणे कर्तरीत्यत्र चिन्त्यते ॥ ८४ ॥

અ૦ જે શ્રોતા જે (શ્રોત્ર) વડે સાંભળે છે તે મધ્યે (આત્મા કોણ?) ઈત્યાદિ યોજના કરવી (ચક્ષુરાદિ) કરણ મધ્યે ચૈતન્ય છે કે (સાભાસ અહંકારાદિ રૂપ) કર્તા મધ્યે ચૈતન્ય છે? એમ અહીં (येन वा पश्यति ઇત્યાદિ પર્યાય પરત્વે) વિચાર કરેલો છે ૮૪

કારણ–

बहूनि करणान्येषु बोधा दृष्ट्यादिनामकाः ।
बहवः कर्तृबाहुल्यमपि द्रष्ट्रादिभेदतः ॥ ८५ ॥

* ટિપ્પણ ૮૧ સંસરે છે–જન્મ મરણને પામે છે

× ટિપ્પણ ૮૫ બાહુલ્ય–અનેકપણું

અ૦ ઇન્દ્રિયો પુષ્કળ ( છે ) તે દ્વારા હોનાર દૃષ્ટિ ( શ્રુતિઘ્રાતિ ) પ્રભૃતિ બોધ અને દ્રષ્ટા [ શ્રોતા ] ઇત્યાદિ ભેદમુખે કર્તાનું બાહુલ્ય ( છે ). ૮૫

બાહ્યકરણ તથા કર્તાનો ભેદ આ પ્રમાણે ભલે હોય તથાપિ, શરીરની અંદરના કરણ તથા કર્તાના ભેદનું શું પ્રમાણ ? આ આશંકા પરત્વે, ' यदेतद् धृदयं मनश्चैतत् અર્થ:–જે આ હૃદયને મન ( છે તે ) ઇત્યાદિથી લઇને ' कामोवशः ' અર્થ:–કામ(ને) વશ, ' ( પે૦ ૩. ૫. ૨. ] ઇતિ પર્યંતની શ્રુતિના તાત્પર્યનું ' करणानां ' ઇત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છે:–

करणानां च कर्तृणां भेदः स्याच्चक्षुरादिके ।
वाह्ये यथा तथैवान्तः शरीरेऽप्यवगम्यताम् ॥ ८६ ॥

અ૦ જે પ્રમાણે બાહ્ય ચક્ષુઃ પ્રભૃતિ ઇન્દ્રિયો અને કર્તાઓનો ભેદ ( હોય ) તેજ પ્રમાણે શરીરની અંદર પણ ( છે એમ ) જાણવું. ૮૬

' यदेतद्धृदय ' ઇતિ શ્રુતિસ્થ ' हृदय ' શબ્દાર્થનું નિરૂપણ કરી ' कर्त्रुप-पाधि ' ઇત્યાદિ વાક્યાર્થવડે કર્તાકરણનો ભેદ કહે છે–

कर्त्रुपाधिरहंकारो वाच्यो हृदयशब्दतः ।
करणं स्यान्मनस्तस्य संज्ञानाद्यास्तु वृत्तयः ॥ ८७ ॥

અ૦ કર્તા જેની ઉપાધિ છે તે ' અહંકાર 'નું ' હૃદય ' શબ્દવડે નિરૂપણ થાય છે. તેનું સાધન ' મન ' છે અને ' સંજ્ઞાન ' આદિ [ તેની ] વૃત્તિઓ ( હોય છે ). ૮૭

સર્વ કર્તા તથા કરણમધ્યે ચૈતન્ય ભિન્ન ભિન્ન દેખાય છે તો તે મધ્યે કોણ આત્મા એમ સંશયની યોગ્યતાનું ' तत्र ' ઇત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છે:–

तत्र सर्वत्र चैतन्यं लक्ष्यते हि पृथक् पृथक् ।
एवं सति बहुष्वेषु कः स्यादात्मेति संशयः ॥ ८८ ॥

અ૦ તે સર્વ કર્તાકરણ મધ્યે ચૈતન્ય પૃથક્ પૃથક્ પ્રતીત થાય છે તે પ્રસિદ્ધ છે એમ હોવાથી, આ અનેક પ્રકારનાં ચૈતન્ય મધ્યે આત્મા કોણ હોય એમ સંશય (થાય છે). ૮૮

× ૮૫ કરણ–ઇન્દ્રિય.

× ટિપ્પણ: ૮૭ કર્તા–આભાસના સ્વરૂપનો પ્રયોજક અહંકાર.

હવે, ' सर्वाण्येवैतानि प्रज्ञानस्य नामधेयानि અર્થ:—આ સર્વે જ પ્રજ્ઞાનનાં નામો ( થાય છે ) ' ( ઐત૦ ૩. ૫. ૨ ) એમ આ ઉપરના સંશયના નિર્ણય કરનાર વાક્યનું ' प्रज्ञान ' ઇત્યાદિ વાક્યાર્થ વડે વ્યાખ્યાન કરે છે:–

प्रज्ञानमेकं सर्वेषु यत्स आत्मेति निर्णयः ।
प्रकृष्टं निरुपाधित्वाच्चैतन्यं यत्तदीक्ष्यताम् ॥ ८९ ॥

અ૦ ઉપર કહેલા સર્વ ભાવપદાર્થ મધ્યે જે એક ' પ્રજ્ઞાન ' તે 'આત્મા' એમ નિર્ણય (છે.) જે, ઉપાધિરહિતપણાને લીધે પ્રકૃષ્ટ ચૈતન્ય હોય છે, તેને (' આત્મતત્ત્વ ') એમ જાણો. ૮૯

નિરૂપાધિક ચૈતન્ય તે આત્મા છે, અને અહંકારાદિ આત્માની ઉપાધિઓ છે અને તેને વિષે ચિત્પ્રતિબિમ્બ સંક્રમણ કરે છે તેથી તે ( અહંકારાદિ ) ચૈતન્યરૂપ થાય છે એમ ' अहंकारः ' ઈત્યાદિ વાક્યાર્થ વડે યુક્તિપૂર્વક નિરૂપણ કરે છે:—

अहंकारो मनो बाह्यं करणं चाप्युपाधयः ।
तेषु सर्वेषु चिच्छाया संक्रान्ता चेतनाऽन्यतः ॥ ९० ॥

અ૦ અહંકાર, મન અને ( શ્રોત્રાદિ ) બાહ્ય ઇન્દ્રિય પણ ઉપાધિ ( છે. ) તે સર્વ ( ઉપાધિ ) મધ્યે બીજા ( તત્ત્વ ) થકી પ્રાપ્ત એવી ચૈતન્યની છાયા ( આભાસ ), તે ' ચેતના ' ( હોય છે. ) ૯૦

અહંકારાદિ મધ્યે મુખ્ય ચૈતન્ય ન હોવાથી તે ( અહંકારાદિ )નું ' આત્મત્વ ' પણ અમુખ્ય હોય છે તેનું યુક્તિપૂર્વક ' न मुख्यं ' ઈત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છે:—

न मुख्यं तेषु चैतन्यमात्मत्वस्याप्यमुख्यता ।
सुषुप्तौ तानि लुप्यन्ते नत्वात्मा तत्र लुप्यते ॥ ९१ ॥

અ૦ તે ઉપાધિ મધ્યે, ' મુખ્ય ' ચૈતન્ય નથી. ( એથી તેમના ) આત્મત્વની પણ ' અમુખ્યતા ' ( હોય છે. ) (કેમકે) તે ( અહંકારાદિક ) સુષુપ્તિ મધ્યે લુપ્ત થાય છે પણ તે અવસ્થાને વિષે ' આત્મા ' લુપ્ત થતો નથી. ૯૧

× ટિપ્પણ: ૮૯ ઉત્તરાર્ધ શ્લોક વડે ' પ્રજ્ઞાન ' પદાર્થનું અન્વયાર્થ-કથનપૂર્વક વિવરણ કરેલું છે.

'પ્રજ્ઞાન'ની જ મુખ્ય આત્મતા હોય છે એમ 'પ્રજ્ઞાનં' ઈત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છેઃ—

प्रज्ञानं निरुपाधित्वान्नित्यं तल्लोपभासकम् ।
प्रज्ञानस्यात्मता तस्मान्मुख्या नान्यस्य कस्यचित् ॥ ९२ ॥

અ૦ તે ઉપાધિનો લોપ ભાસવનાર 'પ્રજ્ઞાન' નિરૂપાધિક હોવાથી નિત્ય છે. તેથી પ્રજ્ઞાનની આત્મતા 'મુખ્ય' (છે.) બીજા કોઈની મુખ્ય હોતી નથી. ૯૨

'દ્રષ્ટા' 'શ્રોતા' પ્રભૃતિ શબ્દો લક્ષણાવડે કરીને મુખ્ય આત્માના બોધક છે એમ 'દ્રષ્ટાદ્યાઃ' ઈત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છેઃ—

द्रष्ट्राद्या अपि दृष्ट्याद्याः शब्दाः मुख्यात्मवस्तुनः ।
नामान्युपाधिमालम्ब्य तस्मादात्मोपलक्षकाः ॥ ९३ ॥

અ૦ દ્રષ્ટા, (શ્રોતા તથા મનન કરનાર) ઈત્યાદિ અને દ્રષ્ટિ (શ્રુતિ, મનન) ઈત્યાદિ શબ્દો, મુખ્ય આત્માની ઉપાધિનો આશ્રય કરીને (પ્રવૃત્ત થનાર) નામો (છે). તેથી, તે (તે શબ્દો) આત્માના ઉપલક્ષક (છે). ૯૩

તે શબ્દોના ઉપલક્ષકપણાનું 'યથૈકસ્યૈવ' તથા 'ઉપલક્ષ્યં' ઇતિ બે શ્લોકોવડે દૃષ્ટાંતપૂર્વક સ્પષ્ટીકરણ કરે છેઃ—

यथैकस्यैव सम्बन्धविशेषोपाधिनाऽखिलाः ।
पुत्रभ्रात्रादयः शब्दा नामत्वेनोपलक्षकाः ॥ ९४ ॥
उपलक्ष्यन्तु हस्तादियुक्तमेकं वपुस्तथा ।
चेतनैः कर्तृकरणैः प्रज्ञानमुपलक्ष्यते ॥ ९५ ॥

અ૦ જે પ્રમાણે પુત્ર, ભ્રાતા, (પિતા) ઈત્યાદિ સર્વ શબ્દો, નિરનિરાળા સંબંધના ઉપાધિમુખે કરીને એકજ પુરૂષનાં નામરૂપે ઉપલક્ષક (હોય છે) પણ તેનું ઉપલક્ષ્ય હસ્તાદિવડે યુક્ત એવું એક (જ) શરીર (હોય છે) તે પ્રમાણે ચેતનયુક્ત કર્તા વા ઇન્દ્રિયોવડે 'પ્રજ્ઞાન' ઉપલક્ષિત (હોય છે). ૯૪-૯૫

જીવના 'વાસ્તવ' સ્વરૂપનું 'પ્રજ્ઞાનં' ઈત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છેઃ—

× ટિપ્પણ: ૯૨ લોપ—અભાવ; ભાસવનાર—પ્રકાશક.

× ટિપ્પણ: ૯૪ ઉપલક્ષક—બોધક; ઉપલક્ષ્ય—બોધ્ય.

प्रज्ञानं कर्तृदेहादिसाक्षिभूतं यदस्ति तत् ।
जीवस्य वास्तवं रूपमित्येवं निर्णयो भवेत् ॥ ९६ ॥

અ૦ જે કર્તા તથા દેહ ઇત્યાદિનું સાક્ષિભૂત પ્રજ્ઞાન છે તે, જીવનું 'વાસ્તવ' સ્વરૂપ છે એમ નિર્ણય થાય છે. ૯૬

'एष ब्रह्मैष इन्द्रः' અર્થઃ–આ હિરણ્યગર્ભ, આ ઇન્દ્રે, ઇત્યાદિ પ્રભૃતિ 'प्रज्ञा प्रतिष्ठा' અર્થઃ–પ્રજ્ઞા આશ્રય (છે) ઇત્યન્ત (ऐत. ૩. ૯. ૩.) શ્રુતિતાત્પર્યનું 'प्रज्ञानं' ઇત્યાદિ નવ શ્લોક વડે નિરૂપણ કરે છે. તેમાં જીવના વાસ્તવરૂપ પ્રજ્ઞાનની બ્રહ્માત્મતા સિદ્ધ કરવા, પ્રજ્ઞાનના સર્વત્ર સદ્ભાવનું નિરૂપણ કરે છેઃ–

प्रज्ञानं स्वशरीरेऽस्ति तथा देहान्तरेष्वपि ।
ब्रह्मादिस्थावरान्तेषु तस्य स्यात्परमात्मता ॥ ९७ ॥

અ૦ (જે પ્રમાણે) પ્રજ્ઞાન સ્વશરીર મધ્યે હોય છે તે પ્રમાણે તે બ્રહ્મા પ્રભૃતિ સ્થાવર પર્યંત (સર્વ દેહોને વિષે) પણ (છે). તેનું વાસ્તવરૂપ પરમાત્મત્વ છે. ૯૭

તે પ્રજ્ઞાનનું બ્રહ્મત્વ (પરમાત્મત્વ) શી રીતે છે તેનું 'प्रज्ञानस्य' ઇત્યાદિ વાક્યાર્થવડે દૃષ્ટાન્તપૂર્વક નિરૂપણ કરે છેઃ—

प्रज्ञानस्यास्य जीवत्वं प्राणधारणतो यथा ।
जगत्स्रष्टृत्वादिहेतुत्वाद्ब्रह्मत्वं च तथेष्यताम् ॥ ९८ ॥

અ૦ આ પ્રજ્ઞાનનું, પ્રાણ ધારણ કરવાથી જેમ 'જીવપણું' (હોય છે) તેમ વળી, જગતની ઉત્પત્તિ કરવાપણા આદિ નિમિત્તમુખે 'બ્રહ્મપણું' પ્રાપ્ત થાય છે. ૯૮

હવે, 'जगत्' પદનો અર્થ કહી 'प्रज्ञानेत्रं' પદના અર્થનું 'स्थावरं' ઇત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છેઃ—

स्थावरं जंगमं सर्वं जगदित्यभिधीयते ।
तस्य प्रज्ञैव नेत्रं स्यात्स्रष्टृत्वादिनयनादसौ ॥ ९९ ॥

અ૦ સર્વ સ્થાવર અને જંગમ તેને 'જગત' એમ કહેવાય છે. આ 'પ્રજ્ઞા'જ સૃષ્ટિ (સ્થિતિ) ઇત્યાદિના નિર્માણપણાને લીધે નિર્માણકર્તા હોય છે. ૯૯

× ટિપ્પણ: ૯૬ કર્તા–સાભાસબુદ્ધિ.

× ટિપ્પણ: ૯૮ આ શ્લોકમાં 'જીવત્વ' તથા 'બ્રહ્મત્વ'ની પ્રયોજક બન્ને ઉપાધિનું નિરૂપણ કરેલું છે

'प्रज्ञाने प्रतिष्ठितम्' અર્થઃ-પ્રજ્ઞાનમાં સ્થિત (છે) (ઐત૦ ૩-૫-૩) ઇતિ વાક્યાર્થનું 'प्रज्ञानं' ઇત્યાદિવડે નિરૂપણ કરે છેઃ—

प्रज्ञानं शुद्धचिद्रूपमासीयत्सृष्टितः पुरा ।
तस्मिन्प्रतिष्ठितं सर्वं माययोत्पादितत्वतः ॥ १०० ॥

અ૦ સૃષ્ટિની પૂર્વે જે શુદ્ધ ચૈતન્યરૂપ 'પ્રજ્ઞાન' હતું તે મધ્યે સર્વ, માયાએ ઉત્પન્ન કરેલ હોવાથી પ્રતિષ્ઠિત (છે). ૧૦૦

હવે, 'प्रज्ञानेत्रो लोकः અર્થઃ-લોક પ્રજ્ઞારૂપ નેત્રવાળો (છે)' (ઐત૦ ૩-૫-૩) ઇતિ વાક્યાર્થવડે નેત્રત્વનું નિરૂપણ કરે છેઃ—

उत्पत्तिस्थितिकालेऽसौ लोकः प्रज्ञाननेत्रकः ।
नेत्रत्वं व्यवहारस्य सुखादेर्नयनाद्भवेत् ॥ १०१ ॥

અ૦ ઉત્પત્તિ અને સ્થિતિકાળે આ લોક પ્રજ્ઞાનનેત્રક (હોય છે), સુખાદિના પહોંચાડવાપણા-ને નયન-લીધે (તે) વ્યવહારનું 'નેત્રત્વ' પ્રાપ્ત થાય છે. ૧૦૧

'प्रज्ञा प्रतिष्ठा' (ઐત૦ ૩-૫-૩) આ વાક્યાર્થનું 'लये' ઇત્યાદિ વાક્યાર્થ વડે નિરૂપણ કરે છેઃ—

लये प्रज्ञा प्रतिष्ठा स्यात्तत्र सर्वस्य संहृतेः ।
सृष्टिस्थितिलया इत्थं श्रुताः प्रज्ञानहेतुकाः ॥ १०२ ॥

અ૦ લય મધ્યે પ્રજ્ઞાનને વિષે સર્વ (જગત્)નો ઉપસંહાર હોય છે તેથી 'પ્રજ્ઞા' (સર્વની) પ્રતિષ્ઠા છે. આ પ્રમાણે સૃષ્ટિ, સ્થિતિ અને લય (શ્રુતિમાં) પ્રજ્ઞાનહેતુક કહેલાં છે. ૧૦૨

સૃષ્ટિ આદિ પ્રજ્ઞાનનેત્રક છે એમ કહ્યું ત્યાં સાક્ષી કોણ? એમ આશંકા પરત્વે, જીવચૈતન્ય તેનું સાક્ષી છે એમ 'स्वप्न' ઇત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છેઃ—

स्वप्नसृष्टिस्थितिलया जीवचैतन्यसाक्षिकाः ।
निर्जीवस्तंभकुड्यादौ स्वप्नसृष्ट्यादयो न हि ॥ १०३ ॥

---

× ટિપ્પણઃ ૧૦૨ પ્રતિષ્ઠા-આશ્રય.

× ટિપ્પણઃ ૧૦૩ જીવચૈતન્યસાક્ષિક-જીવપ્રજ્ઞાનહેતુક; અત્ર, जीवः स्वप्नसृष्ट्यादिकर्ता तत्साक्षित्वात् यन्नैवं तन्नैवं यथा स्तम्भादि न चायं तथा એમ અનુમાન પ્રયોગ છે.

અ૦ સ્વપ્નની સૃષ્ટિ-ઉત્પત્તિ, સ્થિતિ અને લય જીવચૈતન્ય-સાક્ષિક (હોય છે). કારણ, નિર્જીવ સ્તમ્ભ તથા ભીંત ઈત્યાદિ મધ્યે સ્વપ્નસૃષ્ટિ આદિ હોતાં નથી. ૧૦૩

એ રીતે, જગતની સૃષ્ટિ આદિના બ્રહ્મસાક્ષિપણાનું 'जगत्' ઈત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છે:—

**जगत्सृष्टिस्थितिलया ब्रह्मचैतन्यसाक्षिकाः ।**
**ब्रह्मचैतन्यरहिते वन्ध्यापुत्रे न सन्ति ते ॥ १०४ ॥**

અ૦ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય બ્રહ્મચૈતન્ય-સાક્ષિક (છે). તે બ્રહ્મચૈતન્યશૂન્ય વન્ધ્યાપુત્રને વિષે હોતાં નથી. ૧૦૪

સાધનચતુષ્ટયસંપન્ન અધિકારીને 'येन वा पश्यति' ઈત્યાદિ વાક્યાર્થવડે જે સંદેહ થયલો તેને વિચારતઃ જે પ્રકારનો આત્મતત્ત્વ પરત્વે નિર્ણય થયો તેનું 'जगत्' ઈત્યાદિવડે નિરૂપણ કરે છે—

**जगत्सृष्ट्याद्यधिष्ठानं शुद्धचैतन्यमद्वयम् ।**
**परमात्मस्वरूपं स्यादिति तस्यात्र निर्णयः ॥ १०५ ॥**

અ૦ જગતની ઉત્પત્તિ આદિનું અધિષ્ઠાનરૂપ અદ્વય શુદ્ધચૈતન્ય, તે પરમાત્માનું સ્વરૂપ છે એમ તે (અધિકારી)ને અહીં નિર્ણય (થાય છે). ૧૦૫

અહીં લગી 'બ્રહ્મ' તથા 'અજ્ઞાન' પદાર્થનું સંશોધન કરી, હવે 'प्रज्ञानं ब्रह्म' અર્થ:-પ્રજ્ઞાન બ્રહ્મ (છે) (ઐત૦ ૩-૫-૩) ઇતિ મહાવાક્યના અર્થનું નિરૂપણ કરે છે:—

**यत्प्रज्ञानं स्वात्मरूपं तद्ब्रह्मेति विबुध्यताम् ।**
**प्रज्ञानं ब्रह्म विज्ञाय तिष्ठेद्ब्रह्मात्मना सदा ॥ १०६ ॥**

અ૦ જે સ્વ-આત્મરૂપ 'પ્રજ્ઞાન' તે બ્રહ્મ (છે) એમ જાણો. પ્રજ્ઞાન બ્રહ્મ (સર્વવ્યાપી) (છે એમ) જાણી સદા બ્રહ્મરૂપે રહે. ૧૦૬

જ્ઞાનફલનું 'जीवन्नेव' ઈત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છે:-

जीवन्नेव स्थितप्रज्ञो मुक्तः स्याद्वामदेववत् ।
म्रियतां यत्र तत्रास्य वपुः सोऽयं न जायते ॥ १०७ ॥

અ૦ તે જીવતાં જ વામદેવ પ્રમાણે સ્થિતપ્રજ્ઞ અને મુક્ત થાય છે. આનું શરીર જ્યાં ત્યાં મરે (પણ તે (પુનઃ) જન્મતો નથી. ૧૦૭

ઐતરેય ઉપનિષદ્‌ના વ્યાખ્યાનનો 'ऐतरेय' ઇત્યાદિ વાક્યાર્થવડે ઉપસંહાર કરે છેઃ–

ऐतरेयब्रह्मविद्यां व्याख्यातां संग्रहादिमाम् ।
सुस्थिरामनुगृह्णातु विद्यातीर्थमहेश्वरः ॥ १०८ ॥

અ૦ વિદ્યાતીર્થમહેશ્વર, સંક્ષેપતઃ વ્યાખ્યાન કરેલ આ 'બ્રહ્મવિદ્યા' સુસ્થિર કરનારો અનુગ્રહ કરો (અર્થાત સુસ્થિર હો). ૧૦૮

ઇતિ ઐતરેય ઉપનિષદ્વિવરણનામક પ્રથમ અધ્યાય સમાપ્ત.



■ ટિપ્પણ: ૧૦૭ 'अमृतः समभवत्' (ઐત ૨-૫-૪) એમ કહેલું છે તો સ્થિત પ્રજ્ઞને મરણ કેમ હોય? આ શંકાનું ઉત્તરાર્ધ શ્લોક વડે સમાધાન કરેલું છે.

× ટિપ્પણ: ૧૦૮ ઉપસંહાર–સમાપ્તિ; વિદ્યાતીર્થમહેશ્વર–વિદ્યારણ્ય મુનિના ગુરુ.

# अध्याय २ जो

હવે, તૈત્તિરિય ઉપનિષદ્‌ગત 'બ્રહ્મવલ્લી'ના વ્યાખ્યાનને 'ब्रह्मवल्लयां' ઈત્યાદિ વાક્યાર્થવડે આરંભ કરે છે.–

**ब्रह्मवल्लयां ब्रह्मविद्यां तित्तिरिः प्राह यामिमाम् ।**
**वक्ष्ये सुखावबोधाय क्रीडन्त्वत्र मुमुक्षवः ॥ १ ॥**

અ० તિત્તિરિમુનિએ બ્રહ્મવલ્લી (નામના અધ્યાય)ને વિષે જે આ 'બ્રહ્મવિદ્યા' નિરૂપણ કરેલી તેનું (જીજ્ઞાસુઓને) અનાયાસે જ્ઞાન સિદ્ધ થાય તે અર્થે (હું) વ્યાખ્યાન કરૂં છું એને (વ્યાખ્યાન વા બ્રહ્મવિદ્યા) વિષે મુમુક્ષુઓ રમણ કરો ૧

કર્મકાણ્ડાનન્તર (કર્મથી જીજ્ઞાસા ઉત્પન્ન થતા) ઉપનિષદ (જ્ઞાનકાણ્ડ)નો આરંભ થાય છે એમ 'दर्शादि' ઇત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છે –

**दर्शादिपितृमेधान्तैः कर्मभिर्बहुजन्मसु ।**
**अनुष्टितैर्विविदिषा जायतेऽन्तिमजन्मनि ॥ २ ॥**

અ० અનેક જન્મો મધ્યે અનુષ્ઠાન કરેલા દર્શપ્રભૃતિ પિતૃમેધ પર્યંત કર્મોના યોગે છેવટના જન્મ મધ્યે 'વિવિદિષા' ઉત્પન્ન થાય છે ૨

ત્રીજા, છઠ્ઠા, સાતમા તથા આઠમા અનુવાક મધ્યે કહેલી ઉપાસનાવડે વિવિદિષાનન્તર ચિત્તૈકાગ્ર્યરૂપ ફલ સિદ્ધ થાય એમ 'ततो' ઇત્યાદિ વાક્યાર્થ-વડે નિરૂપણ કરે છે.–

**ततो योगं समभ्यस्य संहितोपासनादिभिः ।**
**ऐकाग्र्ये साधितेऽथास्य विद्यां सूत्रयति श्रुतिः ॥ ३ ॥**

અ० તદનન્તર [illegible]હિતોપાસના આદિના યોગે 'યોગ'નો રૂડો અભ્યાસ

---

× ટિપ્પણ ૧ ઉપનિષદ્‌ના ૨–૩ અધ્યાયનું વ્યાખ્યાન આ અધ્યાયમાં કરે છે, ૨ વિવિદિષા–જીજ્ઞાસા, જુઓ 'तमेतमात्मानं ब्राह्मणा विविदिषन्ति यज्ञेन दानेन तपसाऽनाशकेन (बृ ४-४-२२) અર્થ –દ્વિજો તે આ (ઉપનિષદમાં પ્રતિપાદન કરેલા પુરૂષ) ને (નિત્યના સ્વાધ્યાય રૂપ) વેદાનુવચનવડે, યજ્ઞવડે, (દ્રવ્યયજ્ઞ વડે તથા જ્ઞાનયજ્ઞ વડે) (શ્રદ્ધાયુક્ત) દાનવડે (ને ફલેચ્છાના ત્યાગ રૂપ નાશ નહિ કરનાર લય વડે જાણવાને ઇચ્છે છે

× ટિપ્પણ ૩ જુઓ 'ब्रह्मविदाप्नोति परं' અર્થ –બ્રહ્મવેત્તા પરબ્રહ્મને પ્રાપ્ત થાય છે.'
(તૈ० ૨-૧)

કરીને ચિત્તની એકાગ્રતા સિદ્ધ (સતે) હવે 'શ્રુતિ' આ એકાગ્રચિત્ત સંબંધી બ્રહ્મજ્ઞાનનો સૂત્રપૂર્વક બોધ કરે છે. ૩

સૂત્રની પૂર્વે શાન્તિમંત્રના પાઠના પ્રયોજનનું 'सूत्रात्' ઈત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છે:–

**सूत्रात्पूर्वं शान्तिमन्त्रो जपायात्रोपवर्णितः ।**
**जपेन विघ्ना द्वेषाद्याः शाम्यन्ति मनसि स्थिताः ॥ ४ ॥**

અ૦ (આ અધ્યાયના) સૂત્રની પૂર્વે શાન્તિમન્ત્ર જપાર્થ વર્ણન કરેલો છે. (તેના) જપ વડે મન મધ્યે રહેલા દ્વેષાદિક દોષો (વિઘ્નો) શાંત થાય છે. ૪

'ब्रह्मविदाप्नोति परं' ઈતિ શ્રુતિ મધ્યે 'સૂત્ર' શબ્દના પ્રયોગને 'ब्रह्मवित्' ઇત્યાદિ વાક્યાર્થવડે ઉપપાદન કરે છે:–

**ब्रह्मवित्परमेतीति सूत्रं सर्वार्थसूचनात् ।**
**ज्ञेयं ज्ञानं फलं चेति सर्वेऽर्थाः सूचिता इह ॥ ५ ॥**

અ૦ 'બ્રહ્મવેત્તા બ્રહ્મને પ્રાપ્ત થાય છે' આ વાક્ય મધ્યે સર્વ અર્થ સૂચવેલો હોવાથી (તે વાક્ય) 'સૂત્ર'રૂપ (છે.) જ્ઞેય, જ્ઞાન અને ફલ આ સર્વ અર્થ આ વાક્ય મધ્યે સૂચવેલ (હોય છે). ૫

ઉક્ત 'જ્ઞેય', 'જ્ઞાન' તથા 'ફલ'નાં યથોદ્દેશ સ્વરૂપનું 'ज्ञेयं' ઇત્યાદિ વાક્યાર્થ વડે નિરૂપણ કરે છે:–

**ज्ञेयं ब्रह्म तदीया धीर्ज्ञानं स्याद्ब्रह्मता फलम् ।**
**सूत्रव्याख्यानरूपायामृच्येतद्विशदीकृतम् ॥ ६ ॥**

અ૦ બ્રહ્મ 'જ્ઞેય' (છે). તેના સાક્ષાત્કારરૂપ માનસવૃત્તિ તે 'જ્ઞાન' (છે). (સાક્ષાત્કાર કરનાર જીવની) બ્રહ્માત્મતાપ્રાપ્તિ તે 'ફલ' (છે). (પૂર્વોક્ત) સૂત્રના વ્યાખ્યાનરૂપ ઋચાને વિષે આનું સ્પષ્ટીકરણ કરેલું છે. ૬

'બ્રહ્મ'ના સ્વરૂપલક્ષણનું 'ज्ञातव्यं' ઈત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છે:–

**ज्ञातव्यं ब्रह्म यत्तत्किमिति चेत्तस्य लक्षणम् ।**
**सत्यं ज्ञानमनन्तं यत्तद्ब्रह्मेत्यवगम्यताम् ॥ ७ ॥**

---

× ટિપ્પણુ: ૪ શાન્તિમન્ત્ર–ॐ सहनाववतु ઇત્યાદિ.

× ટિપ્પણુ: ૫ અર્થ=પ્રતિપાદ્યવિષય; ૬ જુઓ 'सत्यं ज्ञानमनन्तं ब्रह्म यो वेद निहितं गुहायां परमे व्योमन् । सोऽश्नुते सर्वान्कामान् सह ब्रह्मणा विपश्चिता' ॥ (તૈ૦ ૨-૧)

અ૦ જે જાણવાયોગ્ય છે તે 'બ્રહ્મ' શું (છે) એમ કહે તો તેનું લક્ષણ (સાંભળ). જે સત્ય, જ્ઞાનસ્વરૂપ અને અનન્ત તે 'બ્રહ્મ' (છે) એમ સમજ. ૭

ત્રિકાલવડે અબાધ્યત્વાદિરૂપ સત્યત્વ તે બ્રહ્મનું લક્ષણ છે એમ કહેતાં તેની આકાશાદિ પરત્વે અતિવ્યાપ્તિ થાય એમ શંકા પરત્વે 'आकाशादि' ઇત્યાદિ વાક્યાર્થવડે નિરાકરણ કરે છેઃ-

आकाशादि जगत्सर्वमनृतं मायिकत्वतः ।
नानृतं ब्रह्म तेनैतत्सत्यमित्यभिधीयते ॥ ८ ॥

અ૦ આકાશ (વાયુ) ઇત્યાદિ (ભૂત અને ભૂતકાર્યરૂપ) સર્વ જગત્ માયિકપણાને લીધે મિથ્યા (છે) પણ 'બ્રહ્મ' માયિક નથી તેને લઇને આ 'સત્ય' છે એમ કહેવાય છે. ૮

હવે, બ્રહ્મના 'જ્ઞાન' રૂપ લક્ષણ પરત્વે અવ્યાપ્તિ આદિકની આ શંકાનો 'जगज्जडं' ઇત્યાદિ વાક્યાર્થવડે નિષેધ કરે છેઃ—

जगज्जडं स्वतःस्फूर्तिराहित्याद्ब्रह्म तु स्वयम् ।
स्फुरतीत्यजडं तेन ज्ञानमित्यभिधीयते ॥ ९ ॥

અ૦—જગત્ સ્વયંપ્રકાશ શૂન્ય હોવાથી જડ છે. પણ 'બ્રહ્મ' સ્વતઃ સ્ફુરે છે. એમ (તે) અજડ-સચેતન (છે) તેને લઇને (તે) 'જ્ઞાન' રૂપ એમ કહેવાય છે. ૯

હવે, 'બ્રહ્મ' દેશ કાલ તથા વસ્તુના પરિચ્છેદથી રહિત છે (अनन्तं) એમ લક્ષણ કહેલું તેનું 'जडं' ઇત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છેઃ—

जडं घटाद्यन्तवत्स्याद्देशकालादिवस्तुभिः ।
न देशादिकृतोऽन्तोऽस्य ब्रह्मानन्तं ततः स्मृतम् ॥ १० ॥

અ૦—ઘટ (પટ) આદિ જડ પદાર્થ દેશ તથા કાલાદિ વસ્તુને લઇને અન્તવાન્ હોય. આ (બ્રહ્મ) નો દેશાદિગુણે હોનાર અન્ત નથી તેથી 'બ્રહ્મ' ને 'અનન્ત' કહેલુ છે. ૧૦

'બ્રહ્મ' પરિચ્છિન્ન કેમ નથી તેનું 'देशकालाद' ઇત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છેઃ—

देशकालाद्यन्यवस्तुत्रयं मायाविजृम्भितम् ।
ब्रह्म सत्यं मायिकैस्तैः परिच्छिन्नं कथं भवेत् ॥ ११ ॥

અ૦—દેશ તથા કાલાદિક (જે) બ્રહ્મભિન્ન વસ્તુત્રય (છે) તે માયામુળે વિકાસ પામેલ (હોય છે.) 'બ્રહ્મ' 'સત્ય' (છે) (તે) તે માયિક વસ્તુઓ વડે પરિચ્છિન્ન કેમ હોય ? ૧૧

'सत्यं' આદિ પદો અખંડ 'બ્રહ્મ'નાં લક્ષક છે, વાચક નહિ એમ 'जडा' ઇત્યાદિ આર શ્લોકવડે નિરૂપણ કરે છેઃ—

जडानृतपरिच्छिन्नव्यावृत्त्यैव पदत्रयम् ।
लक्षकं स्यादखण्डस्य यत्तद्ब्रह्मेति बुध्यताम् ॥ १२ ॥

અ૦—(સત્ય, જ્ઞાન અને અનન્ત આ) ત્રણ પદ, મિથ્યા જડ અને પરિચ્છિન્ન (પ્રપંચની) વ્યાવૃત્તિ કરીને જ અખંડ (વસ્તુ)નાં લક્ષક (હોય છે.) (એ રીતે) જે (અખંડ) (તત્ત્વ) તે 'બ્રહ્મ' (છે) એમ જાણવું. ૧૨

હવે, આકાંક્ષાપ્રદર્શનપૂર્વક 'यो वेद निहितं गुहायां परमे व्योमनि અર્થઃ—પરમ આકાશમાં (બુદ્ધિરૂપ) ગુહામાં (સ્થિત) બ્રહ્મને જે જાણે છે' (તૈ૦ ૨. ૧) ઇતિ શ્રુત્યંશના વ્યાખ્યાનનો 'तादृग्' ઇત્યાદિ વાક્યાર્થ વડે આરંભ કરે છેઃ—

तादृग् ब्रह्म कथं विद्यादिति चेदभिधीयते ।
गुहायां परमे व्योम्नि स्थितं ब्रह्म तु वेद यः ॥ १३ ॥

અ૦—પણ તેવું 'બ્રહ્મ' શી રીતે જણાય એમ વિચારે તો કહીએ છીએ. ગુહાને વિષે પરમ આકાશ મધ્યે સ્થિત એવા બ્રહ્મને જે જાણે. ૧૩

હવે 'ગુહા' પદના અર્થપૂર્વક પંચકોશનું 'देहात्' ઇત્યાદિ વાક્યાર્થ વડે નિરૂપણ કરે છેઃ—

देहादभ्यन्तरः प्राणः प्राणादभ्यन्तरं मनः ।
ततः कर्ता ततो भोक्ता गुहा सेयं परंपरा ॥ १४ ॥

× ટિપ્પણઃ ૧૨ પરિચ્છિન્ન–મર્યાદિત; અખંડ–પરિચ્છેદશૂન્ય; વ્યાવૃત્તિ–નિષેધ.

અ૦—દેહની અંદર પ્રાણ, પ્રાણની અંદર મન, તેની અંદર કર્તા, તેની અંદર ભોક્તા. તે આ પરંપરા 'ગુહા' (છે). ૧૪

'व्योम परम' પદના અર્થનું 'पञ्च' ઇત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છે:—

पञ्चकोशगुहायां यदज्ञानं कारणं स्थितम् ।
तद्व्योम परमं तस्मिन्निगूढं ब्रह्म तिष्ठति ॥ १५ ॥

અ૦—(તે) પંચકોશાત્મક ગુહાને વિષે જે કારણભૂત અજ્ઞાન સ્થિત (છે) તે પરમ વ્યોમ (છે). તેને વિષે બ્રહ્મ ગુપ્ત રહે છે. ૧૫

તે ગુહાને વિષે તો જીવચૈતન્ય ગુપ્ત રહેલ છે બ્રહ્મચૈતન્ય નહી એમ આશંકા પરત્વે 'जीवचैतन्य' ઇત્યાદિ વાક્યાર્થવડે શંકા-પરિહાર કરે છે:-

जीवचैतन्यमेवात्र निगूढमिति चेत्तदा ।
तस्यैव ब्रह्मतां विद्याज्जीवत्वभ्रान्तिहानये ॥ १६ ॥

અ૦—આ ગુહાને વિષે જીવચૈતન્ય જ ગુપ્ત રહેલું છે એમ હોય તો જીવપણાની ભ્રાન્તિનો ત્યાગ થાય તે માટે તેની જ બ્રહ્મતા ( છે ) એમ જાણો. ૧૬

જીવ તથા બ્રહ્મના ભેદને લીધે ઉક્ત જ્ઞાન સંપદાદિ રૂપ ઉપાસના રૂપ જ થાય પણ યથાર્થજ્ઞાન રૂપ ન થાય એમ આશંકાનો, તે બન્નેનો ઔપાધિક ભેદ છે તથાપિ તેમનો સ્વરૂપપૂર્વક અભેદ છે એમ 'स्वतः' ઇત્યાદિ વાક્યાર્થવડે પરિહાર કરે છે:—

स्वतो ब्रह्मैव चैतन्यं जीवत्वं प्राणधारणात् ।
कोशतादात्म्यविभ्रान्त्या भात्यस्य प्राणधारणम् ॥१७॥

અ૦—ચૈતન્ય સ્વભાવતઃ વ્યાપક જ-અખંડ (છે) ( પણ ) પ્રાણધારણને લીધે ( તેને ) જીવત્વ ( પ્રાપ્ત થાય છે ). કોશગત પ્રાણધારકત્વના સાથે તાદાત્મ્યના ભ્રમને લીધે આ ( ચૈતન્ય )નું પ્રાણધારણ ભાસે છે. ૧૭

× ટિપ્પણ: ૧૪ કર્તા-વિજ્ઞાનમય (કોશ), ભોક્તા-આનંદમય, પ્રાણ-પ્રાણમય, દેહ-અન્નમય, મન-મનોમય (કોશ)

× ટિપ્પણ: ૧૫ વ્યોમ-આકાશ.

× ટિપ્પણ: ૧૬ जीवे चैतन्यं એમ પણ પાઠ છે.

× ટિપ્પણ: ૧૭ પ્રાણધારણ તે જીવની ઉપાધિ છે.

પંચકોશ તથા જીવના ભેદના સાક્ષાત્કાર વડે જ્યારે તે તાદાત્મ્યભ્રમ નિવૃત્ત થાય ત્યારે આનો બ્રહ્મ સાક્ષાત્કાર થાય અન્યથા નહી એમ 'वक्ष्यमाण' ઇત્યાદિ વાક્યાર્થ વડે નિરૂપણ કરે છેઃ—

वक्ष्यमाणविवेकेन तत्तादात्म्यमपोह्यते ।
ब्रह्मसाक्षात्कृतिस्त्वीदृग्बोधेनैव न चान्यथा ॥ १८ ॥

અ૦—તે કોશતાદાત્મ્ય આગળ ઉપર કહેવાવાના વિવેકના યોગે નિવેધાય છે. પણ બ્રહ્મસાક્ષાત્કાર આ પ્રકારના બોધ વડે જ થાય. અને અન્ય પ્રકારે થાય નહી. ૧૮

કારણવિવેકના યોગે અન્તર્મુખ થયલ પુરૂષની બુદ્ધિ અનાત્મપદાર્થનો પરિહાર કરી આત્માને સાક્ષાત્ જાણે એમ 'बाह्यं' ઇત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છેઃ—

बाह्यं जगत्पञ्चकोशांश्चापोह्यान्तर्मुखस्य धीः ।
ब्रह्म साक्षात्करोत्येव सर्वोपाधिविवर्जितम् ॥ १९ ॥

અ૦—આ (વિવેકી પુરૂષ)ની અન્તર્મુખ થયલી બુદ્ધિ, (પંચકોશથી અતિરિક્ત સક્ચન્દનાદિક) બાહ્ય જગત્ અને પાંચકોશોનો અપવાદ કરીને સર્વ ઉપાધિથી રહિત બ્રહ્મનો સાક્ષાત્કાર કરે છે જ. ૧૯

એથી 'અન્તઃ દૃષ્ટિ'ની આવશ્યકતા કેમ હોય છે તેનું 'सोपाध्येव' ઇત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છેઃ—

सोपाध्येव बहिर्दृष्ट्या भाति ब्रह्म न तावता ।
अपैति जीवता तस्मादन्तर्दृष्ट्यैव बुध्यताम् ॥ २० ॥

અ૦—બહિર્મુખ દૃષ્ટિ વડે સોપાધિયુક્ત બ્રહ્મ જ ભાસે છે. (પણ) તેટલા વડે (સવિશેષ બ્રહ્મભાનવડે) જીવત્વ જાય નહીં. તેથી, અન્તર્દૃષ્ટિ વડે (ચૈતન્યાત્માને) જાણો. ૨૦

જગદ્જ્ઞાનાત્મિક અને જગત્સત્યત્વજ્ઞાનાત્મિક બહિર્મુખ દૃષ્ટિનો બાધ 'વિવેક' તથા 'યોગ' વડે સિદ્ધ થાય એમ 'बहिर्दृष्टिः' ઇત્યાદિ વાક્યાર્થ વડે નિરૂપણ કરે છેઃ—

× ટિપ્પણઃ ૧૮ બોધ-પંચકોશ તથા જીવના ભેદનો સાક્ષાત્કાર.

× ટિપ્પણઃ ૨૦ અન્તર્દૃષ્ટિ-નિર્વિશેષ બ્રહ્મજ્ઞાન.

वहिर्दृष्टिर्जगद्भानं तस्य सत्यत्वधीरपि ।
विवेकात्सत्यताऽपैति जगद्भानं तु योगतः ॥ २१ ॥

અ૦— જગતનુ ભાન અને તેની સત્યત્વબુદ્ધિ તે ' બહિર્દષ્ટિ ' (છે) વિવેકબુળે ( જગતની ) ' સત્યતા ' બાધ પામે છે અને ( ચિત્તવૃત્તિના નિરોધ રૂપ ) ચોગને લઈ જગતનુ ' ભાન ' બાધ પામે છે ૨૧

બહિર્દષ્ટિનો બાધ થયે, અન્તર્દષ્ટિવડે જે ગુહાને વિષે રહેલ ગૂઢ જીવ ચૈતન્ય દેખાય તે ' બ્રહ્મ ' છે એમ સાક્ષાત્કાર થાય છે એમ ' વહિ ' ઇત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણુ કરે છે —

वाहिर्दृष्टावपेतायामन्तर्दृष्ट्या यदीक्ष्यते ।
निगूढं जीवचैतन्यं तद्ब्रह्मेति प्रपश्यति ॥२२ ॥

અ૦—બહિર્દષ્ટિ નિવૃત્ત ( સતે ) અન્તર્દષ્ટિ વડે જે અત્યત ગૂઢ જીવ ચૈતન્ય દેખાય છે તે બ્રહ્મ-વ્યાપક છે એમ યોગી વા વિવેકી પુરૂષ સાક્ષાત્ જાણે છે ૨૨

પ્રત્યગભિન્ન બ્રહ્મ અવિદ્વાનને પણ નિત્યપ્રાપ્ત હોવાથી વિદ્વાન્ તથા અવિદ્વાનનો વિશેષ ન હોય આમ આશકાનો વિદ્વાનને સર્વ કામની એક સમયે પ્રાપ્તિ થાય છે આ વિશેષ છે એમ ' દૃષ્ટે ' ઈત્યાદિ વાક્યાર્થવડે પરિહાર કરે છે.—

दृष्टे तस्मिन्परप्राप्त्या विदुषोऽतिशयोऽत्र कः ।
इति चेद्युगपत्सर्वकामाप्तिरधिका भवेत् ॥ २३ ॥

અ૦—તેનુ દર્શન-સાક્ષાત્કાર (સતે) પરબ્રહ્મની પ્રાપ્તિ થાય એટલે અહી વિદ્વાનને કઈ અધિકતા હોય એમ કહે તો, એક કાળમા સર્વ કામોની પ્રાપ્તિ (તેને) થાય તે અધિકતા થાય છે. ૨૩

વિષયાનન્દ અને બ્રહ્માનન્દ ભિન્ન હોવાથી વિદ્વાનને સર્વ કામ પ્રાપ્ત થાય એમ કેમ કહેવાય? આમ આશકાનો ' तस्यैवानन्दस्य सर्वाणि भूतानि मात्रामुपजीवन्ति અર્થ –તે (બ્રહ્માનન્દ) ના, સર્વ ભૂતો લેશ માત્રા રૂપે છે ' ઈતિ શ્રુતિ અનુસાર ' काम्यन्ते ' ઇત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણુ કરે છે —

× ટિપ્પણુ ૨૧ ભાન-ભાસનુ સત્યત્વબુદ્ધિ-જગત્ સત્ય છે એવી બુદ્ધિ, વિવેક-વિચાર, યોગ-સમાધિ

× ટિપ્પણુ ૨૨ 'જુઓ સોઽશ્નુતે સર્વાન્કામાન્ અર્થ —તે સર્વભોગને એક કાળમા ભોગવે છે' (તૈ૦ ૨-૧)

काम्यन्ते विषयानन्दाः निखिलैः प्राणिभिः सदा ।
ब्रह्मानन्दस्य ते सर्वे लेशा इत्यपरा श्रुतिः ॥ २४ ॥

અ૦—સર્વ પ્રાણિઓ વડે વિષયાનન્દની સદા કામના કરાય છે. તે સર્વ બ્રહ્માનન્દના લેશમાત્ર (છે) એમ અન્ય શ્રુતિ કહે છે. ૨૪

વિષયાનન્દત્વને વિષે બ્રહ્મ નિત્ય સંનિહિત હોવાથી સ્રગાદિ વિષય પરત્વે કામના કેમ થાય છે? આમ શંકાનો, 'आनन्दहेतवः' ઈત્યાદિ વાક્યાર્થ વડે પરિહાર કરે છે:—

आनन्दहेतवो बाह्या विषया इति विभ्रमात् ।
कामयन्ते बहिर्दृष्ट्या विषयान्प्राणिनोऽखिलाः ॥ २५ ॥

અ૦—બાહ્ય વિષયો આનન્દના હેતુ છે એમ ભ્રમને લીધે સર્વ પ્રાણિ બહિર્દૃષ્ટિએ વિષયોની કામના કરે છે. ૨૫

વિષયાનન્દ ભ્રમજન્ય હોય તો તેની પુનરેચ્છા કેમ સંભવે તેનું 'अभीष्ट विषये लब्धे' ઇત્યાદિ વાક્યાર્થ વડે નિરૂપણ કરે છે:—

अभीष्टविषये लब्धे धीः प्रत्यावृत्य हृद्गतम् ।
ब्रह्मानन्दं क्षणं भुक्त्वा बाह्यं कामयते पुनः ॥ २६ ॥

અ૦—અત્યંત ઈષ્ટવિષય પ્રાપ્ત (સતે) બુદ્ધિવૃત્તિ અન્તર્મુખ થઈ હૃદયગત બ્રહ્માનન્દ ક્ષણભર ભોગવી પુનરપિ (બીજા) બાહ્ય વિષયની કામના કરે છે. ૨૬

વિષયાનન્દ વસ્તુતઃ બ્રહ્માનન્દથી ભિન્ન નથી એટલે પૂર્ણ છે તથાપિ ક્ષણિકતાને લીધે શ્રુતિને વિષે 'માત્રા' પદ વડે લેશતાનો ઉપચાર-પ્રયોગ કરેલો છે એમ 'क्षणिकत्वात्' ઇત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છે:—

क्षणिकत्वाल्लेशतास्य पूर्णस्याऽप्युपचर्यते ।
विषयानन्दता भ्रान्त्या ब्रह्मानन्दो हि वस्तुतः ॥ २७ ॥

અ૦—પરીપૂર્ણ હોવા છતાં આની ક્ષણિકતા ને લીધે (બ્રહ્માનન્દની) લેશતા ગૌણવૃત્તિને લઇ પ્રાપ્ત થાય છે. (તેની) ભ્રાન્તિને લઇ વિષયાનન્દતા છે. વસ્તુતઃ તે બ્રહ્માનન્દ જ છે. ૨૭

× ટિપ્પણ: ૨૫ જુઓ विषये दुःसजातं यत्तद्दोषापक्षपाततः (ल १-६८) संनिहित-સમ્યક્ પ્રકારે સ્થાપેલ. ૨૭ ઉપચાર-પ્રયોગ-મિથ્યાપ્રયોગ.

'सोऽश्नुते सर्वान्कामान्' આ શ્રુતિ વડે વિદ્વાનની અવિદ્વાન્ પરત્વે બ્રહ્મપ્રાપ્તિ રૂપ જે અધિકતા કહેલી તેનો 'अन्तर्दृष्ट्या' ઇત્યાદિ બે શ્લોકો વડે ઉપસંહાર કરે છેઃ—

अन्तर्दृष्ट्या विवेकी तु ब्रह्मानन्दं सदेक्षते ।
अन्तर्भवन्ति क्षणिकाः सर्वे तस्मिन्निरन्तरे ॥ २८ ॥

અ૦—પરન્તુ વિવેકી અન્તર્દૃષ્ટ્યા બ્રહ્માનન્દનો સદા સાક્ષાત્કાર કરે છે. તે નિરંતર ( આનન્દ )ને વિષે સર્વક્ષણિક ( આનન્દો ) અન્તર્ભૂત હોય છે. ૨૮

तत्त्वविद्ब्रह्मरूपेण सर्वान्कामान् सहाश्नुते ।
इत्येषोऽतिशयो ब्रह्मप्राप्तिरूपं फलं श्रुतम् ॥ २९ ॥

અ૦—તત્ત્વવેત્તા સર્વ કામોને સહ–એકઠા ભોગવે છે એમ આ પ્રકારનો વિશેષ તે, શ્રુતિને વિષે કહેલ બ્રહ્મપ્રાપ્તિરૂપ ફળ છે. ૨૯

હવે, 'तस्माद्वा एतस्मादात्मन आकाशः सम्भूत અર્થઃ–પ્રસિદ્ધ તે આત્મરૂપ (બ્રહ્મ) થી આકાશ ઉપજ્યું' ( તૈ. ૨-૧ ) તે ઇત્યાદિ ગ્રન્થ વડે તે બ્રહ્મનું 'અનન્તત્વ' સિદ્ધ કરવા તે જગતનું કારણ છે એમ 'सूत्र' ઇત્યાદિ વાક્યાર્થ વડે નિરૂપણ કરે છેઃ—

सूत्रव्याख्यानरूपायामृच्यनन्तमितीरितम् ।
तदानन्त्यप्रसिद्ध्यर्थं जगत्कारणतोच्यते ॥ ३० ॥

અ૦—સૂત્રના વ્યાખ્યાનરૂપ ઋચાને વિષે 'અનન્ત' એમ કહેલું છે તે આનન્ત્યની ઉત્તમ પ્રકારે સિદ્ધિ થાય તે અર્થે ( બ્રહ્મમાં ) જગત્કારણતાનું નિરૂપણ કરાય છે. ૩૦

'तस्मात्' ઇતિપ્રભૃતિ 'सम्भूत' ઇત્યન્ત શ્રુતિભાગનું 'यत्' ઇત્યાદિ વાક્યાર્થ વડે વ્યાખ્યાન કરે છેઃ—

---

× ટિપ્પણ–૨૮ નિરન્તર–સનાતન, સૈન્ધવઘનની પેરે આનન્દૈકરસ બ્રહ્માનન્દને વિષે, 'विवेकी सदेक्षते' એમ કહ્યું તેનું ઉત્તરાર્દ્ધવડે નિરન્તર કથનપૂર્વક યુક્તિ પ્રતિપાદન કરે છે.

× ટિપ્પણ –૩૦ 'ब्रह्मविदाप्नोति पर' 'सत्य ज्ञानमनन्तं ब्रह्म' ઇત્યાદિ વ્યાખ્યાનરૂપ ઋચા છે જગત્કારણતા–જગતના કારણરૂપે હોવાપણું

५ ६ ७ १ २
यत्सत्यं ब्रह्म कोशाख्यगुहायां व्योमनामके ।
४ ३ ८ ९ १० ११
अज्ञाने कारणे गूढं तस्मादाकाश उद्गतः ॥ ३१ ॥

અ૦—કોશસંજ્ઞક ગુહાને વિષે (સ્થિત) વ્યોમસંજ્ઞક કારણભૂત અજ્ઞાન-અવ્યાકૃત તત્ત્વને વિષે જે સત્ય બ્રહ્મ ગૂઢ છે તે થકી આકાશ ઉપજ્યું. ૩૧

आकाशाद्वायुः ઇતિ પ્રભૃતિ 'अन्नात्पुरुषः' (તૈ. ૨-૧) ઇત્યન્ત ગ્રન્થાર્થનું 'त्वं' ઇત્યાદિ વાક્યાર્થ વડે નિરૂપણ કરે છેઃ—

१ ४
खंवाय्वग्निजलोर्व्योषध्यन्नदेहेषु कारणम् ।
२ ३ ५ ८ ६ ७ ९ १०
पूर्वं पूर्वं भवेत्कार्यं परं परमितीक्ष्यताम् ॥ ३२ ॥

અ૦—આકાશ, વાયુ, અગ્નિ, જલ, પૃથિવી, ઓષધિ, અન્ન અને દેહને વિષે પહેલું પહેલું કારણ છે (અને) તે પાછળનું પાછળનું (તેનું) કાર્ય છે એમ જાણો. ૩૨

આ પ્રમાણે બ્રહ્મ થકી આકાશાદિની સૃષ્ટિને લીધે નિર્વિશેષ બ્રહ્મની અસિદ્ધિ થાય એમ આશંકાનો, 'इन्द्रः' ઇત્યાદિ વાક્યાર્થ વડે પરિહાર કરે છેઃ—

१ २ ४ ३ ५ ६
इन्द्रो मायाभिरभवद्बहुरूप इति श्रुतेः
१० ९ ८ ७ ११
आसन्मायिकरूपाणि खादीनि ब्रह्मगानि हि ॥ ३३ ॥

અ૦—'ઇન્દ્ર માયાના યોગે બહુરૂપ થયો' આ શ્રુતિને લીધે, બ્રહ્મ મધ્યે જ આકાશાદિ માયિક રૂપે થયાં. ૩૩

શ્રુત્યન્તરને વિષે બ્રહ્મની 'શક્તિ' એમ પદપ્રયોગ કરેલો છે તે માયા-વાચક છે એમ 'परास्य' ઇત્યાદિ વાક્યાર્થ વડે નિરૂપણ કરે છેઃ—

१ १ ४ ३ ५+६ ७
परास्य शक्तिर्विविधेत्येवं श्रुत्यन्तरेरणात् ।
१० ८ ९ १२ ११ १४ १३
विविधा ब्रह्मणः शक्तिः सा च मायानृतत्वतः ॥ ३४ ॥

અ૦—તે (ઇન્દ્ર)ની શક્તિ સર્વશ્રેષ્ઠ અને નાના પ્રકારની છે એમ અન્ય શ્રુતિને વિષે કહેલું છે તેથી બ્રહ્મની તે શક્તિ નાના પ્રકારની છે. અને તે અસત્ય હોવાથી 'માયા'રૂપ છે. ૩૪

તે બ્રહ્મની 'શક્તિ' અસત્યરૂપ કેમ છે તેના હેતુને 'सत्यत्व' ઇત્યાદિ વાક્યાર્થ વડે સિદ્ધ કરે છેઃ—

× ટિપ્પણ:–૩૧ આ શ્લોકને વિષે 'तत्' પદાર્થનું નિરૂપણ કર્યું છે.

सत्यस्य ब्रह्मरूपत्वाच्छक्तेरनृततोचिता ।
निस्तत्त्वा भासते याऽसौ माया स्यादिन्द्रजालवत् ॥ ३५ ॥

અ૦ સત્ય બ્રહ્મરૂપ હોય છે તેથી શક્તિનું મિથ્યાપણું યોગ્ય છે. જે તત્ત્વરહિત હોવા (છતાં) ભાસે તે ઇન્દ્રજાલ પ્રમાણે માયા હોય. ૩૫

માયાશક્તિ વિવિધ પ્રકારની હોય છે તેથી તે તેનાં કાર્યરૂપ આકાશાદિ નામરૂપ પરત્વે અન્યોન્ય–વૈજાત્યની પ્રયોજક હોય છે એમ 'मायाया' ઇત્યાદિ વાક્યાર્થ વડે નિરૂપણ કરે છેઃ—

मायाया विविधत्वेन तस्याः कार्येषु खादिषु ।
नामरूपेष्वनेकत्वं भात्यन्योन्यविलक्षणम् ॥ ३६ ॥

અ૦ માયાનું વિવિધપણું હોય છે તેને લઈને તેના કાર્ય રૂપી આકાશાદિ નામરૂપ તે મધ્યે પરસ્પર વિલક્ષણ એવું અનેકપણું ભાસે છે. ૩૬

સર્વાધિષ્ઠાન બ્રહ્મનો જ 'સત્યત્વ' ધર્મ આકાશાદિને વિષે (સર્વત્ર) અનુવૃત્ત છે એમ 'भाति' ઇત્યાદિ વાક્યાર્થ વડે નિરૂપણ કરે છેઃ—

भाति सर्वेषु सत्यत्वमेकं यद् ब्रह्मगं हि तत् ।
सर्वाधिष्ठानधर्मत्वात् तत्सर्वत्रानुगच्छति ॥ ३७ ॥

અ૦ જે એક 'સત્યત્વ' સર્વ કાર્યો મધ્યે ભાસે છે તે બ્રહ્મ મધ્યેનું જ હોય. સર્વાધિષ્ઠાનધર્મત્વ હોવાથી તે (સત્યત્વ) સર્વ જગાએ અનુવૃત્ત હોય છે. ૩૭

કલ્પિત આકાશાદિ કાર્યને વિષે અધિષ્ઠાન બ્રહ્મના ધર્મ અનુવૃત્ત હોય છે તેનું દૃષ્ટાંતપૂર્વક 'सर्पधारा' તથા 'व्योमाद्या' એમ બે શ્લોકવડે નિરૂપણ કરે છેઃ—

सर्पधारादण्डमाला रज्ज्वां याः परिकल्पिताः ।
एतासु रज्जुगं दैर्घ्यं सर्वास्वनुगतं यथा ॥ ३८ ॥

---

× ટિપ્પણ–૩૫ ब्रह्मशक्तिर्मायामिथ्यात्वमर्हति निस्तत्त्वे सति प्रतीयमानत्वात् इन्द्रजालवत् એમ અનુમાન પ્રયોગ છે.

ટિપ્પણઃ–૩૬ વિવિધપણું–અનેકત્વ; વિજાતિપણું; અનેકપણું–વિલક્ષણપણું. અન્યોન્ય–વૈજાત્ય–પરસ્પર વિજાતિપણું.

× ટિપ્પણઃ–૩૭ સર્વાધિષ્ઠાનધર્મત્વ–સર્વ જગતના અધિષ્ઠાનરૂપ બ્રહ્મનું ધર્મપણું.

અ૦ રજ્જુને ઠેકાણે સર્પ, પાણીની ધારા–રેલો, લાકડી તથા ફુલની માળા (ઈત્યાદિ) જેની જેની કલ્પના–ભ્રમ થાય તે તે સર્વ મધ્યે રજ્જુરથ દીર્ઘતા જે પ્રમાણે અનુવૃત્ત હોય છે તે પ્રમાણે—૩૮

व्योमाद्या देहपर्यन्ताः सत्ये ब्रह्मणि कल्पिताः ।
सर्वेष्वनुगतं ब्रह्म सत्यत्वं तस्य सुस्थितम् ॥ ३९ ॥

અ૦—(તે પ્રમાણે) આકાશથી માંડી દેહપર્યંત (સર્વ ભૂતપદાર્થ), સત્ય બ્રહ્મ મધ્યે કલ્પેલા છે. (તેને લઈને) સર્વ મધ્યે બ્રહ્મ અનુવૃત્ત છે. તે (બ્રહ્મ)નું 'સત્યત્વ' (તે સર્વમધ્યે) રૂડી રીતે સ્થિત છે. ૩૯

આ પ્રમાણે આકાશાદિ ભૂતપદાર્થો બ્રહ્મને વિષે આરોપિત જ છે એમ 'अध्यारोप' ઈત્યાદિ વાક્યાર્થવડે 'આરોપ'નો ઉપસંહાર કરે છે:—

अध्यारोपापवादाभ्यां निष्प्रपञ्चं प्रपञ्च्यते ।
इति न्याय्येन देहान्त आरोपः खादिरीरितः ॥ ४० ॥

અ૦ 'અધ્યારોપ' અને 'અપવાદ', તેના યોગે પ્રપંચરહિત વસ્તુનો પ્રપંચ કરાય છે. આ ન્યાયે આકાશથી માંડી દેહપર્યંત 'આરોપ'નું નિરૂપણ કરેલું છે. ૪૦

આ પ્રમાણે શુદ્ધ પરબ્રહ્મને ઠેકાણે માયાગુણે આરોપ કેવીરીતે હોય છે તેનું, બ્રહ્મજ્ઞાન સિદ્ધ કરવા નિરૂપણ કરી તે (આરોપ)ના 'અપવાદ'ની 'अथापवादः' ઈત્યાદિ વાક્યાર્થવડે પ્રતિજ્ઞા કરે છે:—

अथापवादो जगतः कथ्यते ब्रह्मबुद्धये ।
तत्रादौ पुत्रमित्रादिनुत्त्यै देहात्मतोच्यते ॥ ४१ ॥

અ૦ તે પછી બ્રહ્મજ્ઞાન અર્થે જગતના 'અપવાદ'નું કથન કરાય છે. તેમાં આરંભમાં પુત્ર તથા મિત્રાદિકના નિરસન અર્થે : દેહ જ આત્મા છે એમ કહેવાય છે. ૪૧

'आत्मा वै पुत्रनामासीत्' આ લૌકિક વિભ્રમનો અનુવાદ કરનારી

---

× ટિપ્પણ: ૩૯ અહીં અનુમાન પ્રયોગ કરેલ છે. અનુવૃત્ત–અનુસ્યૂત.

× ટિપ્પણ:–૪૦ આરોપિત–કલ્પિત.

× ટિપ્પણ: ૪૧ પ્રપંચ–વિલાસ; જગતનો વિકાસ; જુઓ 'स वा एष पुरुषोऽन्नरसमयः' અર્થ–પ્રસિદ્ધને આ પુરુષ અન્નના રસનો વિકાર (છે). (તૈ. ૨–૧.)।

શ્રુતિ પરત્વે 'આત્મતા' કેમ પ્રસક્ત થયલી તે લૌકિક વિભ્રમનું 'आत्मा' ઇત્યાદિ વાક્યાર્થવડે તથા યુક્તિપૂર્વક નિરૂપણ કરે છેઃ—

आत्मा वै पुत्रनामासीत्येवमात्मत्वविभ्रमः ।
लौकिकोऽनूद्यते पुत्रे श्रुत्या युक्तिश्च विद्यते ॥ ४२ ॥

અ૦ તું 'પુત્રસંજ્ઞક આત્મા છે' આ પ્રકારના પુત્ર પરત્વે 'લૌકિક' આત્મત્વના વિભ્રમનો શ્રુતિ અનુવાદ કરે છે અને તે વિષયક યુક્તિ પણ છે. ૪૨

'साकल्यं' ઇત્યાદિ વાક્યાર્થવડે 'યુક્તિ'નું નિરૂપણ કરે છેઃ—

साकल्यं पुत्रभार्यादेर्वैकल्यं चात्मनीक्षते ।
इत्याह भाष्यकृत्तेन पुत्रेऽस्ति स्वात्मताभ्रमः ॥ ४३ ॥

અ૦ (પુરૂષ) પુત્ર, ભાર્યાદિકના સાકલ્ય અને વૈકલ્યને પોતાને ઠેકાણે જુવે છે એમ ભાષ્યકારે કહેલું છે; તેને લઇને પુત્રને ઠેકાણે સ્વાત્મતા-ભ્રમ હોય છે. ૪૩

'પુત્રાત્મતા' અધ્યસ્ત છે તે સંબંધમાં ઐતરેય મુનિના વચનનું 'सः' ઇત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છેઃ—

सोऽस्यायमात्मा पुण्येभ्यः प्रतिधीयत इत्यदः ।
वचो वक्त्यैतरेयोऽतः स्वात्मताभ्रम एव हि ॥ ४४ ॥

અ૦ 'આનો તે આ પુત્રરૂપ આત્મા પુણ્યકર્મો કરાવવા સારૂ પ્રતિનિધિરૂપે નીમાય' છે એવું આ વચન ઐતરેય બોલે છે એથી (તે) સ્વાત્મતાનો ભ્રમ જ (છે).૪૪

અને તે ભ્રમનું નિરસન કરવા અર્થે જ આ દેહાત્મતાનો ઉપદેશ કરેલો છે એમ 'एवं' ઇત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છેઃ—

एवं व्युदसितुं देहस्यैवात्मत्वमिहोच्यते ।
यो देहोऽन्नमयः सोऽयमेवात्मान्यो न कश्चन ॥ ४५ ॥

---

× ટિપ્પણ: ૪૨ 'अनूद्यते' ને ઠેકાણે 'नुद्यते' એમ પણ પાઠ છે. અહીં पुत्रभार्यादिः आत्मा भवितुमर्हति अहंप्रतीतिविषयत्वात् व्यतिरेके पटादिवत् આમ અનુમાન પ્રયોગ છે.

× ટિપ્પણ: ૪૩ સાકલ્ય-સુખ; વૈકલ્ય-દુઃખ; સ્વાત્મતાભ્રમ-પોતાના આત્માના હોવાપણાનો ભ્રમ.

× ટિપ્પણ: ૪૪ અધ્યસ્ત-કલ્પિત.

અ૦ આ (વિભ્રમ) નિરસન કરવા અર્થે આ (ઉપનિષદ)ને વિષે દેહની જ આત્મતા કહેલી છે. જે અન્નમય દેહ તે જ આ આત્મા છે. અન્ય કોઈ નથી. ૪૫

પુત્રાદિપરત્વે 'આત્મતા' કહેલી તે ગૌણી છે મુખ્યા નહીં એમ 'મદીયઃ' ઇત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છેઃ—

मदीयः पुत्रभार्यादिरिति भेदावभासनात् ।
गौणी स्यादात्मता पुत्रे भृत्यादौ सिंहता यथा ॥ ४५ ॥

અ૦ મારો પુત્ર, મારી ભાર્યા, ઇત્યાદિ પ્રકારે ભેદભાનને લીધે જે પ્રમાણે ભૃત્યાદિને વિષે સિંહત્વ તે પ્રમાણે પુત્રને વિષે આત્મત્વ ગૌણ છે. ૪૫

પુત્રાદિને વિષેની સ્વાત્મતાની વાસના દેહાત્મતાના ધ્યાનવડે નિવૃત્ત થાય એમ 'પૂર્વવાસનયા' ઇત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છેઃ—

पूर्ववासनया पुत्रे स्वात्मता भाति चेत्पुनः ।
तद्वासनापनुत्यर्थं देहात्मत्वमुपास्यताम् ॥ ४७ ॥

અ૦ પૂર્વવાસનાવડે પુત્રને વિષે સ્વાત્મતા પુનઃ ભાસે તો તે (પૂર્વ વાસના)નો નાશ કરવા અર્થે દેહાત્મતા ની ઉપાસના કરો. ૪૭

તે દેહનું કેવી રીતે ઉપાસન કરવું તેનું 'શિરઃ' ઇત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છેઃ—

शिरः पक्षौ मध्यपुच्छे इति देहस्य पक्षिताम् ।
ध्यात्वा तन्निष्ठतां प्राप्य त्यजेत्पुत्रात्मश्रुतिम् ॥ ४८ ॥

અ૦ મસ્તક, બે પાંખ, દેહનો મધ્યભાગ અને પુચ્છ આ પ્રકારે દેહના પક્ષિપણાનું ધ્યાન કરી તન્નિષ્ઠતાને પામી પુત્રાત્મતા-શ્રુતિનો ત્યાગ કરવો. ૪૮

પુત્ર આત્મારૂપ કેમ નથી તે સંબંધી યુક્તિનું 'ધી'ઇત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છેઃ-

धीर्मनुष्योऽहमित्यस्ति पुत्रोऽहमिति नास्ति धीः ।
विकारोऽस्ति परिव्राजो न पुत्रसुखदुःखयोः ॥ ४९ ॥

× ટિપ્પણ: ૪૭ ઉપાસના-ચિન્તન.

× ટિપ્પણ: ૪૮ પુત્રાત્મતાશ્રુતિ-પુત્રને આત્મારૂપે નિરૂપણ કરનાર શ્રુતિ.

અ૦ હું મનુષ્ય (છું) એમ બુદ્ધિ (પ્રત્યેક મનુષ્યની) હોય છે. હું પુત્ર છું એમ બુદ્ધિ ન હોય. (તેથી જ) પુત્રના સુખ તથા દુઃખપરત્વે કાંઇ સંન્યાસ-વિકાર હોતો નથી. ૪૯

હવે, "अन्नाद्वै प्रजा प्रजायन्ते અર્થઃ-અન્નથી પ્રસિદ્ધ જે કોઇ પૃથ્વીને આશરે રહેલી પ્રજાઓ (છે તે) ઉત્પન્ન થાય છે" ઇત્યાદિથી માંડી "तस्मादन्नं तदुच्यते' અર્થઃ-તેથી તે અન્ન કહેવાય છે" (તૈ૦ ૨-૨) ઇત્યન્ત શ્રુતિવડે વ્યાખ્યાત દેહનું કારણભૂત 'અન્ન' તેની ઉપાસનાના ફળનુ 'अन्नजः' ઇત્યાદિ વ્યાખ્યાનવડે નિરૂપણ કરે છે:—

१ २ ३+४ ५+६ ७
अन्नजो देह एवात्मा तदन्नं ब्रह्मबुद्धितः ।
८ ११+१२+१३ १० १४ ९
उपास्य सर्वमप्यन्नं स्वाभीष्टं लभते पुमान् ॥ ५० ॥

અ૦ (એથી) અન્ન થકી ઉત્પન્ન હોનાર દેહ જ આત્મા (છે). તે અન્નની બ્રહ્મબુદ્ધિથી ઉપાસના કરીને, પુરૂષ પોતાને અત્યંત ઇષ્ટ એવું સર્વેય અન્ન પ્રાપ્ત કરે છે. ૫૦

હવે, "तस्माद्वा एतस्मादन्नरसमयादन्योऽन्तर आत्मा प्राणमयः અર્થઃ— પ્રસિદ્ધ તે આ અન્નરસમયથી અન્ય અંતર આત્મા પ્રાણમય (છે)" (તૈ. ૨-૨) ઇતિ શ્રુતિપૂર્વક પ્રાણાત્મતાની ઉપાસનાનું 'विवेकाद्वा' ઇત્યાદિ વાક્યાર્થવડે વિધાન કરે છેઃ—

१ ३ २ ४
विवेकाद्वा ध्यानतो वा पुत्राद्यात्मत्वनिह्नुतौ ।
५ ६ ७ ८ ९
तथा देहात्मतां त्यक्त्वा प्राणात्मत्वं विचिन्त्यताम् ॥ ५१ ॥

અ૦ વિવેક થકી વા ધ્યાન થકી પુત્રાદિકની આત્મતાનુ નિરસન (સતે) તે જ ન્યાયે દેહાત્મતાનો ત્યાગ કરી 'પ્રાણાત્મતા'નુ ચિન્તન કરો. ૫૧

દેહાત્મત્વબુદ્ધિનો અભાવ સિદ્ધ કરનાર 'વિચાર'નુ 'न' ઇત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છેઃ—

५ २ ४ ६ ? १ ३
न देहस्यात्मता युक्ता पूर्वजन्मन्यभावतः ।
८ ७ ९ १० ११ १४ १२ १३
पुरात्मा देहदं कर्म कृत्वा प्राप्नोत्यदो वपुः ॥ ५२ ॥

અ૦ પૂર્વજન્મને વિષે દેહનો અભાવ હોવાથી (તેની) 'આત્મતા' યુક્ત નથી. (તેથી) આત્મા, પૂર્વે (આ) દેહ દેનાર કર્મ કરી આ શરીરને પ્રાપ્ત કરે છે. ૫૨

'आयुः' ઈત્યાદિ વાક્યાર્થવડે અનુમાનપૂર્વક પ્રાણની જીવાત્મતાનું નિરૂપણ કરે છેઃ—

आयुर्मरणयोर्हेतौ प्राणे जीवात्मतोचिता ।
स्थिते प्राणे भवत्यायुः प्राणापाये तु हीयते ॥ ५३ ॥

અ૦ (એથી) જીવિત અને મરણનો હેતુભૂત પ્રાણ, તેને વિષે જીવાત્મતા ઉચિત છે. પ્રાણ હોય ત્યારે જીવિત હોય અને પ્રાણનો નાશ થયે તે ક્ષીણ થાય છે. ૫૩

પ્રાણાત્મતાની ઉપાસનાના ફલાન્તરનું 'देहात्म' ઈત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છેઃ—

देहात्मवासनानुत्यै प्राणात्मत्वमुपास्यताम् ।
प्राणो ब्रह्मेत्युपासीनः सर्वमायुः समश्नुते ॥ ५४ ॥

અ૦ (દેહાત્મતા નાશ થયા પછી) 'પ્રાણાત્મતા'ની ઉપાસના કરો. 'પ્રાણ બ્રહ્મ છે' એમ ઉપાસના કરનાર પુરૂષ સર્વ આયુષ્યનો અનુભવ કરે છે.૫૪

પ્રાણમયને ઠેકાણે પક્ષિનાં પાંચ અવયવની કલ્પના કરતાં, પ્રાણમય આત્માનાં પાંચ અવયવોનું 'प्राणः' ઈત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છેઃ—

प्राणोऽपानः समानश्चोदानव्यानौ च वृत्तयः ।
एतासु पूर्ववत्पक्षमूर्धादीन् परिकल्पयेत् ॥ ५५ ॥

અ૦ પ્રાણ, અપાન, સમાન, ઉદાન અને વ્યાન તે (પ્રાણની) વૃત્તિઓ (છે). તે મધ્યે પૂર્વ (અન્નમય)ની પેરે પક્ષિની પાંખ, મસ્તક ઈત્યાદિની સર્વ પ્રકારે કલ્પના કરવી. ૫૫

પાંચ વૃત્તિઓની ક્રિયા-ફલનું 'श्वास' ઈત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છેઃ—

श्वासोऽधोगमनं कृत्स्ने देहेऽन्नस्य समीकृतिः ।
उद्गारादिर्बलं देहे क्रियास्तासां क्रमादिमाः ॥ ५६ ॥

અ૦ શ્વાસ, અધોગમન, સર્વ શરીરમધ્યે અન્નનું સમીકરણ, ઓડકાર આદિ, શરીરમધ્યે બલ, એમ આ ક્રમપૂર્વક તે (વૃત્તિ)ની ક્રિયાઓ (છે). ૫૬

× ૫૪ પ્રાણાત્મતા-પ્રાણનું આત્મારૂપે હોવાપણું.

વૃત્તિસંઘનું ધ્યાન કરી દેહાત્મવાસનાનો ત્યાગ કરી મનાત્મતાનો વિચાર કરી પ્રાણાત્મતાનો ત્યાગ કરવો એમ 'વૃત્તિસંઘં' ઇત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છેઃ—

वृत्तिसंघं प्राणमयं ध्यात्वा देहात्मवासनाम् ।
संत्यज्याथ प्राणमये त्यजेद्देहवदात्मताम् ॥ ५७ ॥

અ૦ પ્રાણાદિ ક્રિયાસમુદાયાત્મક વૃત્તિસમુદાયનું (આત્મસ્વરૂપે) ધ્યાન કરીને દેહાત્મવાસનાનો છેક ત્યાગ કરી, દેહ પ્રમાણે પ્રાણમય મધ્યે આત્મતાનો (વિચારપૂર્વક) ત્યાગ કરવો. ૫૭

પ્રાણાત્મતાનો ત્યાગ કરવા મનાત્મતાનો વિચાર કરવો તેનું 'प्राण' ઇત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છેઃ—

प्राणो नात्मा जडत्वेन चेतनस्यात्मतोचिता ।
मनस्तु चेतनत्वेन सर्वस्य प्रतिभासनात् ॥ ५८ ॥

અ૦ જડપણાને લઇને પ્રાણ આત્મા હોઇ શકે નહીં. (કારણ) ચેતનની જ આત્મતા હોવી ઉચિત (છે). પણ 'મન' ચેતનરૂપ હોવાને લઇ સર્વને વ્યક્ત કરી પ્રકાશન કરનાર હોય છે તે હેતુએ તે (આત્મા હોવાને યોગ્ય છે.) ૫૮

'મન' સર્વ પદાર્થોનું પ્રકાશન કરનાર કેમ હોય છે તેનું 'चक्षु.' ઇત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છેઃ—

चक्षुराद्यक्षसापेक्षं मनो बाह्यार्थभासकम् ।
निरपेक्षेण मनसा सुखाद्यन्तरभासनम् ॥ ५९ ॥

અ૦—ચક્ષુ આદિ ઇન્દ્રિયોની અપેક્ષાવાળું 'મન' બાહ્ય વિષયોનું પ્રકાશન કરનાર ( છે ). ( ચક્ષુ આદિની ) અપેક્ષારહિત મન, તેવડે સુખાદિ આંતર વિષયોનું પ્રકાશન ( કરાય છે. ) ૫૯

આ રીતે મનની આત્મતાનો નિશ્ચય કરી, પ્રાણાત્મતાનો ત્યાગ કરવા 'મનાત્મતા' ની ઉપાસના કરવી એમ 'आत्मत्वं' ઇત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છેઃ—

× ટિપ્પણઃ ૫૮ જુઓ "तस्माद्वा एतस्मात्प्राणमयात् । अन्योऽन्तर आत्मा मनोमयः" ઇત્યાદિથી "अथर्वाङ्गिरसः पुच्छं प्रतिष्ठा" પર્યંત અર્થ—પ્રસિદ્ધ તે આ પ્રાણમયથી ભિન્ન (તેની) અંદર (કલ્પિત) આત્મા મનોમય (છે): (અથર્વાએ અને અંગિરાએ જોયેલા મંત્રોને બ્રાહ્મણોને વિષય કરનારી મનોવૃત્તિ જ) પુચ્છ (છે, તે) આધાર છે' ( તૈ. ૨-૩ ).

आत्मत्वं मनसो बुद्ध्वा त्यक्तुं प्राणात्मवासनाम्।
उपासीत मनस्तच्च वृत्त्याख्यावयवैर्युतम् ॥ ६० ॥

અ૦-મનની આત્મતાનો નિશ્ચય કરીને પ્રાણાત્મવાસનાનો ત્યાગ કરવા મનની ઉપાસના કરવી. અને તે (મન) વૃત્તિસંજ્ઞક અવયવોવડે યુક્ત (છે). ૬૦

હવે, તે મનની વૃત્તિરૂપ અવયવોનો નામનિર્દેશ કરી તે મધ્યે કયી વૃત્તિને વિષે પક્ષિના કયા અવયવની કલ્પના કરવી તેનું 'यजुः' ઈત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છેઃ—

यजुराद्याश्चतुर्वेदा आदेशस्तद्गतो विधिः।
तद्भासके मनोवृत्तिपञ्चके पक्षिकल्पना ॥ ६१ ॥

અ૦-યજુર્વેદ આદિ ચાર વેદ અને આદેશ એટલે તે (વેદ) વિષે રહેલો વિધિ (એમ) તે (પાંચ) ને પ્રકાશિત કરનાર પાંચ મનોવૃત્તિ પરત્વે પક્ષિના અવયવની કલ્પના કરવી. ૬૧

મન જ બ્રહ્મ છે એમ સમજવા કયું વિશેષ કારણ છે તેનું 'अवाङ्' ઇત્યાદિ વાકયાર્થવડે નિરૂપણ કરે છેઃ—

अवाङ्मनसगम्यस्य ब्रह्मणोऽप्यवबोधने।
शक्तं भवेन्मनस्तच्च मनो ब्रह्मेति कल्पना ॥ ६२ ॥

અ૦-વાણી અને મન તેના વિષય ન હોનાર બ્રહ્મનો સાક્ષાત્કાર કરવામાં મન સમર્થ છે. અને તે મન બ્રહ્મ છે એમ કલ્પના (કરવી). ૬૨

બ્રહ્મ મનોગમ્ય નથી તો મન જ બ્રહ્મ સાક્ષાત્કાર કરવાને શી રીતે શક્તિમાન હોય આ આશંકાનો 'न' ઈત્યાદિ વાકયાર્થવડે પરિહાર કરે છેઃ-

न ब्रह्मणि मनोजन्यस्फूर्तिस्तस्मादगम्यता।
मनस्यन्तर्मुखे नश्येदविद्या तेन शक्तिता ॥ ६३ ॥

અ૦-બ્રહ્મ મધ્યે મનોજન્યસ્ફૂર્તિ નથી. તેથી (બ્રહ્મ) મનોગમ્ય નથી. (પરંતુ) તે મન અન્તર્મુખ હોતાં અવિદ્યા નાશ પામે છે. તેને લઈને (તેનું) બ્રહ્મનો સાક્ષાત્કાર કરવાનું સામર્થ્ય (સંભવે છે). ૬૩

× ટિપ્પણ: ૬૧ વિધિ-'यजेत' ઇત્યાદિ વાકય.

હવે, 'तस्माद्वा एतस्मान्मनोमयादन्योऽन्तर आत्मा विज्ञानमय प्रसिદ્ધ તે આ મનોમયથી ભિન્ન (તેની) અંતર (કલ્પિત) આત્મા વિજ્ઞાનમય (નિશ્ચયરૂપ બુદ્ધિવાળો) (છે)' ઈત્યાદિથી માંડી, "मह पुच्छं प्रतिष्ठा અર્થ.–મયથી હિરણ્યગર્ભ પુચ્છ (છે, ને તે) આધાર (છે)" ઇત્યન્ત (તૈ ૨-૪) શ્રુતિનુ 'प्राणात्म' ઈત્યાદિ વાક્યાર્થવડે અવતરણ કરે છેઃ–

प्राणात्मवासनानाशे मनसोऽप्यात्मतां त्यजेत् ।
कर्तुरात्मत्वमुचितं मनोऽन्तःकरणं खलु ॥ ६४ ॥

અ૦ (એ રીતે) પ્રાણ જ આત્મા છે એ રીતની વાસનાનો ક્ષય (સતે) મનની આત્મતાનો પણ ત્યાગ કરવો. (કારણ) કર્તાનું આત્મત્વ હોવું તે ઉચિત છે. મન તો ખરેખર અન્તઃકરણ છે. ૬૪

હવે 'विज्ञान'ના સ્વરૂપનું 'अहं' ઈત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છે

अहं कर्तेत्यदो ज्ञानं विशिष्टं यस्य भासकम् ।
तत्कर्तृरूपं विज्ञानमात्मत्वेनावगम्यताम् ॥ ६५ ॥

અ૦ 'હું કર્તા છું' એવું આ વિશિષ્ટ જ્ઞાન, જેનું ભાસક (હોય) તે કર્તૃરૂપ વિજ્ઞાનને આત્મા રૂપે જાણો. ૬૫

'विज्ञान' આત્મા છે એમ 'अहंक्रियते' ઈત્યાદિ તથા 'तेन' એમ બે શ્લોકોવડે યુક્તિપૂર્વક નિરૂપણ કરે છેઃ–

अहंक्रियत इत्येषोऽहंकाराख्यः स विग्रहे ।
आनखाग्रमभिव्याप्य स्थितो जागरणे स्फुटः ॥ ६६ ॥

અ૦ (જે વડે) 'હું' એમ કરાય છે તે આ અહંકાર (છે) તે શરીર મધ્યે નખશિખાન્ત સર્વતઃ વ્યાપી જાગરાવસ્થા વિષે વ્યક્ત થઇ રહેલો છે. ૬૬

तेन चेतनवद्देहो भाति सुप्तौ तु तल्लयात् ।
भवेत्काष्ठसमो देहस्तेनाहंकार आत्मता ॥ ६७ ॥

અ૦ તે વડે દેહ ચેતન જેવો ભાસે છે. પણ સુષુપ્તિ વિષે તે

× ટિપ્પણ ૬૫ વિશિષ્ટ–સવિકલ્પક, ભાસક–વિષયક, જ્ઞાપક, સૂચક. વિજ્ઞાન–અહંકાર.

( અહંકાર ) ના લયને લીધે દેહ કાષ્ઠ સરખો થાય છે. તેથી અહંકાર પરત્વે આત્મતા (છે). ૬૭

મન આત્મા નથી તે સંબંધમાં એક કારણ કહી, વિજ્ઞાનાત્મ્યની ઉપાસનાનું ' મદીયં ' ઇત્યાદિ વાક્યાર્થવડે વિધાન કરે છેઃ–

मदीयं मन इत्युक्तेरात्मनः करणं मनः ।
इत्यात्मानं विविच्याथ तमुपासीत पक्षिवत् ॥ ६८ ॥

અ૦ ' મ્હારે મન ' એમ ઉક્તિ હોય છે તેથી મન આત્માનું સાધન (છે) એમ આત્માને મનથી પૃથક્ હોવાનું જાણી તે પછી તેની પક્ષિની પ્રમાણે ઉપાસના કરવી. ૬૮

વિજ્ઞાનમય કોશનાં શ્રદ્ધાદિ પાંચ અવયવોના સ્વરૂપનું તથા તે મધ્યે પક્ષિત મસ્તકાદિનો આરોપનું ' श्रद्धाद्याः ' તથા ' यथार्थभाषणं ' ઇત્યાદિ બે શ્લોકો વડે નિરૂપણ કરે છેઃ–

श्रद्धाद्याः पञ्च तत्रस्थाः कल्प्या मूर्द्धादिरूपतः ।
श्रद्धास्तिक्यमृतं बुद्धौ यथावस्त्वनुचिन्तनम् ॥ ६९ ॥
यथार्थभाषणं सत्यं योग एकाग्रता धियः ।
महस्तु योगजं ज्ञानं चिन्त्याः श्रद्धादयोऽखिलाः ॥ ७० ॥

અ૦ તે (વિજ્ઞાનમય) કોશ મધ્યે શ્રદ્ધાદિક પાંચ અવયવ પક્ષિના મસ્તકાદિ રૂપે કલ્પવાં. આસ્તિક્ય તેજ શ્રદ્ધા, ચિત્તને વિષે વસ્તુ જેવી હોય તેવું જ ચિન્તન કરવું તે ઋત, યથાર્થભાષણ તે સત્ય, બુદ્ધિની એકાગ્રતા તે યોગ, અને યોગજન્યજ્ઞાન તે મહ; એમ શ્રદ્ધાદિક સર્વ જાણવાં. ૬૯–૭૦

હવે ' વિજ્ઞાનમય કોશ ' ની ઉપાસનાના ફળનું ' लौकिके ' ઇત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છેઃ–

लौकिके वैदिके कर्तृविज्ञानं ब्रह्म वेत्ति चेत् ।
त्यजेदामरणं नो चेद् ब्रह्मलोके सुखं व्रजेत् ॥ ७१ ॥

અ૦—લૌકિક અને વૈદિક ( કાર્યો ) મધ્યે ' કર્તૃ–વિજ્ઞાન ' બ્રહ્મ છે

× ટિપ્પણ: ૬૮ मनो न आत्मा मदीयत्वेन प्रतीयमानत्वात् कुठारादिवत् એમ અનુમાન પ્રયોગ છે.

એમ ( અધિકારી )-જાણે ઉપાસના કરે અને મરણ પર્યંત તેનો ત્યાગ કરે નહીં તો બ્રહ્મલોક મધ્યે અનાયાસે જાય. ૭૧

હવે, " तस्माद्वा एतस्मादन्योऽन्तर आत्मानन्दमयः અર્થ: પ્રસિદ્ધ તે આ વિજ્ઞાનમયથી ભિન્ન (તેની) અંતર ( કલ્પિત ) આત્મા " આનંદમય " ( પ્રિયાદિ આનંદના વિકારરૂપના ઘણા આનંદવાળો ) (છે)" ઇત્યાદિથી માંડી, " ब्रह्म पुच्छं प्रतिष्ठा । અર્થ: બ્રહ્મ પુચ્છ, પ્રતિષ્ઠા (છે), " ( તૈ. ૨. ૬. ) ઈત્યન્ત શ્રુતિનું ' विज्ञान ' ઇત્યાદિ વાક્યાર્થવડે અવતરણ કરે છે:—

विज्ञानध्यानतो नश्यन्मनस्यात्मत्ववासना ।
विज्ञानात्मत्वमप्येवं त्यजेच्छोकयुतत्वतः ॥ ७२ ॥

અ૦ ' વિજ્ઞાનમય ' કોશના ધ્યાનથી મન મધ્યે મન આત્મા છે એવી વાસના હોય છે તે નાશ પામે. (તે પછી) (ઉપાસકે) વિજ્ઞાનાત્મત્વનો પણ શોક યુક્તતાને લઇને ત્યાગ કરવો. ૭૨

' तरति शोकमात्मवित् અર્થ:–આત્મવેત્તા શોકને તરે છે ' (છાં. ૭-૧-૩) ઇતિ શ્રુતિનું અવલંબન કરી વિજ્ઞાનાત્મત્વના ત્યાગ કરવાના હેતુનું 'शोकं' ઈત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છે:–

शोकं तरत्यात्मबोधादिति श्रुत्यन्तरे जगौ ।
शोकसागरमग्नोऽयं कर्ता तस्यात्मता न हि ॥ ७३ ॥

અ૦ આત્મબોધ થકી ( મનુષ્ય ) શોકને તરે છે એમ અન્ય શ્રુતિ મધ્યે કહેલું છે. આ કર્તા શોકસાગર મધ્યે નિમગ્ન છે (એથી) તેની આત્મતા સંભવે જ નહીં. ૭૩

નિરૂપાધિક પ્રેમના વિષયપણાને લઇને આત્મા મધ્યે આનન્દાત્મપણું હોવાનું બને તેથી આનન્દની આત્મતા હોવાનું ઉચિત છે એમ 'आनन्दस्य' ઇત્યાદિ વાક્યાર્થવડે સિદ્ધ કરે છે.:–

आनन्दस्यात्मता युक्ता सोऽत्रास्ति प्रीतिदर्शनात् ।
सदाभूयासमेवेति नित्यं प्रेमात्मनीक्ष्यते ॥ ७४ ॥

× ટિપ્પણ: ૭૨ विज्ञानमयो नात्मा शोकवत्वात् व्यतिरेके आनन्दमयवत् એમ અહીં અનુમાન પ્રયોગ છે. વિજ્ઞાનાત્મત્વ–અહંકારનું આત્મારૂપે હોવાપણું.

અ૦ આનન્દની આત્મતા હોય તે સયુક્તિક છે. આત્મા પરત્વે પ્રીતિ જોવામાં આવે છે તેથી તે આનન્દમયકોશ મધ્યે છે. 'હું સદા હોઉં' એવો પ્રેમ આત્મા પરત્વે જોવામાં આવે છે. ૭૪

જો આમ હોય તો ચૈતન્યને દુઃખનો અનુભવ કેમ થાય છે ? એમ આશંકાનો, બુદ્ધિગત શોકનો આત્મા પરત્વે આરોપ કરાય છે એમ 'आनन्दैकस्वभावः' ઇત્યાદિ વાક્યાર્થવડે પરિહાર કરે છે:—

आनन्दैकस्वभावोऽपि कर्तृविज्ञानसंगमात् ।
निजानन्दं तिरस्कृत्य कदाचिच्छोकमाप्नुयात् ॥ ७५ ॥

અ૦ ( આત્મા ) કેવળ આનન્દસ્વરૂપ છે તથાપિ કર્તૃવિજ્ઞાનના તાદાત્મ્યધ્યાસને લીધે પોતાના સ્વાભાવિક આનન્દનો તિરસ્કાર કરી કોઇવાર શોકને પામે છે. ૭૫

શોકના બુદ્ધિગતપણાને અન્વય તથા વ્યતિરેકપૂર્વક 'समाधि' ઇત્યાદિ વાક્યાર્થવડે સિદ્ધ કરે છે:—

समाधिसुप्तिमूर्च्छासु विज्ञानस्य लये सति ।
नित्यानन्दस्वरूपेऽस्मिञ्छोकोऽल्पोऽपि न वीक्ष्यते ॥ ७६ ॥

અ૦—સમાધિ, નિદ્રા અને મૂર્છા આ અવસ્થા મધ્યે વિજ્ઞાનનો લય સતે, આ નિત્ય આનંદસ્વરૂપ ( આત્મા ) મધ્યે થોડો પણ શોક અનુભવાતો નથી. ૭૬

બુદ્ધિનો લય હોય એટલે મૂર્છાદિ મધ્યે આનન્દનો સદ્ભાવ કેમ હોય આ આશંકાનો, અજ્ઞાન છે તેજ આનન્દાકારવૃત્તિ પરત્વે કારણ છે એમ 'मूर्च्छासुप्त्योः' ઇત્યાદિ વાક્યાર્થવડે પરિહાર કરે છે:—

मूर्च्छासुप्त्योर्यदज्ञानं भाति तत्कारणं धियः ।
कारणे बुद्धिवृत्तौ च स्वानन्दः प्रतिबिम्बति ॥ ७७ ॥

અ૦ મૂર્છાવસ્થા અને સુષુપ્ત્યવસ્થા મધ્યે જે અજ્ઞાન ભાસે છે તે આનન્દાકારવૃત્તિનું કારણ (છે). ( મૂર્છા તથા સુષુપ્ત્યવસ્થાને વિષે ) કારણ મધ્યે તથા ( જાગ્રદાદિ અવસ્થાને વિષે ) બુદ્ધિવૃત્તિમધ્યે નિજાનન્દ પ્રતિબિંબિત થાય છે. ૭૭

પ્રતિબિમ્બિત નિજાનન્દ રાજસધીવૃત્તિ મધ્યે દુઃખ રૂપ અને સાત્વિક

× ટિપ્પણ: ૭૫ कर्तृविज्ञान-કર્તાપણાનો અહંકાર.

મધ્યે સુખ રૂપ થાય છે અને તે ધીસુખ ત્રણ પ્રકારનું છે એમ 'दुःखं' ઇત્યાદિ વાકયાર્થવડે નિરૂપણ કરે છે:-

दुःखं राजसधीवृत्तौ सात्त्विक्यां तत्सुखं भवेत् ।
प्रियं मोदः प्रमोदश्चेत्युच्यते धीसुखं त्रिधा ॥ ७८ ॥

અ૦ રાજસ બુદ્ધિવૃત્તિ મધ્યે (પ્રતિબિમ્બિત નિજાનન્દ) દુઃખ રૂપ થાય તે સાત્વિક વૃત્તિ મધ્યે આત્મસુખ રૂપ થાય પ્રિય મોદ અને પ્રમોદ એમ બુદ્ધિવૃત્તિજન્ય સુખ ત્રણ પ્રકારનાં (કહેલા છે) ૭૮

તે ત્રણ સુખ કયારે ઉત્પન્ન થાય તેનુ તથા બીજા બે સુખનુ 'इष्टस्य' ઇત્યાદિ વાકયાર્થવડે નિરૂપણ કરે છેઃ–

इष्टस्य दर्शनाल्लाभाद्भोगाच्च स्युः प्रियादयः ।
ते त्रयः कारणानन्द आत्मानन्दश्च पञ्च ते ॥ ७९ ॥

અ૦ ઇષ્ટવસ્તુના દર્શનથી, લાભથી અને ભોગથી પ્રિયાદિક (આનન્દ) થાય છે. તે ત્રણ આનન્દ, કારણાનન્દ અને આત્માનન્દ એમ તે પાંચ (આનન્દ છે). ૭૯

'આનન્દમય' જે પ્રિયાદિ અવયવો તે મધ્યે પક્ષિના અવયવોની કલ્પના કરી તે આનન્દમય કોશની ઉપાસના કરવાનુ पक्षिणः ઇત્યાદિ વાકયાર્થવડે નિરૂપણ કરે છે –

पक्षिणोऽवयवाः पञ्च मूर्धाद्यास्तेषु कल्पिताः ।
आनन्दमयो कोशोऽयमुपास्यः पूर्वकोशवत् ॥ ८० ॥

અ૦ તે પ્રિયાદિ આનન્દો મધ્યે પક્ષિના મસ્તકાદિ પાચ અવયવોની કલ્પના કરેલી છે આ 'આનન્દમય' કોશ પૂર્વકોશ પ્રમાણે (બ્રહ્મદષ્ટયા) ઉપાસના કરવા યોગ્ય છે. ૮૦

તે કોશો શાથી ઉત્પન્ન થયલા અને તે પરસ્પર કયા સબધે રહેલા છે. તેનુ 'अन्न' ઇત્યાદિ વાકયાર્થવડે નિરૂપણ કરે છે.–

× ટિપ્પણ ૭૮ "तस्यप्रियमेव शिर અર્થ –તેનુ પ્રિય જ (ઇષ્ટ વસ્તુના દર્શનથી ઉપજેલુ સુખ જ) 'શિર' (તૈ૦ ૨-૫) ઇત્યાદિ જુઓ, ધીસુખ–બુદ્ધિવૃત્તિજન્ય સુખ.

अन्नप्राणमनोविज्ञानानन्दैर्जनिता इमे ।
कोशास्तेषु क्रमेण स्युरुत्तरोत्तरमान्तराः ॥ ८१ ॥

અ૦ આ કોશો, અન્ન, પ્રાણ, મન, વિજ્ઞાન અને આનન્દથકી ઉત્પન્ન થયલા તે મધ્યે ક્રમપૂર્વક ઉત્તરોત્તર આન્તર હોય છે. ૮૧

વિજ્ઞાનકોશના ન્યાયે અહીં આનન્દમય કોશની ઉપાસનાનું ફલ કલ્પવું એમ 'विज्ञानकोशन्यायेन' ઇત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છેઃ-

विज्ञानकोशन्यायेन फलमुन्नायितामिह ।
तदुपास्तिफलं चार्थात्तत्त्वबोधफलं भवेत् ॥ ८२ ॥

અ૦ અહીં (આનન્દમય કોશ પરત્વે ઉપાસનાનું) ફલ વિજ્ઞાનકોશના ન્યાયે કલ્પી લેવું; અને અર્થપૂર્વક આનન્દમયની ઉપાસનાનું ફલ તે તત્ત્વ-બોધનું ફલ થાય.

આનન્દમયની ઉપાસનાના ફલનું શ્રી વિદ્યારણ્ય 'आनन्द' ઇત્યાદિ વડે સ્વતઃ નિરૂપણ કરે છે.

आनन्दं ब्रह्म विज्ञाय त्यजेदामरणं न चेत् ।
शरीरे पाप्मनो हित्वा सर्वान्कामानवाप्नुयात् ॥ ८३ ॥

અ૦ આનન્દમય (કોશ) બ્રહ્મ છે એમ જાણી મરણપર્યંત તેનો ત્યાગ કરે નહીં તો શરીર મધ્યે સર્વ પાપો છોડી (ઉપાસક) સર્વ ભોગ્યવિષયને પ્રાપ્ત કરે. ૮૩

'ब्रह्म पुच्छं प्रतिष्ठा' આ શ્રુતિમાં કહેલું 'બ્રહ્મ' તેજ આનન્દમયનો પાંચમો અવયવ છે, અને તેજ નિજાનન્દ છે એમ 'आनन्दमयकोशे' ઇત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છેઃ-

आनन्दमयकोशेऽस्मिन्पञ्चमोऽवयवः श्रुतः ।
ब्रह्मशब्देन तद्ब्रह्म स्वात्मानन्द इतीक्ष्यताम् ॥ ८४ ॥

અ૦ આ આનન્દમયકોશ મધ્યે (જે) બ્રહ્મશબ્દ વડે પાંચમા (પુચ્છ) અવયવનું શ્રુતિને વિષે કથન કરેલું છે તે બ્રહ્મ સ્વાત્માનન્દ છે એમ જાણો. ૮૪

ઉપાસના વડે સર્વપાપક્ષયરૂપ ચિત્તશુદ્ધિ થયે બ્રહ્મદર્શન થાય અને બ્રહ્મબોધથી સર્વકામાપ્તિ થાય એમ 'उपासनात्' ઇત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છેઃ-

उपासनाच्चित्तशुद्धौ ब्रह्मतत्त्वमवेक्षते ।

गुहाहितब्रह्मबोधात्सर्वकामाप्तिरीरिता ॥ ८५ ॥

અ૦ ઉપાસના થકી ચિત્તશુદ્ધિ (સતે) (ઉપાસક) બ્રહ્મતત્ત્વનું દર્શન કરે છે; કોશપરંપરા રૂપ ગુહા મધ્યે હોનાર બ્રહ્મના જ્ઞાન થકી સર્વકામનાની પ્રાપ્તિ થાય એમ કહેલું છે. ૮૫

"असन्नेव स भवति असद्ब्रह्मेति वेद चेत् अस्ति ब्रह्मेति चेत् वेद सन्तमेनं ततो विदुः અર્થઃ—જો (આનન્દમય રૂપ) બ્રહ્મ અસત્ છે એમ જાણે છે (તો) તે (પુરૂષાર્થથી ભ્રષ્ટ થઇ) અસાધુજ–દુર્જનજ થાય છે, (ને) જો બ્રહ્મ છે એમ જાણે છે (તો) તેથી આને (એમ જાણનારને) [સત્પુરૂષો] સન્માર્ગમાં રહેલો જાણે છે." (તૈ૦ ૨-૬) એમ શ્રુત્યર્થના વ્યાખ્યાનનું 'गुहाहितं' ઇત્યાદિ વાક્યાર્થવડે અવતરણ કરે છેઃ–

गुहाहितं ब्रह्म यत्तत्सत्यं ज्ञानमिति श्रुतम् ।

तस्य ज्ञानस्य दृश्यास्ते कोशाः सर्वं जगत्तथा ॥ ८६ ॥

અ૦ ગુહાને વિષે હોનાર બ્રહ્મ તે સત્ય અને જ્ઞાનરૂપ છે એમ શ્રુતિમાં કહેલું છે. તે જ્ઞાનના તે કોશો દૃશ્ય રૂપ છે. તેજ પ્રમાણે સર્વજગત્ (તેનું) દૃશ્ય છે. ૮૬

મૂઢ અને વિદ્વાન્ પુરૂષની જગત તથા બ્રહ્મવિષયક બુદ્ધિનું 'जगत्' ઇત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છેઃ-

जगत्कोशाश्च दृश्यत्वात्सन्ति ब्रह्म न दृश्यते ।

अतो नास्तीत्याह मूढस्तत्सत्तां वक्ति बुद्धिमान् ॥ ८७ ॥

અ૦ જગત્ અને કોશ દૃશ્યસ્વરૂપ હોવાથી વિદ્યમાન છે. બ્રહ્મ દેખાતું નથી એથી (તે) નથી એમ મૂઢ કહે છે. (તથાપિ) બુદ્ધિમાન્ તેની સત્તા હોવાનું કહે છે. ૮૭

બ્રહ્મ નથી એમ કહેનાર પ્રત્યે 'ब्रह्म' ઇત્યાદિવડે આપત્તિ કહે છેઃ-

ब्रह्म नास्तीति चेद्वेद स्वयमेव भवेदसत् ।

कोशात्मता दूषिता चेन्नान्य आत्मास्ति तन्मते ॥ ८८ ॥

× ટિપ્પણઃ ૮૬ જુઓ 'यो वेद निहितं गुहायां' તથા 'सत्यं ज्ञानमनन्तं'.

અ૦ બ્રહ્મ નથી એમ (કોઈ) જાણે તો સ્વતઃજ અસત્ (મિથ્યાશશલાના શીંગડા સરખો ) થાય. (કારણકે) કોશોની આત્મતા દૂષિત હોય એટલે તેના મતમાં બીજો આત્મા હોતો નથી. ૮૮

કોશાત્મતાના ખંડનનું 'आनन्दमयकोशोऽपि' ઇત્યાદિવડે નિરૂપણ કરે છેઃ—

**आनन्दमयकोशोऽपि प्रियाद्या नश्वरास्त्रयः ।**
**अज्ञानं च ज्ञाननाश्यं न ब्रह्मांगीकरोत्यसौ ॥८९॥**

અ૦ આનન્દમયકોશ મધ્યે પણ પ્રિયાદિ ત્રણ (અવયવ) વિનાશશીલ (હોય છે) અને અજ્ઞાન જ્ઞાનવડે નાશ પામવાને યોગ્ય (છે) [અને] આ બ્રહ્મને અંગિકાર કરતો નથી ( એથી આ અસત્-મિથ્યા-થાય ) ૮૯

'બ્રહ્મ છે' એમ જાણે તો શું થાય તેનું 'अस्ति' ઇત્યાદિવડે નિરૂપણ કરે છેઃ-

**अस्ति ब्रह्मेति चेद्वेद स्वयमेवात्र संभवेत् ।**
**अदृश्यस्यापि सत्ता स्यात्स्वप्रकाशत्वसंभवात् ॥९०॥**

અ૦ 'બ્રહ્મ છે' એમ જો જાણે તો ( ઉપાસક ) સ્વતઃજ સંભવે. (બ્રહ્મની) સ્વપ્રકાશતાના સંભવને લીધે અદૃશ્ય ( બ્રહ્મ)ની પણ સત્તા સંભવે. ૯૦

ગૌણ મિથ્યા તથા મુખ્ય આત્માનું વિવેચન કરેલું તેનો 'गौणात्मा' ઇત્યાદિ વાક્યાર્થવડે ઉપસંહાર કરે છેઃ-

**गौणात्मा पुत्रभार्यादिर्मिथ्यात्मान्नमयादिकः ।**
**ब्रह्मानन्दो मुख्य आत्मा क्रमेणैते विवेचिताः ॥९१॥**

અ૦-પુત્રભાર્યાદિક તે ગૌણ આત્મા રૂપ (છે). અન્નમયાદિક તે મિથ્યાત્મા રૂપ (છે), અને બ્રહ્માનન્દ તે મુખ્ય આત્મા રૂપ (છે). તે પ્રમાણે આ ( ત્રણ આત્મા ) ક્રમે કરીને પૃથક્ કરી દર્શાવેલા છે. ૯૧

"तस्यैव एव शारीर आत्मा यः पूर्वस्य અર્થઃ જે ( આ વિજ્ઞાનમય છે ) આ જ તે પૂર્વના શરીર વિષે રહેલો ( આત્મા ) છે." ( તૈ૦ ૨-૧ ) ઇતિ શ્રુત્યન્વય, ઉત્તરાત્માનો વિવેક કરતાં પૂર્વાત્મા દેહતાને પામે એમ દેહિદેહભાવનું 'उत्तरात्मविवेके' ઇત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છેઃ-

× ટિપ્પણઃ ૮૮ કોશાત્મતા-કોશ આત્મારૂપે હોવાપણું

उत्तरात्मविवेकेऽस्य पूर्वात्मा देहतां व्रजेत् ।
तेनोत्तरेण पूर्वस्य पूर्णत्वाद्देहिदेहता ॥ ९२ ॥

અ૦ ઉત્તરાત્માનો વિવેક કરતા અર્થાત્ તેને પૃથક્‌પણે જાણતા, પૂર્વ આત્મા (તેની) દેહતાને પામે તે ઉત્તર (પછીના કોશાત્મા) વડે પૂર્વ આત્મા પરિપૂર્ણ હોવાથી (તે બે મધ્યે) દેહિદેહભાવ (સંભવે છે) ૯૨

ઉપર કહેલ દેહિદેહભાવને પ્રકૃત વિષય પરત્વે, 'सत्येव' ઇત્યાદિવડે યોજે છે –

सत्येवं निखिलं पूर्वं शरीरं ह्यन्तिमात्मनः ।
ब्रह्मानन्दस्तु शारीरः पूर्वस्यात्मेति निर्णयः ॥ ९३ ॥

અ૦ એમ સતે (અર્થાત્ પૂર્વપૂર્વ કોશના શરીર પરત્વે ઉત્તરોત્તર કોશ આત્મારૂપે હોવાનુ સિદ્ધ સતે) છેવટના (મુખ્ય) આનન્દાત્માની પૂર્વના સર્વ શરીરરૂપ છે, અને બ્રહ્માનન્દ પૂર્વ સર્વનો શારીર આત્મારૂપ છે, એમ નિર્ણય થયો ૯૩

હવે, તે આનન્દાત્મ તત્ત્વના જ્ઞાનના સાધનનુ "अथातोऽनुप्रश्नाः । उताविद्वानमुं लोकं प्रेत्य कश्चन गच्छति३। आहो विद्वानमुं लोकं प्रेत्य कश्चित्समश्नुता३ उ ॥ અર્થ હવે (શિષ્યના આ પ્રશ્નો છે –) શુ કોઈ અવિદ્વાન પણ (અહિંથી) મરણ પામીને આ (બ્રહ્મરૂપ) લોકને પામે છે (વા નથી પામતો) [અથવા] શુ કોઈ વિદ્વાન પણ (અહિંથી) મરણ પામીને આ (બ્રહ્મરૂપ) લોકને પામે છે (વા નથી પામતો)' તૈ૦ ૨-૬ ઇત્યુક્ત શ્રુત્યન્વય 'श्रवणं' ઇત્યાદિ વડે નિરૂપણ કરે છે –

श्रवणं मननं चोभे तत्त्वज्ञानस्य साधने ।
उक्तनिर्णयपर्यन्तं विज्ञानं श्रवणाद्भवेत् ॥ ९४ ॥

અ૦ 'શ્રવણ' અને 'મનન' (એમ) ઉભય તત્ત્વજ્ઞાનના સાધન (છે) શ્રવણથી ઉક્ત નિર્ણયપર્યંત વિજ્ઞાન થાય છે ૯૪

બુદ્ધિદોષ વડે ઉત્પન્ન એવા વણ સંદેહની 'મનન'વડે નિવૃત્તિ થાય છે એમ 'अथ' ઇત્યાદિવડે નિરૂપણ કરે છે —

अथ स्वबुद्धिदोषेण यतः संदेहसंभवः ।
अतोऽसौ मननं कुर्यात्संदेहाः स्युस्त्रयोऽस्य हि ॥ ९५ ॥

અ૦ પણ જે અર્થ પોતાના બુદ્ધિદોષને લઈ સંદેહ સંભવે છે તે અર્થ આ અધિકારીએ મનન કરવું. આને ત્રણ પ્રકારના સંદેહ થાય છે તે પ્રસિદ્ધ છે. ૯૫

તે ત્રણ સંદેહ કયા તેના સ્વરૂપનું 'ब्रह्मस्ति' ઈત્યાદિવડે નિરૂપણ કરે છેઃ—

ब्रह्मास्ति नो वेत्येकः स्यादज्ञानी मुच्यते न वा।
तत्त्वविन्मुच्यते नो वेत्यपरौ संशयावुभौ ॥ ९६ ॥

અ૦ 'બ્રહ્મ છે કે નહીં' એમ એક સંદેહ (છે); 'અજ્ઞાની મુક્ત થાય છે કે નહીં,' 'તત્ત્વવેત્તા મુક્ત થાય છે કે નહીં,' એમ બીજા બે સંશય (થાય) છે. ૯૬

હવે અઠ્ઠાવીશ શ્લોક વિષે બ્રહ્મનું અસ્તિત્વ સિદ્ધ કરી, પહેલો નાસ્તિક પક્ષ મૂઢપુરૂષ ગ્રહણ કરે એમ 'यदस्ति' ઇત્યાદિ વડે નિરૂપણ કરે છેઃ—

यदस्ति नामरूपाभ्यां व्याप्तं तद्वियदादिकम् ।
ब्रह्म निर्नामरूपत्वान्नास्तीत्याह विमूढधीः ॥ ९७ ॥

અ૦ જે નામ અને રૂપ વડે વ્યાપ્ત છે તે આકાશાદિક છે. નામ અને રૂપથી રહિત હોવાથી બ્રહ્મ હોતું નથી એમ મૂઢબુદ્ધિપુરૂષ કહે છે. ૯૭

વિવેકી પુરૂષ અસ્તિપક્ષને ગ્રહણ કરે છે એમ 'विवेकी' ઈત્યાદિ વડે નિરૂપણ કરે છેઃ—

विवेकी ब्रह्मणः सत्तां सृष्टिकामादिहेतुभिः ।
साधयन् बहुधा मूढं बोधयेन्मोहनुत्तये ॥ ९८ ॥

અ૦ વિવેકી પુરૂષે સૃષ્ટિવિષયક કામના ઇત્યાદિ હેતુ–ઉપપત્તિ–વડે બ્રહ્મની સત્તા બહુ પ્રકારે સિદ્ધ કરી, મોહના નિવારણાર્થ મૂઢને બોધ કરવો. ૯૮

"सोऽकामयत बहुस्यां प्रजायेयं અર્થઃ–તેણે કામના કરી હું અનેકરૂપે થાઉં, અધિક સૃષ્ટિ ઉત્પન્ન કરૂં," ઇતિ શ્રુતિનું વિવરણ કરી, કામપૂર્વકસૃષ્ટયા બ્રહ્મસિદ્ધિનું 'अकामयत' ઇત્યાદિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છેઃ—

अकामयत सृष्ट्यादौ परमात्मा स्वमायया ।
बहुस्यामहमेवातः प्रजायेयेति कामना ॥ ९९ ॥

×ટિપ્પણ: ૯૮ અસ્તિપક્ષ–બ્રહ્મ છે એમ માનનાર પક્ષ.

અ૦ પરમાત્માએ સૃષ્ટિના આરંભમાં પોતાની માયાના યોગે કામના કરી. 'હું જ બહુરૂપે થાઉં,' 'તે અર્થે અધિક સૃષ્ટિ ઉત્પન્ન કરૂં' એ રીતની (તેની) કામના (હોય છે.) ૯૯

સૃષ્ટિ પરત્વે, બ્રહ્મનાં ઉપાદાનત્વ તથા નિમિત્તત્વનું 'स्वस्यैव' ઇત્યાદિવડે નિરૂપણ કરે છેઃ—

स्वस्यैव बहुधा चोक्तेरुपादानं मृदादिवत् ।
तथा कामयितृत्वेन निमित्तत्वं कुलालवत् ॥ १०० ॥

અ૦ અને તે (બ્રહ્મ), 'સ્વતઃ જ બહુ પ્રકારનો થાય છે' એમ ઉક્તિને લીધે, મૃત્તિકા આદિ પ્રમાણે (સૃષ્ટિનું) ઉપાદાન કારણ (છે). તેજ પ્રમાણે કામના કરવાપણાને લઈ કુંભાર પ્રમાણે (તેનું) નિમિત્તત્વ (છે). ૧૦૦

બ્રહ્મ નિર્વિશેષ છે તથાપિ 'માયા'ને લઈ ઉપાદાનત્વ અને નિમિત્તત્વ ધર્મ તે (બ્રહ્મ)ને વિષે ઘટાવેલા છે એમ 'निर्धर्मके' ઇત્યાદિવડે નિરૂપણ કરે છેઃ-

निर्धर्मकेऽप्यात्मतत्त्वे निमित्तत्वं स्वमायया ।
उपादानत्वसहितं माया दुर्घटकारिणी ॥ १०१ ॥

અ૦ સર્વધર્મરહિત આત્મતત્ત્વને વિષે પોતાના માયાગુણે ઉપાદાનત્વ સહવર્તમાન નિમિત્તત્વ (સંભવે છે) [કારણ] માયા દુર્ઘટ વાત કરનારી (છે). ૧૦૧

માયાનું દુર્ઘટકારિત્વ અસિદ્ધ નથી એમ 'असंभाव्यं' ઇત્યાદિવડે નિરૂપણ કરે છેઃ—

असंभाव्यं न मायायामुपालम्भं न साऽर्हति ।
ततो वेदो यथा ब्रूते सृष्टिरेषा तथेष्यताम् ॥ १०२ ॥

અ૦ માયાને વિષે (તે) અસંભાવ્ય નથી. તે (માયા) નિંદાને પાત્ર નથી તેથી વેદ જે પ્રમાણે કહે છે તે પ્રમાણે આ સૃષ્ટિ ઈષ્ટ હો. ૧૦૨

હવે, 'स तपोऽतप्यत' ઇત્યાદિથી માંડી, 'यदिदं किंच' ઈત્યન્ત શ્રુતિનું વ્યાખ્યાન કરવા 'तत्सृष्ट्वा तदेवानुप्राविशत्' ઇત્યુક્ત શ્રુતિનું (તૈ૦ ૨-૬) 'सृज्यम्' ઇત્યાદિવડે વિવરણ કરે છેઃ—

× ટિપ્પણ: ૧૦૦ આ શ્લોકવડે વૈશેષિકાદિ મતનું અવૈદિકપણું સૂચવે છે.

कामित्वमालोचकत्वं स्रष्टृत्वं च प्रवेष्टृता ।
भोग्याकारश्च पञ्चैते ब्रह्मसद्भावहेतवः ॥ १०७ ॥

અ૦ કામિત્વ–કામના કરવાપણુ, આલોચન–ઇક્ષણ કરવાપણુ, સર્જનારપણુ, અને પ્રવેશકરવાપણુ અને ભોગ્યાકાર, આ પાંચ બ્રહ્મના અસ્તિત્વના હેતુરૂપ છે ૧૦૭

હવે કામિત્વાદિક ધર્મનું 'સદ્રૂપ' તથા પ્રવેષ્ટૃત્વાત્' ઇત્યાદિ વડે નિરૂપણ કરે છે —

सद्रूपः परमात्मा स्यात्कामित्वात्स्वर्गकामिवत् ।
आलोचनान्मन्त्रिवत्सन्स्त्रष्टृत्वाच्च कुलालवत् ॥ १०८ ॥
प्रवेष्टृत्वात्सर्पवत्सन् भोग्यत्वाच्चोदनादिवत् ।
नानुमानैरेव किंतु विद्वत्प्रत्यक्षतोऽपि सन् ॥ १०९ ॥

અ૦ પરમાત્મા સદ્રૂપ છે, કારણ તે કામનાવાન્ છે સ્વર્ગની કામના કરનારા પ્રમાણે તે વિચાર કરે છે એટલે મંત્રિ પ્રમાણે સતો તથા જગત્‌ને ઉત્પન્ન કરનાર હોવાથી કુભારની પેઠે વિદ્યમાન છે ૧૦૮

પ્રવેશ કરનાર હોવાથી તે સર્પ પ્રમાણે વિદ્યમાન છે અને તે ભોગ્યરૂપ હોવાથી ભાત આદિ પ્રમાણે વિદ્યમાન છે આ પ્રમાણે તે કેવળ અનુમાનો વડે સિદ્ધ થાય છે એમ નહી કિન્તુ, વિદ્વાનના અનુભવથી પણ તે (બ્રહ્મ) વિદ્યમાન છે એમ સિદ્ધ થાય છે ૧૦૯

सत्यमित्याचक्षते (તૈ૦ ૨-૬) આ શ્રુતિ અનુસાર, બ્રહ્મ જ જગત સ્વરૂપે ભ્રાન્તિને લઇને ભાસે છે તેથી સર્વ બ્રહ્મ છે એમ વિદ્વદ્વાક્યનું 'यत्' ઇત્યાદિ વડે નિરૂપણ કરે છે —

यत्सत्यं ब्रह्म पूर्वोक्तं तदेव जगदात्मना ।
भाति भ्रान्त्या ततः सर्वं ब्रह्मेत्याचक्षते बुधाः ॥ ११० ॥

અ૦ જે પૂર્વોક્ત 'સત્ય' રૂપ બ્રહ્મ તેજ ભ્રાન્તિને લઇને જગત્સ્વરૂપે ભાસે છે તેથી, વિદ્વાન્ 'સર્વ બ્રહ્મ' છે એમ કહે છે ૧૧૦

ભ્રાન્તિને લઇને જગત્ બ્રહ્મને વિષે કલ્પિત છે એમ 'સર્પ' ઇત્યાદિવડે સદૃષ્ટાંત નિરૂપણ કરે છે —

सर्पधारादिका भ्रान्त्या कल्पिता तत्त्वदर्शने ।
रज्जुरेव यथा तद्वद् ब्रह्मैव सकलं जगत् ॥ १११ ॥

અ૦ ભ્રાંતિને લઈને કલ્પેલા સર્પ તથા (પાણીની) ધારા આદિ, તત્ત્વદૃષ્ટિ થતાં જે પ્રમાણે રજ્જુ જ છે તે પ્રમાણે સકલ જગત બ્રહ્મ જ છે. ૧૧૧

નામરૂપ યુક્ત હોવાથી 'જગત્' સત્ય છે અને નામરૂપનો અભાવ હોવાથી 'બ્રહ્મ' તેમ નથી એમ પૂર્વપક્ષનો મત સમીચીન નથી કેમકે, જગત્‌ને વિષે બ્રહ્મનું 'સત્ત્વ' અનુવૃત્ત હોય છે એમ 'नामरूपयुतत्वेन' ઈત્યાદિ વડે નિરૂપણ કરે છેઃ—

नामरूपयुतत्वेन जगत्सद्ब्रह्म नेति यत् ।
पूर्वपक्षिमतं तन्न ब्रह्मसत्त्वं तदीक्ष्यताम् ॥ ११२ ॥

અ૦ જગત નામરૂપવડે યુક્ત હોવાને લઈને 'સત્ય' છે પણ બ્રહ્મ (તેમ) વિદ્યમાન નથી એમ પૂર્વપક્ષિમત તે (યોગ્ય) નથી. તે બ્રહ્મનું જ 'સત્ત્વ' છે એમ જાણો. ૧૧૨

વ્યોમાદિ જગતને વિષે બ્રહ્મસત્ત્વ અનુવૃત્ત છે એમ 'रज्जुदैर्घ्यं' ઈત્યાદિ વડે સદૃષ્ટાંત નિરૂપણ કરે છેઃ—

रज्जुदैर्घ्यं यथा सर्पधारादिष्वनुगच्छति ।
ब्रह्मसत्त्वं तथा व्योमवाय्वादिष्वनुगच्छति ॥ ११३ ॥

અ૦ જે પ્રમાણે સર્પ, પાણીની ધારા ઈત્યાદિ (ભ્રમ) મધ્યે રજ્જુનું દીર્ઘપણું અનુવૃત્ત હોય છે તે પ્રમાણે બ્રહ્મનું સત્ત્વ આકાશ તથા વાયુ ઈત્યાદિક મધ્યે અનુવૃત્ત હોય છે. ૧૧૩

હવે, બ્રહ્મની ઉપાદાનકારણતા પ્રમાણભૂત હોવાનુ સિદ્ધ કરવા, "असद्वा इदमग्र आसीत्ततो वै सदजायत तदात्मानं स्वयं कुरुत" અર્થઃ—આ (જગત) 'અસત્' (નામરૂપથી વિપરીત સ્વરૂપવાળું બ્રહ્મ) હતું, તે (બ્રહ્મ)થી પ્રસિદ્ધ 'સત્' (નામરૂપાત્મક જગત) ઉત્પન્ન થયું, તે (બ્રહ્મ) પોતે પોતાને રચતું હતું" (તૈ૦ ૨-૭) ઇતિ શ્રુતિનું 'असदेवेदमग्रे' ઈત્યાદિ વડે વ્યાખ્યાન કરે છેઃ—

× ટિપ્પણઃ ૧૧૨ જુઓ શ્લોક ૯૭;

× ટિપ્પણઃ ૧૧૩ દીર્ઘપણું—લંબાઈ; સત્ત્વ—સત્તા.

५+६ १ ४ ७ २ ३
असदेवेदमग्रेऽभून्नामरूपात्मकं जगत् ।
९ ८ १० ११ १३+१४ १२
पश्चात्तु ब्रह्मणा सृष्टं सद्भूद्ब्रह्मसत्त्वतः ॥ ११४ ॥

અ० આ નામરૂપાત્મક જગત્ આગળ (સૃષ્ટિની પૂર્વે) 'અસત્ય' જ હતું. પણ પછી બ્રહ્મવડે ઉત્પન્ન કરેલ (તે), બ્રહ્મની સત્તાને લીધે 'સત્ય'રૂપ થયું. ૧૧૪

બ્રહ્મ જગદાકારે પરિણમે તો તેના (બ્રહ્મના) અવિકારીપણાને બાધ આવે આ આશંકા 'तद्ब्रह्मात्मान' ઇત્યાદિવડે પરિહાર કરે છેઃ—

१ ३ ५+६ ४ २
तद्ब्रह्मात्मानमेवेमं सच्चिदानन्दलक्षणम् ।
११ १० ७+८ ९
अकार्षीज्जगदाकारं स्वयमेव स्वमायया ॥ ११५ ॥

અ० તે સચ્ચિદાનંદ લક્ષણ બ્રહ્મે આ આત્માને-પોતાને જ પોતે જ પોતાની માયાવડે જગદાકાર કર્યું. ૧૧૫

બ્રહ્મ જગદાકાર થયું તે, પ્રત્યેક વસ્તુ વિષે અવભાસતા બ્રહ્મના 'અસ્તિ', 'ભાતિ' અને 'પ્રિય' એમ ત્રણ ધર્મોથી સિદ્ધ છે એમ 'अस्ति' ઇત્યાદિ વડે નિરૂપણ કરે છેઃ—

१ २ ३ ४+५ ६ ७
अस्ति भाति प्रियं चेति प्रतिवस्त्ववभासते ।
८ ९ ११ १० १३ १२
त एते सच्चिदानन्दा ब्रह्मगा भान्ति वस्तुषु ॥ ११६ ॥

અ० 'છે', 'ભાસે છે', અને 'પ્રિય'રૂપ એમ (ત્રણ ધર્મ) પ્રત્યેક વસ્તુ મધ્યે અવભાસે છે. તે આ બ્રહ્મ મધ્યેના સત્-ચિત્-આનન્દ (ધર્મો) વસ્તુ મધ્યે ભાસે છે. ૧૧૬

શ્લોક ૧૦૬ મા નિર્દેશ કરેલ 'सत्' તથા 'त्यत्'ના અભાવનું 'नामरूपे' ઇત્યાદિ વડે દિગ્દર્શન કરે છેઃ—

२ १ ३ ४
नामरूपे घटादीनां प्रागभावयुते ततः ।
६ ७ ८ ९+१०
अभावत्वं च भावत्वं पर्यायेणेक्ष्यते तयोः ॥ ११७ ॥

અ० (જે કારણે) ઘટાદિ પદાર્થનાં નામ અને રૂપ પ્રાગભાવવડે યુક્ત હોય છે તે કારણે તેમનું અભાવપણું તથા ભાવપણું ક્રમપૂર્વક અનુભવાય છે. ૧૧૭

ભાવત્વ અને અભાવત્વ નામરૂપના ધર્મ નથી એમ 'आगमापायि' ઇત્યાદિ વડે નિરૂપણ કરે છેઃ—

× ટિપ્પણ: ૧૧૭ પ્રાગભાવ-પૂર્વે ન હોવાપણું; અભાવ-અસ્તિત્વ; ઉત્પત્તિ

'रस ह्येवायं लब्ध्वानन्दी भवति' અર્થ.—આ (પુરૂષ) પ્રસિદ્ધ રસને જ પામીને આનંદી થાય છે (તૈ૦ ૨-૭) આ શ્રુતિનુ 'मूढस्य' ઈત્યાદિ વડે નિરૂપણ કરે છે.—

मूढस्य मधुरादिः स्याद्रसो ब्रह्म विवेकिनः ।
मधुरादिभुगानन्दी ब्रह्मविच्च तथा सुखी ॥ १२२ ॥

અ૦ મૂઢને મધુરાદિ રસ હોય અને વિવેકીને બ્રહ્મ (રસ હોય) મધુરાદિકના ભોગ ભોગવનારને (જે પ્રમાણે) આનન્દ થાય તે પ્રમાણે બ્રહ્મવેત્તા પણ સુખી (થાય છે) ૧૨૨

को ह्येवान्यात्क: प्राण्यात् અર્થ: જો [હૃદયરૂપ] આકાશમા આ (બ્રહ્મરૂપ) આનંદ ન હોય (તો) કોણ અપાનરૂપ ચેષ્ટા (પ્રશ્વાસક્રિયા) કરે અને કોણ પ્રાણનરૂપ ચેષ્ટા (શ્વાસક્રિયા કરે ?) (તૈ૦ ૨-૭) આ શ્રુતિનુ 'ब्रह्मानन्दो' ઈત્યાદિ વડે વ્યાખ્યાન કરે છે —

ब्रह्मानन्दो न चेदत्र देहं को नाम चेष्टयेत् ।
प्राणाक्षाणां चेष्टकत्वं न तत्र करणत्वतः ॥ १२३ ॥

અ૦ કાર્યકરણસઘાત રૂપ દેહને વિષે બ્રહ્માનન્દ ન હોય તો ત્હેને ખરેખર કોણ ચેષ્ટાયુક્ત કરે ? ત્યા, પ્રાણ તથા ઇન્દ્રિયાદિકનુ સાધનપણું હોય × એટલે ચેષ્ટકત્વ સભવે નહીં ૧૨૩

"एष ह्येवानन्दयति અર્થ—પ્રસિદ્ધ આ (પરમાત્મા જ લોકને પુણ્યાનુસાર) આનંદ કરાવે છે' (તૈ૦ ૨-૭) આ શ્રુતિનું 'न' ઇત્યાદિવડે વ્યાખ્યાન કરે છે—

न केवलं चेष्टकत्वं विषयानन्दहेतुता ।
अप्यल्पविषयान् लब्ध्वा स्वानन्दे मज्जति क्षणम् ॥ १२४ ॥

અ૦ તે (બ્રહ્માનન્દ)નુ કેવળ ચેષ્ટકપણું હોય એમ નહીં (કિન્તુ) વિષયાનન્દનું હેતુપણું (પણ હોય છે) [કેમકે પ્રત્યેક પ્રાણી] અલ્પ વિષયોને (પણ) પામીને સ્વાનન્દમધ્યે ક્ષણભર મગ્ન થાય છે ૧૨૪

શ્લોક ૯૬ મા કહેલા ત્રણ સંદેહો મધ્યે 'બ્રહ્મ છે કે નહી' એમ પ્રથમ સંદેહ નિવૃત્ત કરી, જ્ઞાની તથા અજ્ઞાનીના મુક્તિ-વિષયક વિચારનું 'विषयानन्द पर्यन्ते' ઇત્યાદિ વડે નિરૂપણ કરે છેઃ—

× ટિપ્પણ ૧૨૩ ચેષ્ટકત્વ-ક્રિયાકરાવનાપણું.

'रस ह्येवायं लब्ध्वानन्दी भवति' અર્થઃ–આ (પુરૂષ) પ્રસિદ્ધ રસને જ પામીને આનંદી થાય છે (તૈ૦ ૨-૭) આ શ્રુતિનું 'मूढस्य' ઈત્યાદિ વડે નિરૂપણ કરે છેઃ—

मूढस्य मधुरादिः स्याद्रसो ब्रह्म विवेकिनः ।
मधुरादिभुगानन्दी ब्रह्मविच्च तथा सुखी ॥ १२२ ॥

અ૦ મૂઢને મધુરાદિ રસ હોય અને વિવેકીને બ્રહ્મ (રસ હોય). મધુરાદિકના ભોગ ભોગવનારને (જે પ્રમાણે) આનન્દ થાય તે પ્રમાણે બ્રહ્મવેત્તા પણ સુખી (થાય છે.) ૧૨૨

को ह्येवान्यात्कः प्राण्यात् અર્થઃ જો [હૃદયરૂપ] આકાશમાં આ (બ્રહ્મરૂપ) આનંદ ન હોય (તો) કોણ અપાનરૂપ ચેષ્ટા (પ્રશ્વાસક્રિયા) કરે અને કોણ પ્રાણનરૂપ ચેષ્ટા (શ્વાસક્રિયા કરે ?) (તૈ૦ ૨-૭) આ શ્રુતિનું 'ब्रह्मानन्दो' ઇત્યાદિ વડે વ્યાખ્યાન કરે છેઃ—

ब्रह्मानन्दो न चेदत्र देहं को नाम चेष्टयेत् ।
प्राणाक्षाणां चेष्टकत्वं न तत्र करणत्वतः ॥ १२३ ॥

અ૦ કાર્યકરણસંઘાત રૂપ દેહને વિષે બ્રહ્માનન્દ ન હોય તો તેહને ખરેખર કોણ ચેષ્ટાયુક્ત કરે ? ત્યાં, પ્રાણ તથા ઈન્દ્રિયાદિકનું સાધનપણું હોય છે એટલે ચેષ્ટકત્વ સંભવે નહીં. ૧૨૩

"एष ह्येवानन्दयति અર્થ.–પ્રસિદ્ધ આ(પરમાત્મા જ લોકને પુણ્યાનુસાર) આનંદ કરાવે છે" (તૈ૦ ૨-૭) આ શ્રુતિનું 'न' ઇત્યાદિવડે વ્યાખ્યાન કરે છેઃ-

न केवलं चेष्टकत्वं विषयानन्दहेतुता ।
अप्यल्पविषयान् लब्ध्वा स्वानन्दे मज्जति क्षणम् ॥ १२४ ॥

અ૦ તે (બ્રહ્માનન્દ)નું કેવળ ચેષ્ટકપણું હોય એમ નહીં (કિન્તુ) વિષયાનન્દનું હેતુપણું (પણ હોય છે). [ કેમકે પ્રત્યેક પ્રાણિ ] અલ્પ વિષયોને (પણ) પામીને સ્વાનન્દમધ્યે ક્ષણભર મગ્ન થાય છે. ૧૨૪

શ્લોક ૯૬ માં કહેલા ત્રણ સંદેહો મધ્યે 'બ્રહ્મ છે કે નહી' એમ પ્રથમ સંદેહ નિવૃત્ત કરી, જ્ઞાની તથા અજ્ઞાનીના મુક્તિ–વિષયક વિચારનું 'विषयानन्द पर्यन्तैः' ઇત્યાદિ વડે નિરૂપણ કરે છેઃ—

× ટિપ્પણઃ ૧૨૩ ચેષ્ટકત્વ–ક્રિયાકરાવનાપણું.

विषयानन्दपर्यन्तैः कामसृष्ट्यादिहेतुभिः ।
ब्रह्मसत्त्वे स्थिते मुक्तिश्चिन्त्यते विद्वदज्ञयोः ॥ १२५ ॥

અ૦ વિષયાનન્દપર્યંતના કામના, સૃષ્ટિ ઈત્યાદિ હેતુઓવડે બ્રહ્મનું અસ્તિત્વ સિદ્ધ થતાં ( અતઃ પરં ) વિદ્વાન્ અને અવિદ્વાન્‌ના મુક્તિવિષયનો વિચાર કરાય છે. ૧૨૫

વિદ્વાન્ મુક્ત થાય છે તો અજ્ઞ પણ મુક્ત થાય છે અને અજ્ઞ બદ્ધ થાય છે તો વિદ્વાન્ પણ બદ્ધ થાય છે એમ શંકાનો ' विद्वान् ' ઈત્યાદિવડે અનુવાદ કરે છેઃ—

विद्वान्ब्रह्मेति मुक्तश्चेत् मुच्येताज्ञोऽप्यभिज्ञवत् ।
ब्रह्मरूपोऽपि बद्धश्चेदज्ञोऽभिज्ञोऽपि बध्यते ॥ १२६ ॥

અ૦ વિદ્વાન્ બ્રહ્મરૂપ છે તેથી તે મુક્ત થાય છે એમ કહે તો અજ્ઞ પણ અભિજ્ઞની પેરે મુક્ત થાય; અજ્ઞ બ્રહ્મરૂપ છતાં બદ્ધ હોય તો વિદ્વાન્ પણ બદ્ધ હોય. ૧૨૬

પૂર્વોક્ત સંદેહનું ' मैवं ' ઈત્યાદિ વડે સમાધાન કરે છેઃ—

मैवं ब्रह्मात्मैक्यबोध एवैको मोक्षकारणम् ।
ऐक्यदर्शी मुच्यतेऽतो भेददर्शी न मुच्यते ॥ १२७ ॥

અ૦ એમ મ હો. (કેમકે) કેવળ બ્રહ્માત્મૈક્યબોધ[×] મોક્ષનું કારણ (છે). એથી ઐક્યદર્શી મુક્ત થાય અને ભેદદર્શી મુક્ત થાય નહીં. ૧૨૭

આ જ વિષય સંબંધમાં ' ऊर्ध्वाकारे ' ઈત્યાદિ વડે દૃષ્ટાંતકથન કરે છેઃ—

ऊर्ध्वाकारे समेऽप्यस्मिंश्चोरदर्शी बिभेति हि ।
स्थाणुदर्शी निर्भयोऽतस्तत्त्वबोधः प्रयोजकः ॥ १२८ ॥

અ૦ ( સ્થાણુ અને ચોરનો ) ઊર્ધ્વ આકાર સમાન છે તથાપિ, આને વિષે ચોર સમજનાર બ્હીવે છે. સ્થાણુ સમજનાર નિર્ભય (હોય છે) એથી, તત્ત્વબોધ ( નિર્ભયપણાનું ) કારણ છે. ૧૨૮

આ વિષયને દેવતાઓના દૃષ્ટાંતપૂર્વક ' ज्ञाते ' ઈત્યાદિ વડે સ્પષ્ટીભૂત કરે છેઃ—

× ટિપ્પણઃ ૧૨૭ બ્રહ્માત્મૈક્યબોધ-બ્રહ્મ તથા આત્મા એક હોવાનું જ્ઞાન.

ज्ञातेऽपि कर्मकाण्डार्थे वेदान्तार्थमजानतः ।

जन्मादिभीर्भवत्येव वाय्वादीनां यथा तथा ॥ १२९ ॥

અ૦ કર્મકાણ્ડનો અર્થ જાણેલ હોય તથાપિ વેદાન્તનો અર્થ સાક્ષાત્ ન જાણનારને જે પ્રમાણે વાયુ આદિ (દેવો)ને (તે પ્રમાણે) જન્મ (મરણ) આદિની ભીતિ નિશ્ચે થાય છે ૧૨૯

આત્માના અજ્ઞાનને લીધે દેવતાઓને પણ ભય થાય છે એમ 'વાયુ' ઇત્યાદિ વડે પુન નિરૂપણ કરે છેઃ—

वायुः सूर्यो वह्निरिन्द्रो मृत्युश्चातीतजन्मनि ।

धर्मज्ञा अप्यतत्त्वज्ञा इदानीं बिभ्यतीश्वरात् ॥ १३० ॥

અ૦ વાયુ, સૂર્ય, અગ્નિ, ઇન્દ્ર અને મૃત્યુ પૂર્વજન્મ મધ્યે ધર્મજ્ઞ હતા તથાપિ તત્ત્વજ્ઞ નહોતા એટલે (તેઓ) અધુના ઇશ્વરથી બ્હીયે ■ ૧૩૦

હવે, 'सैषाऽऽनन्दस्य मीमांसा भवति અર્થ -(તે બ્રહ્મના) આનંદનો તે આ સૂક્ષ્મ વિચાર થાય છે" (તૈ૦ ૨-૮) ઇત્યાદિ શ્રુતિનુ 'ज्ञानी' ઇત્યાદિ વડે અવતરણ કરે છેઃ—

ज्ञानी कामानेति सर्वान् "रसो वै स" इति श्रुतम् ।

ब्रह्मानन्दं स्फुटीकर्तुं मीमांसाऽऽनन्दगोच्यते ॥ १३१ ॥

અ૦ 'જ્ઞાની સર્વ કામનાને પ્રાપ્ત કરે છે,' (અને) 'તે નિશ્ચે રસ રૂપ છે,'—એમ શ્રુતિમા કહેલુ છે (એથી હવે) બ્રહ્માનન્દનુ સ્પષ્ટીકરણ કરવા આનન્દ-વિષયક મીમાસા કહેવાય છે ૧૩૧

પૂર્ણ માનુષાનન્દ અને દેવાનન્દની અવધિના સ્વરૂપનુ 'सम्पूर्णो' ઇત્યાદિ વડે નિરૂપણ કરે ■ —

सम्पूर्णो मानुषानन्दः सार्वभौमे गुणैर्युते ।

हिरण्यगर्भे सम्पूर्णो देवानन्दोऽवधी हि तौ ॥ १३२ ॥

અ૦ સર્વગુણયુક્ત સાર્વભૌમ મધ્યે માનુષાનન્દ સપૂર્ણ (છે) [તે પ્રમાણે] હિરણ્યગર્ભ મધ્યે દેવાનન્દ સપૂર્ણ (હોય છે) તે બે (આનન્દ) બે અવધિ રૂપ જ (છે) '૧૩૨

■ ટિપ્પણ ૧૨૯ જુઓ 'भीषास्माद्वात: पवते અર્થ -આ (બ્રહ્મ)ના ભયવડે વાયુ વાય છે', (તૈ૦ ૨-૮)

નિષ્કામ આત્મજ્ઞાનીને સર્વકામાપ્તિ થાય છે એમ 'મધ્યસ્થે' ઇત્યાદિ વડે નિરૂપણ કરે છેઃ—

मध्यस्थे पूर्वपुण्यानामुत्कर्षाद्वर्धते सुखम् ।
सर्वेषां यत्सुखं तत्तु निष्कामे ज्ञानिनीष्यते ॥ १३३ ॥

અ૦ (મનુષ્ય તથા દેવની) મધ્યમાં હોનાર ગંધર્વાદિક મધ્યે પૂર્વપુણ્યના ઉત્કર્ષને લીધે સુખ વધે છે. (પણ) તે સર્વેયનું જે સુખ તે તો નિષ્કામ જ્ઞાની પુરૂષ મધ્યે (હોય છે) એમ શ્રુતિ કહે છે. ૧૩૩

હવે, સર્વ કામનાની પ્રાપ્તિ તેજ પૂર્વોક્ત 'રસ' છે એમ કહી તે એક છે એમ "स यश्चायं पुरुषे यश्चासावादित्ये स एकः અર્થઃ—તે જે આ પુરૂષ વિષે (છે,) ને જે આ સૂર્ય વિષે (છે) તે એક (છે)" (તૈ૦ ૨-૮) આ શ્રુત્યન્વય 'सर्वकामाप्तिः' ઇત્યાદિ વડે નિરૂપણ કરે છેઃ—

सर्वकामाप्तिरेषाथ रसाख्यानन्द उच्यते ।
अध्यात्ममधिभूतं चाधिदैवं चैक एव सः ॥ १३४ ॥

અ૦ એથી, આ સર્વકામનાની પ્રાપ્તિ તે 'રસાખ્ય' આનન્દ છે એમ કહેવાય છે. તે અધ્યાત્મ, અધિભૂત અને અધિદેવ આનન્દ એક જ× (છે). ૧૩૪

તેથી જ, નિષ્કામ પુરૂષનો આનન્દ ગન્ધર્વાદિ સર્વ પુણ્યવાનના આનન્દ જેવો હોય છે એમ 'सर्वे' ઇત્યાદિ વડે નિરૂપણ કરે છેઃ—

सर्वे स्वस्वपदे तृप्ताः कामयन्ते न तत्पदम् ।
ज्ञानी तु दोषदृष्ट्यात्र निष्कामस्तैः समस्ततः ॥ १३५ ॥

અ૦ (ગન્ધર્વાદિ) સર્વ પોતપોતાના સ્થાને તૃપ્ત (હોય છે) [તેથી તેઓ] તત્પદની કામના કરતા નથી પણ જ્ઞાની તે વિષયો મધ્યે દોષદૃષ્ટિ કરી નિષ્કામ (થાય છે) તેથી તે તેમના સરખો છે. ૧૩૫

હવે, ઉપર (શ્લો. ૧૩૪) આધ્યાત્મિક આદિ આનંદ એક જ છે એમ કહ્યું તેનું દૃષ્ટાંતપૂર્વક 'सुषुप्तौ' ઇત્યાદિ વડે સ્પષ્ટીકરણ કરે છેઃ—

× ટિપ્પણઃ ૧૩૪ જિજ્ઞાસુને અધ્યાત્મ, બ્રહ્માથી માંડી સ્થાવરાંત પ્રાણીને અધિભૂત અને દેવોને અધિદૈવ આનન્દ થાય છે.

१ २ ४ ५ ३ ६ ७ ८
बुभुत्सौ पुरुषेऽन्येषु मनुष्येषु च योऽस्ति यः ।
९ १० ११ १२ १३ १४ १५
आदित्ये चान्यदेवेषु स आनन्दो न भिद्यते ॥ १३६ ॥

અ૦ જીજ્ઞાસુ પુરૂષો મધ્યે અને અન્ય પુરૂષો મધ્યે જે (આનન્દ) હોય, ને જે સૂર્ય અને અન્ય દેવો મધ્યે આનન્દ હોય તે ભિન્ન નથી ૨૩૬

પરપ્રેમાસ્પદત્વ લક્ષણ સર્વ વિષે એક જ હોય છે તેથી આનન્દ ભિન્ન નથી એમ 'परप्रेमास्पदत्वस्य' ઇત્યાદિ વડે નિરૂપણ કરે છે —

१ २ ३
परप्रेमास्पदत्वस्य लक्षणस्यैकरूपतः ।
४ ६ ५ ७ ९ १० ८
लक्ष्यानन्दो न भिन्नः स्यादखण्डैकरसो ह्यतः ॥ १३७ ॥

અ૦ 'પરમ પ્રેમનુ આસ્પદત્વ,' આ લક્ષણ (ત્રણે આનન્દ મધ્યે) એકરૂપ હોવાથી આનન્દ ભિન્ન ન હોય એથી, તે આનન્દ નિશ્ચે, અખંડ એકરસ (છે) ૧૩૭

આ રીતે, આનન્દ એક જ છે એમ જાણી જ્ઞાની અખંડૈકરસ સ્વાનન્દ વિષે જ પ્રતિષ્ઠિત થાય છે એમ 'एवं' ઇત્યાદિ વડે નિરૂપણ કરે છે.—

१ २ ३ ५ ४
एवं विद्वान् स्वपुत्रादेः कोशपञ्चात्प्रकल्पितात् ।
६ ७ ८ ९
व्युत्थायाखण्डैकरसे स्वानन्दे प्रतितिष्ठति ॥ १३८ ॥

અ૦ એ પ્રમાણે જાણનાર, સ્વપુત્રાદિક કોશપંચ થકી નિવૃત્ત થઈ, અખંડૈકરસ 'આત્માનંદ' મધ્યે પ્રતિષ્ઠિત થાય છે ૧૩૮

મુખ્ય બ્રહ્માનન્દ અમર્યાદ છે એમ (શ્લોક ૧૪૦) નિરૂપણ કરવા સારૂ, સાર્વભૌમાદિક આનન્દ તે, બ્રહ્માનન્દનો લેશમાત્ર છે એમ 'सार्वभौमादिकानन्दा' ઇત્યાદિ વડે કહે છે —

१ २ ४
सार्वभौमादिकानन्दाः पूर्वेभ्यः शतसंख्यया ।
३ ५ ७ ६ १० ८ ९
परेऽधिकास्ते तु लेशा ब्रह्मानन्दस्य बिन्दुवत् ॥ १३९ ॥

અ૦ સાર્વભૌમાદિક આનન્દ, પૂર્વના કરતા પાછળના (આનન્દ) શતપટ અધિક (હોય છે) પરંતુ, તે બ્રહ્માનન્દના બિંદુ સરખા લેશમાત્ર (છે) ૧૩૯

"यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह आनन्दो ब्रह्मणो विद्वान्। न बिभेति कुतश्चनेति" અર્થ.–જેથી મન સહિત વાણીઓ નહિ પ્રાપ્ત થઈને પાછી ફરે છે, (તે) બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી", (તૈ૦ ૨-૪) આ શ્રુતિનુ 'तस्मात्' ઇત્યાદિ વડે વ્યાખ્યાન કરે છે –

× ટિપ્પણ ૧૩૭ આસ્પદત્વ–સ્થાનત્વ, અખંડૈકરસ–સ્વગતાદિક ભેદશૂન્ય, ૧૩૮ કોશપંચ–૭ કોશ

तस्मादियत्ता नैवास्य वक्तुं ध्यातुं च शक्यते ।
न बिभेत्येव तं विद्वान् जन्महेतोः कुतश्चन ॥ १४० ॥

અ૦ તેથી, આ (બ્રહ્માનન્દ)ની ઈયત્તાનું વર્ણન કે ચિંતન કરવું શક્ય જ ન હોય. તે (આત્મા)ને જાણનાર કોઈ પણ જન્મ(મરણ) નિમિત્ત બ્હીતો જ નથી. ૧૪૦

ધર્મ અને અધર્મ ભીતિનાં કારણ છે તે પ્રત્યેક અનાત્મજ્ઞને અતિશય સંતાપે, પરન્તુ વિદ્વાન્‌ને તે કાંઇ કરી શકે નહીં એમ 'पुण्यं' ઇત્યાદિ વડે નિરૂપણ કરે છેઃ—

पुण्यं नाकरवं कस्मात्पापं तु कृतवान्कुतः ।
इति चिन्ता तपत्यज्ञं ज्ञानिनं न तपत्यसौ ॥ १४१ ॥

અ૦ (મેં) પુણ્ય શા માટે કર્યાં નહીં અને પાપ શાથી કર્યાં ? એમ આ ચિન્તા અજ્ઞને તાપ દે છે, જ્ઞાની ને તાપ દેતી નથી. ૧૪૧

વિદ્વાન્‌ને પુણ્યપાપ સંતાપ કાં દેતા નથી તેનું 'तापकत्वं' ઈત્યાદિ વડે નિરૂપણ કરે છેઃ—

तापकत्वं तयोर्विद्वानुपेक्षानुष्ठितत्वयोः ।
आत्मानं प्रीणयन् बोधात्सुदृढीकुरुते धियम् ॥ १४२ ॥

અ૦ તે (ધર્મ અને અધર્મ)ની (કર્મ) ઉપેક્ષા અને અનુષ્ઠાન તે પરત્વે તાપકપણું હોય છે એમ વિદ્વાન્-જાણનાર આત્મજ્ઞાન થકી પોતાને તૃપ્ત-બલયુક્ત કરીને બુદ્ધિને અતિશય દૃઢ કરે છે. ૧૪૨

હવે, દેહેન્દ્રિયકૃત પુણ્યપાપને આત્મતયા જોતો સર્વાત્મતા ગાતો જીવન્મુક્ત થાય એમ ભૃગુવલ્લીના સારાંશનું 'देहेन्द्रियकृते' ઈત્યાદિ વડે નિરૂપણ કરે છેઃ-

× ટિપ્પણ: ૧૪૦ ઇયત્તા-આટલો હોવાપણું; માપ.

× ટિપ્પણ: ૧૪૧ જુઓ एतं ह वाव न तपति किमहं साधु नाकरवम् । किमहं पापमकरवमिति અર્થ-શા માટે મેં શુભ (કર્મ) ન કર્યું, શા માટે મેં પાપ કર્યું એમ એને નિશ્ચય ઉદ્વેગ કરાવતાં નથી." (તૈ૦ ૨-૯)

× ટિપ્પણ: ૧૪૨ જુઓ-स य एवं विद्वानेते आत्मानं स्पृणुते । उभे ह्येवैष एते आत्मानं स्पृणुते । य एवं वेद । અર્થ-જે એમ જાણનાર (છે) તે એ (બંને)ને આત્મભાવે જુવે છે; જે એમ જાણે છે આ જ એ બન્નેને આત્મભાવે જુવે છે (તૈ૦ ૨-૯)।

देहेन्द्रियकृते पुण्यपापे चात्मतया सदा ।
पश्यन् सर्वात्मतां स्वस्य गायन् साम्नावतिष्ठते ॥ १४३ ॥

અ૦ દેહ તથા ઇન્દ્રિય વડે કરેલાં પુણ્ય અને પાપને સદા આત્મરૂપે જોતો (તે) સામવડે પોતાની સર્વાત્મતા ગાતો રહે છે. ૧૪૩

હવે, अहमन्नमहमन्न० (તૈ૦ ૩-૧૦) ઇત્યાદિ સામનો અર્થતઃ ઉલ્લેખ કરી સર્વાત્મતા-ગાયનના સ્વરૂપનું 'अहमन्नं' ઇત્યાદિ વડે નિરૂપણ કરે છેઃ—

अहमन्नं तथान्नादः श्लोककृच्चेतरोऽप्यहम् ।
इति सर्वात्मतां गायन् जीवन्मुक्त इतीर्यते ॥ १४४ ॥

અ૦ 'હું' અન્ન (છું)' 'હું' અન્નાદ (છું,)' 'હું' શ્લોક કરનાર તેમજ ઇતર (છું)' આ રીત્યે સર્વાત્મતાનું ગાયન કરનાર એવો તે જીવન્મુક્ત છે એમ કહેવાય છે. ૧૪૪

જીવન્મુકત્યવસાના બ્રહ્મવિદ્યાનું અંતરંગ સાધન વિચાર તેજ એક છે અને તે વડે ભૃગુએ બ્રહ્મને જાણ્યું એમ કહી ભૃગુવલ્લીના સારાંશનો 'जीवन्मुक्त्यवसानायाः' ઇત્યાદિ વડે ઉપસંહાર કરે છેઃ—

जीवन्मुक्त्यवसानाया विद्याया मुख्यसाधनम् ।
विचारो ब्रह्मणस्तेन भृगुर्ब्रह्मावबुद्धवान् ॥ १४५ ॥

અ૦ જીવન્મુક્તિ પર્યન્તે પર્યવસાન પામનાર વિદ્યાનું મુખ્ય સાધન બ્રહ્મનો વિચાર છે. તે વડે ભૃગુએ બ્રહ્મને જાણેલું. ૧૪૫

હવે, સંન્યાસરૂપી આત્મજ્ઞાનનું સાધન તેજ સર્વોત્તમ 'તપ' છે એમ 'सत्यं' ઇત્યાદિ વડે કહે છેઃ—

सत्यं तपो दमः शान्तिर्दानं धर्मः प्रजाग्नयः ।
अग्निहोत्रं यागयोगौ न्यासश्चैतैर्मुमुक्षताम् ॥ १४६ ॥

અ૦ સત્ય, (યથાર્થ ભાષણ) (ઉપવાસાદિ) તપ, (બાહ્ય ઇન્દ્રિયોનું) દમન, ચિત્તનું સમાધાન, (સત્પાત્રને) દાન, ધર્મ, પ્રજા, (ગાર્હપત્યાદિ)

---

× ટિપ્પણ: ૧૪૩ સર્વાત્મતા-સર્વના આત્મારૂપે હોવાપણું: ૧૪૪ અન્નાદ-અન્નભક્ષક.

× ટિપ્પણ: ૧૪૬ નારાયણોપનિષદના ૬૨ મા અનુવાકમાં આત્મજ્ઞાનનાં સાધન જણાવેલાં છે તે જુઓ; જુઓ स तपोऽप्यत (તૈ૦ ૩-૨).

અગ્નિ, અગ્નિહોત્ર, (દર્શપૌર્ણમાસાદિ) યાગ, ધ્યાન અને ત્યાગ (સંન્યાસ) આ વડે આત્માને જાણવાની ઇચ્છા કરવી. ૧૪૬

न्यासोऽधिकं तपो न्यासी युञ्जीतात्मानमोमिति ।
योगिनस्तस्य देहांशा यागांगैरखिलैः समाः ॥ १४७ ॥

અ૦ ન્યાસ તે ઉત્તમ તપ (છે) [તેથી] સંન્યાસી પુરૂષે પોતાના ચિત્તને 'ઓમ્' એમ કહી એકાગ્ર કરવું અર્થાત્ 'ઓમ્' કહી આત્માનું અનુસંધાન કરવું. તે યોગીના દેહના અંશો સર્વ યાગાંગનાં સરખા (છે). ૧૪૭

अहोरात्रादिकालास्तु समा दर्शादियागकैः ।
जीवनं सत्रतुल्यं स्यान्मुच्यते योगिसेवकः ॥ १४८ ॥

અ૦ અને અહોરાત્રાદિક કાલ દર્શાદિ યાગ સરખા (છે). તેનું જીવન સત્ર સરખું (છે). તે યોગિની સેવા કરનાર મુક્ત થાય છે. ૧૪૮

ઉત્તરાયણ તથા દક્ષિણાયન મધ્યે મરણ પામે તે યોગીની શી ગતિ થાય તેનું 'સ' ઇત્યાદિ વડે નિરૂપણ કરે છેઃ—

स चोत्तरायणे प्रेत आदित्यं प्राप्य मुच्यते ।
अयने दक्षिणे प्रेतश्चन्द्रं प्राप्य न मुच्यते ॥ १४९ ॥

અ૦ અને તે ઉત્તરાયણ વિષે મરેલ આદિત્યને પામી મુક્ત થાય છે. દક્ષિણ અયન વિષે મરેલ ચંદ્રલોકને પામી મુક્ત થાય નહીં. ૧૪૯

હવે, તૈતિરિક વિદ્યા પ્રકાશનો 'तैत्तिरीयकविद्यायाः' ઇત્યાદિ વડે ઉપસંહાર કરે છેઃ—

तैत्तिरीयकविद्यायाः प्रकाशेनोपसेवितः ।
मुमुक्षूननुगृह्णातु विद्यातीर्थमहेश्वरः ॥ १५० ॥

અ૦ તૈત્તિરિકવિદ્યાના વ્યાખ્યાન વડે ઉપાસના કરાયલા **વિદ્યાતીર્થ-મહેશ્વર** જીજ્ઞાસુ ઉપર અનુગ્રહ કરો. ૧૫૦

ઇતિ તૈત્તિરીયક વિદ્યાપ્રકાશ નામક દ્વિતીય અધ્યાય સમાપ્ત.

---

* ૧૪૮ સત્ર–યત્ત.

# अध्याय २ जो

હવે, છાન્દોગ્ય ઉપનિષદનું વ્યાખ્યાન કરવા શ્વેતકેતુએ આરૂણિ થકી જે બ્રહ્મવિદ્યા પ્રાપ્ત કરી તેનો અનાયાસે બોધ થાય તે અર્થે 'छान्दोग्ये' ઇત્યાદિ વડે પ્રતિજ્ઞા કરે છેઃ—

**छान्दोग्ये श्वेतकेतुर्यामारुणेर्लब्धवानिमाम् ।**
**ब्रह्मविद्यां संग्रहेण वक्ष्येऽहं सुखबोधये ॥ १ ॥**

અ૦ છાન્દોગ્ય મધ્યે શ્વેતકેતુએ જે આરૂણિ થકી પ્રાપ્ત કરી (તે) આ બ્રહ્મવિદ્યાનું, અનાયાસે બોધ સિદ્ધ થાય તે અર્થે હું સંક્ષેપપૂર્વક વ્યાખ્યાન કરૂં છું. ૧

વેદનું અધ્યયન કરી શ્વેતકેતુ ગર્વપૂર્વક પરાઙ્મુખ થતાં તેને આત્માભિમુખ કરવા, ગુરૂએ અતિવિસ્મયપૂર્વક ઉપદેશ કર્યાનું 'वेदानधीत्य' ઇત્યાદિ વડે નિરૂપણ કરે છેઃ—

**वेदानधीत्य गर्वेण श्वेतकेतुः पराङ्मुखः ।**
**आसीत्प्रत्यङ्मुखीकर्तुं गुरुराहातिविस्मयम् ॥ २ ॥**

અ૦ વેદનું અધ્યયન કરીને પાણ્ડિત્યના અભિમાનને લઇને શ્વેતકેતુ અનાત્મનિષ્ઠ થયલો. (તેને) આત્મનિષ્ઠ કરવા ગુરૂ અત્યન્ત વિસ્મયપૂર્વક કહે છે. ૨

ગુરૂએ અતિવિસ્મયપૂર્વક જે વાક્યોપદેશ કરેલો તેનું 'एकतत्त्वे' ઇત્યાદિ વડે નિરૂપણ કરે છેઃ—

**एकतत्त्वे श्रुते सर्वमश्रुतं च श्रुतं भवेत् ।**
**अमतं च मतं तद्वदविज्ञातं च बुध्यते ॥ ३ ॥**

અ૦ (જે) એક તત્ત્વોપદેશનું શ્રવણ કર્યે સર્વ નહિ સાંભળેલું સાંભળેલુ થાય છે અને નહિ તર્ક કરેલું તર્ક કરેલું (થાય છે) ને નહિ નિશ્ચય કરેલુ નિશ્ચય કરેલું થાય છે. ૩

---

× ટિપ્પણ. ૧ જુઓ सर्वान्वेदानधीत्य महामना અર્થઃ સર્વ વેદોનું અધ્યયન કરીને મોટો માનનારો ઇત્યાદિથી માંડી, 'कथं नु भगवः स आदेशो भवति અર્થઃ હે ભગવન્' કેવી રીતે તે આદેશ થાય છે" (छां. ६–१–२–३);

× ટિપ્પણઃ ૩ જુઓ 'श्वेतकेतो यन्नु सोम्येद महामना' ઇત્યાદિથી માંડી, 'अविज्ञातं विज्ञातं' (छां. ६–१–३);

એક તત્ત્વના જ્ઞાન વડે સર્વજ્ઞાન કેમ સિદ્ધ થાય છે તે 'न' ઇત્યાદિ વાક્યાર્થ વડે નિરૂપણ કરે છેઃ–

नर्ग्वेदज्ञानमात्रेण यजुर्वेदादि बुध्यते ।
तस्मादेकधिया सर्वं ज्ञानं स्यादित्यलौकिकम् ॥ ४ ॥

અ૦ કેવળ ઋગ્વેદના જ્ઞાનવડે યજુર્વેદાદિનું જ્ઞાન સિદ્ધ થાય નહિ. તેથી, એક વસ્તુના જ્ઞાન વડે સર્વ પ્રકારનું જ્ઞાન થાય એમ કહેવું અદ્દ્ભુતચર છે. ૪

"यथा सौम्येकेन मृत्पिण्डेन सर्वंमृन्मयं विज्ञातं स्यात् અર્થ:–"હે પ્રિયદર્શન ! જેમ એક માટીના પિંડા વડે (માટીનો પિંડો જ્ઞાત થયે) સર્વ માટીનાં કાર્ય વિજ્ઞાત થાય છે" ઇત્યાદિથી માંડી, "एवं सोम्य स आदेशो भवति અર્થ:– હે સોમ્ય ! એવી રીતે તે ઉપદેશ થાય છે," ઇત્યન્ત (છાં. ૬–૧–૪—૬–૧–૬) શ્રુત્યન્વય, પૂર્વોક્ત શંકાનું 'मैवं' ઇત્યાદિ ૨૧ શ્લોક (૫–૨૫) વડે સમાધાન કરે છેઃ—

मैवं मृद्धेमलोहेषु लौकिकेष्वस्य दर्शनात् ।
मृदादिज्ञानतः सर्वं मृन्मयं ज्ञायते स्फुटम् ॥ ५ ॥

અ૦ (તું કહે છે) તેમ અલૌકિક–અદ્દ્ભુતચર વાત નથી. લૌકિક એવાં માટી, સુવર્ણ તથા લોઢા વિષે આ (જ્ઞાન)નું દર્શન હોય છે તેથી, માટી આદિ પદાર્થના જ્ઞાન થકી સર્વ માટીમય પદાર્થોનું સ્પષ્ટ જ્ઞાન થાય છે. ૫

मृदो घटशरावाद्या विकारास्तत्तदाकृतिः ।
मृद्बोधाद् बुध्यते नेति यदुच्येत न बुध्यताम् ॥ ६ ॥

અ૦ ઘડો શરાવ આદિક પદાર્થો માટીના વિકાર (હોય છે). તે તે ઘટાદિક આકૃતિનું જ્ઞાન માટીના બોધવડે થતું નથી એમ જે કહે તેના ઉપર વિશ્વાસ ન કરવો. ૬

આકૃતિ રૂપ આધેય ભાગના જ્ઞાનથી આધારરૂપ પદાર્થનું જ્ઞાન થાય એમ ઉદાહરણપૂર્વક 'आकृत्याधारभागः' તથા 'आधारभागमात्रेऽपि' ઇત્યાદિ બે શ્લોક વડે નિરૂપણ કરે છેઃ—

आकृत्याधारभागो यो घटस्यासौ तु बुध्यते ।
आधारो मृत्तिकाऽऽधेय आकारश्चोभयं घटः ॥ ७ ॥

× ટિપ્પણ: ૧ શરાવ–કોડીયાં વિકાર–કાર્ય.

અ૦ ઘડાનો જે આકારના આધારરૂપ ભાગ (તે) તો ('આ ઘડો') એમ જ્ઞાત થાય છે. માટી આધારરૂપ, આકાર આધેયરૂપ અને ઘડો ઉભયાત્મક (છે). ૭

आधारभागमात्रेऽपि ज्ञाते ज्ञातो घटो भवेत् ।
गोपुच्छमात्रसंस्पर्शाद्गोस्पर्शव्रतपूर्त्तिवत् ॥ ८ ॥

અ૦ આધારભાગ માત્રનું જ્ઞાન થયે, ગાયના પુછડાના સ્પર્શથી ગોસ્પર્શ વ્રતની પૂર્ત્તિ થાય તે પ્રમાણે ઘડો જ્ઞાત થાય. ૮

આકારનું જ્ઞાન થયે ઘડાનું જ્ઞાન થાય એમ 'आकृतेः' ઇત્યાદિ વડે ફલિતનું નિરૂપણ કરે છેઃ—

आकृतेर्यद्वदज्ञाने घटाज्ञानं त्वयोच्यते ।
तद्वदाधारबोधेन घटो बुद्धः कुतो न हि ॥ ९ ॥

અ૦ જે પ્રમાણે આકારનું અજ્ઞાન હોય તો, તું એમ કહે છે કે ઘડાનું અજ્ઞાન થાય તે પ્રમાણે આધારરૂપ પદાર્થના જ્ઞાનવડે ઘડો શાથી જ્ઞાતજ ન હોય? ૯

આકાર અને આધારરૂપ પદાર્થનાં અવયવો સરખાં હોય છે એમ 'आकृत्याधारयोः' ઇત્યાદિ વડે નિરૂપણ કરે છેઃ—

आकृत्याधारयोस्तुल्यं भागत्वं न मृदं विना ।
केवलाकृतिमात्रः सन् घटः क्वापि समीक्ष्यते ॥ १० ॥

અ૦ આકાર તથા આધારરૂપ પદાર્થનું ભાગત્વ સરખું (હોય છે). માટી વિના કેવળ આકારમાત્ર સતો એવો ઘડો કયાયે પણ અનુભવાતો નથી. ૧૦

માટી તથા ઘડો ભિન્ન દ્રવ્યો છે અને તે નિત્યસંબદ્ધ છે એમ તાર્કિક મતનું 'मृद्रूपात्' ઇત્યાદિ વડે નિરૂપણ કરે છેઃ—

मृद्रूपात्कारणद्रव्यात्कार्यद्रव्यं घटादिकम् ।
अन्यत्तत्समवेतं हि मृदीति प्राह तार्किकः ॥ ११ ॥

× ટિપ્પણ ૧૦ આકાર—આધેયભાગ; ભાગત્વ—ઘટાવયવતા.

× ટિપ્પણ: ૧૨ યથા સ્વસ્માદ્ભિન્નત્વેનાપ્રતીયમાનો ઘટઃ સ્વસ્માદ્ભિન્નો ન ભવતિ અર્થ—જે પ્રમાણે પોતાથી ભિન્ન સ્વરૂપે અપ્રતીત થતો ઘડો પોતાથી ભિન્ન ન હોય આમ યુક્તિ છે;

અ० ઘડો વગેરે કાર્યપદાર્થ માટીરૂપ કારણપદાર્થ થકી ભિન્ન (છે). તે નિશ્ચે, માટી વિષે નિત્યસંબદ્ધ (છે) એમ તાર્કિક મતવાળો કહે છે. ૧૧

તાર્કિકમતવાળાનું કહેવું લોક–સમ્મત નથી એમ 'स्वयुक्त्या' ઈત્યાદિ વડે નિરૂપણ કરે છેઃ—

स्वयुक्त्याऽसौ तथा ब्रूते नत्वेतल्लोकसम्मतम् ।
घटे मृदः पृथग्भूते कीदृक् तत्त्वमुदीर्यताम् ॥ १२ ॥

અ० આ (તાર્કિક) તે પ્રમાણે કહે છે (પરન્તુ) સ્વયુક્તયા તે લોકસિદ્ધ નથી; ઘડાને માટી થકી ભિન્ન હોવાનું કહે (તો) કેવું તત્ત્વ હોય (તે) કહો. ૧૨

માટીથી ભિન્નભૂત ઘડાનું તત્ત્વ તે શું વાણીવડે ઉચ્ચાર થાય તે અથવા, માટી વિના ઘડાને જુદો આણવો તે એમ બે વિકલ્પો મધ્યે પ્રથમ વિકલ્પ નિસ્તત્ત્વ છે એમ 'वाचैवारभ्यते' ઈત્યાદિવડે નિરૂપણ કરે છેઃ—

वाचैवारभ्यते किं वा पृथगानीयते वद ।
वाचैवारभ्यते तत्त्वं किञ्चिन्न स्यात् खपुष्पवत् ॥ १३ ॥

અ० વાણીવડે (માટીથી પૃથક્ ઘડાનું) નામોચ્ચારણ થાય છે તે (તેનું તત્ત્વ છે) કિંવા, તેને પૃથક્ આણિયે છીએ (તે તેનું તત્ત્વ છે) તે કહે. વાણીવડે નામોચ્ચારણ પરત્વે ગગનપુષ્પની પ્રમાણે કાંઈ પણ તત્ત્વ ન હોય. ૧૩

પૂર્વોક્ત ઘટ ગગનપુષ્પની પ્રમાણે નિસ્તત્ત્વ હોય તે ઉદાહરણનું 'मृगतृष्णाम्भसि' ઈત્યાદિ વડે વિસ્તારપૂર્વક નિરૂપણ કરે છે—

मृगतृष्णाम्भसि स्नातः खपुष्पकृतशेखरः ।
वन्ध्यापुत्रो इति प्रोक्तो निस्तत्त्वमखिलं खलु ॥ १४ ॥

અ० મૃગજળ મધ્યે સ્નાન કરેલ ગગનકુસુમનો મુગટ પહેરેલ એમ વર્ણવેલ વન્ધ્યાપુત્ર (આ) સર્વ, નિશ્ચે નિસ્તત્ત્વરૂપ છે. ૧૪

માટી વિના ઘડાને દેશાન્તર લઈ જવાય છે એમ બીજો વિકલ્પ દૂષિત છે એમ 'पृथगानयनं' ઈત્યાદિ વડે નિરૂપણ કરે છેઃ—

पृथगानयनं कर्तुं धीमतामपि न शक्यते ।
अतोऽनृतो घटो नैव सत्य इत्यभ्युपेयताम् ॥ १५ ॥

* ટિપ્પણઃ નિસ્તત્ત્વરૂપ–મિથ્યા; કલ્પિત.

અ૦ (ઘડાને) માટીથી જુદો આણવાનું કરવું તે બુદ્ધિમાન વડે પણ શકય નથી. એથી ઘડો મિથ્યા (છે) સત્યરૂપ નથી જ એમ સમજવું. ૧૫

**વેદાંતી** તેને (ઘડાને) માટી વિષે આરોપિત હોવાનું કહે છે અને આરોપની પૂર્વે અને પશ્ચાત્ તેનો અભાવ હોય છે તેથી તે મિથ્યા છે એમ '**समवाय**' તથા '**आरोपात्**' ઈત્યાદિ બે શ્લોકો વડે નિરૂપણ કરે છેઃ—

**समवायस्त्वया प्रोक्त आरोपं ब्रूमहे वयम् ।**
**स्थाणावारोपितश्चौरो यथा मृदि घटस्तथा ॥ १६ ॥**

**आरोपात्पूर्वमूर्ध्वं च तदभावादसत्यता ।**
**आदावन्ते च यन्नास्ति वर्तमानेऽपि तत्तथा ॥ १७ ॥**

અ૦ તે (માટી તથા ઘડાનો) સમવાય-સંબંધ હોવાનું કહ્યું. જે પ્રમાણે સ્થાણુ મધ્યે ચોરની કલ્પના થાય તે પ્રમાણે માટી મધ્યે ઘડાની કલ્પના થાય એમ અમે "આરોપ" હોવાનું કહીએ છીએ. ૧૬

આરોપની પૂર્વે તથા પાછળ તે ( ઘડા )નો અભાવ હોવાથી તે અસત્ય છે. આદિમાં અને અન્તમાં જે ન હોય તે વર્તમાન ( કાળ ) માં પણ તે પ્રમાણે જ ( અસત્ય ) હોય છે. ૧૭

માટી તેજ કેવળ ત્રિકાલાબાધિત સત્ય છે અને ઘડો સત્યાનૃતાત્મક છે એમ '**कालत्रयानुगः**' ઇત્યાદિ વડે નિરૂપણ કરે છેઃ—

**कालत्रयानुगः स्थाणुः सत्यो मृच्च तथेक्ष्यताम् ।**
**सत्यानृते च मिथुनीकृत्य कुम्भ इतीर्यते ॥ १८ ॥**

અ૦ ત્રણે કાળ મધ્યે હોનાર સ્થાણુ સત્યસ્વરૂપ (છે) અને માટી તેજ પ્રમાણે (છે) એમ સમજવું. અને સત્ય તથા મિથ્યાનું જોડકું કરીને ( આ ) 'ઘડો' એમ ઉચ્ચારણ થાય છે. ૧૮

ઘડા તથા માટીનો વાચક શબ્દ તેની પ્રતીતિ તથા કાર્ય પૃથક્ હોય છે અને ઘડા તથા માટીનો દ્વિવિધ વ્યવહાર વિદ્યમાન હોય છે તથાપિ વિવેકી સત્ય વસ્તુનું ગ્રહણ કરે અને અસત્યનો ત્યાગ કરે છે એમ '**शब्दप्रत्ययकार्याणि**' '**द्विविधव्यवहारस्य**' '**इत्थं**' ઈત્યાદિ ત્રણ શ્લોક વડે નિરૂપણ કરે છેઃ—

× ટિપ્પણ: ૧૬ આરોપ-કલ્પના; ૧૮ ત્રિકાલાબાધિત-ત્રણે કાળમાં નાશ ન પામે તેવું; સત્યાનૃતાત્મક-સત્યાસત્યરૂપ.

शव्दप्रत्ययकार्याणि सन्ति मृद्घटयोः पृथक् ।
स्थाणौ चौरे च दृष्टानि पृथक् तानि तथात्र च ॥ १९ ॥

અ૦-(જે પ્રમાણે) માટી તથા ઘડાનાં શબ્દ, જ્ઞાન તથા ક્રિયાત્મક વ્યવહાર ભિન્ન હોય છે તેજ પ્રમાણે વળી અહી સ્થાણુ અને ચોર મધ્યે દેખાતાં-અનુભવાતાં-તે (શબ્દાદાત્મક વ્યવહાર) ભિન્ન હોય છે. ૧૯

द्विविधव्यवहारस्य सद्भावेऽपि विवेकिनः ।
सत्यायां मृदि तात्पर्यं नानृतेऽस्ति घटादिके ॥ २० ॥

અ૦ બે પ્રકારના વ્યવહારનો સદ્‌ભાવ હોય તથાપિ વિવેકી પુરૂષને સત્ય સ્વરૂપ માટી પરત્વે તાત્પર્ય (હોય છે). તે ઘટાદિક મિથ્યા પદાર્થ પરત્વે હોતું નથી.

પદાર્થના સત્ય તથા અનૃત ભાગ મધ્યે સત્ય ભાગ પ્રત્યે આદર કરવો યોગ્ય છે એમ 'इक्षौ' ઇત્યાદિ વડે ઉદાહરણપૂર્વક નિરૂપણ કરે છે:—

इक्षौ रसोऽस्त्यृजीषं च रसं गृह्णाति बुद्धिमान् ।
नर्जीषमेवं कुम्भेऽपि मृद्भागे युक्त आदरः ॥ २१ ॥

અ૦ શેરડી મધ્યે રસ અને રસરહિત સાંઠા (એમ બે) હોય છે. (તે મધ્યે) બુદ્ધિમાન્ પુરૂષ રસને ગ્રહણ કરે છે સાંઠાને નહી એમ ઘડા મધ્યે પણ માટી ભાગ પરત્વે આદર કરવો યોગ્ય (છે). ૨૧

ઉભયાત્મક ઘટાદિક વિષે જે માટી આદિનો ભાગ હોય તેનો આદર કરવો એમ 'ये' ઇત્યાદિ વડે નિરૂપણ કરે છે —

ये घटादिषु मृद्भागा ज्ञातव्या आदरेण ते ।
सर्वेऽपि राशिविज्ञानादेव ज्ञाता भवन्ति हि ॥ २२ ॥

અ૦ ઘડા આદિ પદાર્થો મધ્યે જે માટીનો ભાગ હોય તે આદરપૂર્વક દ્રષ્ટવ્ય (હોય છે) [કારણ કે] [ઘટાદિક] સર્વે (વિકારો) પણ રાશિના (માટીના) વિજ્ઞાન થકી જ જ્ઞાત થાય છે. ૨૨

× ટિપ્પણ ૨૦ द्विविध ને બદલે विविध પાઠ યોગ્ય છે

× ટિપ્પણ ૨૨ यथा सोम्यैकेन मृत्पिण्डेन सर्वं मृन्मयं विज्ञातं स्यात् આ શ્રુતિના તાત્પર્યનું નિરૂપણ કરેલ છે; ઉભયાત્મક-સત્યાનૃતાત્મક

માટી એક હોય તથાપિ તેનો ઉપાધિ વડે ભિન્ન આકારરૂપ સત્ય ભાગ આરોપિત હોય છે એમ 'मृदः' ઇત્યાદિ વડે નિરૂપણ કરે છેઃ—

मृद ऐक्येऽपि सर्वत्वमाकारैस्तदुपाधिभिः ।
निरुपाधिकविज्ञानात्सर्वोपाहितधीर्भवेत् ॥ २३ ॥

અ૦ માટીનું એકપણું હોય તથાપિ તેના ઉપાધિભૂત આકારો વડે (તેનું) સર્વત્વ (સિદ્ધ હોય છે). નિરૂપાધિક (માટી)ના વિજ્ઞાન થકી (ઘટાદ્યાત્મક) સર્વ ઉપહિત (પદાર્થ)નું જ્ઞાન થાય. ૨૩

માટીનો દૃષ્ટાંત, લોઢું તથા સુવર્ણાદિ પરત્વે 'कटकादौ' ઇત્યાદિ વડે ઘટાવે છેઃ—

कटकादौ सत्यभागा बुद्धा हेमाधिया तथा ।
कुठारादौ सत्यभागा बुध्यन्ते लोहबुद्धितः ॥ २४ ॥

અ૦—(માટીના મૃદ્ભાગનું જે પ્રમાણે ઘટાદિ મધ્યે જ્ઞાન થાય છે) તે પ્રમાણે સુવર્ણના વિજ્ઞાન થકી કડાં આદિ (સુવર્ણના પદાર્થો મધ્યે) સુવર્ણના સત્ય ભાગનું જ્ઞાન થાય છે. લોઢાના વિજ્ઞાન થકી કુહાડી આદિ મધ્યે (લોઢાના) સત્ય ભાગનું જ્ઞાન થાય છે. ૨૪

પ્રત્યેક કાર્યપદાર્થનું જ્ઞાન તેના ઉપાદાનના વિજ્ઞાન થકી સિદ્ધ થાય એમ અનેક દૃષ્ટાંત હોવાનું 'यद्यत्कार्यं' ઇત્યાદિ વડે નિરૂપણ કરે છેઃ-

यद्यत्कार्यं तस्य तस्य धीः स्वोपादानबुद्धितः ।
इति व्याप्तिं विवक्षित्वा दृष्टान्ता बहवः श्रुताः ॥ २५ ॥

અ૦ જે જે વિકારપદાર્થ હોય તે તે વિકાર પદાર્થનું જ્ઞાન તે (પદાર્થ)ના ઉપાદાન કારણના વિજ્ઞાન થકી (થાય છે) એમ વ્યાપ્તિની વિવક્ષા× પરત્વે અનેક ઉદાહરણો શ્રુતિ વિષે દર્શાવેલા છે. ૨૫

એક વસ્તુના જ્ઞાનથી સર્વ વસ્તુનું જ્ઞાન સિદ્ધ થાય તે 'અલૌકિક' છે એમ (શ્લો. ૪) ઉપર કહેલું તે યોગ્ય નથી એમ 'सर्वं' ઇત્યાદિ વડે નિરૂપણ કરે છેઃ—

सर्वं जगदुपादाने श्रुते सति भवेच्छ्रुतम् ।
मते ज्ञाते मतं ज्ञातमित्यलौकिकता कुतः ॥ २६ ॥

× ટિપ્પણ: ૨૫ વિવક્ષા—નિરૂપણ કરવાની ઇચ્છા.

અ૦ જગતના ઉપાદાન કારણનું શ્રવણ થતે સર્વ (પદાર્થ)નું શ્રવણ કર્યું થાય. (તેનું) મનન કર્યે મનન કર્યું થાય (તેનું) જ્ઞાન થયે (સર્વનું) જ્ઞાન મળ્યું થાય એમ કહેતાં અલૌકિકતા શાથી (હોય ?) ૨૬

શ્રવણ તથા મનનાદિક પ્રત્યેક સ્વતંત્ર હોવાનું તથા તે કેવી રીતે સિદ્ધ થાય તેનું 'श्रवणं' ઇત્યાદિ વડે નિરૂપણ કરે છેઃ—

श्रवणं गुरुशास्त्राभ्यां मननं तु स्वयुक्तिभिः ।

विज्ञानं स्वानुभूत्येति श्रवणादेरसंकरः ॥ २७ ॥

અ૦ શ્રવણ ગુરૂ તથા શાસ્ત્ર વડે અને મનન સ્વયુક્તિ વડે અને વિજ્ઞાન સ્વાનુભવ વડે (સિદ્ધ થાય છે) એમ શ્રવણાદિકનું અસાંકર્ય હોય છે. ૨૭

પૂર્વોક્ત એકબોધ વડે શ્વેતકેતુ આત્માભિમુખ થતાં તેને 'સર્વોપાદાન'નું 'श्वेतकेतुः' ઇત્યાદિ વડે નિરૂપણ કરે છેઃ—

श्वेतकेतुः सर्वबोधमेकबोधेन विश्वसन् ।

प्रत्यङ्मुखोऽभवत्तस्मै सर्वोपादानमीरितम् ॥ २८ ॥

અ૦ એક વસ્તુના જ્ઞાનવડે સર્વ વસ્તુનું જ્ઞાન સિદ્ધ થાય (એ સિદ્ધાંત) ઉપર શ્રદ્ધાયુક્ત થતાં શ્વેતકેતુ આત્માભિમુખ થયો. તેને 'સર્વોપાદાન'નો ઉપદેશ કર્યો. ૨૮

હવે, "सदेव सोम्येदमग्र आसीदेकमेवाद्वितीयं' (છાં. ૬-૨-૧) આ શ્રુતિનું છ શ્લોકવડે નિરૂપણ કરતાં, માટી આદિની પેઠે સૃષ્ટિની પૂર્વે કેવળ 'सत्' તત્ત્વ ઉપાદાનરૂપે હતું એમ 'इदं' તથા 'मृद्धेमलोहवस्तुनि' ઇત્યાદિ શ્લોકવડે નિરૂપણ કરે છેઃ—

इदं जगन्नामरूपयुक्तमद्य सदीक्ष्यते ।

सृष्टेः पुरा सदेवासीन्नामरूपविवर्जितम् ॥ २९ ॥

मृद्धेमलोहवस्तुनि विकारोत्पत्तितः पुरा ।

निर्विकाराण्युपादानमात्राण्यासन् यथा तथा ॥ ३० ॥

---

× ટિપ્પણઃ ૨૭ અસાંકર્ય-સ્વતંત્રરૂપ હોવાપણું; આ સંબંધમાં જુઓ "आत्मा वा अरे द्रष्टव्यः श्रोतव्यः मन्तव्यः" ।

× ટિપ્પણ. ૨૮ સર્વોપાદાન-સર્વના ઉપાદાનકારણરૂપ હોવાપણું. એકબોધ-એક સત્ય વસ્તુનો અનુભવ.

અ૦ જે પ્રમાણે કાર્યોત્પત્તિની પૂર્વે માટી સુવર્ણ તથા લોહું નિર્વિકાર-ઉપાદાનમાત્ર રૂપે હતાં તે પ્રમાણે નામરૂપયુક્ત આ જગત્ આજે સત્યરૂપે દેખાય છે તે સૃષ્ટિની પૂર્વે નામ તથા રૂપથી રહિત સત્ય-સ્વરૂપ જ હતું. ૨૯–૩૦

તે 'સત્' તત્ત્વ સ્વગતાદિ ત્રણે ભેદથી રહિત છે એમ 'સ્વ' ઇત્યાદિ વડે નિરૂપણ કરે છે:—

**स्वसजातिविजात्युत्थभेदत्रयविवर्जनात् ।**
**एकमेवाद्वितीयं तत्सद्वस्त्वित्यवगम्यताम् ॥ ३१ ॥**

અ૦ સ્વગત, સજાતીય અને વિજાતીય ભેદના ત્યાગ થકી તે એક જ **અદ્વિતીય સત્ય** વસ્તુ (છે) એમ સમજવું. ૩૧

વૃક્ષ, આદિ પરત્વે આ ભેદત્રય સિદ્ધ હોવાનું 'વૃક્ષસ્ય' ઇત્યાદિ વડે નિરૂપણ કરે છે:—

**वृक्षस्य स्वगतो भेदः शाखाद्यवयवैस्तथा ।**
**वृक्षान्तरात्सजातीयो विजातीयः शिलादितः ॥ ३२ ॥**

અ૦ (જે પ્રમાણે) શાખાદિક અવયવોને લઈ વૃક્ષનો સ્વગત ભેદ (છે) તેજ પ્રમાણે અન્યવૃક્ષ થકી સજાતીય (ભેદ અને) શિલા આદિ થકી વિજાતીય (ભેદ હોય છે). ૩૨

'સત્' તત્ત્વ સાવયવ નથી તેથી તે ભેદત્રયરહિત એક અખંડરૂપ છે એમ 'न' ઇત્યાદિ વડે નિરૂપણ કરે છે:—

**न सत्यवयवाः सन्ति तेनैकं स्यादखण्डकम् ।**
**जात्यभावात्सजातीयं विजातीयं च दुर्भणम् ॥ ३३ ॥**

અ૦ 'સત્' તત્ત્વ સાવયવ હોતું નથી તેને લઈ (તે) એક અવયવ-શૂન્ય (છે). જાતિનો અભાવ હોવાથી સજાતીય અને વિજાતીય (ભેદ) દુર્ઘટ છે. ૩૩

સર્વભેદરહિત અખંડ-અવયવશૂન્ય હોય તે 'સત્' તત્ત્વ છે એમ 'एकादिभिः' ઇત્યાદિ વડે નિરૂપણ કરે છે:—

एकादिभिःपदैर्भेदत्रयमत्र निवार्यते ।
सर्वभेदविहीनं यदखण्डं तत्सदीक्ष्यताम् ॥ ३४ ॥

અ૦ અહીં એક (એવાદ્વિતીયં) આદિ પદોવડે (સ્વગતાદિ) ભેદત્રયનું નિવારણ કરાય છે. જે સર્વભેદરહિત અખણ્ડરૂપ (છે) તે 'સત્' તત્ત્વ છે (એમ) સમજવું. ૩૪

સૃષ્ટિની પૂર્વે કેવળ 'અસત્' (શૂન્ય) હતું એમ શૂન્યવાદિમતનો 'अस्तीति' ઇત્યાદિ વડે અનુવાદ કરે છે:—

अस्तीति शब्दबुद्धी द्वे दृश्येते नामरूपयोः ।
तदभावात्पुरा सृष्टेः शून्यमाहुरवैदिकाः ॥ ३५ ॥

અ૦ 'છે' એમ બે શબ્દબુદ્ધિ નામરૂપ પરત્વે જોવામાં આવે છે. તે (શબ્દબુદ્ધિ) નો અભાવ હોવાથી સૃષ્ટિની પૂર્વે શૂન્ય (હોય છે એમ) શૂન્યમતવાદીઓ કહે છે. ૩૫

પૂર્વોક્તમતનું 'नामरूपात्मक' તથા 'शून्यजत्वे' ઇત્યાદિ બે શ્લોકવડે ઉદાહરણપૂર્વક ખંડન કરે છે:—

नामरूपात्मकं शून्यात्किलैतदुपपद्यते ।
तदयुक्तं न वन्ध्यायाः पुत्रात्पुत्रान्तरोद्भवः ॥ ३६ ॥
शून्यजत्वे नाम शून्यं रूपं शून्यमितीदृशः ।
शून्यानुवेधो भासेत सद्वेधस्त्ववभासते ॥ ३७ ॥

અ૦ ખરેખર, આ નામરૂપાત્મક (જગત) શૂન્ય થકું ઉત્પન્ન થાય તે અયોગ્ય (છે) [કેમકે] વાંઝણીના પુત્ર થકી અન્યપુત્રની ઉત્પત્તિ ન (હોય). ૩૭

શૂન્યથી જો (તે બન્નેની) ઉત્પત્તિ હોય તો નામ શૂન્યરૂપ (થાય), રૂપ શૂન્યરૂપ થાય એમ એ રીતની શૂન્યપ્રતીતિ ભાસે; (કિન્તુ) સત્પ્રતીતિ ભાસે છે. ૩૭

તેથી, સૃષ્ટિની પૂર્વે એક અદ્વિતીય 'સત્' તત્ત્વ જ હતું એમ 'सत.' ઇત્યાદિ વડે નિરૂપણ કરે છે:—

× ટિપ્પણ: ૩૪. અહીં 'सदेव सोम्येदमग्र आसीदेकमेवाद्वितीयम्' આ વાક્યાર્થનો ઉપસંહાર કરેલો છે.

ततः सत्कारणं सत्तु सर्वसृष्ट्यर्थमैक्षत ।
बहु स्यामहमेवातः प्रजायेयेति मायया ॥ ३८ ॥

અ૦ તેથી 'સત્' તત્ત્વ કારણ (છે) અને 'સત્' તત્ત્વે સૃષ્ટયર્થ હું જ અનેકરૂપ થાઉં એથી માયાવડે સૃષ્ટિ રચું એમ વિચાર કર્યો. ૩૮

આ માયિક સૃષ્ટિથી અદ્વૈત 'સત્' તત્ત્વની અસિદ્ધિ થતી નથી એમ 'वस्तुतः' ઇત્યાદિ વડે નિરૂપણ કરે છેઃ—

वस्तुतो बहुभावश्चेदद्वैतं सद्विनश्यति ।
माभून्नाश इति श्रुत्या प्रकर्षेण जनिः श्रुता ॥ ३९ ॥

અ૦ અનેકપણુ જો યથાર્થરૂપ હોય તો અદ્વૈત 'સત્' તત્ત્વની અસિદ્ધિ થાય (પરન્તુ) તેની અસિદ્ધિ ન થાય એમ શ્રુતિ તેણે માયાપૂર્વક ઉત્પત્તિનું નિરૂપણ કરેલુ છે. ૩૯

માયાના સ્વરૂપનુ 'प्रकर्ष' ઈત્યાદિ વડે નિરૂપણ કરે છેઃ—

प्रकर्षो नाम पूर्वस्मादाधिक्यमधिका तु या ।
सा माया न सती नापि शून्या स्याद् दूषितत्वतः ॥४०॥

અ૦ પૂર્વથી અધિક તેને 'પ્રકર્ષ' (કહે છે) અને તે પ્રકારની જે અધિક સ્વરૂપની માયા તે દૂષિતપણાને લીધે સત્યસ્વરૂપ ન હોય તેમજ શૂન્યસ્વરૂપ ન હોય. ૪૦

અનેકરૂપત્વ આ રીતે માયિક હોવાથી સત્યતત્ત્વના અદ્વિતીયપણાને બાધ આવતો નથી એમ 'मायया' ઇત્યાદિ વડે નિરૂપણ કરે છેઃ—

मायया बहुरूपत्वे सदद्वैतं न नश्यति ।
मायिकानां हि रूपाणां द्वितीयत्वमसम्भावि ॥ ४१ ॥

અ૦ માયાના યોગે અનેકરૂપપણુ હોય છે એટલે 'સત્' અદ્વૈત તત્ત્વની અસિદ્ધિ થતી નથી કેમકે માયિકરૂપોનું દ્વિતીયપણુ અસંભવે (છે). ૪૧

માયા અચિન્ત્યશક્તિવાળી છે એટલે બ્રહ્મ વિષે ઉપાદાન તથા નિમિત્તપણુ ઉભય દુર્ઘટ નથી એમ 'अचिन्त्यशक्ति' ઇત્યાદિ વડે નિરૂપણ કરે છેઃ-

अचिन्त्यशक्तिर्मायाऽतो दुर्घटं घटयत्यसौ ।
उपादाननिमित्तत्वे कल्पेते सति मायया ॥ ४२ ॥

दृष्ट्वा भूयः इहोत्पन्नास्तेजोऽबन्नाख्यदेवताः ।
एकैकां त्रिवृतं तासु कुर्वे देहादिसृष्टये ॥ ५० ॥

અ૦ અહીં ઉત્પન્ન થયલા 'તેજ' 'જળ' અને 'અન્ન'સંજ્ઞક દેવતાને (જીવાભાવેકરીને વ્યર્થ જોઇને જીવસ્વરૂપે પ્રવેશ કરવા ઇક્ષણ કરી એમ ૪૯ શ્લોકના ઉત્તરાર્ધ સાથે અન્વય કરવો ). ૫૦

અથવા, દેહને વિષે ઉત્પન્ન થએલા તેજાદિક દેવતાઓને જોઇને ( તે મધ્યે ) એકેકને ત્રણગુણા કરૂં એમ દેહાદિક સૃષ્ટિના અર્થે પુનઃ તદ્વિષયક ઇક્ષણ કર્યું. ૫૦

'ત્રિવૃત્કરણ' કેમ કરવું તેના પ્રકારનું 'તેજસ્ય' ઇત્યાદિ વડે નિરૂપણ કરે છેઃ–

तेजस्यबन्नयोरंशावल्पौ प्राक्षिप्य मिश्रणात् ।
तेजस्त्रिवृत्कृतं तद्वदन्ययोरपि योज्यताम् ॥ ५१ ॥

અ૦ જળ તથા અન્નના અલ્પ–અલ્પ અંશો તેજ વિષે પ્રક્ષિપ્ત કરીને મિશ્રણ કરવા થકી 'તેજ' ત્રિપુટ થાય છે. તે પ્રમાણે બીજાઓ પરત્વે પણ યોજવું. ૫૧

ત્રિપુટીકૃત તેજાદિ વડે પરમાત્માએ ('સત્'તત્ત્વે) અંડજાદિ ત્રણ શરીરો નિર્માણ કરી તે મધ્યે પ્રવેશ કર્યાનું 'તેજોઽબન્નૈઃ' ઇત્યાદિ વડે નિરૂપણ કરે છેઃ–

तेजोऽबन्नैस्त्रिवृद्भूतैरण्डजादिवपूंष्ययम् ।
निर्माय जीवरूपेण प्राविशत्तेषु सर्वतः ॥ ५२ ॥

અ૦ તેજ, જળ તથા અન્નના યોગે આંડજાદિક ભૂતદેહોને નિર્માણ કરીને આ ('સત્'દેવતાએ) તે મધ્યે જીવસ્વરૂપે ચોમેર–આનખાગ્ર પ્રવેશ કર્યો. ૫૨

હવે, જીવના સ્વરૂપનું 'अहंकारस्तु' ઇત્યાદિ વડે નિરૂપણ કરે છેઃ—

अहंकारस्तु चैतन्यसंयुक्तः प्राणधारणात् ।
जीवः स्यात्सर्वदेहेषु व्याप्नोत्यापादमस्तकम् ॥ ५३ ॥

× ટિપ્પણઃ ૫૦ જુઓ 'तासां त्रिवृत त्रिवृतमेकैकां करवाणि' ।
× ટિપ્પણઃ ૫૧ જુઓ ત્રિવૃત્કરણ–ત્રિપુટકરવાપણું.
× ટિપ્પણઃ ૫૨ અણ્ડજ–ઇંડામાંથી ઉત્પન્ન થનાર પક્ષિ આદિ.

અ૦ અને ચૈતન્યસયુક્ત 'અહંકાર' પ્રાણધારણ કરવા થકી 'જીવ'રૂપ થાય છે (તે) સર્વ દેહોમધ્યે પગથી માથા સૂધી વ્યાપ્ત થાય છે ૫૩

સત્ તત્વ મધ્યે સંસાર આરોપેલો છે તે 'આરોપ'ની નિવૃત્યર્થ 'વિચાર' કરવો યોગ્ય છે એમ 'સદ્વસ્તુન્યેવ' ઈત્યાદિ વડે નિરૂપણ કરે છે —

सद्वस्तुन्येवमारोप्य संसारो मायया कृतः ।
अविचारकृतारोपनिवृत्त्यर्थं विचार्यताम् ॥ ५४ ॥

અ૦ એ રીત્યે 'સત્' વસ્તુ–બ્રહ્મને વિષે 'આરોપ' કરીને માયા તેણે સંસાર રચેલો છે (તેથી) અવિચારકૃત 'આરોપ'ની નિવૃત્યર્થ વિચાર કરવો ઘટે છે ૫૪

હવે, 'ત્રિવૃત્કરણ' ઈત્યાદિ વડે 'વિચાર'નું નિરૂપણ કરે છે —

त्रिवृत्करणमग्न्यादौ स्पष्टं तावद्विचारिणः ।
प्रसिद्धे तैजसेऽप्यग्नावपन्नांशाववस्थितौ ॥ ५५ ॥

અ૦ 'વિચાર' કરનારને નિરૂક્ત અગ્નિ આદિ મધ્યે 'ત્રિવૃત્કરણ' સ્પષ્ટ (છે) પ્રસિદ્ધ તૈજસ અગ્નિ મધ્યે પણ જળ તથા અન્નના અંશો અવસ્થિત હોય છે ૫૫

અગ્નિની જ્વાળા મધ્યે લાલ આદિરૂપ કોના હોય છે તેનુ 'ज्वालायां' ઈત્યાદિ વડે નિરૂપણ કરે છે —

ज्वालायां रोहितं रूपं बहुलं तत्तु तेजसः ।
किञ्चिच्छुक्लमपामेतत् किञ्चित्कृष्णं तु भूमिगम् ॥ ५६ ॥

---

× ટિપ્પણ ૫૪ આરોપ–કલ્પના જુઓ 'अध्यारोपापवादाभ्यां निष्प्रपञ्चं प्रपञ्च्यते' ।

× ટિપ્પણ ૫૫ 'यथा नु खलु सोम्येमास्तिस्रो देवतास्त्रिवृत्त्रिवृदेकैका भवति तन्मे विजानीहि' અહીંથી માંડી, 'यदग्ने रोहितं रूपं तेजसस्तद्रूपं यच्छुक्लं तदपां यत्कृष्णं तदन्नस्यापागादग्नेरग्नित्वं वाचारम्भणं विकारो नामधेयं त्रीणि रूपाणीत्येव सत्यं" આ શ્રુતિપર્યંતનુ વ્યાખ્યાન કરે છે અર્થ –હે સોમ્ય ! જેવી રીતે (શરીરથી બહાર) પ્રસિદ્ધ આ ત્રણ દેવતા એક એક ત્રિવૃત્ ત્રિવૃત્ થાય છે તે મારાથી વિસ્પષ્ટ જાણ' (છા ૬–૩–૪) ત્રિવૃત્કૃત અગ્નિનું જે રાતું રૂપ (છે) તે (અત્રિવૃત્કૃત) તેજનુ રૂપ (છે,) જે ધોળુ (રૂપ છે) તે અત્રિવૃત્કૃત જળનું (રૂપ છે ને) જે કાળુ (રૂપ છે) તે (અત્રિવૃત્કૃત) પૃથ્વીનું રૂપ છે, તેથી હવે અગ્નિમાથી અગ્નિપણું ગયુ વાણીનો વિષય કાર્ય (અગ્નિ એવુ નામ) નામ માત્ર [છે તેથી અગ્નિ એવુ જ્ઞાન મિથ્યાજ છે,] ત્રણ રૂપોજ માત્ર સત્ય (છે) (છા ૬–૪–૧)

અ૦ જ્વાળા મધ્યે બહુ લાલરૂપ (છે) તે તો તેજનું (રૂપ છે). કાંઈક ધોળું (રૂપ છે) તે જળનું (છે) અને કાંઈક કાળું તે પૃથિવીનું છે. ૫૬

પૂર્વોક્ત ભૂતગત ત્રણે રૂપનો વિવેક કરતાં ભૌતિક અગ્નિ 'નામમાત્ર' છે એમ 'रूपत्रये' ઇત્યાદિ વડે નિરૂપણ કરે છેઃ—

रूपत्रये भूतगते विविक्ते भौतिकोऽनलः ।
कारणव्यतिरेकेण वाचैवारभ्यते वृथा ॥ ५७ ॥

અ૦ (તેજ આદિ) પદાર્થગત ત્રણ રૂપને વિચારપૂર્વક પૃથક્ કરે તો ભૌતિક અગ્નિ 'નામમાત્ર' છે (એથી વાણીના ઉપાદાનત્વને લીધે) કારણાભાવને લઈ મિથ્યા (છે). ૫૭

પ્રસિદ્ધ વાયુ તથા આકાશરૂપી સૃષ્ટિને છોડી તેજાદિ ત્રણ પદાર્થની સૃષ્ટિ જેમ પૂર્વે પ્રતિપાદન કરેલી છે તેનું 'जगत्' ઇત્યાદિ વડે નિરૂપણ કરે છેઃ-

जगतश्चाक्षुपस्येत्थं मिथ्यात्वं वक्तुमादितः ।
तेजोऽबन्नत्रयस्यात्र चाक्षुपस्योदिता जनिः ॥ ५८ ॥

અ૦ એ રીતે, ચાક્ષુષ જગતના મિથ્યાપણાનું નિરૂપણ કરવા અહીં (છાંદોગ્ય મધ્યે) ચાક્ષુષ તેજ જળ તથા અન્નની ઉત્પત્તિનું પ્રથમ નિરૂપણ કરેલું છે. ૫૮

એ રીતે, આદિત્યાદિક કાર્યો અગ્નિની પેરે મિથ્યા સ્વરૂપ છે એમ 'आदित्य' ઇત્યાદિ વડે નિરૂપણ કરે છેઃ—

आदित्यचन्द्रविद्युत्सु मिथ्यात्वं वह्निवन्नयेत् ।
गृहीत्वैतावता व्याप्तिं कार्यमिथ्यात्वमूह्यताम् ॥ ५९ ॥

અ૦ અગ્નિની પેરે, આદિત્ય, ચંદ્ર અને વિદ્યુત પરત્વે મિથ્યાપણું સિદ્ધ કરવું. આટલાવડે વ્યાપ્તિ ગ્રહણ કરીને કાર્યનું મિથ્યાપણું સિદ્ધ કરવું. ૫૯

તેજાદિક કાર્યપદાર્થ મિથ્યા સિદ્ધ થતાં તેમનું કારણરૂપ 'સત્' એક જ 'સત્ય' × એમ 'तेजोऽबन्नाख्यकार्याणां' ઇત્યાદિ વડે નિરૂપણ કરે છે:—

× ટિપ્પણ: ૫૯ જુઓ 'यदग्नेरोहितं रूपं' ઇત્યાદિથી માંડી 'सत्यं' પર્યંત; (છાં. ૬-૪, ૨ થી ૬. ૨-૪), व्याप्तिग्रह-यत्कार्यं तत्कारणव्यतिरेकेण मिथ्या અર્થઃ-જે કાર્ય હોય તે કારણના અભાવે મિથ્યારૂપ હોય.

तेजोऽबन्नाख्यकार्याणां मिथ्यात्वे स्यात्सदद्वयम् ।
कारणं सत्यमेषां तु पूर्वेषां ज्ञानिनां मतिः ॥ ६० ॥

અ૦ 'તેજ', 'જળ' તથા 'અન્ન'સંજ્ઞક કાર્યપદાર્થનું (એ રીતે) મિથ્યાપણું સિદ્ધ થાય એટલે 'સત્' અદ્વય હોવાનું સિદ્ધ થાય કિન્તુ, એમના કારણ રૂપ 'સત્' તત્વ સત્ય છે [એમ] પૂર્વના બ્રહ્મવેત્તાઓનો મત છે. ૬૦

હવે, यथा नु खलु सोम्येमाः અર્થઃ-હે સૌમ્ય ! જેવી રીતે પ્રસિદ્ધ આ ત્રણ (દેવતા)....( છાં: ૬-૪-૭ ) ઇત્યાદિથી ઉપક્રમ કરતાં, अन्नमशितं ઇત્યાદિથી લઇ ' योऽणिष्ठः सा वाक्' (છાં. ૬-૫-૨-૩) અર્થઃ-અન્નભક્ષણ કર્યું....'જે અત્યંત સૂક્ષ્મભાગ તે વાણી થાય છે ' ઇત્યન્ત શ્રુતિ વાક્યાનુસાર 'दृश्ये', 'यदन्नं' તથા 'प्राण' ઇત્યાદિ ત્રણ શ્લોકવડે કથન કરતાં પ્રથમ ભૌતિકતા ક્યાં રહેલી છે તેનું નિરૂપણ કરે છેઃ-

दृश्ये बाह्ये भौतिकत्वमस्तु देहे तु नो तथा ।
इति मूढमतेनुत्त्यै देहे भौतिकतोच्यते ॥ ६१ ॥

અ૦ બાહ્ય દશ્ય (જગત) પરત્વે 'ભૌતિકપણું' ભલે હો પણ દેહ પરત્વે એ પ્રમાણે હોતું નથી એમ મૂઢપુરૂષના સિદ્ધાંતનું નિરસન કરવા દેહ પરત્વેની 'ભૌતિકતા'ની ઉક્તિ કરાય છે. ૬૧

ભક્ષણ કરેલું અન્ન સ્થૂલ-સૂક્ષ્માદિ સ્વરૂપે શરીર મધ્યે કેવી રીતે પરિણમે છે તેનું 'यदन्नं' ઇત્યાદિવડે નિરૂપણ કરે છેઃ—

यदन्नं पार्थिवं भुक्तं तन्नीमाँसपुरीषकैः ।
सूक्ष्ममध्यस्थूलभागैर्देहेऽस्मिन्परिणम्यते ॥ ६२ ॥

અ૦ જે પાર્થિવ અન્ન ભક્ષણ કરેલું હોય તે નિશ્ચે મન માંસ તથા વિષ્ઠા આદિ-

× ટિપ્પણઃ ૬૦ 'एतद्ध स्म वै तद्विद्वांस आहुः पूर्वे महाशाला महाश्रोत्रिया અર્થઃ-રૂપ અને (ત્રિવૃત્કરણને) જાણનાર પૂર્વના પ્રસિદ્ધ મહાગૃહસ્થો (ને) મહાશ્રોત્રિયો' ઇત્યાદિથી માંડી, ( છાં. ૬-૪-૫ ) 'यद्वविज्ञातमिवाभूदित्येतासामेव देवतानां समास इति तद्विदांचक्रुः અર્થઃ— ( દ્વીપાંતરથી આવેલ વિલક્ષણ પક્ષી આદિક ) જે અવિજ્ઞાત જેવું (પ્રતીત) થયું આ (પણ) આ (ત્રણ) દેવતાઓનોજ સમુદાય (છે) એમ તેને જાણતા હતા.' (છાં. ૬-૪-૭) ઇત્યાદિ પર્યંત સંક્ષેપતાત્પર્યનું કથન કરેલું છે.

રૂપ સૂક્ષ્મ મધ્યમ તથા સ્થૂલ અંશના યોગે આ દેહ મધ્યે પરિણામને પામે છે. ૬૨

જળની પરિણુતિ ત્રણ પ્રકારની હોવાનું તથા ઘૃતાદિ તૈજસ પદાર્થ થકી વાણી આદિનો ભેદ ઉપસ્થિત હોવાનું, 'પ્રાણ' ઇત્યાદિ વડે નિરૂપણ કરે છેઃ—

प्राणलोहितमूत्रांशैरपां परिणतिस्त्रिधा ।

वाङ्मज्जास्थिविभेदः स्यात् घृततैलादितेजसः ॥ ६३ ॥

અ૦ જળની પરિણુતિ (સૂક્ષ્માદિક અંશના યોગે) પ્રાણ લોહી તથા મૂત્રસ્વરૂપે ત્રણ પ્રકારની (હોય છે). ઘી તથા તેલ આદિ તૈજસ પદાર્થ થકી વાણી મજ્જા તથા હાડકાંરૂપ વિભેદ પ્રાપ્ત થાય છે. ૬૩

પદાર્થના સ્થૂલ તથા મધ્યમ અંશ મધ્યે 'કારણાનુગતિ' સ્પષ્ટ હોય છે એમ 'સ્થૂલ' ઇત્યાદિ વડે ઉદાહરણપૂર્વક નિરૂપણ કરે છેઃ—

स्थूले च मध्यमे भागे कारणानुगतिः स्फुटा ।

धीप्राणवाक्षु संदेहं दाधिदृष्टान्ततोऽनुदत् ॥ ६४ ॥

અ૦—કારણનું અનુસ્યૂતપણું સ્થૂલ તથા મધ્યમ અંશ મધ્યે સ્પષ્ટ (હોય છે). મન પ્રાણ તથા વાણી મધ્યે (સૂક્ષ્મમાંશ હોવાનો) સંદેહ દહીંના દૃષ્ટાંતવડે નષ્ટ કરેલો છે. ૬૪

દહીંના દૃષ્ટાંતવડે સૂક્ષ્માંશસિદ્ધિનું 'घृते' ઇત્યાદિવડે નિરૂપણ કરે છેઃ—

घृते विलीनो दध्यंशोऽनुगतो भाति न स्फुटः ।

तथापि दधिकार्यत्वं विद्यते सर्वसम्मतम् ॥ ६५ ॥

---

× ટિપ્પણઃ ૬૪ કારણાનુગતિ–કારણનું અનુસ્યુતપણું; જુઓ 'दध्नः सोम्य मथ्यमानस्य योऽणिमा स ऊर्ध्वः समुदीषति तत्सर्पिर्भवति ॥१॥ एवमेव खलु सोम्यान्नस्याश्यमानस्य योऽणिमा स ऊर्ध्वः समुदीषति तन्मनो भवति ॥२॥ अपां सोम्य पीयमानानां योऽणिमा स ऊर्ध्वः समुदीषति स प्राणो भवति ॥३॥ तेजसः सोम्याश्यमानस्य योऽणिमा स ऊर्ध्वः समुदीषति सा वाग्भवति' અર્થઃ–હે સોમ્ય! મથન કરેલા દહીંનો જે સૂક્ષ્મભાવ છે તે ઊર્ધ્વ (થયો છે તે) એકત્ર થઇ (માખણભાવે) ઉપર ગમન કરે છે તે ઘી થાય છે. હે પ્રિયદર્શન! એમજ નિશ્ચય ભક્ષણ કરેલા અન્નનો જે સૂક્ષ્મ ભાવ (છે) તે ઊર્ધ્વ (થયો છતો) એકત્ર થઇ ઉપર જાય છે તે મન થાય છે. હે સોમ્ય! પાન કરેલા જળનો જે સૂક્ષ્મભાવ (છે) તે ઊર્ધ્વ (થયો છતો) એકત્ર થઇ ઉપર જાય છે તે પ્રાણ છે. હે પ્રિયદર્શન! ખાધેલ તેજનો (ઘી આદિનો) જે સૂક્ષ્મભાવ (છે) તે ઊર્ધ્વ (થયો છતો) એકત્ર થઇ ઉપર જાય તે વાણી થાય છે; (છાં. ૬–૬–૧–૪)

અ૦—ઘી મધ્યે અનુવૃત્ત દહીંનો અંશ ગુપ્ત ભાસે છે (પણ તે) સ્પષ્ટ (ભાસતો) નથી તથાપિ (તે ઘી) દહીંના કાર્યરૂપે હોવાનું સર્વમાન્ય છે. ૬૫

અતીન્દ્રિયપણાને લીધે મન આદિ મધ્યે ‘કારણાનુગતિ’ પ્રત્યક્ષપણે સ્પષ્ટ હોય નહિં એમ ‘તથા’ ઇત્યાદિ વડે નિરૂપણ કરે છેઃ—

**तथा मनःप्राणवाचां भवत्वन्नादिकार्यता ।**
**अतीन्द्रियत्वात्प्रत्यक्षा कारणानुगतिर्न हि ॥ ६६ ॥**

અ૦ તે પ્રમાણે મન પ્રાણ તથા વાણી અન્નાદિકના કાર્યરૂપે હોવાનું સિદ્ધ હો. (કેમકે) અતીન્દ્રિયપણાને લીધે (અન્નાદિક)ની ‘કારણાનુગતિ’ નિશ્ચે પ્રત્યક્ષ હોતી નથી. ૬૬

‘મન’ નિત્યદ્રવ્ય છે તે અન્નનું કાર્ય ન હોય એવા ‘તાર્કિક’ મતનું અંગારદૃષ્ટાંતદ્વારા ‘नित्यद्रव्यं’ ઇત્યાદિ ચાર શ્લોકો વડે ખંડન કરે છેઃ-

**नित्यद्रव्यं मनो नान्नकार्यमित्याह तार्किकः ।**
**स एषोऽङ्गारदृष्टांतद्वारेण प्रतिबोध्यते ॥ ६७ ॥**

અ૦ મન નિત્યદ્રવ્ય (છે) (તે) અન્નનું કાર્ય નહોય એમ (જે) ‘તાર્કિક’ કહે છે તે આ (પુરૂષ) અંગારાના ઉદાહરણવડે પ્રતિબોધિત થાય છે. ૬૭

અગ્નિના અંગારાનુ ઉદાહરણ દર્શાવી તેને સિદ્ધાંત પરત્વે ‘यथा’ ઇત્યાદિ વડે યોજે છેઃ—

**यथा खद्योतमात्रः स्यादङ्गारः काष्ठसंक्षये ।**
**काष्ठवृत्तौ ज्वलत्यग्निस्तथा विद्यात्मनोऽन्नयोः ॥ ६८ ॥**

× ટિપ્પણુઃ (૬૭-૭૦) ‘षोडशकलः सोम्य पुरुषः पञ्चदशाहानि माशीः काममपः पिबाऽऽपोमयः प्राणो न पिबतो विच्छेत्स्यते’ અર્થ—હે પ્રિયદર્શન ! સોળ કળાવાળો પુરૂષ (છે, તેને પ્રત્યક્ષ કરવા ઇચ્છતો હોય તો) પંદર દિવસ ભોજન ન કર. પ્રાણ જળનું કાર્ય (છે તેથી જલ) નહિ પીનાર (તારો પ્રાણ) નીકળી જાય (માટે) ઇચ્છા પ્રમાણે જલ પીજે’ (છાં. ૬-૭-૧) ઇત્યાદિથી ઉપક્રમ કરીને “स ह पञ्च दशाहानि नाशाऽथ અર્થઃ—(મનના અન્નમય પ્રાણને પ્રત્યક્ષ કરવા ઇચ્છતો) તે (શ્વેતકેતુ) પંદર દિવસ ભોજન ન કરતો હવો” (છાં. ૬-૭-૨) ઇત્યાદિથી લઇ આ ખંડની સમાપ્તિ પર્યંતના તાત્પર્યનું નિરૂપણ કરે છે.

કલા—ખાધેલા અન્નનો જ અત્યંત સૂક્ષ્મ ભાગ છે તે વડે વૃદ્ધિ પામેલી મનની શક્તિ સોળ પ્રકારે વિભાગ પામીને તે પુરૂષની ‘કલા’ કહેવાય છે.

રૂપ સૂક્ષ્મ મધ્યમ તથા સ્થૂલ અંશના યોગે આ દેહ મધ્યે પરિણામને પામે છે. ૬૨

જળની પરિણતિ ત્રણ પ્રકારની હોવાનું તથા ઘૃતાદિ તૈજસ પદાર્થ થકી વાણી આદિનો ભેદ ઉપસ્થિત હોવાનું 'પ્રાણ' ઇત્યાદિ વડે નિરૂપણ કરે છેઃ—

**प्राणलोहितमूत्रांशैरपां परिणतिस्त्रिधा ।**
**वाङ्मज्जास्थिविभेदः स्यात् घृततैलादितेजसः ॥ ६३ ॥**

અ૦ જળની પરિણતિ ( સૂક્ષ્માદિક અંશના યોગે ) પ્રાણ લોહી તથા મૂત્રસ્વરૂપે ત્રણ પ્રકારની (હોય છે). ઘી તથા તેલ આદિ તૈજસ પદાર્થ થકી વાણી મજ્જા તથા હાડકાંરૂપ વિભેદ પ્રાપ્ત થાય છે. ૬૩

પદાર્થના સ્થૂલ તથા મધ્યમ અંશ મધ્યે 'કારણાનુગતિ' સ્પષ્ટ હોય છે એમ 'સ્થૂલ' ઇત્યાદિ વડે ઉદાહરણપૂર્વક નિરૂપણ કરે છેઃ—

**स्थूले च मध्यमे भागे कारणानुगतिः स्फुटा ।**
**धीप्राणवाक्षु संदेहं दधिदृष्टान्ततोऽनुदत् ॥ ६४ ॥**

અ૦—કારણનું અનુસ્યૂતપણું સ્થૂલ તથા મધ્યમ અંશ મધ્યે સ્પષ્ટ ( હોય છે ). મન પ્રાણ તથા વાણી મધ્યે ( સૂક્ષ્માંશ હોવાનો ) સંદેહ દહીંના દૃષ્ટાંતવડે નષ્ટ કરેલો છે. ૬૪

દહીંના દૃષ્ટાંતવડે સૂક્ષ્માંશસિદ્ધિનું 'ઘૃતે' ઇત્યાદિવડે નિરૂપણ કરે છેઃ—

**घृते विलीनो दध्यंशोऽनुगतो भाति न स्फुटः ।**
**तथापि दधिकार्यत्वं विद्यते सर्वसम्मतम् ॥ ६५ ॥**

---

× ટિપ્પણ: ૬૪ કારણાનુગતિ—કારણનું અનુસ્યુતપણું: જુઓ 'दध्नः सोम्य मथ्यमानस्य योऽणिमा स ऊर्ध्वः समुदीषति तत्सर्पिर्भवति ॥१॥ एवमेव खलु सोम्यान्नस्याश्यमानस्य योऽणिमा स ऊर्ध्वः समुदीषति तन्मनो भवति ॥२॥ अपां सोम्य पीयमानानां योऽणिमा स ऊर्ध्वः समुदीषति स प्राणो भवति ॥३॥ तेजसः सोम्याश्यमानस्य योऽणिमा स ऊर्ध्वः समुदीषति सा वाग्भवति' અર્થ:—હે સોમ્ય! મથન કરેલા દહીંનો જે સૂક્ષ્મભાવ (છે તે ઊર્ધ્વ (થયો છે તે) એકત્ર થઇ ( માંખણભાવે ) ઉપર ગમન કરે છે તે ઘી થાય છે. હે પ્રિયદર્શન! એમજ નિશ્ચય ભક્ષણ કરેલા અન્નનો જે સૂક્ષ્મ ભાવ (છે) તે ઊર્ધ્વ ( થયો છતો ) એકત્ર થઇ ઉપર જાય છે તે મન થાય છે. હે સોમ્ય! પાન કરેલા જળનો જે સૂક્ષ્મભાવ ( છે ) તે ઊર્ધ્વ ( થયો છતો ) એકત્ર થઇ ઉપર જાય છે તે પ્રાણ છે. હે પ્રિયદર્શન! ખાધેલ તેજનો ( ઘી આદિનો ) જે સૂક્ષ્મભાવ (છે) તે ઊર્ધ્વ ( થયો છતો ) એકત્ર થઇ ઉપર જાય તે વાણી થાય છે; ( છાં. ૬-૬-૧-૪ )

અ૦—ઘી મધ્યે અનુવૃત્ત દહીંનો અંશ ગુપ્ત ભાસે છે (પણ તે) સ્પષ્ટ (ભાસતો) નથી તથાપિ (તે ઘી) દહીંના કાર્યરૂપે હોવાનું સર્વમાન્ય છે. ૬૫

અતીન્દ્રિયપણાને લીધે મન આદિ મધ્યે 'કારણાનુગતિ' પ્રત્યક્ષપણે સ્પષ્ટ હોય નહિં એમ 'तथा' ઈત્યાદિ વડે નિરૂપણ કરે છેઃ—

**तथा मनःप्राणवाचां भवत्वन्नादिकार्यता ।**
**अतीन्द्रियत्वात्प्रत्यक्षा कारणानुगतिर्न हि ॥ ६६ ॥**

અ૦ તે પ્રમાણે મન પ્રાણ તથા વાણી અન્નાદિકના કાર્યરૂપે હોવાનું સિદ્ધ હો. (કેમકે) અતીન્દ્રિયપણાને લીધે (અન્નાદિક)ની 'કારણાનુગતિ' નિશ્ચે પ્રત્યક્ષ હોતી નથી. ૬૬

'મન' નિત્યદ્રવ્ય છે તે અન્નનું કાર્ય ન હોય એવા 'તાર્કિક' મતનું અંગારદૃષ્ટાંતદ્વારા 'नित्यद्रव्यं' ઈત્યાદિ ચાર શ્લોકો વડે ખંડન કરે છેઃ-

**नित्यद्रव्यं मनो नान्नकार्यमित्याह तार्किकः ।**
**स एषोऽङ्गारदृष्टांतद्वारेण प्रतिबोध्यते ॥ ६७ ॥**

અ૦ મન નિત્યદ્રવ્ય (છે) (તે) અન્નનું કાર્ય નહોય એમ (જે) 'તાર્કિક' કહે છે તે આ (પુરૂષ) અંગારાના ઉદાહરણવડે પ્રતિબોધિત થાય છે. ૬૭

અગ્નિના અંગારાનું ઉદાહરણ દર્શાવી તેને સિદ્ધાંત પરત્વે 'यथा' ઈત્યાદિ વડે યોજે છેઃ—

**यथा खद्योतमात्रः स्यादङ्गारः काष्ठसंक्षये ।**
**काष्ठवृत्तौ ज्वलत्यग्निस्तथा विद्यात्मनोऽन्नयोः ॥ ६८ ॥**

---

× ટિપ્પણુઃ (૬૭-૭૦) 'षोडशकलः सोम्य पुरुषः पञ्चदशाहानि माशीः काममपः पिबाऽऽपोमय. प्राणो ■ पिबतो विच्छेत्स्यते અર્થઃ-હે પ્રિયદર્શન! સોળ કળાવાળો પુરૂષ (છે, તેને પ્રત્યક્ષ કરવા ઇચ્છતો હોય તો) પંદર દિવસ ભોજન ન કર. પ્રાણ જલનું કાર્ય (છે તેથી જલ) નહિ પીનાર (તારો પ્રાણ) નીકળી જાય (માટે) ઇચ્છા પ્રમાણે જલ પીજે' (છાં. ૬-૭-૧) ઇત્યાદિથી ઉપક્રમ કરીને "स ह पञ्च दशाहानि नाशाऽथ અર્થઃ-(મનના અન્નમય પ્રાણને પ્રત્યક્ષ કરવા ઇચ્છતો) તે (શ્વેતકેતુ) પંદર દિવસ ભોજન ન કરતો હવો" (છાં. ૬-૭-૨) ઇત્યાદિથી લઇ આ ખંડની સમાપ્તિ પર્યંતના તાત્પર્યનું નિરૂપણ કરે છે.

કલા-ખાધેલા અન્નનો જ અત્યંત સૂક્ષ્મ ભાગ છે તે વડે વૃદ્ધિ પામેલી મનની શક્તિ સોળ પ્રકારે વિભાગ પામીને તે પુરૂષની 'કલા' કહેવાય છે.

અ૦ જે પ્રમાણે અંગારો કાષ્ઠાભાવે આગીયા જેવડો થાય (અને) કાષ્ઠ હોય ત્યારે જ્વાળા સ્વરૂપે પ્રજ્વલિત હોય તે પ્રમાણે મન તથા અન્ન સંબંધમાં સમજવું. ૬૮

તેજ વિષયનું 'त्यक्ते' ઇતિ વાક્યાર્થ વડે સ્પષ્ટીકરણ કરે છેઃ-

त्यक्तेऽन्ने पञ्चदशसु दिनेषु क्षीयते जनः।
तेन स्मर्तुं न शक्तोऽभूत् श्वेतकेतुस्स किंचन ॥ ६९ ॥

અ૦ પંદર દિવસ પર્યંત અન્નનો ત્યાગ કર્યે મન ક્ષીણ થાય છે. તેને લઇને તે શ્વેતકેતુ કાંઈ પણ સ્મરણ કરવાને શક્તિમાન નહોતો. ૬૯

એ રીતે, હવે મનના 'અન્નમયપણા'ને અન્વય-વ્યતિરેક પૂર્વક સિદ્ધ કરે છેઃ-

अन्नेन पुष्टे मनसि वेदान् सस्मार तत्क्षणात् ।
अन्वयव्यतिरेकाभ्यां मनोऽन्नमयमिष्यताम् ॥ ७० ॥

અ૦ મન અન્નવડે પુષ્ટ થતાં (તેને) વેદોનું તત્ક્ષણે સ્મરણ થયું (તેથી) મન 'અન્નમય' (છે) એમ અન્વયવ્યતિરેક પૂર્વક ઇષ્ટ હો. ૭૦

'सत्' તત્ત્વથી ભિન્ન ભૂતસૃષ્ટિ નથી એમ પિણ્ડિતાર્થનું 'भौतिकत्वे' ઇત્યાદિ વડે નિરૂપણ કરે છે—

भौतिकत्वेऽखिलस्यैवं स्थिते भूतातिरेकतः ।
तन्नास्ति तद्वद्भूतानि नैव सद्व्यतिरेकतः ॥ ७१ ॥

અ૦ અખિલ (જગત)નું 'ભૌતિકપણું' એ રીતે હોવાથી ભૂતપદાર્થથી અતિરિક્ત ભૌતિક પદાર્થ નથી તે પેરે 'सत्'થી ભિન્ન ભૂતપદાર્થો હોતાંજ નથી. ૭૧

જગતનું કારણ અદ્વૈત 'सत्' છે એટલા જ્ઞાનમાત્રવડે જીવપણું નિવૃત્ત થાય નહિ એમ 'जगत' ઇત્યાદિ વડે કહે છેઃ-

जगतः कारणं यत्सदद्वैतं तद्विजज्ञिवान् ।
श्वेतकेतुस्तावतास्य जीवत्वं न निवर्तते ॥ ७२ ॥

× ટિપ્પણઃ ૭૨ જુઓ 'तद्धास्य विजज्ञाविति (છાં. ६-७-६); અર્થઃ-મનના અન્નપણાને તે જાણતો હવો' તથા 'स्वप्नान्तं मे सौम्य विजानीहीति' અર્થઃ-હે સોમ્ય! મારા કહેવાથી સુષુપ્તિનો સારી રીતે નિશ્ચય કર' (છાં. ६-८-१).

અ૦ જગતનું કારણ જે 'સત્' અદ્વૈત (તત્ત્વ) તેનો શ્વેતકેતુ ને અનુભવ થયો. (કિન્તુ) તેટલા (જ્ઞાનમાત્ર વડે) આનું 'જીવપણું' ટળતું નથી. ૭૨

આત્માના બ્રહ્મત્વજ્ઞાન વડે 'જીવપણું' ટળે એમ 'स्वस्य' ઇત્યાદિ વડે નિરૂપણ કરે છેઃ-

स्वस्य ब्रह्मत्वबोधेन जीवत्वमपगच्छति ।
इत्यभिप्रेत्य तं शिष्यं पुनः प्रोत्साहयत्यसौ ॥ ७३ ॥

અ૦ 'જીવપણું' આત્માના બ્રહ્મપણાના જ્ઞાનવડે ટળે છે એમ અભિપ્રાય કહી આ (ઉદ્દાલક) તે શિષ્યને પુનઃ પ્રોત્સાહિત કરે છે. ૭૩

'સત્' તત્ત્વ તે આત્માનું સ્વરૂપ છે એમ સુષુપ્તિ મધ્યે સ્પષ્ટ જણાય છે એમ 'स्वप्नावसानं' ઇત્યાદિ વડે નિરૂપણ કરે છેઃ—

स्वप्नावसानं जानीहि मम व्याकुर्वतो मुखात् ।
स्वस्य स्वरूपं सत्तत्त्वमिति सुप्तौ स्फुटं खलु ॥ ७४ ॥

અ૦ બોધ કરનાર હું તેના મુખથકી (તું) સુષુપ્તિનો નિશ્ચય કર. આત્માનું સ્વરૂપ 'સત્'તત્ત્વ (છે) એમ સુષુપ્તિ મધ્યે નિશ્ચે સ્પષ્ટ (છે) ૭૪

હવે 'સ્વપિતિ' પદાર્થના તાત્પર્યનું 'यदा' તથા 'तिङन्त' ઇત્યાદિ બે શ્લોકવડે નિરૂપણ કરે છેઃ-

यदा सुषुप्तिमाप्नोति पुमानेतं तदा जनाः ।
स्वपितीत्याहुरेतस्य तात्पर्यं प्रविचिन्त्यताम् ॥ ७५ ॥

અ૦ પુરૂષ જ્યારે સુષુપ્તિને પામે છે ત્યારે લોકો તે સુષુપ્તિમાન પુરૂષને તે स्वपिति-સુવે-છે એમ કહે છે (તેથી) આ ('स्वपिति' પદના) તાત્પર્યને છેક વિચારવું. ૭૫

પૂર્વોક્તપદ વસ્તુતત્ત્વનું અવબોધક છે એમ 'तिङन्त' ઇત્યાદિ વડે નિરૂપણ કરે છેઃ—

तिङन्तं पदमज्ञानां सुबन्तं तु विवेकिनाम् ।
स्यान्निद्राणस्य नामैतद्वस्तुतत्त्वावभासकम् ॥ ७६ ॥

× ટિપ્પણ ૭૫ તાત્પર્ય-'स्वपिति' શબ્દ શયનકર્તાનો બોધક કે સ્વસ્વરૂપ બોધક છે તે, જુઓ "यत्रैतत्पुरुष स्वपिति नाम अर्थ—જ્યારે પુરૂષ સુવે છે આ નામવાળો થાય છે ત્યારે..." (छां ६-८-१)।

× ટિપ્પણ ૭૬ स्वपिति-स्वम्+अपीति, सुबन्तम्-'स्व' અન્તવાળુ પદ, तिङन्तम्-'ति' અન્તવાળુ પદ=अपीति.

અ૦ આ લોકોવડે પ્રયુક્ત શયન કરનાર પુરૂષનું વાચક ('तिङन्त') પદ શયનકર્તાનું બોધક હોય છે અને વિવેકીઓ વડે પ્રયુક્ત 'सुबन्त' પદ સ્વરૂપબોધક હોય છે આ—સ્વપિતિ—(પદ) નિશ્ચે વસ્તબોધક (છે) ૭૬

સ્વપ્ન તથા જાગ્રતમધ્યે 'જીવ' 'સત્' તત્ત્વથી ભિન્ન જેવો પ્રતીત થાય કિન્તુ સુષુપ્તિ મધ્યે તે 'સત્' તત્ત્વ સહ એકત્રિત થાય છે એમ 'स्वप्नजागरयो' ઇત્યાદિ વડે નિરૂપણ કરે છે—

स्वप्नजागरयोर्जीवः सत्तत्त्वाद्भिन्नवद्भवेत् ।
सुषुप्तौ सम्यगेकत्वं याति सद्वस्तुना सह ॥ ७७ ॥

અ૦ 'જીવ' સ્વપ્ન તથા જાગ્રત અવસ્થા મધ્યે 'સત્' તત્ત્વથી ભિન્ન જેવો પ્રતીત થાય (તથાપિ) તે સુષુપ્તિ મધ્યે 'સત્' વસ્તુ સહ રૂડી રીતે એકપણાને પામે છે ૭૭

'પ્રાણધારણ'રૂપ ઉપાધિને લઇને આત્માને 'જીવભાવ' પ્રાપ્ત થાય છે કિન્તુ, સ્વરૂપત તે 'સત્'રૂપ છે એમ 'स्वपिति' પદથી સ્પષ્ટ સિદ્ધ થાય છે એમ 'जीवत्व' ઇત્યાદિ વડે નિરૂપણ કરે છે—

जीवत्वमात्मनः प्राणधारणान्न स्वभावतः ।
सद्रूपत्वं स्वतस्तत्तु स्फुटं स्वपितिनामतः ॥ ७८ ॥

અ૦ પ્રાણધારણ કરે છે તે થકી આત્માને 'જીવભાવ' (પ્રાપ્ત થાય છે) સ્વરૂપત ('જીવભાવ') ન (હોય) સદ્રૂપપણું સ્વત સિદ્ધ (છે) અને તે 'स्वपिति' પદાર્થ વડે સ્પષ્ટ (થાય છે) ૭૮

હવે, તે 'स्वपिति' પદના અર્થનું 'स्वमपीति' ઇત્યાદિ વડે નિરૂપણ કરે છે

स्वमपीतीति नाम्नोऽस्य निरुक्तिरवगम्यताम् ।
स्वरूपं वास्तवं सुप्तौ प्राप्यमित्युदितं भवेत् ॥ ७९ ॥

× ટિપ્પણ ૭૭ જુઓ 'सता सोम्य तदा सम्पन्नो भवति અર્થ—સત્તાની સાથે હે પ્રિયદર્શન ! તે ત્યારે એકભાવને પામેલો થાય છે' (છા ૬—૮—૧)

× ટિપ્પણ ૭૮—૭૯ જુઓ 'स्वमपीतो भवति तस्मादेन स्वपितीत्याचक्षते स्वंह्यपीतो भवति અર્થ—(જીવભાવનો પરિત્યાગ કરી) પોતાના (સદ્રૂપ)ને પામેલો થાય છે તેથી આને સૂવે છે એમ (લૌકિક) જનો કહે છે (તે કારણે) પોતાને જ (આત્મસ્વરૂપને જ) પામેલો થાય છે" (છાં ૬—૮—૧)

અ૦ આ 'स्वमपीति' નામનું તાત્પર્ય જાણો યથાર્થ સ્વરૂપ સુષુપ્તિ મધ્યે પ્રાપ્ય (છે) એમ (તે 'स्वमपीति') [૫૬ વડે] નિરૂક્ત થાય છે ૭૯

જાગ્રતાદિક ત્રણે અવસ્થાઓ મનની ઉપાધિવડે જન્ય હોય છે અને તે આત્માને હોતી નથી એમ શકુનિના ઉદાહરણપૂર્વક 'उपाधे' ઈત્યાદિ વડે નિરૂપણ કરે છે —

उपाधेर्मनसो जाग्रत्सुप्त्यवस्थे हि नात्मनः ।
इत्यभिप्रेत्य शकुनिदृष्टान्तः प्रोच्यते धियः ॥ ८० ॥

અ૦ મનની ઉપાધિ થકી જાગ્રત તથા સુષુપ્તિ આદિ અવસ્થા (થાય છે). આત્માને તે (અવસ્થાઓ) નિશ્ચે હોય નહી એમ અભિપ્રાયે મનનો 'શકુનિ-દૃષ્ટાંત' કહેવાય છે. ૮૦

શકુનિ-બાજના ઉદાહરણનું 'शकुनि' ઈત્યાદિ વડે નિરૂપણ કરે છે —

शकुनिः सूत्रबद्धो यः स गच्छन् विविधा दिशः ।
अलब्ध्वाधारमाकाशे बन्धनस्थानमाव्रजेत् ॥ ८१ ॥

અ૦ (ઘાતકને) દોરડે બાંધેલ જે બાજ પક્ષિ તે વિવિધ દિશા પ્રતિ જઈને આકાશ મધ્યે આશ્રય નહી પામી (પોતાના) બન્ધનસ્થાનરૂપ (દોરડા) પ્રતિ આગમન કરે છે ૮૧

હવે, પૂર્વોક્ત દૃષ્ટાંતને 'सत्तत्वे' ઈત્યાદિ વડે સિદ્ધાંત પરત્વે યોજે છેઃ-

सत्तत्वे मायया बद्धं मनो जागरणं व्रजेत् ।
अलब्ध्वा तत्र विश्रान्तिं सत्तत्वे लीयते पुनः ॥ ८२ ॥

× ટિપ્પણ ૮૦ જુઓ "स यथा शकुनिः सूत्रेण प्रबद्धो दिशं दिशं पतित्वाऽन्यत्रायतनमलब्ध्वा बन्धनमेवोपश्रयत एवमेव खलु सोम्य तन्मनो दिशं दिशं पतित्वाऽन्यत्रायतनमलब्ध्वा प्राणमेवोपश्रयते प्राणबन्धनं हि सोम्य मन इति" અર્થ—જેમ તે બાજ (પક્ષિ ઘાતકના હાથમા રાખેલા) દોરડાવડે બંધાયલો (હોઈ ભોક્તા થવા માટે) પ્રત્યેક દિશા પ્રતિ ઉડીને (બંધનથી) બીજે આશ્રય નહિ પામીને તે બંધનનો જ આશ્રય કરે" એમજ હે સોમ્ય! પ્રસિદ્ધ તે મન (મનોરૂપ ઉપાધિવાળો જીવ) (અવિદ્યા, કામ અને કર્મવડે જાગ્રત્ અવસ્થામા સુખ દુઃખાદિરૂપ) પ્રત્યેક દિશાનો અનુભવ કરીને (પ્રાણથી) બીજે વિશ્રામસ્થાન નહી પામીને પ્રાણનો જ આશ્રય કરે છે હે સોમ્ય! પ્રાણરૂપ બંધનવાળુ મન (જીવ) [છે] (છાં ૬-૮-૨)

અ૦ માયાના યોગે 'સત્' તત્ત્વ પરત્વે આવેલ મન જાગરણ (આદિ) દશાને પામે (તથાપિ) [જાગરણાદિ અવસ્થા] મધ્યે વિશ્રાંતિ ન પામતાં તે પુનઃ 'સત્' તત્વ મધ્યે લયને પામે છે. ૮૨

ગત્યાગતીરૂપ 'સંસાર' બિમ્બસ્થાનીય આત્મા મધ્યે કલ્પિત છે ઇત્યાદિનું 'આત્મચ્છાયાપિ' ઇત્યાદિ વડે નિરૂપણ કરે છેઃ—

आत्मच्छायापि मनसा सदाऽगच्छति गच्छति ।
गत्यागती तु संसारः स च स्वात्मनि कल्पितः ॥ ८३ ॥

અ૦ આભાસ પણ (સુષુપ્તિ મધ્યે) મન વડે સત્સ્વરૂપને પામે છે (અને) મન વડે જાગરણાદિને પામે છે. અને (તે) ગમનાગમન સંસાર (છે) અને તે બિમ્બસ્થાનીય આત્મા વિષે કલ્પિત (છે). ૮૩

સુષુપ્તિ મધ્યે મનોલય થતાં ચૈતન્યાત્મા સ્વરૂપપૂર્વક અવસ્થિત હોય છે એમ 'मनोलये' ઇત્યાદિ વડે નિરૂપણ કરે છેઃ—

मनोलयेऽनुपाधिः सन्नात्मा संसारवर्जितः ।
स्वेन वास्तवरूपेण सुषुप्ताववतिष्ठते ॥ ८४ ॥

અ૦ સુષુપ્તિ મધ્યે મનોલય થતાં આત્મા ઉપાધિરહિત સંસારવર્જિત સતો પોતાના યથાર્થસ્વરૂપપૂર્વક અવસ્થિત હોય છે. ૮૪

આત્મબોધના દ્વારાનું 'चिच्छाया' ઇત્યાદિ વડે નિરૂપણ કરે છે—

चिच्छाया च वपुः स्थूलमिन्द्रियाण्यात्मबोधने ।
द्वाराणीत्याह मन्त्रोऽयं रूपं रूपमिति स्फुटम् ॥ ८५ ॥

અ૦ ચિચ્છાયા અને સ્થૂલ શરીર તથા ઇન્દ્રિયો આત્મબોધ થવાનાં દ્વારા (છે) એમ 'रूपं रूपं' (પ્રત્યેક દેહપ્રતિ) ઇત્યાદિ આ મંત્ર સ્પષ્ટ છે. ૮૫

તે પ્રતિચ્છાયારૂપ થાય છે એમ 'देहे' ઇત્યાદિ વડે નિરૂપણ કરે છેઃ—

देहे देहे प्रतिच्छायारूपोऽभूत्स्वात्मबुद्धये ।
मायाभिरिन्द्रो बहुधा देहोऽभूत्स्वात्मबुद्धये ॥ ८६ ॥

× ટિપ્પણ: ૮૩ सदागच्छति ને બદલે सदाऽगच्छति પાઠ પણ છે.
× ટિપ્પણ: ૮૫ જુઓ रूपं रूपं प्रतिरूपो बभूव આ મંત્રનું તાત્પર્ય છે. (કઠ. ૨-૫-૧૦)
× ટિપ્પણ: ૮૬ જુઓ 'इन्द्रो मायाभिः पुरुरूप ईयते'।

અ૦ સ્વાત્મબોધન અર્થે (તે) પ્રત્યેક દેહ-પરત્વે પ્રતિચ્છાયારૂપ થયા. સ્વાત્મબોધન અર્થે પરમાત્મા માયાના યોગે અનેક દેહસ્વરૂપ થયા. ૮૬

ઇન્દ્રિય તથા મન આદિ સ્વાત્માવબોધ થવામાં સહકારી હોવાનું તથા મનસહવર્તમાન 'ચિચ્છાયાનો' સુષુપ્તિ મધ્યે લય થવાથી 'આત્માવબોધ' થવાનું 'इन्द्रियाश्व' ઇત્યાદિ વડે નિરૂપણ કરે છેઃ—

३ १ २ ५ ४ ६
इन्द्रियाश्वास्तेन युक्तास्तच्च स्वात्मावबुद्धये ।
८ ९ ७ ११ १२ १०
छायामाश्रित्य तत्रात्मा बोधितः सुप्तिवर्णनात् ॥ ८७ ॥

અ૦ તે (મન) વડે ઇન્દ્રિયરૂપી અશ્વો જોડેલા છે તે અને તે (મન) (પરંપરયા) 'સ્વાત્મબોધ' સિદ્ધ કરવામાં [સહકારી કારણો હોય છે] ત્યાં (તે સ્થૂલ શરીર તથા ઇન્દ્રિય મધ્યે) છાયાનો આશ્રય કરીને સુષુપ્તિના વર્ણનથકી આત્માનો બોધ થાય છે. ૮૭

હવે, સ્થૂલદેહ દ્વારા 'સ્વાત્માવબોધ' થવાનું 'अशनायापिपासोक्त्या' ઇત્યાદિ દશ શ્લોકવડે નિરૂપણ કરે છેઃ—

१ २ ३ ४
अशनायापिपासोक्त्या देहमाश्रित्य बोध्यते ।
५ ६
अशनायापिपासाख्या द्वयं स्वपितिनामवत् ॥ ८८ ॥

અ૦ ભૂખ તથા તરષનાં સ્વરૂપની ઉક્તિ વડે, (સ્થૂલ) દેહનો આશ્રય કરીને (આત્મા)નો બોધ થાય છે. 'ભૂખ' 'તરષ' એ બે નામ 'स्वपिति' નામની પેરે (અન્ન તથા વિવેકીવડે ભિન્નાર્થવાચક છે). ૮૮

'अशनाया' શબ્દના ભિન્ન અર્થ હોવાનું 'अशनाया' ઇત્યાદિ વડે નિરૂપણ કરે છેઃ—

---

× ટિપ્પણુ ૮૭ "आत्मानं रथिनं विद्धि शरीरं रथमेव तु । बुद्धिं तु सारथिं विद्धि मनः प्रग्रहमेव च (કઠો. ૧. ૩ ૩.) આદીથી માંડી इन्द्रियाणिहयानाहुर्विषयांस्तेषु गोचरान् । आत्मेन्द्रिय मनोयुक्तं भोक्तेत्याहुर्मनीषिणः." (કઠ. ૧-૩-૪) પર્યંત જુઓ.

× ટિપ્પણુઃ ૮૮ "अशनापिपासे मे सोम्य विजानीहीति यत्रैतत्पुरुषोऽशिशिषति नामाऽप एव तदशितं नयन्ते तद्यथा गोनायोऽश्वनाय पुरुषनाय इत्येवं तदप आचक्षते अशनायेति । तत्रैतच्छुङ्गमुत्पतितं सोम्य विजानीहि नेदममूलं भविष्यतीति અર્થઃ—હે સોમ્ય ! ભૂખ તરષને (તેના સ્વરૂપને) મારા કથન થકી સારી રીતે જાણ જ્યારે પુરુષ ખાવાને ઇચ્છે છે, આ નામવાળો થાય છે. ત્યારે ભક્ષણ કરેલા (કરેલું અન્નને પીધેલું) જલ જ લઈ જાય છે. તેમાં [દૃષ્ટાંત કહેવાય છેઃ—] જેમ ગાયોને લઈ જનાર ગોવાળ અશ્વોને લઈ જનાર અશ્વપાળ અને પુરુષને લઈ જનાર સેનાપતિ કહેવાય તેમ ભક્ષણ કરેલ અન્નને લઈ જનાર (જલને) ત્યારે

अशनाया जनैः प्रोक्ता क्षुधा वस्तुविवेकिभिः ।
नयन्त्यशितमित्येवमप्सु निर्वचनं भवेत् ॥ ८९ ॥

અ૦ સાધારણ લોકો 'અશનાયા'ને ક્ષુધા કહે છે વસ્તુનો વિવેક જાણનારા પુરૂષો ('અશનાયા' શબ્દનો જલ પરત્વે પ્રયોગ કરે છે) ખાધેલ (અન્નને લઈ જાય છે એમ (શ્રુતિકૃત) નિર્વચન છે ૮૯

શ્રુતિકૃત નિર્વચનનું 'पीता' ઈત્યાદિ વડે નિરૂપણ કરે છે —

पीता आपोऽशनं भुक्तं द्रवीकृत्य नयन्त्यतः ।
अशनायेतिशब्दोक्ता विण्मांसोत्पत्तिरन्नत. ॥ ९० ॥

અ૦ પીધેલ જળ ખાધેલ અન્નને દ્રવીભૂત કરીને લઇ જાય છે એથી 'અશનાયા' એમ શબ્દોક્તિ (છે) વિષ્ઠા તથા માસની ઉત્પત્તિ અન્ન થકી (થાય છે) ૯૦

અન્નાદિકનું 'મૂળ' શું તેનું 'विण्मांसहेतुरन्न' ઇત્યાદિ વડે નિરૂપણ કરે છે —

विण्मांसहेतुरन्नं यदेतस्योत्पादकं जलम् ।
जलस्योत्पादकं तेजस्तस्य चोत्पादकं च सत् ॥ ९१ ॥

અ૦ 'જલ' વિષ્ઠા તથા માસનું હેતુભૂત જે અન્ન તેનું ઉત્પન્ન કરનાર (છે) અને 'તેજ' જલનું ઉત્પન્ન કરનાર અને 'સત્' તત્ત્વ તે (તેજ)નું ઉત્પન્ન કરનાર (છે) ૯૧

આ રીતે કાર્યકારણભાવાનુસાર 'અનુમાન' તથા 'વિશ્વાસ'પૂર્વક 'સત્' તત્ત્વ જગતનું પરમ મૂલકારણ હોવાનું 'अनुमायाम' ઇત્યાદિવડે નિરૂપણ કરે છે —

---

લૌકિક જનો વડે 'अशनाया' કહેવાય છે હે સોમ્ય ! ત્યાં (રસાદિવડે શરીર ઉપજ્યું [illegible] તેથી તે કાર્ય છે) આ ઉત્પન્ન થયેલા (શરીરરૂપ) કાર્યને જાણ આ (કાર્ય) કારણરહિત નહી હશે' (છાં ૬–૮–૩) તેમજ "तस्य क्व मूलं स्यादन्यत्राद्भ्योऽद्भिः सोम्य शुङ्गेनापो मूलमन्विच्छाद्भिः सोम्य शुङ्गेन तेजोमूलमन्विच्छ तेजसा सोम्य शुङ्गेन सन्मूलमन्विच्छ सन्मूलाः सोम्येमाः सर्वाः प्रजाः सदायतनाः सत्प्रतिष्ठा અથ—તે (શરીર)નું અન્નથી બીજે ક્યાં મૂલ હોય ! અન્ન જ મૂલ છે હે સોમ્ય ! એવી રીતે જ નિશ્ચય અન્નરૂપ કાર્યવડે જલ રૂપ મૂળને જાણ હે સોમ્ય ! જલરૂપ કાર્ય વડે તેજોરૂપ મૂલને જાણ હે સોમ્ય ! તેજોરૂપ કાર્ય વડે સદ્રૂપ મૂલને જાણ હે સોમ્ય ! આ સર્વ પ્રજા સદ્રૂપ મૂલવાળી (સ્થિતિકાલમાં) સદ્રૂપ આશ્રયવાળી ને (અન્તમાં) સદ્રૂપ પરિશેષવાળી (છે) છાં ૬–૮–૪ જુઓ

३ १ २ १ ५ ४
अनुमायात्र कार्येण ज्ञेयं तत्कारणं परम् ।
७ ६ १० ८
सन्मूलकारणं ज्ञेयं स्याद्विश्वासोऽनुमानतः ॥ ९२ ॥

અ૦ અહીં કાર્યવડે અનુમાન કરીને તેનું પરમ કારણ જાણવા યોગ્ય (થાય છે). 'સત્' તત્ત્વરૂપી મૂલ કારણ 'વિશ્વાસ' અને 'અનુમાન'પૂર્વક જાણવા યોગ્ય થાય છે. ૯૨

વિષ્ઠાદિક અન્નથી ઉત્પન્ન થાય એમ પૂર્વોક્ત કાર્યકારણભાવનું 'પુરીષાદ્યન્નકાર્યં' તથા વ્રીહાદ્યન્નં' ઇત્યાદિ વડે અન્વય-વ્યતિરેકપૂર્વક નિરૂપણ કરે છેઃ

१५ १६ १३ १४ १२ १० ११
पुरीषाद्यन्नकार्यं स्यात्सत्येवान्नेऽस्य सत्त्वतः ।
३ ४ १ ५ २ १ ८ ७ ६
सत्यामेव यथा कुम्भो मृदि दृष्टो न चान्यथा ॥ ९३ ॥
४ २+३ ५ १ ७ ६ ८
व्रीहाद्यन्नं सतीष्वेव दृष्टमप्सु न चान्यथा ।
१६ ९ १५ १७ १३+१४ ११ १० १२
आपश्च स्वेदरूपाः स्युः सत्येवोष्णे हि तेजसि ॥ ९४ ॥

અ૦ જે પ્રમાણે માટી વિદ્યમાન હોય તો ઘડો દષ્ટ (થાય) અને અન્ય પ્રકારે નહીં (તે પ્રમાણે) આ ("સત્"તત્ત્વ)ની સત્તા થકી અન્ન છતે જ વિષ્ઠાદિક કાર્ય પ્રાપ્ત થાય. ૯૩

જળ હોય તો જ વ્રીહિ આદિ અન્ન દષ્ટ (હોય) અને અન્યપ્રકારે ન હોય; તેમજ નિશ્ચે, ઉષ્ણ તેજ છતે જ સ્વેદરૂપ જળ ઉત્પન્ન થાય. ૯૪

'સત્' તત્ત્વનું અન્ય 'મૂળ' કલ્પવું યોગ્ય નથી કેમકે તેથી 'અનવસ્થા' દોષ થાય એમ 'તેજશ્ચ' ઇત્યાદિ વડે નિરૂપણ કરે છેઃ—

२ १ ३ ७ ६ ४ ५
तेजश्च भावरूपत्वात्संभवेन्न सता विना ।
९ ८ १० १२ १३ ११
सतस्तूत्पत्तिराहित्यान्नान्वेष्यं कारणान्तरम् ॥ ९५ ॥

અ૦ વળી, 'તેજ' ભાવરૂપ હોવાથી 'સત્' તત્ત્વ વિના (તેની) ઉત્પત્તિ સંભવે નહિં અને 'સત્' તત્ત્વ ઉત્પત્તિરહિત હોય છે તેથી (તે 'સત્' તત્ત્વના) કારણાન્તરની અન્વેષણા કરવી યોગ્ય નથી. ૯૫×

'સત્' તત્ત્વનું 'અદ્વય'પણું આગળ ઉપપાદન કર્યું છે જ એમ 'યથા' ઇત્યાદિ વડે નિરૂપણ કરે છેઃ—

× ટિપ્પણ- ૯૫ અન્વેષણા-શોધ.

यथा भूतातिरेकेण भौतिकं नैव विद्यते ।
भूतानि च सतोऽन्यानि तथा नेत्युपपादितम् ॥ ९६ ॥

અ૦ જે પ્રમાણે 'ભૌતિક' (સૃષ્ટિ) ભૂતપદાર્થથી અતિરિક્ત ન જ વિદ્યમાન હોય તે પ્રમાણે વળી, ભૂતપદાર્થો 'સત્' તત્ત્વથી અતિરિક્ત ન જ હોય એમ આગળ ઉપપાદન કરેલું છે. ૯૬

સકલ દેહો 'સત્' તત્ત્વમાંથી ઉત્પન્ન થાય છે તે વિષે જ સ્થિત હોય છે અને તે વિષે જ લય પામે છે એમ 'સત્' તત્ત્વ 'અદ્વય'રૂપ છે એમ 'सन्मूला.' ઇત્યાદિવડે નિરૂપણ કરે છેઃ–

सन्मूलाः सकला देहा इदानीं च सति स्थिताः ।
अन्ते सत्येव लीयन्ते विद्यात्सत्तत्त्वमद्वयम् ॥ ९७ ॥

અ૦ સકલ દેહો 'સત્યમૂલક' (છે) અને અધુના 'સત્' તત્ત્વ મધ્યે સ્થિત (છે) [અને] અન્તમાં 'સત્' વિષે જ લીન થાય છે (તેથી) 'સત્' ને અદ્વય જાણવું. ૯૭

હવે 'अशनायामुखेने' ઇત્યાદિ વડે પિપાસામુખે આ 'સત્' તત્ત્વ વિષે બુદ્ધિનો પ્રવેશ કરાવે છેઃ—

अशनायामुखेनेत्थं सत्तत्त्वे धीः प्रवेशिता ।
पिपासामुखतोऽप्यस्मिन् सति धीरवतार्यते ॥ ९८ ॥

અ૦ આ પ્રમાણે અશનાયામુખે બુદ્ધિનો 'સત્' તત્ત્વ મધ્યે પ્રવેશ કરાવ્યો. આ 'સત્' તત્ત્વ મધ્યે પિપાસામુખે પણ બુદ્ધિનો પ્રવેશ કરાય છે. ૯૮

હવે, 'उदन्येति', 'पीतं', 'शाम्यां', 'देहे' ઇત્યાદિ ચાર શ્લોક વડે તે પ્રકારના 'બુદ્ધિપ્રવેશ'નું નિરૂપણ કરે છેઃ—

उदन्येति पिपासायाः पर्यायस्तं विवेकिनः ।
उदकं नयतीत्येवं तेजस्येव प्रयुञ्जते ॥ ९९ ॥

અ૦ 'ઉદક' ઇતિ પિપાસાનો પર્યાય (શબ્દ) [છે]. વિવેકી (પુરુષો) તેનો, 'ઉદકને લઇ જાય તે' એ રીતે 'તેજ' પરત્વેજ પ્રયોગ કરે છે. ૯૯

× ટિપ્પણુઃ ૯૬ જુઓ 'सन्मूला. सोम्यमाः प्रजाः सदायतनाः सत्प्रतिष्ठाः.' ।

पीतं जलं शरीरस्थं तेजसा जीर्यते ततः ।
मूत्रं रक्तं च निष्पन्नं द्रवत्वाज्जलजे उभे ॥ १०० ॥

અ૦ પીધેલ જળ શરીરસ્થ (સત્‌) તેજ વડે જીર્ણ થાય છે તેથી મૂત્ર અને લોહી ઉત્પન્ન (થાય છે). દ્રવપણાને લીધે તે ઉભય જલોત્પન્ન (છે). ૧૦૦

પૂર્વોક્ત 'અનુમાનવ્યાપ્તિ' સર્વત્ર યોજન કરવા અર્થે તેની અહીં પુનરોક્તિ કરેલી છે એમ 'ताभ्यां' ઈત્યાદિ વડે નિરૂપણ કરે છેઃ—

ताभ्यामपोऽनुमीयन्ते ताभिस्तेजस्ततस्तु सत् ।
व्याप्तिं गृहीत्वा सर्वत्र योजनायोदितं पुनः ॥ १०१ ॥

અ૦ તે રક્તમૂત્રવડે (તેમનું) જળ 'મૂલ' હોવાનું અનુમાન થાય છે, જળ વડે તેજનું અને તે (તેજ) થકી તે ('સત્‌' તત્ત્વમૂલ હોવા)નું અનુમાન થાય છે (એમ) 'વ્યાપ્તિ' ગ્રહણ કરીને (તેનો) સર્વત્ર પ્રયોગ કરવા (અહીં) પુનરોક્તિ કરેલી છે. ૧૦૧

તે 'વ્યાપ્તિ'નો સર્વત્ર પ્રયોગ કેવી રીતે કરવો તેનું 'देहे' ઈત્યાદિ વડે નિરૂપણ કરે છેઃ—

देहे येऽवयवाः सन्ति पदार्थाः सन्ति ते बहिः ।
तेषु सर्वेषु सन्मात्ररूपत्वमवधार्यताम् ॥ १०२ ॥

અ૦ દેહ વિષે જે અવયવો છે તે બાહ્ય પદાર્થો છે તે સર્વ મધ્યે 'સત્‌' તત્ત્વજ અનુસ્યૂત છે એવો નિશ્ચય કરવો. ૧૦૨

દેહ મધ્યે તથા દેહની બ્હાર ઉદ્દેશીને 'આત્માવબોધ'નો ઉપદેશ કરવા પૂર્વે દેહાદિકની ભૌતિકતાનું નિરૂપણ કરી હવે ઇન્દ્રિયદ્વારા 'સત્‌' તત્ત્વનો બોધ કરવા મરણક્રમનું નિરૂપણ કરે છેઃ—

भौतिकत्वं पुरा प्रोक्तं सद्वक्तुं देहबाह्ययोः ।
इन्द्रियद्वारतो बोद्धुं प्रोच्यते मरणक्रमः ॥ १०३ ॥

× ટિપ્પણ: ૧૦૩ 'अस्य सोम्य पुरुषस्य...देवतायाम्' અર્થઃ-હે સૌમ્ય! મરનાર આ પુરૂષની વાણી મનમાં લીન થાય છે, વળી મન પ્રાણમાં લીન થાય છે, પ્રાણ તેજમાં, તેજ પરદેવતામાં લીન થાય છે' (છાં. ૬-૮-૬).

અ૦ દેહ તથા બાહ્ય સૃષ્ટિનો આશ્રય કરીને 'સત્' તત્ત્વનો બોધ કરવા પૂર્વે (સૃષ્ટિના) 'ભૌતિકપણા'નો ઉપદેશ કર્યો. (હવે) ઇન્દ્રિયદ્વારા તે ('સત્')નો બોધ કરવા મરણક્રમનું નિરૂપણ કરાય છે. ૧૦૩

મરણ સમયે વાગાદિ વૃત્તિનો મન વિષે મનોવૃત્તિનો પ્રાણ વિષે ઇત્યાદિ 'લય' થાય તેનું નિરૂપણ કરે છે:—

म्रियमाणस्य वागादिवृत्तिर्मनसि लीयते ।
मनोवृत्तेर्लयः प्राणे प्राणवृत्तेस्तु तेजसि ॥ १०४ ॥

અ૦ મરનારની વાગાદિ વૃત્તિ મન મધ્યે લય પામે છે; મનોવૃત્તિનો લય પ્રાણ વિષે અને પ્રાણવૃત્તિનો લય તેજ વિષે (થાય છે). ૧૦૪

પ્રાણવૃત્તિનો 'લય' તેજ વિષે કયા પ્રકારે થાય છે તેનું નિરૂપણ કરે છે:—

श्वासस्योपरतावुष्णं स्पृष्ट्वा जीवननिश्चयम् ।
कुर्वन्त्युष्णं तु तत्तेजः सद्वस्तुनि विलीयते ॥ १०५ ॥

અ૦ પ્રાણ ઉપરામ પામતાં (મનુષ્યો) ઉષ્ણતાનો સ્પર્શ કરીને (મરનારો) જીવે છે કે નહિ એમ નિશ્ચય કરે છે. અને તે ઉષ્ણ 'તેજ' 'સત્' તત્ત્વ મધ્યે વિલય પામે છે. ૧૦૫

'ચિરછાયા' દેહ તથા ઇન્દ્રિયદ્વારા જે 'વસ્તુ'નો ઉપર બોધ કર્યો તેજ (૧૦૬-૧૧૧) 'સૂક્ષ્મવસ્તુ' ('સત્' તત્ત્વ) આ જગતનું મૂલ છે એમ શ્લોકો વડે નિરૂપણ કરે છે:—

छायादेहेन्द्रियद्वारैः पदार्थो योऽत्र बोधितः ।
स एष सर्वजगतोऽणिमा वस्त्वन्तरं न तु ॥ १०६ ॥

ચિરછાયા દેહ તથા ઇન્દ્રિયદ્વારા જે વસ્તુનો અહીં બોધ કર્યો તે આ 'સૂક્ષ્મ' સ્વરૂપ-સત્ તત્ત્વ સર્વ જગતનું (મૂલ છે) અને (પરમાણુ આદિ) અન્ય વસ્તુ (મૂલ) નથી. ૧૦૬

એકજ વસ્તુ સ્થૂલ તથા સૂક્ષ્મસ્વરૂપે એમ બે પ્રકારે ભાસે છે એમ નિરૂપણ કરે છે:—

× ટિપ્પણ ૧૦૬ જુઓ "स एषो य...श्वेतकेतो" છાં. ૬-૧-૪.

स्थूलत्वाणुत्वरूपाभ्यां वस्त्वेकं भासते द्विधा ।
स्थूलमिन्द्रियगम्यत्वान्नामरूपात्मकं जगत् ॥ १०७ ॥

અ૦ સ્થૂલત્વ તથા સૂક્ષ્મત્વ રૂપોને લીધે એક વસ્તુ બે પ્રકારે ભાસે છે. નામરૂપાત્મક જગત ઇન્દ્રિયગમ્ય હોવાથી 'સ્થૂલ' (છે). ૧૦૭

અનિન્દ્રિયગમ્ય હોવાથી 'સત્' તત્ત્વ 'સૂક્ષ્મ' છે અને સ્થૂલસૃષ્ટિ 'સદાત્મક' છે એમ નિરૂપણ કરે છે—

सदद्वैतं भवेत्सूक्ष्ममिन्द्रियाविषयत्वतः ।
एतदात्मकतैवास्य स्थूलस्येतीह युज्यते ॥ १०८ ॥

અ૦ ઇન્દ્રિયનું અવિષયભૂત હોય છે તેથી 'સત્' અદ્વૈત (તત્ત્વ) 'સૂક્ષ્મ' હોય. સ્થૂલની 'સદદ્વૈતાત્મકતા'× જ છે એમ અહીં યુક્ત છે. ૧૦૮

અ૦ વસ્તુનો પૂર્વોક્ત 'સૂક્ષ્મભાવ' તે જ 'સત્ય' છે અને 'સ્થૂલભાવ' 'માયાકલ્પિત' છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

अणुत्वं वस्तुनः प्रोक्तं यत्तत्सत्यमबाधनात् ।
स्थूलत्वं मायया क्लृप्तं ज्ञानेनैतस्य बाधनात् ॥ १०९ ॥

અ૦ વસ્તુનું જે 'સૂક્ષ્મપણું' કહ્યું તેનો બાધ થતો નથી તેથી તે 'સત્ય' સ્વરૂપ (છે). 'સ્થૂલપણું' માયાવડે કલ્પિત (છે) કેમકે તેનો જ્ઞાનવડે બાધ (થાય છે). ૧૦૯×

અબાધ્ય 'આત્મા' કલ્પિત હોતો નથી ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

अबाध्यो यः स एवात्मा सर्वस्य न तु कल्पितः ।
श्वेतकेतो यदद्वैतं तदसि त्वं न मानवः ॥ ११० ॥

અ૦ જે અબાધ્ય હોય છે તેજ સર્વનો 'આત્મા' (છે) અને તે કલ્પિત (હોતો નથી). હે શ્વેતકેતો ! જે અદ્વૈત છે તે તું છે. તું (સ્થૂલ દેહરૂપ) માનવી નથી. ૧૧૦

તું 'અહંકાર' કે 'બુદ્ધિ'રૂપ નથી ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

चिच्छायावानहंकारोऽधीते वेदचतुष्टयम् ।
त्वं तु साक्ष्येव तस्यातः सदसि त्वं न चेतरः ॥ १११ ॥

---

× ટિપ્પણુ: ૧૦૮ સદદ્વૈતાત્મકતા—સત્ અદ્વૈત સ્વરૂપતા.

× ટિપ્પણુ: ૧૦૯ જુઓ तत्सत्यं स आत्मा तत्त्वमसि (છાં. ૬-૯-૪).

અ૦ ચિચ્છાયાસંપન્ન 'અહંકાર' ચારે ભેદોનું અધ્યયન કરે છે. અને તું તેનો સાક્ષિ જ (છે) એથી, તું 'સત્' તત્ત્વરૂપ (છે) અન્ય નહીં. ૧૧૧

શ્વેતકેતુની હૃદયગ્રંથી વિવેકપૂર્વક ભેદાઇ તથાપિ બુદ્ધિદોષ રૂપ 'સંશય'નું માર્જન કરવા તેણે પુનઃ પૃચ્છા કર્યાનું નિરૂપણ કરે છેઃ—

भिन्नोऽभूद्धृदयग्रन्थिः श्वेतकेतोर्विवेकतः ।
धीदोषं संशयं मार्ष्टुं भूयो ब्रूहीत्यवोचत ॥ ११२ ॥

અ૦ શ્વેતકેતુની હૃદયગ્રંથી વિવેકને લીધે ભેદાઇ ગઇ (તથાપિ) બુદ્ધિદોષજન્ય 'સંશય' સમૂળગો ટાળવા 'પુનઃ કહો' એમ (તેણે) વિજ્ઞપ્તિ કરી. ૧૧૨

પૂર્વોક્ત 'સંશય'નું નિરૂપણ કરે છેઃ—

सता सम्पद्यते जीवः सुषुप्तावित्युदीरितम् ।
तथा चेत्सति सम्पन्नोऽहमित्यस्य कुतो न धीः ॥ ११३ ॥

અ સુષુપ્તિ મધ્યે જીવ 'સત્' તત્ત્વ સાથે સંપન્ન થાય છે એમ કહ્યું તે પ્રમાણે હોય તો હું સત્સંપન્ન છઉં એમ આ (જીવને) બુદ્ધિ શાથી ન હોય? ૧૧૩

ઉદાહરણપૂર્વક આ પૂર્વોક્ત શંકાનું નિરસન કરે છેઃ—

नानावृक्षरसैक्येन सम्पन्ने मधुनि स्थितः ।
न बुध्यते रसोऽस्येति तथा सर्वलयान्न धीः ॥ ११४ ॥

અ૦ (જે પ્રમાણે) ભિન્ન વૃક્ષોના રસના એકઠાંપણાને લઇ પ્રાપ્ત મધુભાવ મધ્યે રહેલો રસ આ અમુક (વૃક્ષ)નો રસ છે એમ ન જણાય તે પ્રમાણે સર્વજીવોપાધિના લયભાવને લીધે તેવું જ્ઞાન હોતું નથી. ૧૧૪

સુષુપ્તિ મધ્યે જીવની ઉપાધિનો લય થાય તથાપિ તે ઉપાધિની બીજરૂપ ધર્માધર્મસંસ્કારલક્ષણ વાસનાનો લય થતો નથી તેથી તે ધર્માધર્મસંસ્કારોપહિત વ્યાઘ્રાદિક દેહ વિષે પુનઃ જન્મે છે એમ નિરૂપણ કરે છેઃ—

जीवोपाधिलयेऽप्यत्र तद्बीजस्यावशेषतः ।
तदुपाधिक एवास्मिन्देहेऽन्येद्युः प्रवर्तते ॥ ११५ ॥

---

× ટિપ્પણઃ ૧૧૨ જુઓ "भूय एव मा भगवान् विज्ञापयतु ( છાં. ૬–૯–૪ ).

× ટિપ્પણઃ ૧૧૪ જુઓ 'यथा सोम्य मधु....सम्पद्यामह इति' (છાં. ૬–૯–૧–૨).

× ટિપ્પણઃ ૧૧૫ જુઓ "त इह व्याघ्रो....तत्त्वमसि श्वेतकेतो" (છાં. ૬. ૯. ૩–૪)
'प्रवर्तते' બદલે 'प्रबुध्यते' એમ પાઠાન્તર છે.

અ૦ સુષુપ્તિ મધ્યે જીવની ઉપાધિ–કાર્યકારણસંઘાત–નો લય થાય તથાપિ તે ઉપાધિનાં બીજ અવશિષ્ટ હોય છે તેથી તે (પૂર્વભાવિત) વાસનાબીજથી ઉપહિત આ (વ્યાઘ્રાદિકના) દેહ વિષે જ પુનઃ જન્મ પ્રવર્તે છે. ૧૧૫

શિષ્યનું 'ચિત્તૈકાગ્ર્ય' સિદ્ધ થાય તે અર્થે ગુરૂ પૂર્વોક્ત બોધનું પુનઃ નિરૂપણ કરે છેઃ—

चित्तैकाग्र्याय तच्छंका परिहार्या तु वस्तुषु ।
पूर्वोक्तमेव तद्बोद्धुं तदेवाह पुनर्गुरुः ॥ ११६ ॥

અ૦ કિન્તુ ચિત્તની એકાગ્રતા સિદ્ધ થાય તે અર્થે 'વસ્તુ' પરત્વે તે સંબંધી શંકાનો પરિહાર કરવો યોગ્ય છે (તેથી) ગુરૂ તે પૂર્વોક્તનો જ બોધ કરવા તેનું તે જ કથન કરે છે. ૧૧૬

'પણ્ડિતંમન્યતા' તેજ અવિશ્વાસ તથા શંકાનું બીજ છે ઈત્યાદિ નિરૂપણ કરે છેઃ—

प्राज्ञंमन्यतया तत्वमविश्वस्य स्वशङ्कया ।
पुनः पुनरपृच्छत्तं प्रत्याहासौ पुनः पुनः ॥ ११७ ॥

અ૦ 'પંડિતમન્યતા'ને લઈને 'સત્' તત્ત્વ સંબંધમાં અવિશ્વાસ કરી આત્મવિષયક શંકાના યોગે (શિષ્યે) તે (ગુરૂ) ને પુનઃ પુનઃ પૃચ્છા કરી (અને) આ (ગુરૂએ) તેનો પુનઃ પુનઃ પ્રત્યુત્તર દીધો. ૧૧૭

સુષુપ્તિમાંથી જાગરણ દશામાં આવતાં જીવને 'સત્' તત્ત્વ થકી હું આવ્યો એ બુદ્ધિ કેમ ન હોય એમ પ્રશ્નોક્તિ કરે છેઃ—

सुषुप्तौ बुद्ध्यभावेऽपि पुनर्जागरणेऽस्ति धीः ।
आगच्छं सत इत्येवं तदा कस्मान्न वेत्त्यसौ ॥ ११८ ॥

અ૦ સુષુપ્તિ મધ્યે બુદ્ધિનો અભાવ હોય તથાપિ, જાગરણ દશા મધ્યે બુદ્ધિ પુનઃ પ્રાપ્ત હોય છે એમ છે ત્યારે આ (જીવ) 'સત્' તત્ત્વ થકી હું આવ્યો એમ શાથી જાણતો નથી? ૧૧૮

સુષુપ્તિ મધ્યે જીવ સદ્રૂપને જાણ્યા વિના સદૈક્ય પામે છે તેથી તેને 'સત્'માંથી આવ્યાનું (સદ્વિષયક જ્ઞાનનું) વિસ્મરણ હોય છે ઈત્યાદિ કહે છેઃ—

× ટિપ્પણઃ ૧૧૬ કાર્યકારણસંઘાત–દેહ.

सुप्तौ सद्रूपमज्ञात्वा सदैक्यं प्राप्तवांस्ततः ।
सतो नागमनं स्मार्यमपामस्मरणं यथा ॥ ११९ ॥

अ० सुषुप्ति मध्ये सद्रूपने जाण्या विना (ते) सदैक्यने प्राप्त थयेलो तेथी जे प्रमाणे (समुद्रने मळनारी) नदीओने (आ 'गंगा' 'आ हुं नर्मदा' एम) [पोताना स्वरूपनुं] अस्मरण होय तेम 'सत्' तत्त्व थकी हुं आव्यो छुं एम स्मरण रहेवुं योग्य नथी: ११९

दृष्टांतने सिद्धांत परत्वे योजे छे:—

गंगाजलं प्रविश्याब्धौ मेघेनाकृष्य सिच्यते ।
नाज्ञातत्वात्स्मृतिस्तत्र तद्वदत्र स्मृतिर्न हि ॥ १२० ॥

अ० गंगाजळ समुद्र विषे प्रवेश करीने (ते) मेघवडे आकर्षाई सिंचाय त्यां (तेना पूर्व स्वरूपना) अज्ञानने लीधे (गंगाजळ होवानी) स्मृति न होय ते प्रमाणे अहीं स्मृति निश्चे न होय. १२०

'वासनावश'थी व्याघ्रादिक पुनः जन्मने पामे छे इत्यादि विवक्षोक्ति करे छे:—

व्याघ्रादिः सुप्त एवात्र बुध्यते वासनावशात् ।
न नष्टा वासनेत्येवं विवक्षित्वोच्यते पुनः ॥ १२१ ॥

अ० 'वासनावश'थी, सूतेलो ज व्याघ्रादि अहीं (आ जन्ममां) जाग्रत थाय छे. ए रीते वासना नष्ट थती नथी एम विवक्षाने लईने पुनः उक्ति कराय छे. १२१

'भूय एवं मा भगवान् विज्ञापयतु' (छां. ६-१०-३) आ मंत्रना तात्पर्यनुं त्रण श्लोकवडे वृक्षना उदाहरणपूर्वक निरूपण करे छे:—

जीवस्य नश्वरस्यैक्यं न नित्येन सतेति चेत् ।
जीवो न नश्यति क्वापीत्येवं वृक्षवदीक्ष्यताम् ॥ १२२ ॥

अ० नश्वर जीवनी नित्य 'सत्' तत्त्व सह ऐक्यता न होय एम (कहे तो ते युक्त नथी). क्यांये पण जीव नाश पामतो नथी एम (जीवपणुं) वृक्षनी पेरे विचार करवो. १२२

× टिप्पणः ११९ सदैक्य—'सत्' तत्त्व साथे ऐक्यता: १२१ विवक्षा—कहेवानी इच्छा.

६ ४ ३ २ ७ ५ १
शाखां वृक्षे जीवपूर्णे जीवस्त्यजति यामसौ ।
८ १० ९ ११ १२ १३ १५ १४
शुष्येन्नान्या तथा जीवेऽपगते म्रियते वपुः ॥ १२३ ॥

અ૦ ( જે પ્રમાણે ) આ (જીવ) જીવપૂર્ણ વૃક્ષમધ્યે જે શાખાનો ત્યાગ કરે (તે) સૂકાય બીજી ના (સૂકાય) તે પ્રમાણે જીવ નીકળી ગયે 'શરીર' મરે છે. ૧૨૩

નામરૂપયુક્ત સ્થૂલદેહ નામરૂપરહિત સૂક્ષ્મ 'સત્' તત્ત્વ થકી શી રીતે ઉત્પન્ન થાય તેનું વડના વૃક્ષની ઉત્પત્તિપૂર્વક નિરૂપણ કરે છેઃ—

१ २ ३ ४ ५
नामरूपयुतं स्थूलं तद्धीनात्सदणोः कथम् ।
६ ७ ८ ९ १० ११
उत्पन्नमिति चेद्बीजाद्वटवृक्षवदीक्ष्यताम् ॥१२४ ॥

અ૦ નામરૂપાત્મક સ્થૂલ(દેહ) સૂક્ષ્મ 'સત્' તત્ત્વ થકો શી રીતે ઉત્પન્ન થાય એમ (કહે) તો તેનો, બીજ થકું વડનું વૃક્ષ ઉત્પન્ન થાય (તે પ્રમાણે) વિચાર કરવો. ૧૨૪

પૂર્વોક્ત સિદ્ધાંત ન્યાય તથા શાસ્ત્રથી સિદ્ધ છે તેથી 'અન્તર્મુખ' થઈ તેના ઉપર 'વિશ્વાસ' રાખવાનુ કહે છેઃ—

२ ३ १ ४ ५
न्यायागमाभ्यां सिद्धं च श्रद्धाहीनः पराङ्मुखः ।
६ ७ ८ ९ १० ११
न बुध्यते श्वेतकेतो श्रद्धस्वान्तर्मुखो भव ॥ १२५ ॥

અ૦ અને (તે) ન્યાય તથા શાસ્ત્રવડે સિદ્ધ (છે). શ્રદ્ધારહિત તથા પરાઙ્મુખ (પુરૂષ)ને જ્ઞાન પ્રાપ્ત થાય નહીં (તેથી) હે શ્વેતકેતો! (તું) 'શ્રદ્ધાયુક્ત' થા અને 'અન્તર્મુખ' હો. ૧૨૫

આ સર્વવ્યાપક 'સત્' તત્ત્વને સર્વ કોઇ કેમ ન જાણે અને મુમુક્ષુ તેને કેમ જાણે તેનું ઉદાહરણપૂર્વક નિરૂપણ કરે છેઃ—

४ २ ३ ६+७ ५ ८ १
तत्सर्वत्र स्थितं कस्मान्न सर्वे विदुरीदृशम् ।
१० ९ ११ १२+१३+१४ १५ १६
मुमुक्षुस्तु कथं वेत्तीत्यत्र दृष्टान्त उच्यते ॥ १२६ ॥

અ૦ આ રીતનું સર્વત્ર વ્યાપ્ત તે ('સત્' તત્ત્વ) તેને સર્વે કોઇ કેમ ન જાણે? અને મુમુક્ષુ (તેને) કેવી રીતે જાણે આ સંબંધમાં અહીં ઉદાહરણ કહેવાય છે. ૧૨૬

---

× ટિપ્પણ: ૧૨૩ જુઓ "जीवापेतं...न जीवो म्रियते" (છાં. ૬-૧૧-૩)

× ટિપ્પણ: ૧૨૬ જુઓ "लवण...न निभालयसेऽत्रैव किलेति" (છાં. ૬-૧૩-૧-૨);

ઉદાહરણનું નિરૂપણ કરે છેઃ—

लवणस्य घने नीरे विलीनं वेत्ति न त्वचा ।

जिह्वया वेत्ति तद्वत्सदुपायेनैव बुध्यते ॥ १२७ ॥

અ૦ ઘાટા જળમધ્યે મીઠાના ગાંગડાને ત્વચાસ્પર્શવડે (તે) જાણે નહીં ('કિન્તુ ) જીહ્વા વડે ( ચાખવાથી ) જાણે તે પ્રમાણે ' સત્ ' તત્ત્વ 'ઉપાય-પૂર્વક' જ જાણી શકાય છે. ૧૨૭

તે ' સત્ ' તત્ત્વ ઇંદ્રિયગમ્ય ન હોય તો કયા ઉપાયે જાણી શકાય તેનું નિરૂપણ કરે છેઃ—

सति सर्वेन्द्रियागम्ये क उपाय स उच्यते ।

उपाय उपदेशोऽत्र भवेद्‌गन्धारमार्गवत् ॥ १२८ ॥

અ૦ 'સત્' તત્ત્વ સર્વ ઇન્દ્રિયો વડે અગમ્ય હોય એટલે (તેને જાણવાનો) કયો 'ઉપાય' ( હોય ) તે કહેવાય છે. આ વિષયમાં ગન્ધાર દેશના માર્ગની પેરે ' ઉપદેશ ' ઉપાય ( છે). ૧૨૮

કોઈ કૃપાળુ 'માર્ગદર્શક' હોય એમ કહી ઉદાહરણનું નિરૂપણ કરે છેઃ—

गन्धाराद्यो वने नीतस्तस्करैर्बद्धनेत्रकः ।

तस्य बन्धं विमुच्यात्र कृपालुर्मार्गमादिशत् ॥ १२९ ॥

અ૦ તસ્કરોએ નેત્રે પાટા બાંધી જેને ગન્ધાર દેશથી વન મધ્યે લાવેલા તેનું બન્ધન વિમુક્ત કરીને આ (પુરૂષ) પરત્વે ( કોઈ ) કૃપાળુ પુરૂષે માર્ગ બતાવ્યો. ૧૨૯

દૃષ્ટાંતસિદ્ધ અર્થને સિદ્ધાંત પરત્વે ઘટાવે છેઃ—

तेनादिष्टमविस्मृत्य श्रीमान् गन्धारमाप्तवान् ।

अविद्यया वृतं तत्त्वं वेत्त्येवमुपदेशतः ॥ १३० ॥

અ૦ (તે) શ્રીમાન્ પુરૂષ તે ( કૃપાળુ માર્ગદર્શક ) વડે દર્શાવેલો (માર્ગ) વિસ્મૃત ન કરી ગન્ધાર દેશને પ્રાપ્ત થયો. એ રીતે ( મુમુક્ષુ ) અવિદ્યાવડે ઢંકાયલ તત્ત્વને 'ઉપદેશ' થકું જાણે છે. ૧૩૦

× ટિપ્પણઃ ૧૨૮ જુઓ " यथा सोम्य पुरुष गन्धारेभ्यो...आचार्यवान्पुरुषो वेद " ( છાં. ૬-૧૪-૧-૨ );

જ્ઞાની પુરૂષને સંચિત તથા આગામી કર્મોનો નાશ તથા અસંપર્ક હોય છે એટલે પ્રારબ્ધનો ભોગપૂર્વક ક્ષય થતાં તે મુક્ત થાય એમ નિરૂપણ કરે છેઃ-

**अश्लेषनाशौ विदुषः सञ्चितागामिकर्मणोः ।**
**प्रारब्धे भोगसंक्षीणे मुच्यते न तु जायते ॥ १३१ ॥**

અ૦ જ્ઞાનીને સંચિત તથા આગામિ કર્મોનો (જ્ઞાનવડે) નાશ તથા અસંપર્ક (હોય ×) [તેથી] પ્રારબ્ધનો ભોગપૂર્વક નાશ (સતે) [તે] મુક્ત થાય છે (કિંતુ પુનઃ) જન્મને પામતો નથી. ૧૩૧

મૂઢ તથા વિવેકી પુરૂષનાં મરણ તો 'સમાન' હોય એમ નિરૂપણ કરે છેઃ-

**कीदृशी मृतिरस्येति चेद्वागादिलयाद्यथा ।**
**मूढस्य तद्वदेवास्य वैलक्षण्यं न किञ्चन ॥ १३२ ॥**

અ૦ આ (વિવેકી)નું મૃત્યુ કેવા પ્રકારનું હોય એમ (કહે તો) જે પ્રમાણે મૂઢ (પુરૂષ)નું (મૃત્યુ) વાણી આદિના લયથી (થાય) તે પ્રમાણે જ આ (જ્ઞાની)નું (થાય) [તે ઉભય મધ્યે] કાંઇ (પણ) વિલક્ષણતા ન (હોય). ૧૩૨

ઉપર પ્રમાણે ઉભયનાં મૃત્યુ સમાન હોય તથાપિ એક મુક્ત થાય બીજો નહી એમ વિષમતાનું ઉદાહરણપૂર્વક નિરૂપણ કરે છેઃ—

**समानायां मृतावेको मुक्तो नान्यः कुतो वद ।**
**सत्यानृताभिसन्धत्वं वैषम्यं ज्ञानिमूढयोः ॥ १३३ ॥**

અ૦ (ઉભયનાં) મૃત્યુ સમાન હોય (તથાપિ) એક મુક્ત થાય [અને] બીજો નહી (એમ) [શાથી] તે કહે. જ્ઞાની તથા મૂઢપુરૂષનું 'અસત્યાનુસંધાન' તથા 'અસત્યનુસંધાન' (તે જ) વિષમતારૂપ (હોય છે). ૧૩૩

પૂર્વોક્ત 'સત્યાનુસંધાન' તથા 'અસત્યાનુસંધાન'નું ઉદાહરણપૂર્વક નિરૂપણ કરે છેઃ—

**तस्करातस्करौ चौर्यशङ्कया तलरक्षकैः ।**
**गृहीतौ न कृतं चौर्यमित्याहुरुभावपि ॥ १३४ ॥**

× ટિપ્પણ: ૧૩૧ જુઓ "तस्य तावदेवचिरं...संपत्स्य इति" (છાં. ૬-૧૪-૨).

× ટિપ્પણ: ૧૩૨ જુઓ "पुरुषं सोम्योतोपतापिनं...न जानाति" (છાં. ૬-૧૫-૧-૨).

× ટિપ્પણ: ૧૩૩ જુઓ "पुरुष सोम्योत हस्तगृहीतं...न दह्यते" (છાં. ૬-૧૬-૧-૨).

गृहीतः परशुं तप्तं तौ तयोस्तस्करोऽनृतम् ।
अभिसंधाय दग्धः सन् हन्यते तलरक्षकैः ॥ १३५ ॥

અ૦ તલના રક્ષકોએ ચોરીના શકવડે ચોર તથા અચોર પુરૂષ એમ (બેને) પકડયા તે ઉભય પુરૂષે પણ 'અમે ચોરી કરી નથી' એમ કહ્યું. ૧૩૪ તે ઉભયે તપાવેલી કોહાડીને (હાથમાં) ગ્રહણ કરી. તે ઉભયમધ્યે જે ચોર હતો તે અસત્યનું અભિસંધાન કરતાં દગ્ધ સતો તલના રક્ષકોવડે હણાય છે. ૧૩૫

દષ્ટાંતસિદ્ધ અર્થને સિદ્ધાંત પરત્વે યોજે છે:—

अतस्करः सत्यसन्धो न दग्धो मुच्यते च तैः ।
अज्ञान्यनृतसन्धोऽत्र सत्यसन्धस्तु तत्त्ववित् ॥ १३६ ॥

અ૦ અને અ-ચોર પુરૂષ 'સત્યસંધ' (સતો) દગ્ધ થયો નહી (તેથી) તેઓ (તેને) મુક્ત કરે છે. અહીં, અજ્ઞાની (પુરૂપ) 'અસત્યસંધ' (હોય છે). [અને] તત્ત્વવેત્તા 'સત્યસંધ (હોય છે). ૧૩૬

પુરૂષ યથાનુસંધાન બદ્ધ કે મુક્ત થાય એમ નિરૂપણ કરે છે:—

मर्त्योऽहमिति सन्धाय म्रियते जायते च सः ।
ब्रह्माहमिति सन्धाय मुच्यते न च जायते ॥ १३७ ॥

અ૦ 'હું મર્ત્ય છુ' એમ અનુસંધાન—અનુભવ—કરીને (મૂઢ) મરણને તથા જન્મને પામે છે. (અને તત્ત્વવેત્તા) 'હું બ્રહ્મ છુ' એમ અનુભવ કરીને મુક્ત થાય છે અને (પુનઃ) જન્મતો નથી. ૧૩૭

અનેક દષ્ટાંતો વડે ઉપદેશ કર્યાના 'પ્રયોજન'નું નિરૂપણ કરે છે:—

बुद्धिदोषं समाधातुं दृष्टान्तास्तैस्तवात्र किम् ।
त्वं सदेवत्यभिप्रेत्य नवकृत्व उपादिशत् ॥ १३८ ॥

× ટિપ્પણ: ૧૩૬ સત્યસંધ—સત્યને જાણનાર.

× ટિપ્પણ ૧૩૮ જુઓ " एतदात्म्यमिद सर्वं तत्सत्यं स आत्मा तत्त्वमसि श्वेतकतो " (छां. ६-१६-३).

અ૦ દૃષ્ટાંતો બુદ્ધિદોષને ટાળવા (ભલે સમર્થ હો) [ તથાપિ ] અહીં તે વડે તને શું (પ્રયોજન) ? તું (શ્વેતકેતુ) 'સત્' સ્વરૂપ જ છે એમ અભિપ્રાયથી ( ઉદ્દાલક ) આવૃત્તિએ નવ વાર ઉપદેશ કર્યો. ૧૩૮

શ્વેતકેતુએ અજ્ઞાન નિવૃત્ત થયે 'મનનપૂર્વક' સંશયોચ્છેદ થતાં 'સત્' 'અદ્વૈત' તત્વને જાણ્યુ એમ નિરૂપણ કરે છે:—

भिन्नग्रन्थिः श्वेतकेतुर्मननाच्छिन्नसंशयः ।
सदद्वैतं स्वमात्मानं विशेषेणावबुद्धवान् ॥ १३९ ॥

અ૦ આત્મા તથા અનાત્માનો તાદાત્મ્યાધ્યાસ ટળી જતાં શ્વેતકેતુએ, 'મનન' વડે 'સંશયો' છેક નાશ પામતાં પોતાના આત્માને 'સત્' તથા 'અદ્વૈત' રૂપે વિશેષ રીતે જાણ્યો. ૧૩૯

વિદ્યારણ્યમુનિના ગુરૂ વિદ્યાતીર્થમહેશ્વરના અનુગ્રહની પ્રાર્થના કરે છેઃ-

श्वेतकेतोर्ब्रह्मविद्या व्याख्याता स्फुटमेतया ।
तुष्टोऽस्माननुगृह्णातु विद्यातीर्थमहेश्वरः ॥ १४० ॥

અ૦ શ્વેતકેતુવાળી બ્રહ્મવિદ્યા આ (ગ્રંથ) વડે સ્પુટ રીતે વ્યાખ્યાતા થઇ. (તેથી) વિદ્યાતીર્થમહેશ્વર સંતુષ્ટ થઈ અમારા ઉપર અનુગ્રહ કરો. ૧૪૦

ઇતિ શ્વેતકેતુવિદ્યાપ્રકાશનામક
તૃતીય અધ્યાય સમાપ્ત.



# अध्याय ४ थो

સર્વ શોક નિવૃત્ત કરવા સનત્કુમારે નારદને ઉપદેશેલી બ્રહ્મવિદ્યાનું નિરૂપણ કરે છેઃ—

> सनत्कुमारश्छान्दोग्ये नारदायोपदिष्टवान् ।
> विद्यामेतां प्रवक्ष्येऽत्र सर्वशोकनिवृत्तये ॥ १ ॥

અ૦ 'છાંદોગ્ય' મધ્યે સનત્કુમારે નારદને (જે વિદ્યાનો) ઉપદેશ કરેલો તે વિદ્યાનું (હું) સર્વપ્રકારના શોક નિવૃત્ત થાય તે અર્થે અંહી (આ અધ્યાય વિષે) નિરૂપણ કરૂં છું. ૧

પુરાણ તથા વેદાદિક શાસ્ત્રસંપન્ન હોવા છતાં 'અનાત્મવિત્ત્વ'ને લઇને નારદને શોક પ્રાપ્ત થયો એમ નિરૂપણ કરે છેઃ—

> पुराणपञ्चमान् वेदान् शास्त्राणि विविधानि च ।
> ज्ञात्वाऽप्यनात्मवित्त्वेन नारदः शोकमाप्तवान् ॥ २ ॥

અ૦ પુરાણસહિત પાંચે વેદો અને વિવિધ શાસ્ત્રોનું અધ્યયન કરેલું તથાપિ આત્મજ્ઞાનથી વર્જિત હોવાથી નારદને 'શોક' પ્રાપ્ત થયેલો. ૨

શોકનાં 'નિમિત્ત'નું નિરૂપણ કરે છેઃ—

> वेदाभ्यासात्पुरा तापत्रयमात्रेण शोकिता ।
> पश्चात्त्वभ्यासविस्मारभंगगर्वैश्च शोकिता ॥ ३ ॥

અ૦ વેદનો અભ્યાસ કર્યા પૂર્વે (આધ્યાત્મિક આદિ) ત્રણ તાપોને લઇને શોક-હોવાપણું (પ્રાપ્ત થાય છે) અને તે (વેદાભ્યાસ) પછી અભ્યાસની વિસ્મૃતિ પરાજય અને ગર્વને લીધે શોક-હોવાપણું (પ્રાપ્ત થાય છે). ૩

શોકની પાર જવા નારદ ગુરૂ સમીપ ગયાનું કહે છેઃ—

> शोकं तरत्यात्मविदित्यभिज्ञेभ्यः श्रुतं वचः ।
> शोकपारं नयेत्युक्त्वा नारदो गुरुमाप्तवान् ॥ ४ ॥

---

× ટિપ્પણ: ૧ છાંદોગ્યનો છઠ્ઠો અધ્યાય પરમાર્થ તત્ત્વનો ઉપદેશ પ્રધાન છે. તેમાં 'સદાત્મૈકત્વ'નો નિર્ણય કરેલો છે: સાતમા અધ્યાયમાં શાખાચન્દ્રદર્શનવત્ 'ભૂમાખ્ય' નિરતિશય તત્ત્વનો નિર્દેશ કરેલો છે.

× ટિપ્પણ: ૨ જુઓ "अधीहि भगव...पारं तारयतु" (છાં. ૭-૧-૧-૩), અનાત્મવિત્ત્વ-આત્માને ન જાણવાપણું.

અ૦ 'આત્મવેત્તા (પુરૂષ) શોકને તરી જાય છે' એમ વચન શાસ્ત્રાભિજ્ઞ પુરૂષો થકું સાંભળેલું છે. (મને) શોકની પાર લઇ જાઓ એમ કહી નારદ ગુરૂને પ્રાપ્ત થયા. ૪

નારદની 'શબ્દવાસના' જોઇને તેને ગુરૂ બ્રહ્મ નામની ઉપાસના કરવા કહે છેઃ—

**बहुग्रन्थाभ्यासतस्ते महती शब्दवासना ।**
**नाम ब्रह्मेत्युपास्स्वात इति प्रोवाच तं गुरुः ॥ ५ ॥**

ઋ અનેક ગ્રન્થોનો અભ્યાસ કરીને તુંને મહાન્ 'શબ્દવાસના' (ઉત્પન્ન થઈ છે) એથી 'નામ' બ્રહ્મ છે એમ (બ્રહ્મદષ્ટયા) 'નામોપાસના' કર એમ ગુરૂએ તેને કહ્યું. ૫

'શબ્દવાસના'નો ત્યાગ કરવાથી 'બ્રહ્મવાસના' પ્રાપ્ત થશે ઈત્યાદિ ગુરૂ નિરૂપણ કરે છેઃ—

**स्वशब्दवासना त्यक्त्वा प्राप्स्यसि ब्रह्मवासनाम् ।**
**पश्चाद्ब्रह्मण आत्मत्वं वक्ष्यामीति गुरोर्मतिः ॥ ६ ॥**

અ૦ તારી પોતાની 'શબ્દવાસના'નો ત્યાગ કરીને (તું) 'બ્રહ્મવાસના'ને પ્રાપ્ત થઇશ (તે) પછી (હું) બ્રહ્મના આત્મારૂપે હોવાપણાનો ઉપદેશ કરીશ એમ ગુરૂએ અભિપ્રાય (કહ્યો). ૬

બ્રહ્મદૃષ્ટિપૂર્વક કેવળ 'નામોપાસના'થી શોક નિવૃત્ત થતો નથી તેથી તે ('નામોપાસના')થી કાંઇ અધિક પદાર્થની ઉપાસના પરત્વે પૂછે છેઃ—

**ब्रह्मदृष्ट्या नाममात्रध्यानान्नापैति शोकिता ।**
**इत्यभिप्रेत्य नाम्नोऽस्मादधिकं पृष्टवानसौ ॥ ७ ॥**

અ૦ શોકપણું, બ્રહ્મદૃષ્ટિપૂર્વક નામમાત્રનું ધ્યાન કરવાથી ટળતું નથી એમ અભિપ્રાયે આણે નામથી (કાંઇ) અધિક વસ્તુ હોય તેની પૃચ્છા કરી. ૭

નામના કારણરૂપે હોવાથી 'વાણી' તેનાથી (તે નામથી) અધિક હોય છે ઈત્યાદિક નિરૂપણ કરે છેઃ—

× ટિપ્પણઃ ૫ જુઓ " नामैवैतन्नामोपास्स्व " (છાં. ૭–૧–૪);
× ટિપ્પણઃ ૭ જુઓ " अस्ति भगवो नाम्नो भूयः " (છાં. ૭–૧–૫);

वाङ्नाम्नः कारणत्वेनाधिकेति ब्रह्मदर्शनम् ।
वाचि प्राह गुरुः शिष्यः पूर्ववत्पृष्टवान् पुनः ॥ ८ ॥

અ૦ 'વાણી' નામના કારણરૂપે હોવાથી તેનાથી અધિક (છે) એમ વાણી પ્રત્યે ગુરૂએ બ્રહ્મદૃષ્ટિ કરી ('વાગુપાસના' કરવા) કહ્યું. (એટલે) શિષ્યે પુનઃ પહેલાંની પ્રમાણે પૂછ્યું. (અર્થાત વાણીથી કાંઇ અધિક છે કે કેમ ? એમ પૂછ્યુ). ૮

વાણીથી કાંઇ અધિક છે ઇત્યાદિ શિષ્યગુરૂની પ્રશ્નોત્તરપરંપરાનું (શ્લોક ૮–૨૪) નિરૂપણ કરે છેઃ—

आप्राणमित आरभ्य पूर्वस्मादुत्तराधिके ।
प्रवर्तते शिष्यगुर्वोः प्रश्नोत्तरपरंपरा ॥ ९ ॥

અ૦ અહીંથી આરંભીને 'પ્રાણ' પર્યંત પહેલા કરતાં પછીની વસ્તુ અધિક છે (એમ) શિષ્ય તથા ગુરૂના પ્રશ્ન તથા ઉત્તરની પરંપરા પ્રવર્તે છે. ૯

વાણીથી 'મન' અધિક હોવાનું ઉપપત્તિપૂર્વક નિરૂપણ કરે છેઃ—

इच्छात्मकं मनो वाचोऽधिकं तत्कारणत्वतः ।
सत्यामेव विवक्षायां वक्तुमारभते पुमान् ॥ १० ॥

અ૦ ઇચ્છાત્મક 'મન' તે (વાણી)ના કારણરૂપે હોવાથી વાણીથી અધિક (છે): વિવક્ષા સતે જ પુરૂષ બોલવાનો આરંભ કરે છે. ૧૦

'સંકલ્પ' ઇચ્છાનું કારણ તથા 'ચિત્ત' સંકલ્પનું કારણ છે ઇત્યાદિક નિરૂપણ કરે છેઃ—

संकल्प्येदं सम्यगिति तदिच्छति पुमाँस्ततः ।
संकल्पो हेतुरिच्छायाश्चित्तं संकल्पकारणम् ॥ ११ ॥

---

× ટિપ્પણ: ૮ જુઓ 'वाग्वाव नाम्नो भूयसी' (छां ७–२–१)

× ટિપ્પણ. ૯ જુઓ "अस्ति भगवो वाचो भूय ...प्राणो वा आशाया भूतानि" (छां ७–२–३ થી ७–१५–१ પર્યંત).

× ટિપ્પણ: ૧૦ વિવક્ષા–બોલવાની ઇચ્છા.

× ટિપ્પણ: ૧૧ જુઓ "संकल्पो वाव मनसो भूयानि" (छां ७–४–१) તથા चित्त वाव संकल्पाद्भूय" (छां ७–५–१).

અ૦ પુરૂષ 'આ સમીચીન છે' એમ સંકલ્પ કરીને તેની ઇચ્છા કરે છે. તેથી 'સંકલ્પ' ઇચ્છાનું કારણ (છે) [અને] 'ચિત્ત' સંકલ્પનું કારણ (છે). ૧૧

ચિત્તથી 'ધ્યાન' અધિક છે ધ્યાનથી 'વિજ્ઞાન' અને વિજ્ઞાનથી 'બલ' અધિક છે ઇત્યાદિક નિરૂપણ કરે છેઃ—

विक्षिप्तचित्तादैकाग्र्यं ध्यानमभ्यधिकं ततः ।
ध्येयविज्ञानमधिकं ज्ञानादभ्यधिकं बलम् ॥ १२ ॥

અ૦ વિક્ષિપ્ત ચિત્ત થકી એકાગ્ર 'ધ્યાન' અધિક (છે) તે (ધ્યાન) થકી ઉપાસ્ય વસ્તુનું 'વિજ્ઞાન' અધિક (અને) જ્ઞાન થકી 'બલ' અધિક (છે). ૧૨

બલથી જ્ઞાન ઉત્પન્ન થાય ■ તેથી તે જ્ઞાનથી અધિક છે તથા 'અન્ન' બલનું કારણ 'જલ' અન્નનું અને 'તેજ' જળનું ઇત્યાદિક નિરૂપણ કરે છેઃ—

ज्ञानहेतुर्देहबलं बलं स्यादन्नकारणम् ।
आपोऽन्नहेतवोऽपां तु तेजः कारणमीरितम् ॥ १३ ॥

અ૦ દેહબલ જ્ઞાનનું કારણ, અન્ન બલનું કારણ, જળ અન્નનું કારણ, અને જળનું કારણ તેજ (છે) એમ કહેલું છે. ૧૩

હવે, તેજનું કારણ વાયુસહિત 'આકાશ,' તેનું કારણ ઇશ્વરની 'સ્મૃતિ' અને તેનું કારણ સૃષ્ટિવિષયક 'કામના' છે ઇત્યાદિક નિરૂપણ કરે છેઃ-

हेतुः सवायुराकाशस्तेजसो वियतः पुनः ।
स्रष्टव्यस्मृतिरीशस्य स्रष्टयाशा स्मृतिकारणम् ॥ १४ ॥

અ૦ વાયુસહિત 'આકાશ' તેજનું કારણ (છે). વળી, ઇશ્વરની સ્રષ્ટવ્યવિષયક 'સ્મૃતિ' આકાશનું કારણ (અને) સૃષ્ટિવિષયક 'કામના' તે સ્મૃતિનું કારણ (છે). ૧૪

'નામોપાસના'થી માંડી 'આશાકામનોપાસના' પર્યંત તત્ત્વ પરત્વે 'બ્રહ્મદર્શન' કરવાથી યોગ્ય ફલપ્રાપ્તિ થવાનું નિરૂપણ કરે છેઃ—

■ ટિપ્પણ ૧૨ જુઓ 'ध्याने...बलं वाव विज्ञानाद्भूयः' (છાં. ૭-૬-૧ થી ૭-૮-૧).

× ટિપ્પણ ૧૩ જુઓ "अन्नं वाव...तेजो वावाद्भ्यो भूयः (છાં. ૭-૯-૧થી ૭-૧૧-૧ પર્યંત).

× ટિપ્પણ ૧૪ જુઓ "आकाशो वाव...आशा स्मराद्भूयसी" (છાં. ૭-૧૨-૧ થી ૭-૧૪-૧).

नामाद्याशान्ततत्त्वेषु ब्रह्मदृष्टिं करोति यः ।
स पुमाँल्लभते सर्वं तत्र तत्रोचितं फलम् ॥ १५ ॥

અ० જે 'નામ'થી માંડી 'કામના' પર્યંતના તત્ત્વો પરત્વે 'બ્રહ્મદર્શન' કરે છે તે પુરૂષ ત્યાં તત્રોચિત સર્વ ફલને પ્રાપ્ત કરે છે. ૧૫

પૂર્વોક્ત (નામોપાસનાદિક) 'પ્રતીકોપાસના'થી શોક ટળતો નથી તો તેનાથી કાંઇ અધિક છે ? એમ શિષ્ય પૂછે છેઃ—

प्रतीकोपासनैरेतैर्बह्वायासैः प्रशोचति ।
न शोकं तरतीत्युक्त्वा ह्यपृच्छत्सोऽधिकं पुनः ॥ १६ ॥

અ० અનેક પરિશ્રમયુક્ત (આ) 'પ્રતીકોપાસના' વડે અધિક શોક થાય છે (કિન્તુ) તે શોકને તરે નહી એમ કહીને તેણે પુનઃ (ઇશ્વરની કામનાથી) અધિક શું તે પૂછયું. ૧૬

'પ્રાણોપાસના' તેથી અધિક છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

पराक्पदार्थध्यानेषु फलेषु च विरक्तितः ।
दृढां प्रत्यग्विविदिषां दृष्ट्वा प्राणमुपादिशत् ॥ १७ ॥

અ० (નામાદિકથી માંડી આશા-ઇશ્વરકામના પર્યંત) બાહ્ય (અનાત્મ) પદાર્થના ધ્યાન તથા (તેનાં) ફલ પરત્વે વૈરાગ્યપૂર્વક (શિષ્યની) દૃઢ પ્રત્યગ્વિવિદિષા જોઇને (ગુરૂએ) 'પ્રાણોપાસના'નો ઉપદેશ કર્યો. ૧૭

'પ્રાણ' આત્માનો પ્રતિનિધિ છે એટલે તે પરમાત્મલક્ષક હોવાથી તેનો ઉપદેશ યુક્ત છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

न मुख्यं प्रत्यगात्मत्वं यद्यपि प्राणवस्तुनः ।
तथाप्यात्मप्रतिनिधिः सम्भवेदात्मलक्षकः ॥ १८ ॥

અ० જોકે 'પ્રાણ'વસ્તુનું પ્રત્યગાત્મપણું મુખ્યરૂપ નથી તથાપિ (તે) આત્માનો પ્રતિનિધિરૂપ હોવાથી પરમાત્મલક્ષક હોઇ શકે. ૧૮

× ટિપ્પણઃ ૧૬ પ્રતીકોપાસના–અહંબ્રહ્મોપાસનાથી ભિન્ન ઉપાસનામાત્ર. જુઓ 'अस्ति भगव आशाया भूयः (छां. ७–१४–२).

× ટિપ્પણઃ ૧૭ પ્રાણ–લિંગસંઘાતોપહિત જીવ; જુઓ "प्राणो वा आशाया भूयानि" (छां. ७–१५–१). પ્રત્યગ્વિવિદિષા–પ્રત્યગાત્મ તત્ત્વ જાણવાની જીજ્ઞાસા.

'પ્રાણ' આત્માનો પ્રતિનિધિ હોવાનુ શ્રુત્યનુસાર પ્રતિપાદન કરે છે.—

कस्मिन्नुत्क्रान्त उत्क्रान्तो भविष्यामि स्थिते स्थितः ।
इति वीक्ष्यासृजत्प्राणं परमात्मेति हि श्रुतिः ॥ १९ ॥

અ૦ કોણ ઉત્કાંત થયે ઉત્કાંત થાઉં (કોણ) સ્થિત અતે (હુ) સ્થિત (હોઉં) એમ વિચારી 'પ્રાણ'ને સરજ્યો. નિશ્ચે (પ્રાણ) પરમાત્મા (છે) એમ શ્રુતિ (છે) ૧૯

ચક્ષુ આદિક સર્વ પ્રાણ મધ્યે આશ્રિત છે તેથી તે 'આત્મા'રૂપ છે ઇત્યાદિ દૃષ્ટાંતપૂર્વક નિરૂપણ કરે છે —

चक्रस्यारा यथा नाभावाश्रिताश्चक्षुरादिकम् ।
आश्रितं निखिलं प्राणे ततस्तस्यात्मता भवेत् ॥ २० ॥

અ૦ જે પ્રમાણે ચક્રના આરાઓ નાભિ મધ્યે આશ્રિત હોય છે (તે પ્રમાણે) ચક્ષુ આદિક સર્વ 'પ્રાણ' મધ્યે આશ્રિત (છે) તેથી તે (પ્રાણ)ની આત્મતા—આત્મારૂપ હોવાપણું ઘટે છે ૨૦

'પ્રાણ' સર્વાત્મક છે અને તેથી તે પરમાત્મારૂપ છે ઇત્યાદિ બે શ્લોકો વડે યુક્તિપૂર્વક નિરૂપણ કરે છે —

अश्वेन याति पुरुषो दत्ते विप्राय गां पुमान् ।
प्राण एवाश्वादिशब्दैरुक्तो न तु शव॰ क्वचित् ॥ २१ ॥
पितृमात्रादिशब्दैश्च प्राणः प्रोक्तः शवो न तु ।
तस्मात्सर्वात्मकः प्राणः परमात्मेति निश्चयः ॥ २२ ॥

અ૦ પુરૂષ અશ્વવડે પ્રયાણ કરે છે, પુરૂષ વિપ્રને ગાયનુ દાન કરે છે, (તેમા) 'અશ્વાદિ' શબ્દો વડે 'પ્રાણ'ની જ ઉક્તિ કરાય છે કિન્તુ કવચિત્ શબની (ઉક્તિ) થતી નથી ૨૧

અને પિતા તથા માતા આદિ શબ્દો વડે પ્રાણની ઉક્તિ—બોધ થાય છે કિન્તુ શબનો નહી. તેથી સર્વાત્મક 'પ્રાણ' પરમાત્મારૂપ (છે) એમ નિશ્ચય (થાય છે) ૨૨

---

× ટિપ્પણ ૧૯ ઉત્કાંત—ઉત્ક્રમણ કરેલ અર્થાત્ મરણને પ્રાપ્ત થયેલ
× ટિપ્પણ ૨૦ જુઓ 'यथा वा अरा.. समर्पिताः' (છાં ૬-૧૫-૧)
× ટિપ્પણ ૨૧ જુઓ 'प्राणश्चान्न न भ्रातर्महाशीति' (છાં ૭-૧૫ ૧, ૨, ૩)

આ રીતે યુક્તિ તથા બુદ્ધિપૂર્વક જે જિજ્ઞાસુ પુરૂષ 'પ્રાણુ' પરમાત્મા છે એમ નિશ્ચય કરે તેને 'અતિવાદી' કહે છે ઇત્યાદિક નિરૂપણ કરે છેઃ—

यो बुभुत्सुरसौ प्राणमेवं पश्यन् गुरूक्तितः ।
युक्त्या धिया च वै चिन्वन्नतिवादीति कथ्यते ॥ २३ ॥

અ૦ જે આ જીજ્ઞાસુ (પુરૂષ) 'પ્રાણુ'ને ગુરૂના ઉપદેશ થકી એ રીતે હોવાનુ જાણે અને યુક્તિ તથા બુદ્ધિ વડે વિચાર કરે (તે) ને 'અતિવાદી' એમ કહે છે. ૨૩

'અતિવાદી' કોને કહે તેનુ નિરૂપણુ કરે છે.—

नामाद्याशान्ततत्त्वानि यः प्राणोऽतीत्य वर्तते ।
तमात्मानं वक्ति यस्मादतिवादी भवेत्ततः ॥ २४ ॥

અ૦ 'નામ'થી માંડીને 'આશા'–'ઈશ્વરકામના'–પર્યંતના તત્ત્વોને ઉલ્લંઘીને જે પ્રાણ રહેલો છે તેને જે કારણે આત્મારૂપ હોવાનુ કહે છે તેથી (તે) 'અતિવાદી' થાય. ૨૪

'પ્રાણાત્મા'નું તર્કાદિકથી ખંડન થઇ શકતું નથી તેથી તે નિશ્ચયાત્મક છે ઇત્યાદિ નિરૂપણ કરે છે—

तर्काब्धिप्लावकेभ्योऽयं निर्भीः सन् स्वातिवादिताम् ।
अङ्गीकुर्यादेव यस्मात्सन्देहो नात्र विद्यते ॥ २५ ॥

અ૦ જે કારણે આ ('અતિવાદી') તર્ક થકી (પ્રાણાત્માનું) નિરસન કરનાર થકો નિર્ભય સતો પોતાની 'અતિવાદિતા'નો અંગિકાર કરે જ (અને છુપાવે નહિ) (તેથી) આ ('પ્રાણાત્મતા') વિષયમાં સન્દેહ નથી. ૨૫

'નામ' આદિક તત્ત્વોપદેશથી અસંતુષ્ટ થવાથી નારદે પુનઃ પુનઃ પૂછ્યા કરેલી ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

नामादीनामनात्मत्वं स्पष्टमित्यत्र नारदः ।
असन्तुष्टोऽधिकं तत्त्वं पप्रच्छैव पुनः पुनः ॥ २६ ॥

---

× ટિપ્પણુ: ૨૩ "स वा एष ...ब्रूयान्नापह्नुवीत। (छां ७-१५-४)

× " ૨૪ अतिवादी–अतीत्य–ઉલંઘીને–વદે તે

× " ૨૫ प्राणात्मता–પ્રાણ આત્મારૂપ હોવાપણુ.

અ૦ નામાદિ તત્ત્વ 'અનાત્મ' છે એમ સ્પષ્ટ થતાં નારદે અસંતુષ્ટ થઈને તેથી અધિક તત્ત્વની પુનઃ પુનરેવ પૃચ્છા કરેલી. ૨૬

સુષુપ્તિ મધ્યે 'પ્રાણ' (લિંગસંઘાત્મક જીવ)ને શોક હોતો નથી તેથી તે આત્મા છે એમ પ્રતિપાદન થતાં નારદ સંતુષ્ટ થયા ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ-

५ १ ६ ३ २ ४
**प्राणात्मत्वं तु सम्भाव्यं सम्यक् तस्योपपादनात् ।**
१० ७ ८ ९ ११ १२ १३ १५ १४
**शोकश्च सुप्तौ प्राणस्य न दृष्टोऽतस्तुतोष सः ॥ २७ ॥**

અ૦ કિન્તુ, તે (પ્રાણ)ની આત્મતા રૂડી રીતે પ્રતિપાદન થાય છે તેથી 'પ્રાણાત્મત્વ' સંભાવ્ય છે. વળી, સુષુપ્તિ મધ્યે જીવને શોક અનુભવાતો નથી એથી તે (નારદ) સંતુષ્ટ થયા. ૨૭

શ્રદ્ધાળુ તથા યોગ્ય હોવાથી નારદને ગુરૂ પૂછ્યા વિના અધિક તત્ત્વનો ઉપદેશ કરે છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

३ ४ ५ ६ ७ १ २
**श्रद्धालुं योग्यशिष्यं तमुद्धरामीत्यसौ गुरुः ।**
८ ९ १२ १३ १०+११ १४
**अपृष्टोऽप्यधिकं तत्त्वं स्वयमेवापदिष्टवान् ॥ २८ ॥**

અ૦ આ ગુરૂએ તે શ્રદ્ધાળુ તથા યોગ્ય શિષ્યનો ઉદ્ધાર કરૂં એમ (વિચારી) પૂછ્યા વિના પણ પોતે જ અધિક તત્ત્વનો ઉપદેશ કર્યો. ૨૮

'પ્રાણ' 'માયાજન્ય' છે તેથી તે આત્મા ન હોય ઇત્યાદિ શંકાનુવાદ કરે છેઃ-

३ ४ ६ १ ७ २ ५
**आत्मोपलक्षकः प्राणो न त्वात्मैषोऽनृततत्त्वतः ।**
९ १० ११ १२ १३ ८
**नामरूपात्मकः प्राणो माययोत्पादितो ह्यसौ ॥ २९ ॥**

અ૦ કિન્તુ, આ આત્મોપલક્ષક 'પ્રાણ' અસત્યરૂપ હોવાથી આત્મારૂપ ન હોય કેમકે, આ નામરૂપાત્મક 'પ્રાણ' માયાવડે જ ઉત્પાદન કરેલો છે. ૨૯

અસત્ય હોય તથાપિ તે પ્રતિબિંબની પેરે 'સત્યોપલક્ષક' છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

२ ३ १ ५ ६ ४
**अनृतोऽप्ययं सत्यस्य लक्षकः प्रतिबिम्बवत् ।**
७ ८ १० ९ ११
**मुखस्य प्रतिबिम्बेन मुखं स्वस्योपलक्ष्यते ॥ ३० ॥**

અ૦ આ ભલે અસત્ય હોય તથાપિ પ્રતિબિંબની પેરે સત્ય વસ્તુનો ઉપલક્ષક (છે). મુખના પ્રતિબિંબ વડે પોતાનું મુખ ઉપલક્ષિત થાય છે. ૩૦

× ટીપ્પણ ૨૭ પ્રાણાત્મત્વ-પ્રાણ આત્મા હોવાપણું.

તે નામાદિ ઇદંબુદ્ધિગમ્ય વસ્તુઓ વડે આત્મા ઉપલક્ષિત થતો નથી. કિન્તુ પ્રાણવડે તે ઉપલક્ષિત થાય છે ઇત્યાદિક નિરૂપણ કરે છેઃ—

आत्मेदंबुद्धिगम्यैस्तैराशान्तैर्नोपलक्ष्यते ।
प्राणोऽहंबुद्धिगम्येषु स्थितत्वादात्मलक्षकः ॥ ३१ ॥

અ૦ તે સ્મરણ્ય 'કામના' પર્યંતના ઇદંબુદ્ધિગમ્ય પદાર્થો વડે આત્મા ઉપલક્ષિત થતો નથી. 'પ્રાણ' અહંબુદ્ધિગમ્ય (પદાર્થો મધ્યે) રહેલો છે તેથી તે આત્મલક્ષક (છે). ૩૧

પ્રાણાત્મજ્ઞાન થકી 'અતિવાદિત્વ' અમુખ્ય છે અને સત્યાત્મજ્ઞાન થાય તો તે ('અતિવાદિત્વ') 'મુખ્ય'રૂપ થાય ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

अत एवातिवादित्वमस्ति प्राणात्मवेदनात् ।
अमुख्यं तच्च मुख्यं तु भवेत्सत्यात्मवेदनात् ॥ ३२ ॥

અ૦ એથી જ 'પ્રાણ' આત્મા છે એમ જાણવાથી અતિવાદિપણું ગૌણ છે અને તે સત્યાત્માને જાણવાથી તો 'મુખ્ય'રૂપ થાય. ૩૨

હું સત્યપૂર્વક 'અતિવાદી' થાઉં અને અસત્યાત્મતાનો પરિત્યાગ કરૂં એમ સંતુષ્ટ થઈને નારદ કહે છેઃ—

कारुण्यातिशयं दृष्ट्वा सन्तुष्टो नारदोऽब्रवीत् ।
सत्येनैवातिवादीस्यामनृतस्यात्मतां त्यजन् ॥ ३३ ॥

અ૦ નારદે, (ગુરૂની) અત્યન્ત કૃપા જોઈને (અસત્ય વસ્તુ આત્મારૂપ ન હોય એમ નિશ્ચય કરી) 'અસત્યાત્મતા'નો ત્યાગ કરી સત્યવડે જ હું 'અતિવાદી' થાઉં (એમ) સન્તુષ્ટ છતા કહ્યું. ૩૩

વિજ્ઞાન તથા મનનાદિપૂર્વક 'સત્ય' તત્ત્વનો વિચાર કરવો ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

विचारणीयं तत्सत्यं विज्ञानमननादिभिः ।
ध्यानवान्नोक्तिमात्रेण बुध्यतेत्यब्रवीद्गुरुः ॥ ३४ ॥

અ૦ તે 'સત્ય' વસ્તુનો વિજ્ઞાન તથા મનનઆદિ વડે વિચાર કરવો

---

× ટિપ્પણ : ૩૧ ઇદંબુદ્ધિગમ્ય–'આ' રૂપે જાણવા યોગ્ય. આત્મલક્ષક–આત્મબોધક.

× ટિપ્પણ: ૩૩ જુઓ "सोऽहं...सत्येनातिवदानि" (છાં. ૭–૧૬–૧); અસત્યાત્મતા–અસત્ય વસ્તુનું આત્મ–રૂપે હોવાપણું.

× ટિપ્પણ: ૩૪ જુઓ सत्यं...विजिज्ञासितव्य" (છાં. ૭–૧૬–૧).

ઘટેછે. ધ્યાનસંપન્ન ( પુરૂષ ) ઉક્તિમાત્ર વડે જ્ઞાનસંપન્ન થાય નહી એમ ગુરૂએ કહ્યું. ૩૪

હવે, 'વિજ્ઞાન' આદિના 'સ્વરૂપ'નું તથા તેના 'કારણ' ઇત્યાદિનું (૩૫–૩૮) શ્લોકવડે નિરૂપણ કરે છેઃ—

संशयं च विपर्यासं निराकृत्य विशेषतः।
यदा जानाति विज्ञानात्सत्यवादी भवेत्तदा ॥ ३५ ॥

અ૦ જ્યારે સંશય અને વિપર્યાસનું વિશેષરીતે નિરાકરણ કરીને વિજ્ઞાન–અનુભવ–પૂર્વક (સત્ય)ને જાણે ત્યારે 'અતિવાદી' થાય. ૩૫

વિજ્ઞાન 'મનન' થકી મનન 'શ્રદ્ધા' થકી સિદ્ધ થાય ઇત્યાદિક નિરૂપણ કરે છેઃ—

विज्ञानहेतुर्मननमन्वयव्यतिरेकभाक् ।
श्रद्धा मननहेतुः स्यादागमाचार्यवाक्ययोः ॥ ३६ ॥

અ૦ અન્વય તથા વ્યતિરેકસાધ્ય 'મનન' વિજ્ઞાનનું કારણ (છે). શાસ્ત્ર તથા આચાર્યના વાકય થકી મનનનું કારણ 'શ્રદ્ધા' (સિદ્ધ) થાય. ૩૬

શ્રદ્ધાનું કારણ 'નિષ્ઠા' અને નિષ્ઠાનું કારણ ચિત્તની એકાગ્રતા છે ઇત્યાદિક નિરૂપણ કરે છેઃ—

श्रद्धायाः कारणं निष्ठा सदा शुश्रूषणं हि सा ।
चित्तैकाग्र्यगतिर्याऽसौ निष्ठायाः कारणं भवेत् ॥ ३७ ॥

અ૦ 'નિષ્ઠા' તે શ્રદ્ધાનું કારણ છે. નિશ્ચે, સર્વદા સેવા કરવી તે તે (નિષ્ઠા છે). જે આ ચિત્તની 'એકાગ્રતા' (છે) તે નિષ્ઠાનું કારણ હોય. ૩૭

મુક્તિ સુખરૂપ છે એમ બુદ્ધિ, ઇન્દ્રિયસંયમ તથા ચિત્તની એકાગ્રતા કરનાર કૃતિની પ્રયોજિકા છે; તેવી બુદ્ધિ વિના ચિત્તની એકાગ્રતા ન થાય ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

सुखमस्तीति धीर्मुक्तौ कृतेस्तस्याः प्रयोजिका ।
तद्विहीनो यमाद्यैर्नो चित्तैकाग्र्यं करोति हि ॥ ३८ ॥

અ૦ મુક્તિ મધ્યે સુખ છે એવી બુદ્ધિ, ઇન્દ્રિયના સંયમ તથા ચિત્તની

× ટિપ્પણુઃ ૩૫ જુઓ "यदा वै...सत्यं वदति" (છાં. ૭–૧૭–૧).

× ટિપ્પણુઃ ૩૮ કૃતિ–ઇન્દ્રિયનો સંયમ તથા ચિત્તની એકાગ્રતા.

એકાગ્રતાની પ્રયોજિકા-સાધક-(છે) કેમકે તેવી બુદ્ધિરહિત હોય તે નિશ્ચે, યમાદિ વડે ચિત્તની એકાગ્રતા કરતો નથી. ૩૮

હવે, 'ભૂમા' સુખસ્વરૂપ છે ઇત્યાદિક નિરૂપણ કરે છેઃ—

सुखं किमिति चेद्भूमा सुखमल्पे तु तन्न हि ।
क्लिश्यत्यल्पधनोऽन्यस्मिन् धनबाहुल्यदर्शनात् ॥ ३९ ॥

અ૦ સુખ શું એમ (કહે તો) 'ભૂમા' (તે સુખ છે) અને નિશ્ચે, અલ્પ મધ્યે તે સુખ ન હોય. અલ્પ ધનવાળો (પુરૂષ) બીજા વિષે બહુ ધન જોઇને ક્લેશને પામે છે. ૩૯

હવે, 'ભૂમા' કોણ અને 'અલ્પ' શું તે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

भूम्नः सुखत्वे भूमा कः किमल्पमिति चेच्छृणु ।
ज्ञातृज्ञेयज्ञानहीनो भूमाऽविच्छेददर्शनात् ॥ ४० ॥

અ૦ 'ભૂમા' સુખરૂપ છે તો 'ભૂમા' કોણ? (અને) 'અલ્પ' શું એમ (કહે) તો સાંભળ. જ્ઞાતા જ્ઞેય તથા જ્ઞાનથી રહિત હોય તે, (તે વિષે) દિશાદિ કાંઇ પણ વિચ્છેદદર્શનનો અભાવ હોવાથી 'ભૂમા'રૂપ છે. ૪૦

હવે, 'અલ્પ' પદાર્થનું નિરૂપણ કરે છેઃ—

ज्ञातृज्ञानज्ञेयरूपं मायाकार्यमिदं जगत् ।
बहुविच्छेदयुक्तत्वादल्पमित्यभिधीयते ॥ ४१ ॥

અ૦ જ્ઞાતા જ્ઞાન અને જ્ઞેયરૂપ માયાકાર્ય આ જગત અનેક વિચ્છેદથી યુક્ત હોવાથી 'અલ્પ' એમ કહેવાય છે. ૪૧

'ભૂમા' અમૃતરૂપ તથા 'અલ્પ' વસ્તુ મર્ત્યરૂપ છે એમ નિરૂપણ કરે છેઃ-

अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च ।
भूमा तस्मादमर्त्योऽयमल्पं मर्त्यमतद्विधम् ॥ ४२ ॥

અ૦ આ 'ભૂમા' અચ્છેદ્ય અદાહ્ય અને અશોષ્ય જ (છે) તેથી (તે) અમર્ત્યરૂપ (છે) [અને] 'અલ્પ' વસ્તુ તદ્વિધ ન હોવાથી મર્ત્યરૂપ (છે). ૪૨

---

× ટિપ્પણ: ૩૯ જુઓ "सुखं भगवो विजिज्ञास इति" (છાં. ૭-૨૨-૧).

× ટિપ્પણ: ૪૦ ભૂમા-અર્થવ્યાખ્યા: "भूमानं भगवो...तन्मर्त्यम्" (છાં ૭-૨૩-૧ થી ૭-૨૪-૧); વિચ્છેદદર્શન-પરિચ્છિન્ન સ્વરૂપ.

× ટિપ્પણ: ૪૨ તદ્વિધ-તે રીતનો.

'અલ્પતા' સંસારકાલ મધ્યે જ હોય છે તેથી જગતને મર્ત્યરૂપ કહે છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

संसारकाल एवास्ति न मुक्तावल्पता ततः ।
मुक्तौ ज्ञाननिवर्त्यत्वान्मर्त्यं जगदितीर्यते ॥ ४३ ॥

અ○ 'અલ્પતા' સંસારકાલે જ હોય છે મુક્તિ પરત્વે હોય નહિ તેથી મુક્તિ જ્ઞાન–નિવર્ત્ય હોય છે એટલે જગતને 'મર્ત્ય' એમ કહે છે. ૪૩

'ભૂમા' સંસાર તથા મોક્ષ ઉભયકાળ વિષે વિદ્યમાન છે અને તે અખંડાનન્દૈકરસ 'આત્મા'રૂપ છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

संसारमोक्षयोर्भूमा विद्यते सोऽमृतत्वतः ।
अखण्डैकरसानन्दः सोऽयमात्मा स्वयंप्रभः ॥ ४४ ॥

અ○ અમૃત સ્વરૂપ હોવાથી 'ભૂમા' સંસાર તથા મોક્ષકાળ મધ્યે વિદ્યમાન હોય છે. અખંડૈકરસ આનન્દસ્વરૂપ તે આ સ્વયંપ્રકાશ 'આત્મા'રૂપ (છે). ૪૪

સમાધિ આદિ દશા મધ્યે 'ભૂમા' 'સ્વપ્રકાશ' હોવાનું નિરૂપણ કરે છેઃ-

मूर्च्छासुप्त्योस्तादृशोऽयमज्ञानेन तिरोहितः ।
समाधिसुप्तिमूर्च्छासु भासते साधनं विना ॥ ४५ ॥

અ○ મૂર્છા તથા સુષુપ્તિ મધ્યે અજ્ઞાનવડે ઢંકાઈ ગયલ તે ('ભૂમા') સમાધિ સુષુપ્તિ તથા મૂર્છા (અવસ્થા) મધ્યે સાધન વિના પ્રકાશમાન હોય છે. ૪૫

'સ્વપ્રકાશ' હોવા છતાં અજ્ઞાનના આવરણને લઈને તે વિસ્પષ્ટ ભાસતો નથી ઇત્યાદિ ઉદાહરણપૂર્વક નિરૂપણ કરે છેઃ—

मेघनाच्छादितः सूर्यो यथा तद्वत्स्वयंप्रभः ।
अज्ञानेनावृतो भूमा प्राणिभिर्न विभाव्यते ॥ ४६ ॥

અ○ જે પ્રમાણે મેઘવડે ઢંકાયલો સૂર્ય (પ્રકાશે નહીં) તે પ્રમાણે 'ભૂમા' 'સ્વપ્રકાશ' (છે તથાપિ) અજ્ઞાનવડે આવૃત્ત હોવાથી પ્રાણિઓને તે દીસતો નથી. ૪૬

* ટિપ્પણઃ ૪૫ ભૂમા–નિરતિશય.

'સ્વપ્રકાશ' 'આત્મચૈતન્ય' અજ્ઞાનનું વિરોધી નથી કિંતુ તેનું સાધક છે ઈત્યાદિ નિરૂપણ કરે છેઃ—

स्वप्रकाशात्मचैतन्यमज्ञानस्य न बाधकम्।
भासकं प्रत्युतैतस्य स्वानन्दस्य यथा तथा॥ ४७॥

અ૦ 'સ્વપ્રકાશ' 'આત્મચૈતન્ય' અજ્ઞાનનું બાધક ન હોય કિંતુ, જે પ્રમાણે તે સ્વાનન્દનું પ્રકાશક હોય છે તે પ્રમાણે આ (અજ્ઞાન)નું પ્રકાશક (છે). ૪૭

'આનન્દ' તથા 'અજ્ઞાન'નું સુષુપ્તિ મધ્યે ચૈતન્યવડે પ્રકાશન સિદ્ધ છે ઈત્યાદિક નિરૂપણ કરે છેઃ—

आनन्दाज्ञानयोः सुप्तौ चैतन्येनावभासनात्।
उत्थितः सुखमस्वाप्सं न जानेऽन्यदिति स्मरेत्॥ ४८॥

અ૦ સુષુપ્તિ મધ્યે 'આનન્દ' તથા 'અજ્ઞાન'નું ચૈતન્યવડે પ્રકાશન હોય છે તેથી જાગૃત થતાં 'હું સુખે સૂતેલો, હું બીજું કાંઈ જાણતો નથી' એમ સ્મરણ થાય છે. ૪૮

'સ્વપ્રકાશ' 'આત્મચૈતન્ય' અખિલ અજ્ઞાનનું ટાળનાર છે ઈત્યાદિ ઉદાહરણપૂર્વક બે શ્લોકવડે નિરૂપણ કરે છેઃ—

अरणिस्थो यथा वह्निर्न दहेदरणिं तथा।
पश्चान्मथनजातोऽसौ साकल्येनारणिं दहेत्॥ ४९॥
तथा वेदान्तवाक्योत्थधीवृत्तौ प्रतिबिम्बितम्।
स्वप्रकाशात्मचैतन्यं कृत्स्नाज्ञानस्य बाधकम्॥ ५०॥

અ૦ જે પ્રમાણે અરણિના કાષ્ઠ મધ્યે રહેલ અગ્નિ અરણિને બાળે નહી કિન્તુ, મન્થન પશ્ચાત્ ઉત્પન્ન થયેલ આ (અગ્નિ) અરણિને છેક બાળી ભસ્મીભૂત કરે–૪૯

–તે પ્રમાણે વેદાંતવાક્યરૂપ (મન્થન)થી ઉત્પન્ન બુદ્ધિવૃત્તિ મધ્યે પ્રતિબિમ્બિત 'સ્વપ્રકાશ' 'આત્મચૈતન્ય' અખિલ–સનિદાન–અજ્ઞાનનું ટાળનાર (હોય છે). ૫૦

સમાધિ મધ્યે વિજ્ઞાનપૂર્વક 'ભૂમાનન્દ'નો અનુભવ કરીને વ્યુત્થાનકાળે તેને પ્રગટ કરે છે ઈત્યાદિક નિરૂપણ કરે છેઃ—

तस्माद्विज्ञानसहितः समाधावनुभूय हि ।
भूमानन्दं यथाशास्त्रं स्मृत्वा व्युत्थाय वक्ति च ॥ ५१ ॥

અ० તેથી વિજ્ઞાનસહિત યથાશાસ્ત્ર 'ભૂમાનન્દ'–નિરતિશયાનન્દ–નો સમાધિ મધ્યે નિશ્ચે અનુભવ કરી અને (સમાધિ થકી) વ્યુત્થાન કરીને સ્મરણપૂર્વક અભિલાપ કરે છે. ૫૧

જ્ઞાતા આદિ 'ત્રિપુટી' સ્વપ્ન તથા જાગ્રત વિષે 'ભૂમાનન્દ'ને તિરોહિત કરે છે કિન્તુ, વિવેકીજન તે 'ત્રિપુટી'નો અભિભવ કરે છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ–

ज्ञातृज्ञानज्ञेयरूपा त्रिपुटी स्वप्नजाग्रतोः ।
भूमानन्दं तिरोधत्ते विद्वांस्त्वभिभवत्यमुम् ॥ ५२ ॥

અ० સ્વપ્ન તથા જાગરણ દશા મધ્યે જ્ઞાતા જ્ઞાન તથા જ્ઞેયરૂપી 'ત્રિપુટી' નિરતિશયાનન્દને ઢાંકી દે છે અને વિવેકી (જન) તેનો પરાભવ કરે છે. ૫૨

જ્ઞાતાદિક 'ત્રિપુટી'નું નિરૂપણ કરે છેઃ—

चिच्छायावानहंकारो ज्ञाता स्याच्चक्षुरादिजा ।
बुद्धिवृत्तिर्भवेज्ज्ञानं ज्ञेया रूपरसादयः ॥ ५३ ॥

અ० ચિચ્છાયા વિશિષ્ટ અહંકાર 'જ્ઞાતા' હોય, ચક્ષુ આદિજન્ય બુદ્ધિવૃત્તિ 'જ્ઞાન' હોય (અને) રૂપ તથા રસાદિક તે 'જ્ઞેય'રૂપ (હોય). ૫૩

'તત્ત્વવેત્તા' 'ત્રિપુટી'નો સદા અનાદર કરે અને 'ભૂમાનન્દ' વિષે આદર કરે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

त्रिपुटी मायिकी मिथ्येत्येवं विज्ञाय तत्त्ववित् ।
तामुपेक्ष्य करोत्येव भूमानन्दे भरं सदा ॥ ५४ ॥

અ० 'તત્ત્વવેત્તા' 'ત્રિપુટી' માયિકી મિથ્યા છે એમ જ નિશ્ચય કરીને તેની ઉપેક્ષા કરી 'ભૂમાનન્દ' પરત્વે સદા આદર કરે છે. ૫૪

આ 'ભૂમાનન્દ'ના 'આશ્રય' વિષયમાં નારદે પૃચ્છા કર્યાનું નિરૂપણ કરે છેઃ—

× ટિપ્પણ: ૫૧ વ્યુત્થાન–જાગૃત થઇને. અભિલાપ–ઉક્તિ.

३ ४ ५ १ २
अखण्डैकरसं भूमानन्दं श्रुत्वा स नारदः ।
६ ७ ८ ११ १० ९ १२
भूम्न्यसंभावनां मत्वा पप्रच्छाधारमस्य हि ॥ ५५ ॥

અ૦ નારદે, અખંડૈકરસ 'ભૂમાનન્દ'નું શ્રવણ કરી તે 'ભૂમા' પરત્વે અસંભાવના માની, આ ('ભૂમાનન્દ')નો 'આશ્રય'–અધિષ્ઠાન–શું તે વિષે જ પૃચ્છા કરી. ૫૫

પૂર્વોક્ત 'અસંભાવના'ને ઉપપાદન કરે છેઃ—

२ १ ३ ४ ५ ६
सत्याधारे परिच्छेदो निराधारो न बुध्यते ।
९+१० ८ ७ ११+१२ १३ १४
यद्यद्घटादिकं लोके तत्सर्वं क्वचिदाश्रितम् ॥ ५६ ॥

અ૦ (અન્ય) આધાર–'આશ્રય'–હોય તો પરિચ્છેદ (ઉપસ્થિત થાય) [અને] નિરાશ્રય (વસ્તુ)નું જ્ઞાન પ્રાપ્ત થાય નહી. લોક વિષે ઘટાદિક જે જે (પદાર્થ હોય છે) તે સર્વે ક્યાંએ 'આશ્રિત' (હોય છે). ૫૬

વ્યવહારતઃ તેનો 'આશ્રય' શું હોય કે વસ્તુતઃ તેનો 'આશ્રય' શું હોય? એ બે પક્ષ મધ્યે પ્રથમ પક્ષ પરત્વે તો તે 'ભૂમાનન્દ' પોતાના મહિમા વિષે જ 'આશ્રિત' હોય ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

१ २ ३ ४ ५
व्यवहारदशायां किमाधारः पृच्छ्यतेऽथवा ।
६ ७ ८ ९ १०+११ ९ १२
वस्तुतो व्यवहारे तु महिम्न्येवायमाश्रितः ॥ ५७ ॥

અ૦ વ્યવહારદશા મધ્યે તેનો શું આધાર હોય (એમ) પૂછે છે અથવા વસ્તુતઃ (તેનો શું આધાર એમ પૂછે છે). વ્યવહાર દશામધ્યે તો આ ('ભૂમાનન્દ') [પોતાના] મહિમામાં જ 'આશ્રિત' હોય છે. ૫૭

'મહિમા' પદાર્થનું નિરૂપણ કરે છેઃ—

२ १ ३ ४ ५+६ ७ ८
परास्य शक्तिर्विविधेत्येवं श्रुत्यन्तरेरिता ।
९ १० १२ ११ १४ १३ १२
भूम्नः शक्तिर्भवेन्माया तदर्थो महिमाऽखिलः ॥ ५८ ॥

અ૦ આની પરાશક્તિ વિવિધ પ્રકારની છે એમ એ રીતે બીજી શ્રુતિ મધ્યે નિરૂપણ કરેલી 'ભૂમા'ની શક્તિ તે 'માયા' હોય. (અને) અખિલ 'મહિમા' તે 'માયાકાર્ય' (છે). ૫૮

'મહિમાસંજ્ઞક' જગત્ વિષે જ આનન્દ ભાસે છે તે 'ભૂમાનન્દ' છે ઇત્યાદિક નિરૂપણ કરે છેઃ—

× ટિપ્પણઃ ૫૫ જુઓ "स भगवः कस्मिन्प्रतिष्ठितः" (છાં. ૭-૨૪-૧).
× ટિપ્પણઃ ૫૬ નિરાધાર–નિરધિષ્ઠાન.

२ ३ १ ४ ५ ६
महिमाख्ये जगत्यस्मिन्य आनन्दोऽवभासते ।
७ ८ ९ ११ १० १२ १३
स भूमास्य परिच्छेदो व्यवहारे न दुष्यति ॥ ५९ ॥

અ૦ આ 'મહિમાખ્ય' જગત વિષે જે આનન્દ ભાસે છે તે 'ભૂમાનન્દ' છે. આનો વ્યવહાર પરત્વે પરિચ્છેદ હોય તેમાં કોઇ દોષ નથી. ૫૯

વસ્તુતત્ત્વનો વિચાર કરતાં તો 'ભૂમાનન્દ' 'મહિમા' વિષે પ્રતિષ્ઠિત ન હોય ઈત્યાદિ યુક્તિપૂર્વક બે શ્લોકવડે નિરૂપણ કરે છેઃ—

२ १ ४ ३ ५
वस्तुतत्त्वविचारे तु न महिम्नि प्रतिष्ठितः ।
७ १२ ६ ८ १० ९ ११ १३
महिमा स्याद्गवाश्वादिर्भूम्नो नाधार एव हि ॥ ६० ॥

અ૦ કિન્તુ, વસ્તુતત્ત્વનો વિચાર કરતાં તે (ભૂમાનન્દ) 'મહિમા' વિષે પ્રતિષ્ઠિત હોતો નથી. ગાયાદિક 'મહિમા'–વિભૂતિ–નિશ્ચે 'ભૂમાનન્દ' નો 'આશ્રય' ન જ હોય ૬૦

'ભૂમાનન્દ'થી અન્ય વસ્તુ નથી એટલે બીજી વસ્તુ તેના આશ્રયરૂપે હોય નહિ ઈત્યાદિ નિરૂપણ કરે છેઃ—

२ १ ३ ४ ५ ६
अन्यस्मिन्हि महिम्न्यन्यो राजादिः प्रतितिष्ठति ।
७ १० ८ ९ ११ १३ १२ १४
भूम्नो नान्यद्वस्तु तस्मात्कुत्रासौ प्रतितिष्ठति ॥ ६१ ॥

અ૦ નિશ્ચે, અન્ય વિભૂતિ મધ્યે અન્ય રાજા આદિ આશ્રિત હોય (કિન્તુ) 'ભૂમા'થી અન્ય વસ્તુ નથી તેથી આ ક્યાં આશ્રિત હોય ? ૬૧

નિરાધાર આકાશની પેરે નિરાધાર 'ભૂમા'નુ જ્ઞાન યુક્તિપૂર્વક પ્રાપ્ત થઇ શકે ઈત્યાદિક નિરૂપણ કરે છેઃ—

१ २ ३ ४ ५ ६ ८
यथा लोके निराधार आकाशोऽस्ति तथा कुतः ।
७ ९ १० ११ १४ १२+१३ १५
भूमा न स्यादतो युक्त्या निराधारोऽपि बुध्यताम् ॥ ६२ ॥

અ૦— જે પ્રમાણે લોકમાં નિરાધાર આકાશ હોય છે તે પ્રમાણે 'ભૂમા' શાથી (તેમ) ન હોય ? એથી નિરાધાર હોય તથાપિ યુક્તિવડે તેનું જ્ઞાન હો. ૬૨

તે 'ભૂમાનન્દ' વ્યવહારિકદશામાં શૂન્ય હોય નહિ કિંતુ 'સ્વયપ્રકાશ' છે ઈત્યાદિ નિરૂપણ કરે છેઃ—

×ટિપ્પણ: ૬૦ જુઓ "स भगवः कस्मिन्प्रतिष्ठित इति । स्वे महिम्नि यदि वा न महिम्नीति" (છાં. ૭–૨૪–૧–૨)

व्यावहारिक आनन्दे व्युत्पत्तेः शून्यता न हि ।

व्युत्पन्नो यौक्तिकश्चैष ऐकाग्र्ये भासते स्वयम् ॥ ६३ ॥

અ૦ વ્યવહારિક આનન્દવિષે, (ભૂમા પદની) વ્યુત્પત્તિ વિચારતાં 'શૂન્યતા' નિશ્ચે હોય નહિ. વ્યુત્પત્તિ તથા અનુમિતિપૂર્વક વિચારતાં આ ('ભૂમાનન્દ') નિદિધ્યાસન મધ્યે પોતે પ્રકાશે છે. ૬૩

હવે, જીજ્ઞાસુના 'બોધક્રમ'નું નિરૂપણ કરે છેઃ—

बोधक्रमो बुभूत्सूनां विस्पष्टमभिधीयते ।

चतुर्दिक्ष्वध ऊर्ध्वं च भूमा बोद्धव्य आदितः ॥ ६४ ॥

અ૦ જીજ્ઞાસુઓનો 'બોધક્રમ' (અંહી) વિસ્પષ્ટરીતે કહેવાય છે. 'ભૂમા'નો ચારે દિશામાં નીચે અને ઉપર આદિથી માંડી બોધ પ્રાપ્ત કરવો યોગ્ય છે. ૬૪

'ભૂમા'ની 'સર્વત્ર-સત્તા'નું ઉપપાદન કરે છેઃ—

सत्ताभानप्रीतयोऽत्र वीक्ष्यन्ते सर्ववस्तुषु ।

सच्चिदानन्दरूपोऽतो भूमा सर्वत्र तिष्ठति ॥ ६५ ॥

અ૦ જગતમાં સર્વ વસ્તુ મધ્યે 'સત્તા', 'ભાન'–ભાસવાપણું–તથા 'પ્રીતિ'–આનન્દ–દેખાય છે એથી સચ્ચિદાનંદરૂપ ભૂમા સર્વત્ર રહે છે. ૬૫

'ભૂમા'ની 'સર્વાત્મકતા'નું વ્યતિરેકપૂર્વક પ્રતિપાદન કરે છેઃ—

भूम्नो वियोगे वस्तूनि नैव सन्ति न भान्ति च ।

प्रियत्वं दूरतस्तेषां भूमा सर्वात्मकस्ततः ॥ ६६ ॥

અ૦ 'ભૂમા'નો વિયોગ (સતે) [અન્ય] વસ્તુઓ વિદ્યમાન હોય જ નહિ અને ભાસે નહિ. (એટલે) તેમનું પ્રિય–હોવાપણું (તો) દૂર (રહ્યું) [તેથી] 'ભૂમા' (સત્ તત્ત્વ) 'સર્વાત્મક' (હોય છે). ૬૬

'ભૂમા' પરત્વે જગદ્ભ્રાન્તિ ટાળી આ 'ભૂમા'નું સર્વત્ર અહંકારપૂર્વક અનુસંધાન કરવું ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

जगद्भ्रान्तिं निवार्यास्य ताटस्थ्यविनिवृत्तये ।

अहंकारेण भूमानुसंधेयः सर्वदिक्ष्वसौ ॥ ६७ ॥

× ટિપ્પણ. ૬૪ જુઓ "स एवाधस्तात्...सर्वं" (છાં. ૭–૨૫–૧).

અ૦ આ (ભૂમા) પરત્વે જગદ્દભ્રાન્તિનો નિરાસ કરી, (તેની) તટસ્થતા ટળે તે અર્થે આ ભૂમાનું સર્વ દિશાઓ મધ્યે અહંકારસ્વરૂપે અનુસંધાન કરવું ૬૭

'હું સર્વરૂપ છું' આ પ્રકારે ભૂમાની 'સર્વાત્મતા'નું અનુસંધાન કરવું એમ પ્રતિપાદન કરે છે —

सन्त्येव सच्चिदानन्दा देहादिष्वपि बाह्यवत् ।
भूमाऽहंकारयोग्योऽतोऽहं सर्वमिति वा श्रयेत् ॥ ६८ ॥

અ૦ અથવા બાહ્યની પેરે દેહાદિ પરત્વે પણ સચ્ચિદાનન્દ હોય છે જ (એથી) 'ભૂમા' અહંકાર યોગ્ય છે એથી 'હું સર્વરૂપ છું' એમ અનુસંધાન કરવું ૬૮

દેહાદિ–ઉપહિત અહં પદવાચ્ય ભૂમાની 'સર્વાત્મકતા' શી રીતે સિદ્ધ થાય તેનું નિરૂપણ કરે છે —

गृहैकदेशेऽवस्थाय सार्वभौमोऽहमित्यसौ ।
राजाभिमन्यते तद्वद्भूमाहमिति नो कुतः ॥ ६९ ॥

અ૦ ગૃહના એક પ્રદેશ મધ્યે રહીને 'આ હું સાર્વભૌમ રાજા છું' એમ અભિમાન કરે તે પ્રમાણે 'હું 'ભૂમા છું' એમ (અભિમાન) શાથી ન (હોય)? ૬૯

આ કેવળ 'આભિમાનિક' ભૂમાપણું ભ્રમરૂપ છે એવી શંકાનું નિરાકરણ કરે છે —

आभिमानिकमेवेदं भूमात्मत्वमिति भ्रमम् ।
निराकर्तुं सर्वदिक्षु भूम्नो ज्ञेया चिदात्मता ॥ ७० ॥

અ૦ આ ભૂમાપણું કેવળ આભિમાનિક હોય છે એવો ભ્રમ ટાળવા, ભૂમાની 'ચિત્સ્વરૂપતા' સર્વ દિશાઓ મધ્યે હોય છે એમ સમજવું ૭૦

અહંકાર જ્ઞાનવડે લય પામે ત્યારે 'ચિદાત્મા' જ અવશિષ્ટ રહે ઇત્યાદિ નિરૂપણ કરે છે —

अहंशब्दश्चिदात्मानं साहंकारं ब्रवीति हि ।
अहंकारे चोपलीने चिदात्मैवावशिष्यते ॥ ७१ ॥

× ટિપ્પણ ૭૦ 'आत्मैवाध आत्मैवेदं सर्वं' (छां ७-२५-२)

અ૦ 'હું' શબ્દ નિશ્ચે, અહંકારયુક્ત ચિદાત્માનો બોધ કરે છે (તેથી) અહંકાર બોધ-સ્વરૂપસાક્ષાત્કાર-વડે (સ્વરૂપ મધ્યે) લય પામતાં કેવળ 'ચિદાત્મા' અવશિષ્ટ રહે છે. ૭૧

આ પ્રમાણે પૂર્વોક્ત ક્રમે શ્રવણ મનન તથા ધ્યાનપૂર્વક તત્ત્વનો સાક્ષાત્કાર કરે તે 'જીવન્મુક્ત' થાય ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

क्रमेणानेन यस्तत्त्वं पश्यन् शास्त्रविचारतः ।
युक्त्या मत्वा धिया वेत्ति जीवन्मुक्तो भवेदसौ ॥ ७२ ॥

અ૦ આ ક્રમપૂર્વક જે (પુરૂષ) તત્ત્વને ('भूमैवाधस्तात्'-ભૂમા જ× નીચે છે ઇત્યાદિ શ્રુતિવિચાર રૂપ શ્રવણથી) જાણીને યુક્તિપૂર્વક (તેનું) મનન કરી ધ્યાનપૂર્વક સાક્ષાત્કાર કરે તે 'જીવન્મુક્ત' થાય છે. ૭૨

'જીવન્મુક્ત' પુરૂષ તે પછી પ્રારબ્ધાનુસાર આત્મક્રીડા આદિક વ્યવહારને ક્રમે સિદ્ધ કરે છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

जीवन्मुक्तो रतिक्रीडामिथुनानन्दलक्षणान् ।
व्यवहारान् क्रमेणैति प्रारब्धस्यानुसारतः ॥ ७३ ॥

અ૦ 'જીવન્મુક્ત' પુરૂષ આત્મક્રીડા તથા આત્મમિથુન તથા આત્માનન્દરૂપી વ્યવહારોને પ્રારબ્ધફલના 'વેગ'પૂર્વક પ્રાપ્ત કરે છે. ૭૩

પૂર્વોક્ત પ્રારબ્ધકર્મનો 'વેગ' ચાર પ્રકારનો છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

सुखदुःखप्रदारब्धकर्मवेगश्चतुर्विधः ।
तीव्रो मध्यो मन्दसुप्तौ चेति तस्य विधा मताः ॥ ७४ ॥

અ૦ સુખ તથા દુઃખપ્રદ પ્રારબ્ધકર્મનો 'વેગ' ચાર પ્રકારનો (હોય છે). તીવ્ર, મધ્ય, મન્દ અને સુપ્ત. એમ તેના ચાર પ્રકાર માનેલા છે. ૭૪

હવે, 'આત્મરતિત્વ'નું નિરૂપણ કરે છેઃ—

तीव्रवेगे स पश्वादितुल्यो नात्मानमीक्षते ।
आत्मनि प्रीतिरस्तीति भवेदात्मरतिस्तदा ॥ ७५ ॥

અ૦ (પ્રારબ્ધફલ કર્મનો) 'તીવ્ર' વેગ હોય ત્યારે તે પશુ આદિ સમાન

× ટિપ્પણ: ૭૨ જુઓ "स वा एष...विजानन्" (છાઃ ૭-૨૫-૨).

(સતો) આત્માને જાણતો નથી. (અને જ્યારે) આત્મા પરત્વે પ્રીતિ–આનન્દ–હોય છે એમ (જાણનારો) થાય છે ત્યારે આત્મતત્ત્વ વિષે પ્રેમવાળો થાય છે. ૭૫

'મધ્ય' પ્રકારનો વેગ હોય ત્યારે ભોગપ્રધાનતાને લઈ બાળકની પેઠે આત્મક્રીડા કરે છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

मध्यवेगे तु भोगानां प्राधान्यं स यदा तदा ।
कृत्वास्फुरणमात्मानं वदन् क्रीडति बालवत् ॥ ७६ ॥

જ અને (પ્રારબ્ધકર્મનો) 'મધ્યવેગ' હોય એટલે જ્યારે ભોગોનું પ્રાધાન્ય થાય ત્યારે આત્માને સ્ફુરણસંપન્ન કરીને બાળકની પેઠે બોલતો તે ક્રીડા કરે છે. ૭૬

હવે, 'આત્મમિથુનપણા'નું નિરૂપણ કરે છેઃ—

मन्दवेगे तिरस्कृत्य भोगान्प्रायेण चिन्तयन् ।
धियात्मानं द्वन्द्वसुखं प्राप्नोति मिथुने यथा ॥ ७७ ॥

અ૦ 'મન્દવેગ' હોય ત્યારે ભોગોનો પ્રાયશઃ તિરસ્કાર કરીને મનવડે આત્માનું ચિન્તન કરતાં જે પ્રમાણે મિથુન મધ્યે પ્રાપ્ત (થાય) [તે પ્રમાણે તે] સુખ પ્રાપ્ત કરે છે. ૭૭

જીવન્મુક્તનાં આત્મરતિ આદિ ત્રણેનું નિરૂપણ કરી હવે તેના 'આત્માનન્દપણા'નું નિરૂપણ કરે છેઃ—

सुप्तवेगेऽतिनिर्विघ्नो निर्विकल्पसमाधिभाक् ।
आत्मानन्दावशेषः सन्नास्ते मुक्तवदद्वयः ॥ ७८ ॥

અ૦ તેનો વેગ સુષુપ્ત–ઉપરામ પામેલ–હોય ત્યારે અત્યંત નિર્વિઘ્ન નિર્વિકલ્પ સમાધિનું સેવન કરનાર (તથા) આત્માનું આનન્દસ્વરૂપ અવશિષ્ટ રૂપે સતો (તે જીવન્મુક્ત) મુક્તની પેઠે અદ્વય રૂપે હોય છે. ૭૮

દેહપાત થયે તે જીવન્મુક્ત પુરૂષ 'સ્વતંત્ર' તથા 'કામચારી' થાય ઈત્યાદિક નિરૂપણ કરે છેઃ—

स्वराट् स्यात्पतिते देहे नान्यार्थीनो विमूढवत् ।
तस्य सर्वेषु लोकेषु कामचारो भवेत् खलु ॥ ७९ ॥

× ટિપ્પણ: ૭૯ જુઓ "॥ स्वराट्...कामचारो भवति" ( છાં. ૭–૨૫–૧ )

અ૦ દેહપાત થયે (તે) સ્વતંત્ર થાય છે. વિમૂઢ-અજ્ઞાની-ની પેરે અન્યને આધીન (થાય નહિ). સર્વલોકમધ્યે નિશ્ચે, તેની કામાનુસાર પ્રવૃત્તિ થાય છે. ૭૯

'કામચાર' પદાર્થનું બે શ્લોકવડે યુક્તિ-પુરઃસર નિરૂપણ કરે છેઃ—

मायया कल्पिता लोकास्ते सर्वे भूमरूपताम् ।
मुक्तस्य प्राप्नुवन्त्येव सर्वलोकात्मकस्ततः ॥ ८० ॥

અ૦ તે સર્વેય માયાવડે કલ્પાયલા લોકો મુક્ત (પુરૂષ)ની ભૂમસ્વરૂપતાને પ્રાપ્ત થાય છે જ. (એ રીતે) (તે) સર્વલોકાત્મક (છે) તેથી— ૮૦

कामचारोऽतिविश्रम्भः प्रतिबन्धविवर्जितः ।
सर्वस्य स्वस्वरूपेऽस्ति प्रतिबन्धो न कोऽपि हि ॥ ८१ ॥

અ૦-તે જીવન્મુક્ત પુરૂષને અપ્રતિહત તથા સર્વત્ર આત્મસ્વરૂપે હોવાપણાના વિશ્વાસરૂપ એવો 'કામચાર' (પ્રાપ્ત થાય). તેને સર્વ પદાર્થની સ્વસ્વરૂપપ્રાપ્તિ પરત્વે કોઇપણ પ્રતિબન્ધ નિશ્ચે હોતો નથી. ૮૧

મૂઢ પુરૂષ તે પોતાના આત્માને 'ભૂમા' સ્વરૂપ હોવાનું જાણતો નથી ઈત્યાદિ બે શ્લોકવડે નિરૂપણ કરે છેઃ—

भूमात्मानं न जानाति मूढः किन्त्वन्यथेक्षते ।
जीवोऽहमीश्वराधीनो धर्माधर्मयुतस्त्विति ॥ ८२ ॥

અ૦ મૂઢ (પુરૂષ) પોતાના આત્માને ભૂમા-નિરતિશય સ્વરૂપ હોવાનું જાણતો નથી. કિન્તુ, 'હું જીવ રૂપ, ઇશ્વરાધીન (તથા) પુણ્યપાપયુક્ત (છું)' એમ પોતે અન્યથેક્ષણ કરે છે. ૮૨

પૂર્વોક્ત મૂઢ પુરૂષને 'કામચાર' સિદ્ધ હોય નહિ ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

तस्येश्वरो भवेद्राजा लोकः कर्मार्जितः क्षयी ।
कामचारस्तु लोकेषु सर्वथास्य न संभवेत् ॥ ८३ ॥

ઇશ્વર તે (મૂઢ)નો રાજા હોય (અને) [તેનો] કર્મોપાર્જિત લોક નાશવંત-અનિત્ય (થાય) અને આનો લોકમધ્યે કામચાર-યથેષ્ટપ્રવૃત્તિ-સર્વપ્રકારે સંભવે નહિ. ૮૩

---

× ટિપ્પણ ૮૦ સર્વલોકાત્મક-સર્વલોકસ્વરૂપ

× ટિપ્પણ ૮૨ અન્યથેક્ષણ-અન્યસ્વરૂપે હોવાનું માનવું તે.

× " ૮૩ 'કર્મજિત' એમ પાઠાન્તર છે.

જીવન્મુક્તનું અખિલ જગત્ આત્મા થકી ઉત્પન્ન થયુ હોય છે ઇત્યાદિ નિરૂપણુ કરે છેઃ—

**जीवन्मुक्तस्तत्त्वविद्यः शास्त्रयुक्त्यनुभूतिभिः ।**
**तस्य प्राणादिकर्मान्तं जगत्स्वात्मन उद्गतम् ॥ ८४ ॥**

અ૦ જે જીવન્મુક્ત પુરૂષ શાસ્ત્ર યુક્તિ તથા અનુભવવડે 'તત્ત્વવેત્તા' હોય તેનુ પ્રાણુથી માંડી કર્મપર્યંત જગત્ આત્માથકી ઉપજેલું હોય છે. ૮૪

પૂર્વોક્ત 'જીવન્મુક્ત' (પુરૂષ) 'કૃતકૃત્ય' હોય છે અને તેને પ્રાણાદિક વસ્તુના ધ્યાનાદિકનું પ્રયોજન હોતું નથી ઇત્યાદિ કહી બે શ્લોકવડે ઉપસંહાર કરે છેઃ-

**तस्मात्प्राणादिवस्तूनां ध्यानेनास्य फलेन वा ।**
**जीवन्मुक्तस्य नार्थोऽस्ति कृतकृत्यः सुखी ह्यसौ ॥ ८५ ॥**

અ૦ તેથી આ જીવન્મુક્ત (પુરૂષ)ને પ્રાણાદિક (અનાત્મ) વસ્તુના ધ્યાન વા ફલવડે કાંઈ પ્રયોજન હોતો નથી કેમકે તે 'કૃતકૃત્ય' (અને) સુખી (હોય છે.) ૮૫

'જ્ઞાની' મૃત્યુ તથા રોગાદિ ભયથી નિઃશંક્ત હોય છે તથા તેને સર્વ જગત્ તે પોતાનો આત્મા છે એમ 'સર્વાત્મભાવ' સિદ્ધ હોય છે ઇત્યાદિ નિરૂપણુ કરે છેઃ-

**न मृत्युं पश्यति ज्ञानी न रोगं नापि दुःखिताम् ।**
**सर्वं स्वात्मतया बुद्ध्वा सर्वमाप्नोति सर्वथा ॥ ८६ ॥**

અ૦ જ્ઞાની પુરૂષ મૃત્યુને જોતો-અનુભવતો-નથી, રોગ (અને) દુઃખિતાને પણ જોતો નથી. (કિન્તુ) [તે] સર્વ (જગત્)ને પોતાના આત્માસ્વરૂપે હોવાનું જાણીને સર્વ પદાર્થને સર્વપ્રકારે પ્રાપ્ત કરે છે. ૮૬

તે 'વિદેહમુક્ત' થતાં બ્રહ્મસ્વરૂપ હોવાથી માયાવડે સર્વ જગતને સર્જે છે ઇત્યાદિ નિરૂપણુ કરે છેઃ-

**विदेहमुक्तो ब्रह्मत्वात्सर्वं सृजति मायया ।**
**येन यद्वीक्ष्यते तस्मै तद्रूपं स्वं प्रदर्शयेत् ॥ ८७ ॥**

× ટિપ્પણુ: ૮૪ જુઓ "तस्य ह वा...प्यात्मत एवेदं सर्वं" (छां. ७-२६-१).
× ટિપ્પણુ: ૮૫ જુઓ "न पश्यो मृत्युं...सर्वशः" (छां. ७-२६-२).
× ટિપ્પણુ: ૮૭ જુઓ "स एकधा...,पञ्चधा ..." (छां. ७-२६-२).

અ૦ તે 'વિદેહમુક્ત' (સતો) બ્રહ્મ સ્વરૂપે હોવાથી માયાના યોગે સર્વ જગતને સર્જે છે. જે સ્વરૂપે જે પદાર્થને જુવે તે સ્વરૂપે તે પદાર્થ પ્રતિ તે પોતાને તે સ્વરૂપે પ્રદર્શાવે. ૮૭

શબ્દાદિક વિષયવિજ્ઞાન રાગદ્વેષાદિથી રહિત હોવાથી ચિત્ત નિર્મળ થતાં, તે પોતાના આત્માને 'ભૂમા' સ્વરૂપે હોવાનું સર્વદા સ્મરે છે ઇત્યાદિ નિરૂપણ કરે છે:—

विषयाहरणं शुद्धं रागद्वेषादिवर्जनात् ।
ततः शुद्धधियाऽऽत्मानं भूमानं सर्वदास्मरत् ॥ ८८ ॥

અ૦ રાગ તથા દ્વેષથી નિર્મુક્ત હોવાથી (તે જીવન્મુક્ત પુરૂષનું) વિષય-વિજ્ઞાન નિર્મળ (થાય) તેથી નિર્મળ ચિત્તને લઇને તે પોતાના આત્માને સર્વદા અવિચ્છિન્ન 'ભૂમા' સ્વરૂપે હોવાનુ સ્મરે છે. ૮૮

ભૂમાસ્વરૂપનાં સ્મરણ થકી અજ્ઞાનની ગ્રન્થિઓનો નાશ થતાં, નારદ નિર્મળ ચિત્તવાળા થયા ઈત્યાદિક નિરૂપણ કરે છે:—

शोकादिसर्वग्रन्थीनां भूम्नः स्मृत्या विमोक्षणात् ।
शुद्धधीर्नारदस्तस्मै तमः पारमदर्शयत् ॥ ८९ ॥

અ૦ ભૂમાસ્વરૂપના સ્મરણ થકી શોકાદિક હૃદયગ્રન્થીઓ ગળી જતા નારદ નિર્મળ ચિત્તવાળા (થયા). તેને (સનત્કુમારે) અજ્ઞાનનો અન્ત દર્શાવ્યો. ૮૯

વિદ્યાતીર્થમહેશ્વરના અનુગ્રહની યાચના કરે છે.—

सनत्कुमारविद्यायास्तात्पर्यं स्पष्टमीरितम् ।
तेन कुर्यान्मयि कृपां विद्यातीर्थमहेश्वरः ॥ ९० ॥

અ૦ સનત્કુમારે (ઉપદેશેલી) બ્રહ્મવિદ્યાનુ તાત્પર્ય (મે) સ્પષ્ટ કહ્યુ. તેને લઇ વિદ્યાતીર્થમહેશ્વર મારા પરત્વે અનુગ્રહ કરો.

ઇતિ સનત્કુમારવિદ્યાપ્રકાશ નામક ચતુર્થ અધ્યાય સમાપ્ત.

---

× ટિપ્પણ ૮૮ જુઓ "आहारशुद्धौ...तमसपारं दर्शयति" (छा. ७-२६-२).

# अध्याय ५ मो

વિરોચન તથા ઇન્દ્રને પ્રજાપતિએ 'છાંદોગ્ય' મધ્યે 'આત્મવિદ્યા'નો ઉપદેશ કરેલો તે સહેલાઇથી સમજાય તે અર્થે તેનું સંક્ષેપતઃ નિરૂપણ કરવાની પ્રતિજ્ઞા કરે છેઃ—

प्रजापतिः स्वात्मविद्यां छान्दोग्ये बहुधाऽब्रवीत् ।
विरोचनाय चेन्द्राय तां वक्ष्ये सुखबुद्धये ॥ १ ॥

અ૦ છાંદોગ્યોપનિષદ્ મધ્યે પ્રજાપતિ–બ્રહ્માએ વિરોચન તથા ઇન્દ્રને જે 'આત્મવિદ્યા'નો અનેકશઃ ઉપદેશ કરેલો તેનું અનાયાસેં જ્ઞાન પ્રાપ્ત થાય તે અર્થે નિરૂપણ કરે છું. ૧

મુમુક્ષુએ આ 'અસંસારી' આત્માનું અન્વેષણ કરવું ઘટે છે ઇત્યાદિ પ્રજાપતિના વચનનું દશ શ્લોક (૨–૧૧) વડે નિરૂપણ કરે છેઃ—

असंसार्ययमात्मासान्वेष्टव्यो मुमुक्षुणा ।
प्रजापतिरिति प्राह प्रसंगेन स्वसंसदि ॥ २ ॥

અ૦ આ આત્મા અસંસારી (છે) તેનુ મુમુક્ષુ તેણે અન્વેષણ–નિરીક્ષણ–કર્તવ્ય (છે) એમ પ્રજાપતિએ પોતાની સભા મધ્યે પ્રસંગવશાત્ ઉપદેશ કર્યો. ૨

હવે, 'અસંસારી' ઇશ્વરનું નિરૂપણ કરે છેઃ—

यो निःपापोऽजरो मृत्युशोकक्षुत्तृड्विवर्जितः ।
सत्योऽस्य कामः संकल्पश्चासंसारी स ईश्वरः ॥ ३ ॥

અ૦ જે નિષ્પાપ અજર તથા મૃત્યુ, શોક, ક્ષુધા અને તૃષાથી રહિત (હોય છે) તેની કામના તથા સંકલ્પ 'સત્ય' (હોય છે) [અને] તે 'અસંસારી' 'ઇશ્વર' (છે). ૩

ઇશ્વર 'અકર્તાત્મા' તથા 'ચિન્માત્ર' હોય તેથી તે નિષ્પાપ છે તથા જરા–મૃત્યુરૂપી દેહધર્મ ચિદાત્માને ન હોય ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

---

× ટિપ્પણ: ૨ જુઓ "य आत्मा...विजानाति" ( छां. ८–७–१ ).

पापं कर्तुरकर्तात्मा चिन्मात्रः पापवान् कथम्।
जरामृत्यू देहधर्मौ विद्येते न चितस्ततः ॥ ४ ॥

અ० પાપ કર્તાને (હોય). અકર્તા (તથા) ચિન્માત્ર (હોય તે) કયા પ્રકારે પાપવાન્ (હોય)? જરા તથા મૃત્યુ દેહના ધર્મો (છે) તેથી તે 'ચિદ્રૂપ' આત્માને વિદ્યમાન ન હોય. ૪

હવે, 'ચિદ્રૂપ' આત્માને 'શોકાદિક' ત્રણે પદાર્થ ન હોય ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

शोकः स्यान्मनसो धर्मः क्षुत्तृष्णे प्राणगे उभे।
चिद्रूपस्यात्मनो नैव सन्ति शोकादयस्त्रयः ॥ ५ ॥

અ० શોક મનનો ધર્મ હોય (અને) ક્ષુધા તથા તૃષ્ણા ઉભય પ્રાણગત (ધર્મ હોય). શોકાદિક ત્રણે 'ચિદ્રૂપ' આત્માને ન જ હોય. ૫

'ચિન્માત્ર' આત્માને પણ કામ તથા સંકલ્પકારક માયા હોય છે અને અને તેથી માયાવી ઇશ્વરને કામ સંકલ્પ વિદ્યમાન હોય છે ઇત્યાદિ નિરૂપણ કરે છે—

चिन्मात्रस्याप्यस्ति माया कामसंकल्पकारिणी।
स्रक्ष्यामि जगदित्यादि कामो मायाविनोऽस्ति हि ॥ ६ ॥

અ० 'ચિન્માત્ર' આત્માને પણ કામ તથા સંકલ્પને ઉત્પન્ન કરનારી 'માયા' હોય છે. (તેથી) 'જગત સર્જુ' ઇત્યાદિ કામના માયાવીને નિશ્ચે હોય છે. ૬

'ચિદ્રૂપ' આત્માના સંકલ્પ સ્વરૂપને દર્શાવતાં 'કામ' તથા 'સંકલ્પ'ની વ્યાવહારિક સત્યતાનું નિરૂપણ કરે છેઃ—

आकाशादिपदार्थास्तु यथापूर्वं भवन्त्विह।
संकल्पोऽस्ति ततो ज्ञेया व्यावहारिकसत्यता ॥ ७ ॥

અ० અને આકાશાદિ પદાર્થો અહીં યથાપૂર્વ ઉત્પન્ન હો (એમ) સંકલ્પ હોય છે તેથી (તેમની) 'વ્યાવહારિક' સત્યતા હોય છે એમ જાણવું.

× ટિપ્પણ. ४ "अपहतपाप्मा विजरो विमृत्यु ." આ મંત્રભાગને ઉપપાદન કરે છે

× ટિપ્પણ ५ "विशोको विजिघत्सोऽपिपासः" આ મંત્રભાગને ઉપપાદન કરે છે.

× ટિપ્પણ ६ "सत्यकामः सत्यसंकल्पः" આ મંત્રભાગને ઉપપાદન કરે છે.

પરમાત્માનું અન્વેષણ કરવાનું તથા 'અન્વેષણ' કોને કહે તેનું નિરૂપણ કરે છેઃ—

**अन्वेष्यः परमात्माऽयं मायातत्कार्यलक्षितः ।**
**गुरुशास्त्रकृतो बोधस्तस्यान्वेषणमुच्यते ॥ ८ ॥**

અ૦ માયા તથા તેના કાર્યવડે લક્ષિત આ પરમાત્માનું જ્ઞાન પ્રાપ્ત કરવું યોગ્ય છે. ગુરૂ તથા શાસ્ત્રવડે કરાયલ ઉપદેશ તેનું 'અન્વેષણ' કહેવાય છે. ૮

આ પરમાત્માનું 'વિજ્ઞાન' તથા 'સ્વાત્માનુભવ' શી રીતે સિદ્ધ થાય ઈત્યાદિકનું નિરૂપણ કરે છેઃ

**ततोऽनुभूत्या विज्ञातुमेष्टव्यो धीनिरोधतः ।**
**ध्यायन् युक्त्या च मन्वानः स्वात्मानुभवमाप्नुयात् ॥ ९ ॥**

અ૦ નિરૂક્ત અન્વેષણલક્ષણશ્રવણાન્તર અનુભૂતિપૂર્વક પરમાત્માનું વિજ્ઞાન પ્રાપ્ત કરવું યોગ્ય છે. યુક્તિપૂર્વક મનન કરીને અને નિદિધ્યાસનપૂર્વક ધ્યાન કરીને 'સ્વાત્માનુભવ' પ્રાપ્ત કરવો. ૯

આવી રીતનો જ્ઞાનવાન્ પુરૂષ સર્વ લોક તથા સર્વ કામને પ્રાપ્ત કરે અને તેથી તેની 'સર્વલોકાત્મતા' સિદ્ધ થાય ઇત્યાદિક નિરૂપણ કરે છેઃ-

**य एवं वेत्त्यसौ सर्वाँल्लोकान्कामाँश्च विन्दते ।**
**लोकाधिष्ठानरूपत्वात्सर्वलोकात्मता भवेत् ॥ १० ॥**

અ૦ જે એ રીતે જ્ઞાનવાન્–આત્મવેત્તા–હોય તે સર્વલોક તથા કામનાને પ્રાપ્ત કરે છે (અને) તેથી લોકના અધિષ્ઠાનરૂપ હોવાથી તેની 'સર્વલોકાત્મતા' સિદ્ધ થાય છે. ૧૦

'આત્મવેત્તા'ને સર્વ કામનાઓ સિદ્ધ થાય ઇત્યાદિક નિરૂપણ કરે છેઃ—

**कामास्तु विषयानन्दाः स्वात्मानन्दस्य तेऽखिलाः ।**
**लेशास्ततः सर्वकामप्राप्तिरात्मविदोऽस्ति हि ॥ ११ ॥**

---

× ટિપ્પણ: ૮ "अन्वेष्टव्यः" આ મન્ત્રભાગને ઉપપાદાન કરે છે,
× ટિપ્પણ: ૯ જુઓ "स विजिज्ञासितव्यः" (छां. ८–७–१) ।
× ટીપ્પણ: ૧૦ સર્વલોકાત્મતા–સર્વલોકસ્વરૂપતા;
× ટિપ્પણ: ૧૧ જુઓ "स सर्वांश्च लोकान् कामान्" (छां. ८–७–१) ।

અ૦ અને કામો વિષયાનન્દરૂપ (છે). તે અખિલ (વિષયાનન્દો) સ્વાત્માનન્દના લેશમાત્ર (છે) તેથી 'આત્મવેત્તા'ને નિશ્ચે, સર્વ કામનાની પ્રાપ્તિ હોય છે. ૧૧

પ્રજાપતિનું આ વચન સાંભળી દેવ તથા અસુરો 'પરમાત્મતત્ત્વ' જાણવાની જીજ્ઞાસાવાળા થયા ઇત્યાદિક નિરૂપણ કરે છેઃ—

एतत्प्रजापतेर्वाक्यं श्रुत्वा देवासुरास्तदा ।
उभयेऽपि बुभुत्सन्तः परमात्मानमादरात् ॥ १२ ॥

અ૦ પ્રજાપતિનું આ વાક્ય સાંભળીને દેવ તથા અસુરો ઉભય પણ ત્યારે પરમાત્માને આદરપૂર્વક જાણવાને ઉત્સુક થયા. ૧૨

તે પછી, ઇન્દ્ર તથા વિરોચન સત્યલોક વિષે જઇ પ્રજાપતિનું સેવન કરવા લાગ્યા ઇત્યાદિક નિરૂપણ કરે છેઃ—

देवराजोऽसुरेशश्च तौ द्वाविन्द्रविरोचनौ ।
सत्यलोकं प्राप्य तस्मिन्नसेवेतां प्रजापतिम् ॥ १३ ॥

અ૦ દેવરાજ (ઇન્દ્ર) અને અસુરરાજ તે બે ઇન્દ્ર અને વિરોચન સત્યલોકને પ્રાપ્ત થઇ તે મધ્યે પ્રજાપતિનું સેવન કરવા લાગ્યા. ૧૩

ચક્ષુ મધ્યે જે 'પુરૂષાકૃતિ' દેખાય છે તે 'આત્મા' છે ઇત્યાદિ પ્રજાપતિએ તે ઉભયને બોધ કર્યાનું નિરૂપણ કરે છેઃ—

द्वात्रिंशद्वर्षसेवातः प्रसन्नोऽसौ प्रजापतिः ।
अक्षिलक्षितमात्मानं ताभ्यां द्वाभ्यामवोचत ॥ १४ ॥

અ૦ પ્રજાપતિએ બત્રીશ વર્ષ પર્યંતની સેવા વડે પ્રસન્ન થઇને તે ઉભયને આ ચક્ષુલક્ષિત આત્માનો (અર્થાત્ ચક્ષુવિષે રહેલો 'પુરુષ' તે આત્મા છે એમ) બોધ કર્યો. ૧૪

જાગ્રત દશાવિષે સાક્ષિરૂપે સ્થિત રહી ચક્ષુવિષે જે 'પુરૂષ' દેખાય છે તે 'પરમાત્મા' છે ઇત્યાદિક નિરૂપણ કરે છેઃ—

× ટિપ્પણ ૧૨ જુઓ "तद्धोभये...बुबुधिरे" (छां० ८-७-२-१)।
× ટિપ્પણ ૧૪ જુઓ "तौ ह...मन्त्र" (छां० ८-७-४)।

पूर्णत्वात्पुरुषो योऽस्ति परमात्मायमक्षणि ।
जाग्रत्साक्षितया स्थित्वा विद्वद्भिः सुविभाव्यते ॥ १५ ॥

અ૦ પૂર્ણપણાને લીધે પુરુષરૂપ જે જાગ્રત્ દશામધ્યે સાક્ષિસ્વરૂપે રહીને ચક્ષુવિષે હોય છે તે આ પરમાત્મા (છે) [એમ] વિદ્વાન પુરૂષો રૂડી રીતે વિભાવના કરે છે. ૧૫

'જીવ' જાગ્રત-સાક્ષી ન હોય કિન્તુ 'પરબ્રહ્મ' જ જાગ્રત-સાક્ષી છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

चिच्छायावानहंकारो मूढैरात्मेति भाव्यते ।
कर्ता भोक्ता स जीवः स्यात्परब्रह्मैव साक्ष्यसौ ॥ १६ ॥

અ૦ મૂઢ પુરૂષો ચિચ્છાયાવાન્ અહંકારને આત્મારૂપે અનુભવે છે. તે કર્તાભોક્તારૂપ 'જીવ' (સાક્ષી ન હોય) [કિન્તુ] આ 'પરબ્રહ્મ' જ (જાગ્રતદશાનો) સાક્ષી હોય. ૧૬

હવે, તે બ્રહ્મના 'અમૃતપણા'નુ તથા 'નિર્ભયપણા'નું નિરૂપણ કરે છેઃ–

ब्रह्मणो मरणभावादमृतत्वं तदीर्यते ।
अद्वितीयतया भीतिहेत्वभावाच्च निर्भयम् ॥ १७ ॥

અ૦ બ્રહ્મને મરણનો અભાવ હોય તેથી તે 'અમર' કહેવાય છે. અને અદ્વિતીયરૂપ હોવાથી ભયનો અભાવ હોય એટલે તે 'નિર્ભય' (કહેવાય છે). ૧૭

'રાજસ' ચિત્ત હોવાથી તે ઉભય, પ્રજાપતિની ઉક્તિના તાત્પર્યને સમજી શકયા નહિ ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

प्रजापत्युक्तितात्पर्यं नानुबुद्धमुभावपि ।
राज्यवासनया चित्तं तदीयं राजसं खलु ॥ १८ ॥

અ૦ તે ઉભય પણ પ્રજાપતિના બોધનું તાત્પર્ય જાણી શકયા નહિ. નિશ્ચે, તેમનું ચિત્ત રાજ્યવાસનાને લઈ 'રાજસ' (હોય છે)ઃ ૧૮

× ટિપ્પણઃ ૧૫ જુઓ 'पुरुषः' આ પદાર્થનું વ્યાખ્યાન છે.
× ટિપ્પણઃ ૧૭ જુઓ "एतदमृतमभय...ब्रह्म" (છાં. ૮-૭-૧).
× ટિપ્પણઃ ૧૮ જુઓ "अथ यो एषः" (છાં. ૮-૫-૪).

તે ઉભયના તાત્પર્યાનવબોધનું નિરૂપણ કરે છેઃ—

१ २ ३ ४ ५ ६
अन्यदेहस्य या छाया सा चक्षुष्युपलभ्यते ।
७ ८ ९ १० ११ १२ १३ १५ १४
तामेवात्मतया प्राहेत्येषा बुद्धिरभूत्तयोः ॥ १९ ॥

અ૦ અન્ય દેહની જે 'છાયા' તે ચક્ષુ મધ્યે ઉપલબ્ધ થાય × તેને 'આત્મા' હોવારૂપે ઉપદેશ કર્યો એમ 'આ બુદ્ધિ' તેમને ઉત્પન્ન થઇ. ૧૯

જળ તથા આદર્શ મધ્યે જે 'છાયા' દેખાય તેજ આત્મા? કે શું એમ તે ઉભય પૃચ્છા કરે છેઃ—

१ २ १४ १५ १३
छायात्मानं दृढीकर्तुं पुनः पप्रच्छतुर्गुरुम् ।
३ ५ ४ ७ ६ ८ ९ १०+११ १२
अप्स्वादर्शे च यो दृष्टश्छायात्मा सोऽयमेव किम् ॥ २० ॥

અ૦ 'છાયા' તેજ આત્મા છે એમ નિશ્ચય કરવાને જળ તથા આરસી મધ્યે જે છાયાત્મા દેખાય છે તે (ચક્ષુ મધ્યે હોવાનો ઉપદેશ કરેલો) તે આ જ શું? (એમ) ગુરૂને પુનઃ પૂછવા લાગ્યા. ૨૦

સભા મધ્યે માનભંગ થાય તેથી તે ઉભયના અન્યથાજ્ઞાનનું નિરાકરણ ત્યાં કર્યું નહિ ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

१ २ ३+४ १० ११
तदीयमन्यथाज्ञानं बुद्ध्वापि न निराकरोत् ।
५ ६ ७ ८ ९
सभामध्ये मानभंगे बुद्धिभ्रंशो भवेदिति ॥ २१ ॥

તેમના અન્યથા-વિપરીત-જ્ઞાનને સમજીને પણ સભામધ્યે (નિરાકરણ કરતાં) માનભંગ થાય અને તેથી બુદ્ધિભ્રંશ થાય એમ (સમજીને) નિરાકરણ કર્યું નહિ. ૨૧

પ્રજાપતિએ જળ ભરેલા કુંડા આદિના દૃષ્ટાંતરૂપી ઉપાયવડે તે ઉભયને બોધ કરવાનો વિચાર કર્યો ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

१ ३ ४ २ ५ ६+७ ८
स्वेनाक्षण्युपदिष्टो यः स सर्वत्रापि तिष्ठति ।
९ १० ११ १२ १३+१४ १५
इत्युक्त्योपायतस्तौ द्वौ बोधयामीत्यमन्यत ॥ २२ ॥

અ૦ પોતે 'જે ચક્ષુ મધ્યે દેખાય છે તે આત્મા છે' એમ ઉપદેશ કરેલો

× ટિપ્પણ: ૨૧ જુઓ "एष...परिख्यायते" (છાં. ૮-૭-૪).

તે (પુરૂષાકૃતિ) સર્વત્ર પણ હોય ॥ એમ દષ્ટાંતોપાયપૂર્વક બન્નેને (હું) બોધ કરૂં એમ વિચાર કર્યો. ૨૨

હવે, જળયુક્ત કુંડાના દષ્ટાંતનું નિરૂપણ કરી 'છાયા' આત્મારૂપ ન હોય એ ઈત્યાદિ નિરૂપણ કરે છેઃ—

**शरावे जलयुक्ते वा केवलौ वीक्ष्य तौ पुनः ।**
**सालंकारावपेक्ष्याथ छाया नात्मेति बुध्यताम् ॥ २३ ॥**

અ૦ જળયુક્ત કુંડા મધ્યે તે કેવળ અનલંકારયુક્ત (દેહોને) જોઈને તથા પુનઃ અલંકારયુક્ત જોઈને હવે 'છાયા' તે આત્મા ન હોય એમ (તમે) જાણો. ૨૩

પૂર્વોક્ત દષ્ટાંતવડે 'છાયા'નું 'અનાત્મપણું' અને આત્માનું 'નિર્વિકાર-પણું' જલ્દી જાણી શકાય ઈત્યાદિ નિરૂપણ કરે છેઃ—

**छायाया अन्यथात्वं स्यात् साक्षी चैकविधः स्थितः ।**
**आत्मत्वं निर्विकारस्य शक्यते बोद्धुमञ्जसा ॥ २४ ॥**

અ૦ 'છાયા'નું અન્યથાપણું હોય છે અને 'સાક્ષી' (આત્મા) એક (જ) સ્વરૂપે સ્થિત હોય છે. (એમ) નિર્વિકાર વસ્તુના આત્મારૂપે હોવાપણાનો બોધ જલ્દી સિદ્ધ થાય છે. ૨૪

પાપાધિક્યના પ્રતિબંધને લઈ તે ઉભયને પૂર્વોક્ત બોધ જલ્દી સિદ્ધ ન થયો ઈત્યાદિ નિરૂપણ કરે છેઃ—

**तथापि पापबाहुल्यप्रतिबद्धधियावुभौ ।**
**छायात्मतां शरावोक्त्या दृष्टां कृत्वात्यतुष्यताम् ॥ २५ ॥**

અ૦ તથાપિ અધિક પાપને વઇ પ્રતિબંધવાળી બુદ્ધિ હોવાથી તે ઉભય (જલ્દી બોધને પામ્યા નહિ). જળના કુંડાના દષ્ટાંતવડે 'છાયાત્મતા'– છાયા આત્મારૂપે હોવાપણું–તેનો અનુભવ કરીને તેઓ અત્યંત સંતુષ્ટ થયા. ૨૫

પૂર્વોક્ત 'પ્રતિબન્ધ'ને લઇ ગુરૂએ તેમની ઉપેક્ષા કરી અને તેથી બન્ને પોતપોતાના લોક વિષે ગયા ઈત્યાદિ બે શ્લોકવડે નિરૂપણ કરે છેઃ—

× ટિપ્પણ: ૨૩ જુઓ "उदशराव...परिष्कृतो" (छां. ८. १–३);

१ २ ३ ४ ५ ६ १०
कालेन प्रतिवन्धस्य क्षये सत्यथ तं पुनः ।
७ ८ ८ ११ १२
उपदेशं शरावाख्योपायं चालोच्य मोक्ष्यते ॥ २६ ॥

અ૦ કાલે પ્રતિબન્ધનો નાશ સતે, તદનન્તર તે ઉપદેશ તથા જળકુંડાના દૃષ્ટાંતનું પુનઃ ચિંતન કરીને (તેઓ) મુક્ત થશે— ૨૬

१३ १४ १५ १६ १७ १९ १८
इत्युपेक्ष्य गुरुस्तस्थौ तौ राज्यत्यागतश्चिरम् ।
२० २१ २३ २४ २२
प्रयासं प्राप्य सहसा जग्मतुः स्वस्वलोकयोः ॥ २७ ॥

અ૦ એમ ઉપેક્ષા કરીને ગુરૂ સ્થિત રહ્યા. તે બન્ને લાંબો સમય પર્યંત રાજત્યાગ કરવાથી પ્રયાસને પામીને પોતપોતાના લોકમધ્યે જલ્દી ગયા. ૨૭

'છાયા'–દેહ–તેજ આત્મા છે આ રીતની પૂર્વોક્ત 'વિપરીત'–આત્મવિદ્યાવાળા જે કોઈ (દેવ વા અસુરો) થશે તે નાશને પામશે ઇત્યાદિ વાક્ય પ્રજાપતિને શાપણપૂર્વક કહ્યું તે નિરૂપણ કરે છેઃ—

१ २ ३ ४ ५ ७
एतौ प्रजापतेः शिष्याविति भ्रान्त्या विपर्ययम् ।
६ ८ ९+१० ११ १३ १२
तदीयं प्राप्य नश्येयुरिति सोऽघोषयद्गुरुः ॥ २८ ॥

અ૦ આ બન્ને પ્રજાપતિના શિષ્ય છે એમ ભ્રાન્તિને લઈ (જે કોઈ) (દેવ વા અસુર) તે (ઉભય)ની વિપરીત નિશ્ચયવાળી (આત્મવિદ્યા)ને ગ્રહણ કરશે તે પરાભવને પામશે એમ તે ગુરૂએ ડાંડી પિટીને કહ્યું. ૨૮

વિરોચન તે પછી 'દેહ આત્મા છે' એમ સ્વેચ્છાનુસાર બોધ કરવા લાગ્યો ઇત્યાદિ ત્રણ શ્લોકવડે નિરૂપણ કરે છેઃ—

१ ७ ५ २ ३ ४
विरोचनस्तामसत्वाच्छीघ्रं तानसुरान्प्रति ।
६ ८ ९ ११ १०
गत्वा देहात्मतां तेभ्य उपादिक्षन्निजेच्छया ॥ २९ ॥

અ૦ 'વિરોચન' તે અસુરો પ્રત્યે શીઘ્ર જઇને, તામસરૂપ હોવાથી 'દેહાત્મતા' (દેહ તેજ આત્મા છે) નો ઉપદેશ તેમને પોતાની ઇચ્છાનુપૂર્વક કરવા લાગ્યો. ૨૯

પૂર્વોક્ત ઉપદેશનું સ્પષ્ટીકરણ કરે છેઃ—

× ટિપ્પણ: ૨૬ જુઓ "एष आत्मेति...शान्तहृदयौ प्रवव्रजतुः" (छां. ८–८–१) ।
× ટિપ્પણ: ૨૮ જુઓ "अनुपलभ्यमात्मानं . पराभविष्यन्ति" (छां. ८–९–४) ।
× ટિપ્પણ: ૨૯ જુઓ "स ह शांतहृदयः...मन्यन्ते" (छां. ८–८. ४–५) ।

अक्षिच्छाया देहजन्या तया देहोपलक्षणात्।
देह आत्मा स्वस्वदेहं सदा पूजयतामसुराः॥ ३० ॥

અ૦ ચક્ષુ મધ્યેની 'છાયા' દેહજન્ય (છે) તે વડે દેહનુ ઉપલક્ષણુ થાય છે તેથી 'દેહ' આત્મા (છે) [માટે] હે અસુરો ! પોતપોતાના દેહનુ સદા પૂજન–પરિપાલન–કરો ૩૦

હવે, 'આસુરસમ્પ્રદાય'નુ નિરૂપણુ કરે છે —

देहे दृढेऽत्र भोगोऽस्ति मुक्तिः स्याच्छवपूजया।
इत्यासुरः सम्प्रदायः प्रायेणाद्यापि दृश्यते॥ ३१ ॥

અ૦ અહી દેહ દઢ–સ્થિર–(અને) ભોગ પ્રાપ્ત થાય (અને) શબની પૂજાવડે મુક્તિ પ્રાપ્ત થાય એમ 'આસુરી' સમ્પ્રદાય અદ્યાપિ પ્રાયશઃ અનુભવાય છે ૩૧

ઇન્દ્રે શુ કર્યું તે હવે બે શ્લોકોવડે નિરૂપણુ કરે છે —

इन्द्रस्तु सात्विकत्वेन मननं कुरुतेऽध्वनि।
आन्ध्यादयोऽपि छायायामलंकारदयो यथा॥ ३२ ॥

અ૦ કિન્તુ ઇન્દ્ર, જે પ્રમાણે અલકારાદિક પ્રતિબિબ વિષે (અલકારાદિકરૂપે દેખાય) [તે પ્રમાણે] અધપણુ આદિક પણુ દેહવિષે (અધરૂપે) દેખાય [એમ] સાત્વિકત્વપૂર્વક માર્ગમા મનન કરે છે ૩૨

ઇન્દ્ર શુ 'મનન' કરે છે તેનુ ઇત્યાદિ નિરૂપણુ કરે છે —

एवं सत्यनघं छाया देहजाऽपापा कथं भवेत्।
एवं मत्वा समागत्य गुरोरग्रे तथाऽब्रवीत्॥ ३३ ॥

અ૦ એમ સતે, દેહની 'છાયા' 'અભય' પ્રકારરૂપે કેમ હોઈ શકે ? એમ મનન કરીને ગુરુની સમીપમા આવી (તેણે) તે પ્રમાણે કહ્યુ ૩૩

હવે, ગુરૂએ તે ઇન્દ્રને શુ વચન કહ્યુ તેનુ નિરૂપણુ કરે છે —

---

× ટિપ્પણ ૩૧ જુઓ तस्मादप्य यद्दधान' (છા ૮–૮–૫)

× ટિપ્પણ ૩૨ જુઓ 'अथ हेन्द्रो पुनरेयाय' (છાં ૮–૬–૧–૨)

पापक्षयाय द्वात्रिंशद्वर्षाणि तपसे वस।
पूर्वोपदिष्टं भूयोऽपि ब्रवीमीत्याह तं गुरुः ॥ ३४ ॥

અ૦ પાપનો નાશ થાય તે અર્થે બત્રીશ વર્ષ તપ કરવા રહે. (એટલે) પુનરપિ પૂર્વે ઉપદેશ કરેલો બોધ પુનઃ કરીશ એમ ગુરૂએ તેને કહ્યું. ૩૪

જાગ્રતદશા વિષે સ્થૂલદેહની આત્મા સાથે 'સાંકર્યતા' જણાય છે તેથી સ્વપ્નમધ્યે જે સાક્ષી છે તે 'આત્મા' છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

जाग्रति स्थूलदेहेन सांकर्यं शंक्यते ततः।
स्वप्ने यश्चरतीवासौ साक्ष्यात्मेत्यवगम्यताम् ॥ ३५ ॥

અ૦ જાગ્રતમધ્યે સ્થૂલદેહની સાથે (આત્માની) 'સાંકર્યતા'—અભેદ-હોવાની શંકા ઉત્પન્ન થાય છે તેથી સ્વપ્નમધ્યે જે સંચાર કરતો હોય તેમ જણાય છે તે 'સાક્ષી' 'આત્મા' છે એમ જાણવું. ૩૫

દેહબિંબ વિષે રહેલા અંધપણું તથા રોગાદિક દોષો સ્વપ્ન મધ્યે હોતા નથી તેથી તે શાંતિ પામ્યો ઇત્યાદિક નિરૂપણ કરે છેઃ—

आन्ध्यरोगादयो दोषाच्छायायां देहबिम्बगाः।
भान्ति स्वप्ने तु नैवेति तुष्टो वव्राज पूर्ववत् ॥ ३६ ॥

અ૦ દેહરૂપી બિંબવિષે હોનારા અંધપણું તથા રોગાદિ દોષો (દેહની) છાયામધ્યે (જળતવિષે) ભાસે છે કિન્તુ સ્વપ્ન વિષે નહિ જ એમ તુષ્ટ થઈ પહેલાંની પેરે (તે ઇન્દ્ર) [વિર] ગયો. ૩૬

ત્યાં 'મનન' કરતાં ચોર તથા વ્યાઘ્રાદિકનો ભય આદિક દોષો સ્વપ્ન વિષે હોવાનું ઇન્દ્ર નિરૂપણ કરે છેઃ—

मन्वानः सन्नन्यदोषानपश्यत्स्वप्नमात्मनि।
चोरव्याघ्रादयोघ्नतीत्यादीनागत्य चाब्रवीत् ॥ ३७ ॥

× ટિપ્પણ: ૩૪ જુઓ "एकमेवैष....वर्षाणि" (छां. ८-९-३)।
× ટિપ્પણ: ૩૫ જુઓ "य एष...आत्मेति" (छां. ८-१०-१)।
× ટિપ્પણ: ૩૬ જુઓ "स ह शान्तहृदयः...प्रवव्राज" (छां. ८-१०-१)।

અ૦ મનન કરતાં, ચોર તથા વ્યાઘ્રાદિક વધ કરે છે ઇત્યાદિક અન્ય-દોષો સ્વપ્નાત્મા મધ્યેં હોવાનું જોયું અને આવીને કહ્યું (સ્વપ્નવિષે પણ 'વાસનાદેહ' છે એમ)' કહ્યું. ૩૭

સ્વપ્ન વિષે પણ 'વાસનાદેહ' હોવાની શંકા રહે તેથી સુષુપ્તિ વિષે હોનાર 'સાક્ષિ' તે આત્મા છે ઇત્યાદિક નિરૂપણ કરે છે:—

१ २ ३ ४+५ ८
स्वप्नेऽपि वासनादेहः शंक्यतेति सुषुप्तिगम् ।
९ १० ६ ७
साक्षिणं प्रोक्तवाँस्तस्मै द्वात्रिंशद्वर्षसेविने ॥ ३८ ॥

અ૦ સ્વપ્નવિષે પણ 'વાસનાદેહ' હોવાથી (તે આત્મા છે એમ) શંકા ઉત્પન્ન થાય એમ (કહેતાં) બત્રીશ વર્ષ પર્યંત સેવન કરનાર (ઇન્દ્ર)ને સુષુપ્તિ વિષે હોનાર સાક્ષિ તે આત્મા છે એમ ઉપદેશ કર્યો. ૩૮

'સુષુપ્તિસ્થ' આત્મા જાડ્યદોષયુક્ત હોવાનું તથા તે વિનષ્ટ જેવો હોવાનું ઇન્દ્ર કહે છે:—

१ २ ३ ४ ५ ६
तुष्टोऽगच्छत्सुषुप्तिस्थे जाड्यं दोषमवेक्षत ।
१० ८ ९ ११ १२ ७ १३
विनष्टसदृशः सुप्तावात्मेत्यागत्य चाब्रवीत् ॥ ३९ ॥

અ૦ (પૂર્વોક્ત ઉપદેશથી) સંતુષ્ટ થઇ તે (ઘેર) ગયો. (કિન્તુ) સુષુપ્તિસ્થ (સાક્ષિરૂપ આત્મા વિષે) જડપણું–અજ્ઞાનરૂપ–દોષ જોયો અને (તેથી) સુષુપ્તિ મધ્યેં આત્મા 'વિનષ્ટપ્રાય' છે એમ આવીને (પ્રજાપતિને) કહ્યું. ૩૯

પાપનાશને લીધે ઇન્દ્રે અમૂર્ત 'કારણદેહ'ને જાણ્યો ઇત્યાદિક નિરૂપણ કરે છે:—

३ ४ ५ ६ १ २
अमूर्त्तं कारणं देहं वोद्धुं पापक्षयादसौ ।
७ ८ ९ १० १३ १४ १२ ११
शक्तोऽभूदिति सन्तुष्टः पुनः प्रोवाच तं गुरुः ॥ ४० ॥

અ૦ પાપનાશને લીધે આ (ઇન્દ્ર) અમૂર્ત 'કારણદેહ'ને–અજ્ઞાનને જાણવાને સમર્થ થયો એમ (જાણી) સંતુષ્ટ થઇ ગુરૂએ તેને પુનઃ ઉપદેશ કર્યો. ૪૦

વધુ પાંચ વર્ષ સેવા કરતાં ગુરૂએ તે ઇન્દ્રને સ્પષ્ટ ઉપદેશ કર્યાનું નિરૂપણ કરે છે:—

■ ટિપ્પણ: ૩૮ જુઓ "सहाऽपराणि...विजानातीत्येष आत्मा" (છાં. ૮–૧૦–૪, ૮–૧૧–૧)।

× ટિપ્પણ: ૪૦ જુઓ "एवमेवैषः...तस्मै होवाच" (છાં. ૮–૧૧–૧)।

पञ्चवर्षाणि सेवस्व पापशेषक्षयाय ते ।
इत्युक्त्वा सेवते तस्मै गुरुः स्पष्टमुपादिशत् ॥ ४१ ॥

અ૦ તારા પાપશેષનો નાશ થાય તે અર્થે પાંચ વર્ષ વધૂ સેવા કર એમ કહીને ગુરૂને સેવનાર એવા તેને સ્પષ્ટ ઉપદેશ કર્યો. ૪૧

'સ્થૂલ' 'સૂક્ષ્મ' તથા 'કારણશરીર' એમ ત્રણે 'અનિત્ય' છે ઇત્યાદિક ગુરૂ નિરૂપણ કરે છેઃ—

मघवन् यत्त्वया बुद्धं शरीरं तत्त्रिधा स्थितम् ।
स्थूलं सूक्ष्मं कारणं च तत्तु सर्वं विनश्वरम् ॥ ४२ ॥

અ૦ હે ઇન્દ્ર! જે શરીરનુ આત્મારૂપે હોવાનુ તને જ્ઞાન થયુ તે 'સ્થૂલ' 'સૂક્ષ્મ' અને 'કારણ'રૂપ એમ ત્રણ પ્રકારે રહેલાં × કિંતુ તે સર્વ 'અનિત્ય' છે. ૪૨

આ શરીરો તો જીવના 'ભોગાધિષ્ઠાન'રૂપ છે તેથી તે આત્મા ન હોય ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

अनश्वरात्मतत्त्वस्य प्रवेष्टुर्जीवरूपतः ।
भोगाधिष्ठानमेवैतद्वपुर्नास्यात्मताऽस्ति हि ॥ ४३ ॥

અ૦ આ શરીર, જીવરૂપે પ્રવેશનાર અનશ્વર આત્મતત્ત્વના ભોગનું અધિષ્ઠાન છે. નિશ્ચે, આની આત્મતા–આત્મા હોવાપણું–સિદ્ધ ન હોય. ૪૩

પૂર્વોક્ત ત્રણે શરીરનો ત્રણે દશાવિષે 'પ્રકાશક' 'સાક્ષિ' તે જ આત્મા હોય ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

जाग्रत्स्वप्नसुषुप्तेषु भासयेद्यो वपुस्त्रयम् ।
स साक्ष्यात्मा ब्रह्मतास्य सुखदुःखादिवर्जनात् ॥ ४४ ॥

જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિ મધ્યે જે ત્રણે શરીરનો 'પ્રકાશક' સાક્ષી હોય તે આત્મા (હોય) [અને] તે સુખ તથા દુઃખાદિથી રહિત હોવાથી તેને 'બ્રહ્મતા'–બ્રહ્મસ્વરૂપે હોવાપણું–(ઘટે). ૪૪

આત્માના 'પ્રતિબિમ્બ'રૂપ 'ભોક્તા' 'જીવ'નું નિરૂપણ કરે છેઃ—

---

× ટિપ્પણ: ૪૨ જુઓ "मघवन्मर्त्यं वा...शरीरं" (छां ८-१२-१)

× ટિપ્પણ: ૪૩ જુઓ "तदस्या...धिष्ठानं" (छां. ८-१२-१)

आत्मनः प्रतिविम्बो यः सोऽयं देहं प्रविष्टवान् ।
प्रतिरूपो वभूवेति श्रुत्यन्तरसमीरणात् ॥ ४५ ॥

અ० આત્માનો જે 'પ્રતિબિમ્બ' તે આ દેહ વિષે પ્રવિષ્ટ થયલો કેમકે તે (આત્મા) 'પ્રતિરૂપ' થયો એમ અન્ય શ્રુતિ વિષે કહેલું છે. ૪૫

તે 'ભોક્તા'રૂપ 'જીવ' ત્રણે દેહ મધ્યે તાદાત્મ્યાભિમાન કરી પુણ્યાપુણ્યને ભોગવે છે ઈત્યાદિ નિરૂપણ કરે છેઃ—

स भोक्ता त्रिपु देहेपु तादात्म्यमभिमन्यते ।
सशरीरः स्वकर्मोत्थे भुंक्तेऽवश्यं प्रियाप्रिये ॥ ४६ ॥

અ० તે ('પરમાત્મા') 'ભોક્તા'રૂપે સતો ત્રણે દેહ પરત્વે તાદાત્મ્યાભિમાન કરનાર થાય છે. (તેથી) શરીરસંપન્ન સતો પોતાનાં કર્મજન્ય પુણ્યાપુણ્યને અવશ્ય ભોગવે છે. ૪૬

પુણ્યાપુણ્ય, 'અશરીર' 'સાક્ષિ' આત્માને સ્પર્શ કરતાં નથી તેથી 'સાક્ષી'ને સંસારનો અભાવ હોય છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

अशरीरं साक्षिणं तु स्पृशेते न प्रियाप्रिये ।
संसारस्तदभावौ द्वौ सुस्थितौ कर्तृसाक्षिणोः ॥ ४७ ॥

અ० કિન્તુ, પુણ્ય તથા અપુણ્ય અશરીરી સાક્ષી (આત્મા)ને સ્પર્શ કરે નહી (કેમકે) સંસાર અને તેનો અભાવ ઉભય (અનુક્રમે) 'કર્તા' તથા 'સાક્ષિ' પરત્વે સુસ્થિત હોય છે. ૪૭

અજ્ઞ પુરૂષને 'અવિવેક'ને લઈને સાક્ષિ વિષે દુઃખ આદિક 'અભિમાન' દેખાય છે ઈત્યાદિ નિરૂપણ કરે છેઃ—

एवं व्यवस्थितेऽप्यज्ञः कर्तृदेहेपु साक्षिणम् ।
अशरीरं प्रवेश्याशु सुखं दुःखं च मन्यते ॥ ४८ ॥

× ટિપ્પણ: ૪૬ જુઓ "आत्तो वै...स्पर्शतिरस्त्य" (छां. ૮-૧૨-૧).
× ટિપ્પણ: ૪૭ જુઓ "अशरीरं...स्पृशतः" (छां. ૮-૧૨-૧).
× ટિપ્પણ: ૪૮ જુઓ "अशरीरो...उत्तमः पुरुषः" (छां. ૮-૧૨-૨-૩).

અ० એ રીત્યે (ઉપર કહ્યું તેમ) વ્યવસ્થા હોય છે તથાપિ અજ્ઞાની પુરૂષ કર્તાદેહ પરત્વે અશરીરી સાક્ષિનો પ્રવેશ કરાવીને (અર્થાત્ તાદાત્મ્યાધ્યાસ કરીને) જલ્દી સુખીને દુઃખી હોવાનું માને છે. ૪૮

'વિવેક' અને શરીરત્રયનું 'અભિમાન' ત્યજાતાં કેવળ 'સાક્ષિ' બ્રહ્માત્મરૂપે વ્યવસ્થિત રહે છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

विवेके सति साक्ष्येव शरीरेभ्यः समुत्थितः ।

स्वाभाविकेन ब्रह्मात्मरूपेण व्यवतिष्ठते ॥ ४९ ॥

અ० (શરીરત્રયથી આત્મા ભિન્ન હોવાનો) વિવેક સતે, ત્રણે શરીરના 'અભિમાન'થી નિર્મુક્ત કેવળ 'સાક્ષી' સ્વાભાવિક બ્રહ્માત્મ સ્વરૂપે વ્યવસ્થિત રહે છે. ૪૯

હવે સાક્ષિસમાન 'દેહરહિત' એવા દૃષ્ટાંતનું નિરૂપણ કરે છેઃ—

अस्मिन्नर्थे साक्षितुल्या दृष्टान्ता देहवर्जिताः ।

वाय्वभ्रविद्युतां नास्ति हस्तपादादिमद्वपुः ॥ ५० ॥

અ० આ અર્થમાં સાક્ષિ સમાન દેહરહિત—અશરીર—(વાયુ આદિ) દૃષ્ટાંતો (હોય છે). વાયુ, અભ્ર તથા વિદ્યુતને હાથપગયુક્ત (સશરીર) વપુ હોતું નથી. ૫૦

વાયુ તથા આકાશાદિક 'અશરીરી' તત્ત્વો વૃષ્ટિ સમયે આકાર-(સ્થૂલાકાર) સંપન્ન થાય છે ઇત્યાદિક નિરૂપણ કરે છેઃ—

अदेहा वृष्टिसिद्ध्यर्थमाकारान्काँश्चिदाप्नुवन् ।

वृष्टिनिष्पादकस्तत्तदाकारो व्योम्नि दृश्यते ॥ ५१ ॥

અ० અશરીર (સૂક્ષ્મ આકારવાળાં) (વાયુ આદિક તત્ત્વો) વૃષ્ટિ સિદ્ધ થાય તે અર્થે કાંઈ પણ પ્રકારના આકારને પ્રાપ્ત થતાં, વૃષ્ટિને ઉત્પાદન કરનાર તે તે (મેઘસ્વરૂપ) આકારો આકાશ મધ્યે દેખાય છે. ૫૧

વૃષ્ટિકાળપૂર્વે તે આકારો—આકૃતિઓ ગૂઢ હોય છે તે ગ્રીષ્મ ઋતુમાં 'સંતાપસંજ્ઞક' પરંજ્યોતિ સ્વરૂપને પામે છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

× ટિપ્પણઃ ૪૯ જુઓ "शरीरात्" (છાં. ૮-૧૨-૨).

× ટિપ્પણઃ ૫૦ જુઓ "अशरीरो वायु." (છાં. ૮-૧૨-૨).

× " ૫૧ જુઓ "काश्चिदा" આમ પણ પાઠ છે.

१ २ ३ ४ ५ ६ ८
आकारा वृष्टिकालात्प्राग् व्योम्नि गूढा न तु स्फुटाः।
९ ११ १० १२ १३ १४
ततो व्योम्नः समुत्थाय निदाघे ज्योतिराप्नुवन् ॥ ५२॥

અ० તે આકૃતિઓ વૃષ્ટિકાળની પૂર્વે આકાશમધ્યે ગૂઢ સ્વરૂપે રહેલી હોય છે કિન્તુ તે સ્ફુટસ્વરૂપ હોતી નથી. તેથી ગ્રીષ્મઋતુકાળે આકાશ થકી સમુત્થાન કરી જ્યોતિસ્વરૂપને પામતાં-૫૨

'સંતાપ'-તેજ-નામની સંજ્ઞાને પામી વૃષ્ટિકાળે તે આકૃતિઓ સ્વસ્વરૂપે પ્રત્યક્ષ સિંચાય છે ઇત્યાદિક નિરૂપણ કરે છે:—

१ २ ३ ४ ५ ६
संतापाख्यं परं ज्योतिः प्राप्यते न दृढीकृताः।
७ ८ ९+१० ११
वृष्टिकाले स्वस्वरूपं स्फोरयन्तीति दृश्यते ॥ ५३ ॥

અ० 'સંતાપ'-પ્રકૃષ્ટ ઉષ્ણભાવ-સંજ્ઞક પરંજ્યોતિઃ સ્વરૂપને પ્રાપ્ત થાય છે (કિન્તુ) તે દૃઢ-સ્થૂલ-સ્વરૂપ થયલી હોતી નથી. વૃષ્ટિકાળે તે (આકૃતિઓ) સ્વસ્વરૂપને સિંચતી હોય તેમ દેખાય છે. ૫૩

તેજ પ્રમાણે (દૃષ્ટાંતને સિદ્ધાંત પરત્વે યોજતાં) આ 'અશરીરી સાક્ષી' અજ્ઞાનને લઇ દેહ વિષે ગૂઢ રહેલો તે 'વિવેકે' કરીને પ્રગટ થાય છે ઇત્યાદિ નિરૂપણ કરે છે:—

१ २ ३ ४ ५
तथायमशरीरः सन् साक्ष्यज्ञानतिरोहितः।
६ ७ ८ ९ १०
देहेऽन्तर्भूय वपुषो विवेकेन समुत्थितः ॥ ५४ ॥

અ० તેજ પ્રમાણે આ 'અશરીર' સતો, અજ્ઞાનને લઇને ઢંકાયલ 'સાક્ષી' દેહ મધ્યે ગૂઢ રહીને વિવેકને લઇ દેહથી બ્હાર ઊઠીને-૫૪

તે પરં જ્યોતિઃ સ્વરૂપે મહાવાક્યોત્થ ઉપદેશવડે બ્રહ્મસ્વરૂપને પ્રાપ્ત થાય છે ઇત્યાદિ નિરૂપણ કરે છે:—

१ २ ३ ४ ५ ६
परं ज्योतिर्ब्रह्मरूपं प्राप्य वाक्योत्थबोधतः।
१ ७ ८ ९
स्वेन वास्तवरूपेण निर्द्वैतेनावभासते ॥ ५५ ॥

× ટિપ્પણ: ૫૨ જુઓ "तथैतान्यमु...निष्पद्यन्ते" (छां. ८-१२-२).
× ટિપ્પણ: ૫૪ જુઓ "एवमेवैषसम्प्रसादः" (छां. ८-१२-३).
■ ટિપ્પણ: ૫૫ જુઓ "परं ज्योतिः...निष्पद्यते" (छां. ८-१२-३).

અ૦ ( પૂર્વોક્ત દેહ બ્હાર ઉત્થાન થયેલ ) 'પરં જ્યોતિઃ' વાક્યોત્થ ઉપદેશ થકી બ્રહ્મસ્વરૂપને પ્રાપ્ત થઇ પોતાના યથાર્થ સ્વરૂપે નિર્દ્વંદ્વપૂર્વક પ્રકાશે છે. ૫૫

સાક્ષી સ્વતઃ નિર્મળ ( સમ્પ્રસાદઃ ) સ્વરૂપ હોય છે કિન્તુ, તે 'દેહતાદાત્મ્ય' લીધે અવિદ્યાવડે કલુષિત થાય છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

स्वतः साक्षी संप्रसादः काल्ुष्येण विवर्जनात् ।
अविद्यया स्यात्काल्ुष्यं देहतादात्म्यविभ्रमात् ॥ ५६ ॥

અ૦ ( અવિદ્યાદિક ) દોષવડે નિર્મુક્ત હોવાથી સાક્ષી ( આત્મા ) સ્વતઃ શુદ્ધ ( હોય છે ). અવિદ્યાને લઈ દેહતાદાત્મ્યના વિભ્રમને લીધે દોષપણું પ્રાપ્ત થાય છે. ૫૬

જાગરદશારૂપી મહાન્ સ્વપ્ન મધ્યે સહેજ સદોષતા હોવાનું અને સુષુપ્તિ મધ્યે સૂક્ષ્મમાત્ર અભિમાનનો અભાવ હોવાથી આત્મા શુદ્ધ સ્વરૂપ હોય છે ઇત્યાદિ બે શ્લોકવડે નિરૂપણ કરે છેઃ—

जागरे स्थूलसूक्ष्माभ्यां तादात्म्याद्व्याधयोऽखिलाः ।
आधयश्चास्य सन्तीदं महत्काल्ुष्यमिष्यते ॥ ५७ ॥

અ૦ જાગર મધ્યે સ્થૂલ તથા સૂક્ષ્મ ( દેહના ) તાદાત્મ્યને લીધે આ 'સાક્ષી' ( આત્મા )ને સમગ્ર વ્યાધિ તથા આધિઓ હોય છે એમ આ મહાન્ સદોષપણું તેને પ્રાપ્ત હોય છે. ૫૭

ईषत्कलुषता स्वप्ने सूक्ष्ममात्राभिमानतः ।
सुप्तौ तेनापि हीनत्वादयमात्मा प्रसीदति ॥ ५८ ॥

અ૦ સ્વપ્નમધ્યે સૂક્ષ્મમાત્ર અભિમાનને લીધે સહેજ સદોષતા (દેખાય) છે [ કિન્તુ ] સુષુપ્તિ મધ્યે તે ( સૂક્ષ્મમાત્ર અભિમાન )નો પણ અભાવ હોય છે તેથી આ આત્મા શુદ્ધ સ્વરૂપ હોય છે. ૫૮

સુષુપ્તિ મધ્યે અજ્ઞાનરૂપી બીજ હોય છે તેનો વિવેક કરતાં બીજ નાશ થયે આત્મા શુદ્ધ સ્વરૂપે રહે છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

काल्ुष्यबीजमज्ञानमस्त्यत्रार्थविवेकिनः ।
बीजेनापि विहीनत्वात्सम्यगेव प्रसीदति ॥ ५९ ॥

× ટિપ્પણ : ૫૬ જુઓ દેહતાદાત્મ્ય-દેહાભેદ. કલુષિત-દોષિત.

અ૦ અંહી (સુષુપ્તિ મધ્યે) સદોષતાનું 'બીજ' અજ્ઞાન હોય છે (કિન્તુ) દેહાદિક પદાર્થથી વિવેક કરનારને 'બીજ'નો પણ અભાવ થવાથી તે ('સાક્ષી' આત્મા) રૂડી રીતેજ શુદ્ધ સ્વરૂપે સિદ્ધ થાય છે. ૫૯

'જીવ' સ્વતઃ 'સાક્ષી'રૂપ છે અને દેહાદિકથી વિવેચન થતાં આ સાક્ષિ સ્વરૂપનો અનુભવ સિદ્ધ થાય ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

स्वतः साक्षी सम्प्रसादस्तत्स्वरूपानुभूतये ।
समुत्थानं भवेदस्य देहादिभ्यो विवेचने ॥ ६० ॥

અ૦ 'જીવ' સ્વતઃ સાક્ષીરૂપે (હોય છે.) વિવેકપૂર્વક, તે (શુદ્ધ) સ્વરૂપનો અનુભવ કરવા અર્થે આ (આત્મા)નું દેહાદિ થકી (દેહાત્મભાવના ત્યાગરૂપ) સમુત્થાન થાય છે. ૬૦

આ 'સાક્ષિ' આત્માની જીવત્વ-નિવૃત્તિના અર્થે 'મહાવાકયો' મધ્યે બ્રહ્મસ્વરૂપનો ઉપદેશ કર્યો ઇત્યાદિનું નિરૂપણ કરે છેઃ—

समुत्थितस्य जीवत्वनिवृत्त्यै ब्रह्मरूपताम् ।
महावाक्यानि सर्वाणि बोधयन्त्यतियत्नतः ॥ ६१ ॥

અ૦ સર્વેય મહાવાકયો, સમુત્થાન કરેલ (સાક્ષી)નું 'જીવપણું' ટાળવા (તેની) 'બ્રહ્મસ્વરૂપતા'નો અત્યન્ત-યત્નપૂર્વક ઉપદેશ કરે છે ૬૧

ચક્ષુમધ્યે જે પુરૂષાકૃતિની છાયા દેખાય છે તેમ કહેવુ તે, મહાવાકયાદિકના બોધ થકી પરબ્રહ્મ છે એમ સિદ્ધ થાય છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

परं ज्योतिर्ब्रह्मरूपं प्राप्य वाक्यार्थबोधतः ।
उत्तमः पुरुषः स स्याद्यः पुराऽक्षिणि वर्णितः ॥ ६२ ॥

અ૦ જે પહેલાં ચક્ષુમધ્યે (સાક્ષિ સ્વરૂપે હોવાનો) ઉપદેશ કરેલો તેજ, વાક્યાર્થના ઉપદેશ થકી પરંજ્યોતિસ્વરૂપ બ્રહ્મરૂપને પ્રાપ્ત થઇ 'ઉત્તમ પુરૂષ' રૂપે સિદ્ધ થાય છે. ૬૨

'ઉત્તમતા' કોને કહે તેનું નિરૂપણ કરે છેઃ—

देहादज्ञानतः कार्यात्कारणाच्चायमुत्तमः ।
जीवत्वहानाद्ब्रह्मत्वभावाच्चोत्तमतोचिता ॥ ६३ ॥

× ટિપ્પણ: ૬૧ જુઓ "स उत्तमः...पुरुषः" (छां. ८-१२-३)

અ૦ દેહરૂપી કાર્યથી અને અજ્ઞાનરૂપ કારણથી આ (પુરુષાત્મા) 'ઉત્તમ' (છે). જીવત્વબાધ તથા બ્રહ્મત્વભાવને લીધે તેની ઉત્તમતા હોવાનું ઘટે છે. ૬૩

પૂર્વોક્ત ઉક્તિને શ્રી ભગવાનના વાક્યવડે બે શ્લોકમાં દ્રઢાવે છે:—

द्वाविमौ पुरुषौ लोके क्षरश्चाक्षर एव च ।
क्षरः सर्वाणि भूतानि कूटस्थोऽक्षर उच्यते ॥ ६४ ॥

અ૦ 'ક્ષર' અને 'અક્ષર' જ એમ લોક મધ્યે આ બે પુરુષો (છે). 'ક્ષર' તે સર્વ ભૂતો અને 'અક્ષર' તે કૂટસ્થ (એમ) કહેવાય છે. ૬૪

'ક્ષર' તથા 'અક્ષર' તત્ત્વનું નિરૂપણ કરી હવે, 'પુરૂષોત્તમ' કોણ તે નિરૂપણ કરે છે:—

उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः ।
इत्याह भगवान् कार्यकारणाभ्यां तमुत्तमम् ॥ ६५ ॥

અ૦ કિન્તુ, (તે ઉભયથી) અન્ય 'ઉત્તમ પુરૂષ' તે 'પરમાત્મા' એમ કહેવાયલ છે. શ્રી ભગવાન, તેને કાર્ય તથા કારણ સ્વરૂપથી ઉત્તમ હોવાનું કહે છે. ૬૫

આવો 'ઉત્તમ પુરૂષ' તો મૂઢ પુરૂષને વિદ્યમાન હોય તો તત્ત્વવેત્તાને આ મૂઢ પુરૂષ વચ્ચે શો ભેદ ? એમ શંકોત્થાનનું નિરૂપણ કરે છે:—

उत्तमोऽयं पुमान् मूढप्राणिनामपि विद्यते ।
तत्र तत्त्वविदः कोऽतिशयः स्यादिति चेच्छृणु ॥ ६६ ॥

અ૦ 'ઉત્તમ પુરૂષ'-'પરમાત્મા'-મૂઢ પ્રાણિઓને પણ વિદ્યમાન હોય તો ત્યાં તત્ત્વવેત્તા થકી શું ભેદ હોય એમ કહે તો સાંભળ. ૬૬

પૂર્વોક્ત શંકાનુ વીશ (૬૭–૮૭) શ્લોકવડે નિરાસન કરતાં 'તત્ત્વવેત્તા' પુરૂષ ઉત્તમ બ્રહ્મસ્વરૂપને સર્વત્ર જુવે છે ઇત્યાદિ નિરૂપણ કરે છે:—

स तूत्तमब्रह्मरूपं तत्त्वविस्त्वात्मवस्तुनि ।
पर्येति स्वात्मबुद्ध्यैतं सर्वदेहस्थमीक्षते ॥ ६७ ॥*

* ટિપ્પણ ૬૬ જુઓ "स तत्र पर्येति...युक्ति" (છાં. ૮-૧૨-૩)

અ૦ કિન્તુ, તે 'તત્ત્વવેત્તા' પુરૂષ આત્મવસ્તુ પરત્વે ઉત્તમ બ્રહ્મસ્વરૂપને પ્રાપ્ત થાય છે. (અને) આ સર્વ દેહસ્થ (આત્માને) પોતાનો આત્મા હોવાનું બુદ્ધિપૂર્વક અનુભવે છે. ૬૭

તે 'તત્ત્વવેત્તા' પુરૂષે ઈન્દ્રાદિક દેહને પામી જે ભોગ ભોગવેલા તે તે દેહનું કદાપિ સ્મરણ કરે નહિ ઇત્યાદિ બે શ્લોકવડે નિરૂપણ કરે છેઃ—

इन्द्रराजादिदेहेषु नाना खाद्यानि भक्षयन् ।
बालैः साकं हसन्स्त्रीभिः कदाचिद्रमते सह ॥ ६८ ॥
यानैः क्वापि ज्ञातिभिश्च सहितो मोदते खलु ।
न कदाचित्स्मरत्येतद्वपुर्जनसमीपगम् ॥ ६९ ॥

અ૦ ઇન્દ્ર તથા રાજાદિકના દેહો મધ્યે જાતજાતનાં ખાદ્ય પદાર્થોનું ભક્ષણ કરતાં, બાલકો સહ હસતાં, કવચિત્ (તે) સ્ત્રીઓ સહ રમણ કરે છે. ૬૮

વળી કોઈ સ્થલે તે નિશ્ચે, અશ્વાદિકવડે તથા જ્ઞાતિબંધુઓવડે આનન્દને પામે છે. (તથાપિ) તે આ મનુષ્યગામી દેહનું કદાપિ સ્મરણ કરતો નથી. ૬૯

પૂર્વે વિવેકાભાવને લઈને દેહ-તાદાત્મ્યને લીધે પૂર્વેના દેહો મધ્યે જે કાંઈ દુઃખાનુભવ થએલો તેનો, વિવેકને લઈ હવે તેને અભાવ હોય છે ઇત્યાદિ તેર શ્લોકવડે (૭૦–૮૩) નિરૂપણ કરે છેઃ—

एतद्देहेन तादात्म्यभ्रान्त्या दुःखमभूत्पुरा ।
विवेकेन भ्रमेऽपेते तद्दुःखं नाद्य वीक्षते ॥ ७० ॥

અ૦ પૂર્વે આ દેહ સાથે તાદાત્મ્ય-ભ્રાન્તિને લઇને દુઃખ ઉત્પન્ન થયહું. (કિન્તુ) તે દુઃખને, 'વિવેક' વડે (તાદાત્મ્ય) ભ્રમ ટળતાં હવે અનુભવતો નથી. ૭૦

આ 'તત્ત્વવેત્તા'–જ્ઞાની–ને ઇન્દ્રાદિક દેહો મધ્યે પૂર્વે દેહતાદાત્મ્ય નહોતું એટલે તેને તે તે દેહગત દુઃખની શંકા પણ હવે ન હોય ઇત્યાદિક નિરૂપણ કરે છેઃ–

इन्द्रराजादिदेहेषु न तादात्म्यं पुरापि च ।
अतो न तद्देहदुःखशंकाऽप्यस्याद्य विद्यते ॥ ७१ ॥

× ટિપ્પણ: ૬૮ જુઓ "જક્ષન્...શરીર" (છાં. ૮-૧૨-૩)

અ૦ વળી, પૂર્વે તેને ઇન્દ્ર તથા રાજાદિકના દેહ પરત્વે તાદાત્મ્ય ન હોતું એથી આને તે તે દેહગત દુઃખની શંકાપણુ આજે વિદ્યમાન હોતી નથી. ૭૧

'તત્ત્વવેત્તા-જ્ઞાની' - સાક્ષી આત્માવડે સાક્ષિભૂત તે તે દેહગત સાક્ષ્ય સુખોનો અભિમાની હોય કિન્તુ દુઃખોનો અભિમાની ન હોય ઈત્યાદિ નિરૂપણ કરે છેઃ-

सुखानि तद्देहगानि साक्षी सर्वाण्यवेक्षते ।
साक्ष्यात्मत्वाभिमानी सन् ज्ञानी तान्यभिमन्यते ॥ ७२ ॥

અ૦ સાક્ષી ( આત્મા ) તે દેહગત સર્વ સુખોને જુવે છે. ( કિન્તુ ) જ્ઞાની પુરૂષ સાક્ષ્યસ્વરૂપ તે સુખોનો અભિમાની થઈ તેનું અભિમાન કરનારો થાય છે. ૭૨

દુઃખો માયિક હોવાથી ' તત્ત્વવેત્તા ' તેનો અભિમાન કરનારો થાય નહીં ઈત્યાદિ નિરૂપણ કરે છેઃ—

दुःखान्यपीक्षते साक्षी तथाप्येतेषु तत्त्ववित् ।
नाभिमानमुपादत्ते दुःखानां मायिकत्वात् ॥ ७३ ॥

અ૦ ' સાક્ષી ' આત્મા દુઃખોને પણ જોનારો હોય છે તથાપિ ' તત્ત્વવેત્તા ' પુરૂષ દુઃખો અસત્ય હોવાથી તે પરત્વે અભિમાનને ગ્રહણ કરનારો થતો નથી ૭૩

વિષયગત આનન્દ અર્થાત સુખ બ્રહ્માનન્દના ' લેશ ' રૂપે હોય છે તેથી તે આનન્દસુખ પરત્વે ' તત્ત્વવેત્તા ' ને પક્ષપાત હોય છે ઈત્યાદિક નિરૂપણ કરે છે —

ब्रह्मानन्दस्य लेशाः स्युरानन्दा विषयोत्थिताः ।
अतस्तत्त्वविदः पक्षपातो ह्येतेषु विद्यते ॥ ७४ ॥

અ૦ વિષયજન્ય સુખ બ્રહ્માનન્દના ' લેશ ' રૂપે ( હોય છે ) એથી ' તત્ત્વવેત્તા ' ને તે પરત્વે પક્ષપાત હોય છે. ૭૪

' સર્વાત્મદર્શી ' પુરૂષને સુખાનુભવ હોય દુઃખાનુભવ ન હોય ઈત્યાદિક શ્રુત્યન્તર વાક્યનું નિરૂપણ કરે છે —

× ટિપ્પણ ૭૨ સાક્ષ્ય-સાક્ષિના વિષયભૂત.

पुण्यमेवामुमाप्नोति न दैवान्पापमाप्नुयात् ।
इति श्रुत्यन्तरं ब्रूते सुखं सर्वात्मदर्शिनः ॥ ७५ ॥

અ૦ તે 'સર્વાત્મદર્શી' પુણ્યને જ પ્રાપ્ત કરે છે (અને) દૈવથી પાપને પ્રાપ્ત કરે નહી એમ 'સર્વાત્મદર્શી'–તત્ત્વવેત્તા–(પુરૂષ) ને સુખાનુભવ કરનાર હોવાનું અન્ય શ્રુતિમાં કહેલું છે. ૭૫

તે 'સર્વાત્મદર્શી' પુરૂષ દુઃખાભિમાની હોય નહી ઇત્યાદિક તે શ્રુતિ-વાક્યથી બોધ કર્યાનું નિરૂપણ કરે છેઃ—

प्रजाः शोचन्ति यत्किञ्चित्तासामेव भवेदिदम् ।
न सर्वात्मदृशोऽस्तीति प्राहैतदपि सा श्रुतिः ॥ ७६ ॥

અ૦ મનુષ્યો જે કાંઈનો શોક–દુઃખ કરે છે તેમને જ આ શોકરૂપ વસ્તુ પ્રાપ્ત થાય છે. 'સર્વાત્મદર્શી'–સર્વ પ્રાણિનો આત્મા તે પોતાનો આત્મા છે એમ જાણનાર–ને (આ શોક) હોતો નથી એમ પણ તે શ્રુતિ કહે છે. ૭૬

'સર્વાત્મત્વ' હોય તથાપિ તે પુરૂષને દેહાદિ દોષલેપ ન હોય ઇત્યાદિ સૂર્યદૃષ્ટાંતપૂર્વક નિરૂપણ કરે છેઃ—

सर्वात्मत्वेऽपि देहादिदोषलेपो न मेऽस्ति हि ।
अदुष्टा सूर्यभा यद्वच्चण्डालादिस्पृगप्यसौ ॥ ७७ ॥

અ૦ 'તત્ત્વવેત્તાને' સર્વાત્મપણું ભલે હોય તથાપિ મને દેહાદિનો દોષલેપ નિશ્ચે પ્રાપ્ત થતો નથી. જે પ્રમાણે સૂર્યનાં કિરણો (સર્વસ્પર્શી હોય તથાપિ) શુદ્ધ હોય (તે પ્રમાણે) ચંડાળાદિકને સ્પર્શ કરનાર હોય તથાપિ આ (શુદ્ધ હોય છે). ૭૭

તે તે દેહાદિકનો દોષાભાવ કેમ હોય તે ઉપપાદન કરે છેઃ—

ब्रह्माद्याः स्थावरान्ता ये प्राणिनो मे वपुः स्मृताः ।
कामक्रोधादयो दोषा जायेरन् मे कुतोऽन्यतः ॥ ७८ ॥

અ૦ બ્રહ્માથી લઈ સ્થાવર પદાર્થ પર્યંત જે પ્રાણિયો હોય છે તેનાં શરીર તે મારાં છે એમ સ્મૃતિમાં કહેલું છે. (તેથી) મને શાથી અન્ય થકી કામ તથા ક્રોધાદિક દોષો ઉત્પન્ન થાય ? ૭૮

એ રીતે દુઃખાભિમાનરહિત હોવાથી તે કેવળ સુખમાત્રને ગ્રહણ કરનારા હોય ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

इत्याचार्या ब्रह्मबोधकुशला अभवन् पुरा ।
सुखमात्रग्राहिणोऽत्र दृष्टान्ताः सन्त्यनेकशः ॥ ७९ ॥

અ૦ એ રીતે બ્રહ્મબોધમાં નિપુણ આચાર્યો પૂર્વે સુખમાત્રને ગ્રહણ કરનાર સુખાભિમાનનો બોધ કરાવનારા થઈ ગયા. આ સંબંધમાં (સુખાભિમાન પરત્વે) અનેક દષ્ટાંતો છે. ૭૯

હવે 'દષ્ટાન્ત'નું નિરૂપણ કરે છેઃ—

वृक्षे मधुकरः पुष्परसं गृह्णाति नेतरत् ।
यतिर्भिक्षामुपादत्ते नाशौचं कस्यचिद्गृहे ॥ ८० ॥

અ૦ મધમાખ વૃક્ષ મધ્યે પુષ્પરસને ગ્રહણ કરે છે, બીજું કાંઈ નહિ. યતિ સંન્યાસી ભિક્ષાને ગ્રહણ કરે છે. તે કોઈને ઘેર અશૌચને ગ્રહણ કરે નહિ. ૮૦

મૂર્ખને પણ સુખપરત્વે પક્ષપાત હોય તથાપિ દેહતાદાત્મ્યને વિસ્મરણ કરવા તથા નિત્યસુખાનુભવ કરવા 'તત્ત્વજ્ઞાન' ઇષ્ટ છે ઇત્યાદિ બે શ્લોકવડે નિરૂપણ કરે છેઃ—

मूर्खस्यापि सुखे पक्षपातोऽस्तीत्युच्यते यदि ।
तर्हि तस्य प्रसिद्धयर्थं तत्त्वं सोऽप्यवगच्छतु ॥ ८१ ॥
तत्त्वे बुद्धे स्वदेहेन तादात्म्यं न स्मरत्यसौ ।
तेन दुःखे विनष्टेऽथ सुखमेव सदेक्षते ॥ ८२ ॥

અ૦ મૂર્ખને પણ સુખ પરત્વે પક્ષપાત હોય છે એમ જો કહેવાય તો તે (સુખ)ની, પ્રસિદ્ધયર્થ તે પણ 'તત્ત્વાવબોધ' પ્રાપ્ત કરે. ૮૧

'તત્ત્વાવબોધ' સિદ્ધ થયે આ (મૂઢ) સ્વદેહ સહ તાદાત્મ્યનું સ્મરણ કરે નહી તેને લઈ દુઃખનો વિનાશ થયે તદનન્તર તે 'સુખ'ને જ સદા અનુભવ કરનારો થાય છે. ૮૨

દેહતાદાત્મ્યનું અસ્મરણ કરે તો દેહનિર્વાહ શી રીતે સિદ્ધ થાય? ઇતિ શંકાનું દષ્ટાંતપૂર્વક ત્રણ શ્લોકવડે નિરસન કરે છેઃ—

१ २ ३ ४ ५ ६ ७
तादात्म्यस्याऽस्मृतौ देहनिर्वाहो नेति चेच्छृणु ।
९+१० ११ १२ १३ ८
अश्वादिनेव प्राणेन प्रेरितं रक्ष्यते वपुः ॥ ८३ ॥

અ૦ દેહસાથેના તાદાત્મ્યભાવનું અસ્મરણ થાય તો દેહનિર્વાહ ન થાય એમ (કહે) તો સાંભળ. શરીર, અશ્વાદિક વડે જેમ (રથ) પ્રેરાય તેમ પ્રાણ તેણે પ્રેરાયલ સતું રક્ષિત થાય છે. ૮૩

અશ્વાદિકના દૃષ્ટાંતનું નિરૂપણ કરે છેઃ—

१ २ ३ ४ ५ ६
रथे प्रयोगयोग्योऽश्वः शिक्षितः सारथिं विना ।
८+९ १० ११ १२ ७
स्वयमेव सदाभ्यासाद्गन्तव्यं प्रापयेत्खलु ॥ ८४ ॥

અ૦ રથે જોડવાયોગ્ય અશ્વ કેળવાયેલ (સતો) સારથિ વિના નિશ્ચે, પોતેજ સદાના અભ્યાસને લીધે ગન્તવ્ય પ્રદેશ પ્રત્યે પ્રાપ્ત કરાવે છે.

પૂર્વોક્ત દૃષ્ટાંત અર્થને 'સિદ્ધાન્ત' પરત્વે ઘટાવે છેઃ—

४ १ २ ३ ५
ईश्वरेणास्य देहस्य प्रेरणाय नियोजितः ।
६ ९ ७ ८ ११ १०
प्राणस्तद्भोगदेशेऽमुं देहं नयति कर्मणा ॥ ८५ ॥

અ૦ આ દેહની પ્રેરણાર્થે ઇશ્વર તેણે નિયોજેલ પ્રાણ આ દેહને કર્માનુસાર તેના ભોગપ્રદેશ પ્રત્યે આણે છે. ૮૫

'જીવન્મુક્ત' ને પણ પ્રારબ્ધફલકર્મોની દેહરક્ષાદિ પરત્વે આવશ્યક્તા હોય છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

१ २ ३ ४ ५ ६
गर्भस्थानां च बालानां निर्वाहो वपुषो यथा ।
८ ९ १० ११ १४ ७ १३ १२
जीवन्मुक्तस्य देहेऽपि निर्वाहः स्यात्तथा न किम् ॥ ८६ ॥

અ૦ ગર્ભસ્થ પુરૂષ અને બાલકના શરીરનો નિર્વાહ-રક્ષણ-જે પ્રમાણે થાય ■ તે પ્રમાણે 'જીવન્મુક્ત' નો દેહ પરત્વે નિર્વાહ પણ શું ન થાય? ८६

શ્લોક ६१ માં જે શંકા કરેલી તેનો હવે ઉપસંહાર કરે છેઃ—

१ २ ३ ४
समाधावात्मरूपेण व्युत्थाने भोग्यरूपतः ।
५ ६ ७ ८ १० ११ १२ ९
सर्वानन्दान्सदा भुंक्ते मुक्तस्यातिशयो ह्ययम् ॥ ८७ ॥

■ ટિપ્પણઃ ८३ જુઓ "स यथा प्रयोग्य...प्राणो युक्तः" (છાં. ८-१२-३).

અ૦ ('તત્ત્વવેત્તા') પુરૂષ સમાધિ મધ્યે આત્મસ્વરૂપે (અને) વ્યુત્થાનકાળે ભોગ્યરૂપે [એમ] સર્વ આનન્દોને સદા ભોગવે છે આજ 'મુક્ત' પુરૂષનો ('મૂઢ' થકી) ભેદ છે ૮૭

'મુક્ત' પુરૂષે જાણેલ સાક્ષી તે જ સર્વ ઇન્દ્રિયો મધ્યે ભાસે છે એમ જાણવું ઇત્યાદિ આઠ (૮૮–૯૬) શ્લોકવડે નિરૂપણ કરે છે —

मुक्तेन बुद्धः साक्ष्येष सर्वाक्षेषु विभाव्यताम्।

तत्तदिन्द्रियसंयुक्तत्रिपुटीं भासयत्यसौ ॥ ८८ ॥

અ૦ મુક્ત પુરૂષ તેણે અનુભવેલ આ સાક્ષી સર્વ ઇન્દ્રિયો મધ્યે (ભાસે છે) એમ જાણવું આ ('સાક્ષી') તે તે ઇન્દ્રિયોવડે વિશિષ્ટ (જ્ઞાતૃ જ્ઞાન તથા જ્ઞેય રૂપ) 'ત્રિપુટી'ને પ્રકાશનાર છે ૮૮

હવે, પૂર્વોક્ત ત્રિપુટીભાસક 'સાક્ષી'ના 'ઇન્દ્રિયભાસકપણા'નું નિરૂપણ કરે છે.—

भासमाने साक्षितत्त्वे तद्भासा भास्यमिन्द्रियम्।

चक्षुर्वियत्यभिव्याप्य रूपं सर्वं प्रकाशयेत् ॥ ८९ ॥

અ૦ 'સાક્ષિતત્ત્વ' પ્રકાશમાન સતે, તેના પ્રકાશવડે (ચક્ષુ) ઇન્દ્રિય પ્રકાશ્ય (હોય છે) [કેમકે] ચક્ષુ (ઇન્દ્રિય) આકાશ મધ્યે અભિવ્યાપ્ત થઇને સર્વરૂપને પ્રકાશે છે. ૮૯

હવે, ત્રિપુટીભાસકપણું દર્શાવવા દ્રષ્ટાદિક ત્રિપુટીનું નિરૂપણ કરે છે —

द्रष्टाहंकृत्यवच्छिन्नो दर्शनं चक्षुपः क्रिया।

दृश्यं रूपमियं सर्वा त्रिपुटी भाति साक्षिणि ॥ ९० ॥

અ૦ અહંકારથી અવચ્છિન્ન તે દ્રષ્ટા ચક્ષુની ક્રિયા તે દર્શન તથા રૂપ દૃશ્ય (છે) [એમ] આ સર્વ 'ત્રિપુટી' 'સાક્ષી' મધ્યે પ્રકાશે છે ૯૦

ઇન્દ્રિયો સાક્ષીભાસ્ય હોય છે તથાપિ તે તે ઇન્દ્રિયોની ઉપયોગિતા હોય છે ઇત્યાદિ નિરૂપણ કરે છે —

साक्षिणो भासकत्वेऽपि रूपगन्धादिभित्तये।

चक्षुर्घ्राणाद्यक्षजातं सर्वसाधारणं मनः ॥ ९१ ॥

× ટિપ્પણ ૮૮ જુઓ "अथ यत्र विजानाति" (छां ८-१२-४-५)

અ० 'સાક્ષી' ઇન્દ્રિયોનો ભાસક છે તથાપિ ચક્ષુ તથા ઘ્રાણાદિક ઇન્દ્રિયવર્ગની રૂપ તથા ગન્ધાદિ વિષયના વિલક્ષણજ્ઞાનની સિદ્ધયર્થ (આવશ્યકતા છે) [ અને ] મન, રૂપ તથા ગન્ધાદિકના જ્ઞાનનું પણ સાધારણ કારણ છે. ૯૧

પૂર્વોક્ત 'સાક્ષી' રૂપ 'ઉત્તમપુરૂષ' ગન્ધાદિક વિષયોના ભોગ કરવારૂપે જ્ઞાતાદિક ત્રિપુટીને પ્રકાશ કરનાર હોય છે ઇત્યાદિ નિરૂપણ કરે છે:—

जिघ्राणीममहं गन्धमित्यादि त्रिपुटीमिमाम् ।
सदा भासयते साक्षी स एवात्मोत्तमः पुमान् ॥९२॥

અ० 'હું આ ગન્ધને સૂંઘું છું' ઇત્યાદિ આ 'ત્રિપુટી' ને 'સાક્ષી' સદા પ્રકાશ કરનારો છે. (એથી) તે જ આત્મા ઉત્તમ પુરૂષરૂપ (છે.) ૯૨

આ 'મુક્તાત્મા' નું 'મન' દૈવી નેત્ર રૂપ છે તે વડે પોતાના આત્મા મધ્યે બ્રહ્મલોકસ્થિત 'કામો' ને ભોગવે છે ઇત્યાદિ નિરૂપણ કરે છે:—

मनोऽस्य दैवं चक्षुः स्यात्कालत्रयविभासनात् ।
तेन भुंक्ते ब्रह्मलोकस्थितान्कामान्निजात्मनि ॥ ९३ ॥

અ० ત્રણે કાળમાં પ્રકાશનાર હોવાથી આ ('મુક્તાત્મા') નું 'મન' દૈવી ચક્ષુરૂપ (છે). તે વડે તે પોતાના આત્મા વિષે બ્રહ્મલોક મધ્યે રહેલા કામોને ભોગવે છે. ૯૨

દેવો પણ તેજ આત્માને ઉપાસીને સર્વ 'કામ' તથા 'લોક' ને પામે છે તથા આત્મતત્ત્વ જાણીને 'સર્વાત્મતા' ને પ્રાપ્ત થાય છે ઇત્યાદિ નિરૂપણ કરે છે:—

देवाः सर्वे तमात्मानमुपास्य प्राप्नुवन्त्यमून् ।
कामाँल्लोकाँश्चात्मतत्त्वं बुद्ध्वा सर्वात्मतां जगुः ॥ ९४ ॥

અ० સર્વેય દેવો, તે આત્માની ઉપાસના કરીને આ 'કામો' તથા

× ટિપ્પણ: ૯૨ જુઓ "अथयो...जिघ्राणि" (छां. ८-१२-५).
× ટિપ્પણ: ૯૩ જુઓ "मनोब्रह्मलोके" (छां. ८-१२-५, ६).
× ટિપ્પણ: ૯૪ જુઓ "तंवाएत...कामाः" (छां. ८-१२-६).

ન થાય તો તે વિના [ વિદ્યા ] પ્રાપ્ત થતી નથી આ વિષે વિરોચનનો દૃષ્ટાંત નિરૂપણ કરેલો છે ૯૮

गुरुः कारुणिको भूत्वा सोढ्वायासं पुनः पुनः ।
प्रजापतिरिव प्राप्तानन्नुगृह्णीत सर्वथा ॥ ९९ ॥

અ૦ ગુરૂએ કરૂણાયુક્ત થઈ પુન પુન પરિશ્રમ સહન કરીને પ્રજાપતિની પેઠે ( પોતાની સમીપમા ) પ્રાપ્ત થયેલા ( શિષ્યોને ) સર્વ પ્રકારે અનુગ્રહ કરવો ૯૯

प्रजापतेरियं विद्या कथितानुग्रहाद्गुरोः ।
सच्छिष्याननुगृह्णातु विद्यातीर्थमहेश्वरः ॥ १०० ॥

અ૦ ગુરૂની કૃપા થકી પ્રજાપતિની આ વિદ્યા વર્ણવેલી છે ( તેથી ) 'વિદ્યાતીર્થમહેશ્વર' ગુરૂ સચ્છિષ્યોના ઉપર અનુગ્રહ કરો ૧૦૦

ઇતિ પ્રજાપતિવિદ્યાપ્રકાશ નામક પાંચમો અધ્યાય સમાપ્ત.



# अध्याय छठ्ठो

મુણ્ડકોપનિષદ્ મધ્યે 'અંગિરા' મુનિએ અથર્વણ 'શૌનક' ને 'બ્રહ્મવિદ્યા' નો ઉપદેશ કરેલો તેની પ્રતિજ્ઞા કરે છેઃ—

ब्रह्मविद्यां शौनकाय यामुवाचांगिरा मुनिः ।
अथर्वणे मुण्डकेऽसौ विशदीकृत्य वक्ष्यते ॥ १ ॥

અ૦ મુણ્ડક (ઉપનિષદ્) મધ્યે અંગિરા મુનિએ અથર્વણ શૌનકને જે કહેલી તે (બ્રહ્મવિદ્યા) [અંહી] સ્પષ્ટીકરણ કરી કહેવાય છે. ૧

શૌનક અંગિરાની સમીપમા યથાશાસ્ત્ર પ્રાપ્ત થઇ બ્રહ્મવિદ્યાવિષયક પ્રશ્ન બે શ્લોકવડે કરે છે તેનું નિરૂપણ કરે છેઃ—

चतुर्मुखादिके सम्प्रदाये यो मुनिरंगिराः ।
उपसद्य यथाशास्त्रमेतं पप्रच्छ शौनकः ॥ २ ॥

અ૦ બ્રહ્મા આદિક સમ્પ્રદાય મધ્યે જે અંગિરા મુનિ થયા તેની સમીપમાં યથાશાસ્ત્ર પ્રાપ્ત થઇને શૌનકે આ પૂછ્યું. ૨

પૂર્વોક્ત પ્રશ્નનું નિરૂપણ કરે છેઃ—

एकस्मिन्विदिते सर्वं विज्ञातमिति वैदिकी ।
प्रसिद्धिरस्ति तद्वस्तु किं स्यान्निश्चित्य मे वद ॥ ३ ॥

અ૦ એક (વસ્તુ)નું જ્ઞાન થતા સર્વ (જગત્)નું વિજ્ઞાન સિદ્ધ થાય એમ વૈદિકી શ્રુતિ પ્રસિદ્ધ [illegible] તો તે વસ્તુ કયી તે નિશ્ચય કરી મને સંભળાવો. ૩

પૂર્વોક્ત પ્રશ્નના ઉત્તરમાં 'પરા' તથા 'અપરા' નામની બે પ્રકારની વિદ્યા છે ઇત્યાદિક નિરૂપણ કરે છેઃ—

शृणु विद्ये उभे तावद्वेदितव्ये परापरे ।
पृष्टं वस्तु तयोर्मध्ये गम्यते परविद्यया ॥ ४ ॥

---

× ટિપ્પણ ૨ જુઓ "शौनको ह...भवति" (मुण्ड १-१-३).

× ટિપ્પણ ૩ જુઓ "येनाश्रुतं .. विज्ञातं"।

× ટિપ્પણ ૪ જુઓ "तस्मै स होवाच...मधिगम्यते" (मुण्ड १-१. ४, ५,)

અ૦ સાંભળ. 'પરા' તથા 'અપરા' નામની બે વિદ્યા જાણવા યોગ્ય છે. તે બે મધ્યે પૂછેલ વસ્તુ (તત્ત્વ) 'પરા' વિદ્યાવડે પ્રાપ્ત થાય છે. ૪

હવે, 'પરા' તથા 'અપરા' વિદ્યાનું સ્પષ્ટીકરણ કરે છેઃ—

षडंगसहिता वेदा विज्ञायन्ते यया धिया ।
सा धीरपरविद्या स्याद्ब्रह्मधीस्तु परा मता ॥ ५ ॥

અ૦ જે જ્ઞાનવડે છ અંગોસમેત વેદોનું વિજ્ઞાન પ્રાપ્ત થાય તે જ્ઞાન-વિદ્યા-'અપરા' વિદ્યા હોય. કિન્તુ, બ્રહ્મવિદ્યા 'પરા'-શ્રેષ્ઠ-(વિદ્યા) હોવાનું કહેલું છે. ૫

ઉપનયન-પુરઃસર વેદાધ્યયન માત્રે કરીને 'બ્રહ્મવિદ્યા' પ્રાપ્ત થાય એમ નહીં કિન્તુ, આચાર્યના 'ઉપદેશપૂર્વક' વૈરાગ્ય થયે તે પ્રાપ્ત થાય ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

उपनीतेन विज्ञेया वेदाः सर्वे न तावता ।
ब्रह्मधीः किन्तु वैराग्ये स्यादाचार्योपदेशतः ॥ ६ ॥

અ૦ સર્વ વેદોનું ઉપનયન-સંસ્કારપૂર્વક વિજ્ઞાન પ્રાપ્ત કરવું તેટલા વડે બ્રહ્મવિદ્યા (પ્રાપ્ત) ન થાય. કિન્તુ, આચાર્યના ઉપદેશથી વૈરાગ્ય થતાં પ્રાપ્ત થાય. ૬

'પરા' તથા 'અપરા' ઉભય વૈદિકી વિદ્યા છે તથાપિ વૈરાગ્યાદિક અધિકાર ભેદને લીધે 'પરા' વિદ્યાનું પૃથક્ વર્ણન કરે છે ઇત્યાદિક નિરૂપણ કરે છેઃ—

वैदिक्यप्यधिकारस्य भेदादुक्ता पृथक् परा ।
विप्राः परिव्राजकाश्च तिष्ठन्तीति यथा तथा ॥ ७ ॥

અ૦ જે પ્રમાણે બ્રાહ્મણો અને સન્યાસીઓ (પૃથક્) હોય છે તે પ્રમાણે 'પરા' વિદ્યા વૈદિકી હોવા છતાં અધિકારના ભેદને લીધે તેનું પૃથક્ નિરૂપણ કરેલું છે. ૭

વળી, વૈરાગ્યસંપન્ન થઇને કર્મ કરતાં 'ચિત્તશુદ્ધિ' દ્વારા 'પરા' વિદ્યા સિદ્ધ થાય છે એમ ઉભય વિદ્યા વચ્ચે આ પણ ભેદ છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

यस्यामपरविद्यायां कर्माण्युक्तानि साधकाः ।
कुर्वन्ति कर्मभिः शुद्धिः परविद्यां करोति हि ॥ ८ ॥

અ૦ જે 'અપરા' વિદ્યા મધ્યે સાધક પુરુષો કર્મો કરે છે. કેમકે, કર્મોવડે ચિત્તશુદ્ધિ થતાં 'પરવિદ્યા' નિશ્ચે પ્રાપ્ત થાય છે. ૮

હવે, 'પરવિદ્યા' થકી 'અક્ષર' તત્ત્વનું જ્ઞાન થતાં સર્વ જગતનું જ્ઞાન સિદ્ધ થાય ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

परया चाक्षरं ज्ञेयमेतस्मिन्विदिते सति ।
सर्वं जगद्भवेद्बुद्धं तस्य सर्वात्मकत्वतः ॥ ९ ॥

અ૦ અને 'પરા' વિદ્યાવડે 'અક્ષર' તત્ત્વ જ્ઞેય (હોય છે). આ (અક્ષરતત્ત્વ)નું જ્ઞાન પ્રાપ્ત સતે, તે (તત્ત્વ)ની 'સર્વાત્મકતા' હોવાને લીધે સર્વ જગતનુ જ્ઞાન સિદ્ધ થાય. ૯

'કર્મજ્ઞાન' અનુષ્ઠાન વિના ફલદ ન હોય. કિન્તુ, 'બ્રહ્મજ્ઞાન' પોતે ઉત્પન્ન થતાં વેંત જ ફલદ હોય એમ પણ ઉભય વિદ્યા મધ્યે ભેદ છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

न विनाऽनुष्ठितं कर्मवेदनं पर्यवस्यति ।
ब्रह्मधीस्तावतैव स्यात्फलदेति परा मता ॥ १० ॥

અ૦ કર્મજ્ઞાન અનુષ્ઠાન વિના ફલદ ન હોય (કિન્તુ) બ્રહ્મજ્ઞાન તેટલાથી જ ફલદ થાય એમ હોવાથી તેને 'પરા' કહેલી છે. ૧૦

પૂર્વોક્ત જ્ઞેય અક્ષર તત્ત્વ કેવું હોય ઇત્યાદિક નિરૂપણ કરે છેઃ—

तद्वेद्यमक्षरं कीदृगिति चेदभिधीयते ।
ज्ञानेन्द्रियैर्न विज्ञेयं ग्राह्यं कर्मेन्द्रियैर्न वा ॥ ११ ॥

અ૦ તે જ્ઞેય અક્ષરતત્ત્વ કેવું હોય એમ કહે તો કહીએ છીએ કે તે જ્ઞાનેન્દ્રિયવડે વિજ્ઞેય નથી અથવા, કર્મેન્દ્રિયવડે ગ્રાહ્ય નથી. ૧૧

---

× ટિપ્પણ. ૮ જુઓ "तमेतमात्मानं...प्रसिद्धे यज्ञेन...ऽनाशकेन"।

× ટિપ્પણ: ૯ જુઓ "परा...भधिगम्यते" (मुण्ड १-१-५).

× ટિપ્પણ: ૧૧ જુઓ "यत्तदद्रेश्य...धीरा." (मुण्ड. १-१-६)

તે 'અક્ષરતત્ત્વ' ગોત્ર તથા વર્ણાદિકથી રહિત છે ઇત્યાદિક નિરૂપણ કરે છેઃ—

४ ३ २ ५ ८ ७ ६ ९
न गोत्रं काश्यपाद्यस्ति वर्णः शुक्लादिकश्च न ।
११ १० १२ १ १६ १५ १४ १३
न ज्ञानेन्द्रियमस्त्यस्य नापि कर्मेन्द्रियं तथा ॥ १२ ॥

અ૦ તેને કાશ્યપાદિક ગોત્ર નથી અને શુક્લ આદિ કોઇ વર્ણ નથી. જ્ઞાનેન્દ્રિય નથી તે પ્રમાણે કર્મેન્દ્રિય પણ નથી. ૧૨

વળી, તે 'અક્ષરતત્ત્વ' 'નિત્ય' તથા 'વ્યાપક' છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

४ २ १ ३
नित्योऽक्षरपदार्थोऽयं तद्विनाशानिरूपणात् ।
९ ८ ६ ५ ७
विभुर्विविधभावित्वात्तच्च सर्वात्मकत्वतः ॥ १३ ॥

અ૦ આ 'અક્ષર'તત્ત્વ તેનો વિનાશ (શ્રુતિ વિષે) કહેલો નથી તેથી 'નિત્ય' (છે), અને તે સર્વાત્મક હોવાથી બ્રહ્માદિથી સ્થાવરાંત પ્રાણિલોકે હોનાર હોય છે એટલે 'વ્યાપક' છે. ૧૩

તે 'અક્ષરતત્ત્વ' 'સર્વગત' છે તેથી તેને દેશકાલાદિક થકો પરિચ્છેદ હોતો નથી ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

१ २ ३ ५ ६ ४
आकाशवत्सर्वगोऽतः परिच्छेदो न देशतः ।
१० ८+९ ७ ११ १४ १३ १२
न कालतोऽपि नित्यत्वाद्विभुत्वान्नापि वस्तुतः ॥ १४ ॥

અ૦ તે આકાશની પેરે 'સર્વગત' છે એથી તેને દેશ થકી પરિચ્છેદ ન હોય. 'નિત્ય' હોવાથી કાલ થકી પણ પરિચ્છેદ ન હોય. (અને) 'વ્યાપક' હોવાથી વસ્તુ થકી પણ પરિચ્છેદ ન હોય. ૧૪

તે સર્વગત હોય તથાપિ સૂક્ષ્મસ્વરૂપ હોવાથી જ્ઞાનાદિક ઇન્દ્રિયવડે ગ્રાહ્ય ન હોય ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

१+२ ३ ४ ५
सर्वगस्यापि सूक्ष्मत्वादक्षागोचरतोदिता ।
७ ८ ६ ११ १२ ९ १०
परिमाणाल्पता नात्र सौक्ष्म्यं दुर्लक्ष्यता तु तत् ॥ १५ ॥

અ૦ તે ('અક્ષરતત્ત્વ') સર્વગત હોય છે તથાપિ 'સૂક્ષ્મ' હોવાથી

ઇન્દ્રિયોને અગોચર હોવાનું કહેલું છે. અહીં અલ્પ પરિમાણ–અણુત્વ હોતું નથી અને તે 'સૂક્ષ્મત્વ' દુર્લક્ષ્ય હોય છે. ૧૫

'અક્ષરતત્ત્વ'નું 'સ્વરૂપ' પણ સૂક્ષ્મ હોય છે ઇત્યાદિ નિરૂપણ કરે છે—

हस्तग्राह्यो घटः स्थूलो ध्वनिः सूक्ष्मस्तदग्रहात् ।
स्वरूपसौक्ष्म्यमेतत्स्यादक्षरेऽपि भवेदिदम् ॥ १६ ॥

અ૦ ઘડો હસ્તવડે ગ્રહણ કરાય તેથી તે સ્થૂલ (છે). [અને] શબ્દ તેનું ગ્રહણ ન કરાય તેથી સૂક્ષ્મ (છે). આ (તેનું) સ્વરૂપસૌક્ષ્મ્ય–સ્વરૂપનું સૂક્ષ્મ હોવાપણું–છે. (તેજ પ્રમાણે) 'અક્ષરતત્ત્વ' પરત્વે પણ આ સ્વરૂપ–સૌક્ષ્મ્ય હોય છે. ૧૬

આ 'અક્ષરતત્ત્વ'ને વ્યયાદિક છ 'વિકારો' હોતા નથી ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

धनस्येव व्ययो नास्य विक्रियादेरसम्भवात् ।
स्थिरजंगमभूतानां हेतुं तं मन्वते बुधाः ॥ १७ ॥

અ૦ આ (તત્ત્વ)ને વિક્રિયા આદિનો અસંભવ હોય છે તેથી ધનની પેરે તેનો અપચયરૂપ વ્યય થતો નથી. જ્ઞાની પુરુષો, તેને સ્થાવર તથા જંગમ પદાર્થોના કારણરૂપે માને છે. ૧૭

હવે 'પરાવિદ્યા'નો ઉપસંહાર કરે છેઃ—

यदुक्तलक्षणं तत्तु कौटस्थ्यादक्षरं भवेत् ।
तद्यया वेद्यते सेयं पराविद्येति कीर्तिता ॥ १८ ॥

જે ઉપર કહેલા લક્ષણવાળું (તત્ત્વ) છે તે તો 'કૂટસ્થ'–નિર્વિકાર–હોવાથી અક્ષરસ્વરૂપ હોય. તેનું જે વડે જ્ઞાન પ્રાપ્ત થાય તે આ 'પરા વિદ્યા' (છે) એમ કહેલું છે. ૧૮

આ 'અક્ષરતત્ત્વ' અન્ય સાધનથી રહિત હોવાથી ભૂતપ્રાણિયોના 'યોનિ'રૂપે કહેવાય નહિ ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

न युक्तं भूतयोनित्वं साधनान्तरवर्जनात् ।
एकस्माच्चेतनाद्भूरिजडानामप्यसंभवात् ॥ १९ ॥

અ૦ અન્ય સાધનના અભાવને લીધે આને ભૂતપ્રાણિઓનુ 'યોનિપણું' ઘટે નહિં. એક ચેતન વસ્તુ થકી અનેક જડ પદાર્થોની ઉત્પત્તિ પણ ન હોય તેથી પણ (ભૂતયોનિપણું ન ઘટે) ૧૯

હવે, 'અક્ષરતત્ત્વ' થકી જગત્ કેવી રીતે ઉત્પન્ન થાય છે તે દષ્ટાંતપૂર્વક નિરૂપણ કરે છેઃ—

૪ ૧ ૨ ૩ ૫ ૬ ૭
यद्बोषध्यो यथैकस्या भूमेर्जाता यथा जडाः ।
८ ९ १० ११ १२ १३ १४
केशाश्चेतनतो जातास्तथा त्वक्षरतो जगत् ॥ २० ॥

અ૦ જે પ્રમાણે એક ભૂમિ થકી અનેક ઓષધિઓ ઉત્પન્ન થાય, જે પ્રમાણે જડ કેશ ચેતન શરીર થકી ઉત્પન્ન થાય તે પ્રમાણે 'અક્ષરતત્ત્વ' થકી જગત્ ઉત્પન્ન થાય છે. ૨૦

'અક્ષરતત્ત્વ' જગતનું 'હેતુ'રૂપ કેવી રીતે છે તેનું દષ્ટાંતપૂર્વક નિરૂપણ કરે છેઃ—

૨ ૧ ૪ ૫ ૭ ૬
ऊर्णनाभिर्यथा तन्तून् सृजते संहरत्यपि ।
३ ८ १२ ९+१० ११
अन्यानपेक्षस्तद्वत्स्यादक्षरस्यापि हेतुता ॥ २१ ॥

અ૦ જે પ્રમાણે કરોળીયો અન્ય પદાર્થની અપેક્ષા વિના તન્તુને સર્જે છે અને વળી સંહારે–ગ્રહણ કરે–છે તે પ્રમાણે 'અક્ષરતત્ત્વ'ની પણ હેતુતા–જગતનું કારણ હોવાપણું–જાણવી. ૨૧

હવે, 'અક્ષર'–'બ્રહ્મતત્ત્વ'–થકી જગતની ઉત્પત્તિ કેવી રીતે થાય છે તે 'ક્રમાદિક'નું નિરૂપણ કરે છેઃ—

૧ ૨ ૪ ૩ ૫
ब्रह्मणो जगदुत्पत्तेः क्रमोऽयमवगम्यताम् ।
६ ७ ९ ८ १०
वक्ष्यमाणेन तपसा ब्रह्मादावुपचीयते ॥ २२ ॥

અ૦ બ્રહ્મ થકી જગતની ઉત્પત્તિનો આ ક્રમ જાણવો હવે પછી કહેવાતા 'તપ'વડે પ્રથમ બ્રહ્મ સ્થૂલતાને પામે છે. ૨૨

તે બ્રહ્મ કેવી રીતે ઉપચય–'સ્થૂલભાવ'–ને પામે છે તેનું દષ્ટાંતપૂર્વક નિરૂપણ કરે છેઃ—

× ટિપ્પણ ૨૧ જુઓ "यथोर्णनाभिः...विश्वं" (मुण्ड. १–१–७)
ટિપ્પણ ૨૨ જુઓ "तपसा चीयते...चामृतं" (मुण्ड. १–१–८).

५ ४ ३ ६ १ २
अंकुरोत्पादकं बीजमुच्छूनं स्याद्यथा जलात् ।
८ ९ १० १३ ११ १२ ७
स्रज्यस्य बुद्ध्या संयुक्तं स्याद्ब्रह्मोपचितं तथा ॥ २३ ॥

અ० જે પ્રમાણે જળ થકી મિશ્રિત બીજ અંકુરને ઉત્પાદન કરનાર હોય તે પ્રમાણે સજ્ય પદાર્થના જ્ઞાનવડે સંયુક્ત બ્રહ્મ 'સ્થૂલભાવ'ને પામે. ૨૩

પછી, તે બ્રહ્મ થકી પ્રપંચનું 'અંકુર' નામનું 'અન્ન' ઉત્પન્ન થાય છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

२ ३ ४ ५ १ १
भोग्यवर्गांकुराख्यं यदन्नं तज्जायते ततः ।
८ ७ १० ९ ११
अव्याकृतं व्याचिकीर्षावस्थमन्नमिहोच्यते ॥ २४ ॥

અ० તે (બ્રહ્મ)થકી પ્રપંચનું 'અંકુરસંજ્ઞક' અન્ન ઉત્પન્ન થાય છે. હવે પછી સર્જન કરવાની અવસ્થાને પ્રાપ્ત 'અવ્યક્ત' તત્ત્વ આ મંત્ર વિષે 'અન્ન' રૂપે કહેવાય છે. ૨૪

તે 'અન્ન' થકી પ્રાણ મન આદિ 'સત્યાખ્ય' ભૂતપંચક ઉત્પન્ન થયું ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

१ २ ३ ४ ६ ७
तस्मादन्नात्क्रियाशक्तिः प्राणो ज्ञानस्य साधनम् ।
८ ५ १२ १० ९ ११
मनश्चाजायत स्थूलं सत्याख्यं भूतपंचकम् ॥ २५ ॥

અ० તે અન્નથકી ક્રિયાશક્તિરૂપ પ્રાણ જ્ઞાનના સાધનરૂપ મન તથા સત્યસંજ્ઞક સ્થૂલ (પંચીકૃત) પંચભૂતો ઉત્પન્ન થયાં. ૨૫

અને તે સ્થૂલ પંચભૂતો થકી ભૂમિ આદિ લોકો ઉત્પન્ન થયા ઇત્યાદિક નિરૂપણ કરે છેઃ—

१ २ ३ ४
ततो भूम्यादयो लोका ज्योतिष्टोमादिकर्मसु ।
५ ६ ७ ८ ९
अमृताख्यं स्वर्गफलमित्थं सर्वमजायत ॥ २६ ॥

અ० તે થકી ભૂમિ આદિ લોકો (અને) જ્યોતિષ્ટોમાદિ કર્મમાં (કર્મજન્ય) 'અમૃત' નામક સ્વર્ગફલ એમ સર્વ ઉત્પન્ન થયું. ૨૬

આ 'માયોપાધિક' 'સર્વજ્ઞ' 'પરમાત્મા' તેજ જગત સર્જે છે ઇત્યાદિક નિરૂપણ કરે છેઃ—

× ટિપ્પણઃ ૨૬ જુઓ " अन्नात्प्राण." ( મુણ્ડ. ૧-૧-૮ ).

१+२ ३ ४ ५ ६ ७ ८
ब्रह्मैव जगदाकारं स्याच्चेत्तद्विकृतं भवेत् ।
९ १० ११+१२ १३ १४+१५ १६
नोचेज्जगन्न जायेतेत्यत्र प्रतिविधीयते ॥ २७ ॥

અ૦ બ્રહ્મ જ જગદાકાર થાય તો આ (બ્રહ્મ) વિકારી થાય અને તેમ ન થાય તો જગતની ઉત્પત્તિ ન થાય એમ અંહીં ઉપાધિનું કથન કરાય છે. ૨૭

નિરૂપાધિક બ્રહ્મતત્ત્વ જગદાકારે ભાસે નહિ તેથી 'માયોપાધિક' 'પરમાત્મા' થકી જ જગત્ ઉત્પન્ન થાય ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

२ ३ ४ १
निरुपाधि ब्रह्मतत्त्वं जगदाकारभाङ् न हि ।
५ ८ ६ ७ १० ९
मायोपाधिक एवायं सर्वज्ञः सृजते जगत् ॥ २८ ॥

અ૦ નિશ્ચે, નિરૂપાધિક બ્રહ્મતત્ત્વ જગદાકારને સેવનાર ન હોય. (કિન્તુ) માયોપાધિક આ સર્વજ્ઞ (ઇશ્વર) જ જગતને સર્જે છે. ૨૮

હવે 'સર્વજ્ઞ' 'સર્વવિત્' તથા 'તપ' પદના અર્થનું નિરૂપણ કરે છેઃ-

१ २ ४ ३ ५
सामान्यवृत्त्या सर्वज्ञो विशेषेण च सर्ववित्
६+७ ८ ९ १० १२ ११ १३
ज्ञानमेव तपोऽस्यास्माज्जगद्वेदाद्यजायत ॥ २९ ॥

અ૦ સામાન્ય વૃત્તિને લઇ તે 'સર્વજ્ઞ' અને વિશેષવૃત્તિને લઇ 'સર્વવિત્' (કહેવાય છે.) 'જ્ઞાન' તેજ આનુ 'તપ' (છે). આમાંથી વેદાદિક જગત્ ઉત્પન્ન થયુ. ૨૯

પરવિદ્યા વડે જગતનુ કારણ અદ્વૈત જાણવું ઘટે અને તેના જ્ઞાન વડે સર્વ જગતના તત્ત્વનું જ્ઞાન સિદ્ધ થાય ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

२ ३ ४ १
जगत्कारणमद्वैतं ज्ञातव्यं परविद्यया ।
६ ५ ८ ९ ७ १० ११
ज्ञातेऽस्मिन् सर्वजगतस्तत्त्वं यत्तद्विबुध्यते ॥ ३० ॥

અ૦ પરાવિદ્યા વડે જગતનું કારણ અદ્વૈત બ્રહ્મ જ્ઞાતવ્ય છે. આનું જ્ઞાન પ્રાપ્ત સતે, જે સર્વ જગતનુ તત્ત્વ હોય છે તેનુ જ્ઞાન સિદ્ધ થાય છે. ૩૦

અ૦ 'અપરાવિદ્યા' કર્માનુષ્ઠાન દ્વારા 'પરાવિદ્યા'ને સિદ્ધ કરે તથા અપરાવિદ્યાવિહિતકર્મનું ફલ અવશ્યભાવી હોય છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

अपरा वेदविद्या तु कर्मानुष्ठानमार्गतः ।
साधनं पराविद्यायाः सत्यं तत्कर्मणः फलम् ॥ ३१ ॥

અ० કિન્તુ, 'અપરા' વેદવિદ્યા કર્માનુષ્ઠાનદ્વારા 'પરવિદ્યા'નું સાધન (છે) [અપરાવિદ્યાવિહિત] તે કર્મોનું ફલ અવશ્યભાવી હોય છે. ૩૧

પૂર્વોક્ત 'સત્ય' પદનું નિરૂપણ કરે છેઃ—

काम्यकर्मफलं स्वर्गो नित्यकर्मफलं धियः ।
शुद्धिस्तच्चोभयं कर्म कृत्वावश्यमवाप्नुयात् ॥ ३२ ॥

અ० કામ્યકર્મોનું ફલ સ્વર્ગ (અને) નિત્યકર્મોનું ફલ ચિત્તશુદ્ધિ (છે). અને તે ઉભય (ફલ) કર્મ કરીને અવશ્ય પ્રાપ્ત થાય છે (તેથી અવશ્ય ફલને આપનાર હોવાથી કર્મ પણ 'વ્યાવહારિક' સત્ય સ્વરૂપ છે). ૩૨

કર્મફલની ઇચ્છાવાળાએ ભોગમોક્ષાર્થ કર્મ કરવા તેજ પ્રસિદ્ધ માર્ગ છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

हे सत्यकामाः कर्माणि मंत्रब्राह्मणदर्शिनः ।
कुरुध्वमेष वः पन्था भोगमोक्षप्रसिद्धये ॥ ३३ ॥

અ० હે વેદના મંત્ર તથા બ્રાહ્મણ ભાગમાં નિપુણ કર્મફલની ઇચ્છા કરનારાઓ! તમે કર્મો કરો. ભોગ તથા મોક્ષ અર્થે તમારો આ પ્રસિદ્ધ માર્ગ છે. ૩૩

અગ્નિહોત્રાદિક કર્મ કરવાનું તથા તેના અભાવે સાત જન્મોમાં દુર્ગતિ હોવાનું નિરૂપણ કરે છેઃ—

अग्निहोत्रं जुहोत्यादौ कुर्याद्दर्शादिकानथ ।
तदभावे जन्मसु स्यात्सप्तस्वेतस्य दुर्गतिः ॥ ३४ ॥

અ० પ્રથમ (સ્વવિહિત) અગ્નિહોત્ર કર્મ કરી તદનન્તર દર્શાદિક કર્મ કરવાં તે ન કરે તો આને સાત જન્મોવિષે દારિદ્ર ઉત્પન્ન થાય. ૩૪

---

× ટિપ્પણ ૩૨ જુઓ "तदेतत्सत्य...लोके" (मुण्ड १-२-१).
× ટિપ્પણ ૩૪ જુઓ "यदा लेलायते...हिनस्ति" (मुण्ड. १-२-२-३).

પૂર્વોક્ત કર્મ યથાવિધિ કરનારને 'આહુતિ' નામના દેવતા પુણ્યાર્જિત 'ઈન્દ્રલોક' વિષે આણે છે ઇત્યાદિ બે શ્લોકવડે નિરૂપણ કરે છેઃ—

काल्यादिवह्निजिह्वासु होतारं तं यथाविधि ।
आहुत्याख्यादेवतास्ता इन्द्रलोके नयन्ति हि ॥ ३५॥
प्रियंवदन्त्य एहीति वहन्त्यः सूर्यरश्मिभिः ।
पुण्यार्जितो लोक एष इत्युक्त्वा प्रापयन्ति तम् ॥ ३६ ॥

અ૦ કાલી આદિ અગ્નિની જીભો-જ્વાળાઓ-મધ્યે યથાવિધિ આહુતિ આપનાર કર્મ કરનારને તે 'આહુતિ' નામના દેવતા ઇન્દ્રલોક મધ્યે નિશ્ચે આણે છે. ૩૫

અ૦ 'આવો' એમ પ્રિય વચન બોલતી સૂર્યનાં કિરણો વડે તેને વહી જતી તે ('આહુતિ' દેવતા) 'આ 'પુણ્યસિદ્ધ' સ્વર્ગલોક છે' એમ કહી તે યજમાનને તે પ્રાપ્ત કરાવે છે. ૩૬

કામ્યકર્મફલનું નિરૂપણ કરી હવે, કર્મ 'ઇશ્વરાર્પણ-બુદ્ધિપૂર્વક' કરાય તો સંસાર ત્યાજ્ય છે એવી (વૈરાગ્ય) બુદ્ધિ ઉત્પન્ન થાય ઈત્યાદિ નિરૂપણ કરે છેઃ—

काम्यकर्मफलं प्रोक्तमीश्वरार्पितकर्मणः ।
फलं संसारहेयत्वबुद्धिः साऽथ विविच्यते ॥ ३७ ॥

અ૦ કામ્યકર્મના ફલનું કથન કર્યું. 'ઈશ્વરાર્પિત' કર્મ હોય તેનું ફલ સંસારત્યાગબુદ્ધિ (છે). હવે, તે (સંસારત્યાગબુદ્ધિ-વૈરાગ્ય-)નું વિવેચન કરાય છે. ૩૭

યજ્ઞાદિકર્મ સંસારસમુદ્ર તરી જવામાં 'શિથિલ' સાધન છે ઈત્યાદિ ઉદાહરણપૂર્વક નિરૂપણ કરે છેઃ—

क्षुद्रायास्तरणं नद्याःप्रसिद्धयत्यदृढैः प्लवैः ।
न समुद्रस्य यज्ञश्च तद्वच्छिथिलसाधनम् ॥ ३८ ॥

---

× ટિપ્પણ: ૩૬ જુઓ "काली…ब्रह्मलोकः" मुण्ड १-२-४-६ ).
× ટિપ્પણ: ૩૮ જુઓ "प्लवा…यन्ति" ( मुण्ड. १-२-७ ).

અ૦ શિથિલ હોડીઓ વડે નાની નદીનું તરણ (થઇ શકે) [કિન્તુ] સમુદ્રનું તરણ ન થાય. અને યજ્ઞ તે પ્રમાણે (મોક્ષનું) શિથિલ-વિનાશી-સાધન છે. ૩૮

તેથી, કર્મનિષ્ઠા જન્મમરણને પુનઃ પુનઃ પ્રાપ્ત કરાવનારી હોય છે અને તે વડે મોક્ષ સિદ્ધ થતો નથી ઇત્યાદિ નિરૂપણ કરે છે:—

तेनाप्नोति स्वर्गमात्रं न तु मोक्षं तथा सति ।
कर्मनिष्ठा जरामृत्यू प्राप्नुवन्ति पुनः पुनः ॥ ३९ ॥

અ૦ તે (યજ્ઞ) વડે માત્ર સ્વર્ગફલ પ્રાપ્ત કરે છે કિન્તુ, મોક્ષ પ્રાપ્ત કરતો નથી. તેમ સતે, કર્મનિષ્ઠા જન્મમરણને પુનઃ પુનઃ પ્રાપ્ત કરાવે છે. ૩૯

જ્યોતિષ્ટોમાદિક કર્મોવડે સંસારનું 'મૂળ' (અવિદ્યા) નષ્ટ થતું નથી તેથી તે મુક્તિનાં કારણરૂપ ન હોય ઇત્યાદિ નિરૂપણ કરે છે:—

ज्ञानवद्वैदिकत्वेन कर्मणो मुक्तिहेतुता ।
अस्तीति चेन्न संसारमूलहेत्वनिराकृतेः ॥ ४० ॥

અ૦ જ્ઞાનની પેરે, વૈદિક સ્વરૂપ હોવાથી કર્મને મુક્તિની કારણતા સિદ્ધ છે એમ (કહે તો) સંસારનુ મૂલહેતુ-અજ્ઞાનબીજ-નિરાકૃત થતું નથી તેથી તેમ નથી ૪૦

'અવિદ્યા' સંસારનુ મૂળ છે અને કર્મજડ પંડિતંમન્ય પુરૂષો તે વિષે પ્રવૃત્ત રહ્યા કરે છે અને તેથી તેઓ સદ્ અદ્વય બ્રહ્માત્માને જાણતા નથી ઇત્યાદિ બે શ્લોકવડે નિરૂપણ કરે છે.—

अविद्या संसृतेर्मूलमेतस्यामेव कर्मिणः ।
वर्तन्ते न तु जानन्ति ब्रह्मात्मानं सदद्वयम् ॥ ४१ ॥

અ૦ 'અવિદ્યા' સંસાર-જન્મમરણ-નું મૂલ છે. કર્મિષ્ઠ આ (અવિદ્યા) વિષે જ પ્રવૃત્ત થાય છે કિન્તુ, તેઓ 'સત્ય' તથા 'અદ્વય' બ્રહ્મસ્વરૂપને જાણતા નથી. ૪૧

× ટિપ્પણ ૪૧ જુઓ "अविद्यायामन्तरे.. श्चा" (मुण्ड १-२-८)

पण्डितंमन्यतां प्राप्ताः कर्मकाण्डार्थवेदनात् ।
गुरुश्च तादृगेवातो ह्यन्धनीतान्धवत्स्थिताः ॥ ४२ ॥

અ૦ કર્મકાણ્ડના જ્ઞાનને લીધે તેઓ પોતાને પંડિત માનનારા થયા હોય છે. અને ગુરૂ તેવાજ (છે) એથી નિશ્ચે, તેઓ આંધળે દોરેલા આંધળાની પેરે અવસ્થિત હોય છે. ૪૨

પૂર્વોક્ત 'કર્મિષ્ઠ' પુરૂષો અવિદ્યાને લઈ મિથ્યા કૃતાર્થ હોવાનું માને છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

अहं यज्वा वाजपेयराजसूयादिभिर्मखैः ।
कृतार्थ इति रागेण मत्वा भोगक्षये पतेत् ॥ ४३ ॥

અ૦ વાજપેય તથા રાજસૂયાદિક યજ્ઞોવડે યજન કરીને હું કૃતાર્થ થયો છું એમ (કર્મફલના) રાગવડે પુણ્યભોગનો નાશ થયે (સંસારમાં) પડે છે. ૪૩

સ્વર્ગમાંથી પતન થયે તે 'કર્મિષ્ઠ' ક્યાં અવતરે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

वरिष्ठं कर्म मत्वास्माच्छ्रेयोऽन्यन्नैव वेत्त्यसौ ।
स्वर्गादागत्य विप्रत्वं प्राप्नोति श्वादिजन्म वा ॥ ४४ ॥

અ૦ આ ('કર્મિષ્ઠ') કર્મને શ્રેય સ્વરૂપ માનીને આ (કર્મ) થકી અન્ય શ્રેયસ સાધન છે એમ જાણતો જ નથી (તેથી) સ્વર્ગથકી પાછો વળી તે વિપ્રપણાને અથવા શ્વાન આદિક યોનિને પામે છે. ૪૪

નિત્યકર્મ થકી ચિત્ત નિર્મળ થયેલ ઉપાસક વૈરાગ્યસંપન્ન થાય ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

कर्मान्तरं चेद्रम्यं स्याद्विप्रत्वं श्वादिताऽन्यथा ।
असारतामिमां वेत्ति शुद्धधीर्नित्यकर्मभिः ॥ ४५ ॥

અ૦ અન્ય રમણીય કર્મ હોત તો વિપ્રપણું તથા શ્વાનાદિક યોનિજન્મ અન્યથા થાય એમ આ (જન્મની) 'અસારતા' ને નિત્યકર્મોવડે ચિત્ત શુદ્ધ થયલ (ઉપાસક) જાણે છે. ૪૫

× ટિપ્પણ: ૪૨ જુઓ "अविद्यायां...च्यवन्ते" ( मुण्ड १-२-९ ) ।
× ટિપ્પણ: ૪૫ જુઓ "इष्टापूर्तं...विशन्ति" ( मुण्ड. १-२-१० ) ।

અત્યંત ક્લેશ પછી 'ઉપાસક' 'બ્રહ્મલોક' પામે કિન્તુ તેને પણ મુક્તિ વિલંબાય ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

उपासको ब्रह्मलोकं प्राप्नोत्यावृत्तिवर्जितम् ।
तथापि भूयानायासो मुक्तिश्चास्य विलम्बते ॥ ४६ ॥

અ૦ 'ઉપાસક' ગમાગમનરહિત 'બ્રહ્મલોક'ને પ્રાપ્ત થાય તથાપિ તેમાં અત્યંત પરિશ્રમ (છે) અને આ (ઉપાસક)ને મુક્તિ વિલંબાય છે. ૪૬

બ્રહ્મલોકપ્રાપ્તિપર્યંત સંસારરૂપ કર્મફલથી 'વિરક્ત' મુમુક્ષુએ ગુરૂ પાસે જવું ઇત્યાદિ ત્રણ શ્લોકવડે નિરૂપણ કરે છેઃ—

परीक्ष्य कर्मजाँल्लोकान्कर्मणा मुक्त्यसंभवात् ।
विरक्तो ब्रह्मबोधार्थं गुरुमेति यथाविधि ॥ ४७ ॥

અ૦ પુણ્યપ્રાપ્તલોક (અનિત્ય છે) એમ પરીક્ષા કરીને (અને) કર્મવડે મુક્તિનો અસંભવ હોય છે તેથી, (તે કર્માદિથી) 'વિરક્ત' (મુમુક્ષુ) બ્રહ્મજ્ઞાનાર્થ ગુરૂ પ્રત્યે યથાવિધિ પ્રાપ્ત થાય છે. ૪૭

વેદ્ય 'અક્ષર આત્મતત્ત્વ' અત્યંત સૂક્ષ્મ હોવાથી 'ગુરૂ' વિના તેનો બોધ ન થાય ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ-

वेदान्तानामनेकत्वात्संशयानां बहुत्वतः ।
वेद्यस्याप्यतिसूक्ष्मत्वान्न जानाति गुरुं विना ॥ ४८ ॥

અ૦ વેદો અનેક હોવાથી અનેક સંશયો ઉપસ્થિત થાય. વળી, જ્ઞેય વસ્તુ અત્યંત સૂક્ષ્મ હોવાથી ગુરૂના 'બોધ' વિના (તે) તેને જાણી શકે નહી. ૪૮

'ગુરૂબોધ'થી શ્રવણ, મનન તથા નિદિધ્યાસન થકી અજ્ઞાનાદિકનો નાશ થાય ઇત્યાદિ. નિરૂપણ કરે છેઃ—

श्रवणान्मननाद्ध्यानादप्युपायाद् गुरूदितात् ।
अज्ञानसंशयौ जह्याद्विपरीतां च भावनाम् ॥ ४९ ॥

× ટિપ્પણ: ૪૬ જુઓ "तप श्रद्धे...ह्यव्ययात्मा" (मुण्ड. १-२-११).
× ટિપ્પણ: ૪૭ જુઓ "परीक्ष्य...ब्रह्मनिष्ठम" (मुण्ड. १-२-१२).

અ૦ વળી, ગુરૂએ ઉપદિશેલ શ્રવણ, મનન તથા નિદિધ્યાસન રૂપ ઉપાય થકી અજ્ઞાન તથા સંશય અને વિપરીત બુદ્ધિને તે ટાળે છે. ૪૯

હવે, ગુરૂએ પણ બ્રહ્મવિદ્યાનો 'સંપ્રદાય' પ્રવૃત્ત થાય તે અર્થે 'યોગ્ય' શિષ્યને અક્ષર (બ્રહ્મ) તત્ત્વનો બોધ કરનારી વિદ્યાનો ઉપદેશ કરવો ઇત્યાદિ નિરૂપણ કરે છે:—

**गुरुश्च योग्यशिष्याय विद्यामक्षरबोधिनीम् ।**
**ब्रूयात्स्वकीयविद्यायाः सम्प्रदायप्रवृत्तये ॥ ५० ॥**

અ૦ વળી, ગુરૂએ પોતાની વિદ્યાનો (પરંપરારૂપ) 'સંપ્રદાય' પ્રવૃત્ત થાય તે અર્થે અક્ષરતત્ત્વનો બોધ કરનારી બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરવો. ૫૦

તે 'અક્ષરતત્ત્વ' 'સત્ય' તથા 'માયાસંપન્ન' છે અને તેમાંથી આખું જગત્ ઉત્પન્ન થાય છે ઇત્યાદિ ઉદાહરણપૂર્વક નિરૂપણ કરે છે:—

**तदेतदक्षरं सत्यं मायाशक्तिसमन्वितम् ।**
**तस्मात्सर्वे समुत्पन्ना विस्फुलिंगा यथाग्नितः ॥ ५१ ॥**

અ૦ તે આ 'અક્ષરતત્ત્વ' સત્યસ્વરૂપ (છે). તે માયાશક્તિસંપન્ન (સતે) તે થકી જે પ્રમાણે અગ્નિથકી તણખા ઉત્પન્ન થાય (તે પ્રમાણે) સર્વેય પદાર્થો ઉત્પન્ન થયા છે. ૫૧

તે 'અક્ષરતત્ત્વ' 'સ્વયંપ્રકાશ' છે તથા માયારૂપ અક્ષરતત્ત્વથી પર × ઇત્યાદિ નિરૂપણ કરે છે:—

**अक्षरात्मा स्वयंज्योतिर्मायारूपाक्षरात्परः ।**
**अचिन्त्यशक्तिरनृता मायाऽस्मिन्कल्पयेज्जगत् ॥ ५२ ॥**

અ૦ અક્ષરતત્ત્વ સ્વયંપ્રકાશ (તથા) માયારૂપ અવ્યક્ત તત્ત્વથી પર (છે). આને વિષે અચિન્ત્યશકિત અસત્ય માયા જગતની કલ્પના–રચના–કરે છે. ૫૨

આ 'માયાવી' (ઈશ્વર) થકી પ્રાણાદિક તથા આકાશાદિક ઉત્પન્ન થાય × ઇત્યાદિ સૃષ્ટિની 'ઉત્પત્તિ'નું નિરૂપણ કરે છે:—

---

× ટિપ્પણઃ ૫૧ જુઓ "तदेतत्सत्य...चैवापियन्ति ।" ( मुण्ड. २–१–१ ).

× ટિપ્પણઃ ૫૨ જુઓ "दिव्यो ह्यमूर्तः...परः" ( मुण्ड. २–१–२ ).

मायाविनोऽस्मात्प्राणादि वियदादि च जायते ।
ततो विराडभूत्तस्मिन्नवशिष्टमभूज्जगत् ॥ ५३ ॥

અ૦ આ માયાવી–ઈશ્વર–થકી પ્રાણાદિક તથા આકાશાદિક સૂક્ષ્મસૃષ્ટિ ઉત્પન્ન થાય છે (અને) તેથી 'વિરાડ્‌આત્મા' ઉત્પન્ન થાય છે. (અને) તે વિષે બાકીનું જગત ઉત્પન્ન થયુ છે. ૫૩

'પુરૂષતત્ત્વ' માયાએ કરીને સર્વ જગતરૂપે ભાસે છે ઇત્યાદિ ત્રણ શ્લોકવડે નિરૂપણ કરે છેઃ—

पुरुषो मायया सर्वजगद्रूपेण भासते ।
सर्वं पुरुष एवातो वस्तुतत्त्वावलोकने ॥ ५४ ॥

અ૦ માયાને લઈ 'પુરૂષ'–પરબ્રહ્મતત્ત્વ–સર્વજગત સ્વરૂપે પ્રકાશે છે. એથી વસ્તુતત્ત્વનો વિચાર કરતાં સર્વ જગત બ્રહ્મરૂપ જ છે. ૫૪

સ્થૂલાદિ ત્રણે દેહમધ્યે જે 'સાક્ષિચૈતન્ય' વિદ્યમાન છે તે જ 'સર્વાત્મક' બ્રહ્મ છે ઈત્યાદિક નિરૂપણ કરે છે—

देहत्रयगुहायां यच्चैतन्यं साक्षि विद्यते ।
एतत्सर्वात्मकं ब्रह्मेत्येवं बुद्ध्वा तमो नुदेत् ॥ ५५ ॥

અ૦ (સ્થૂલાદિક) ત્રણ દેહો મધ્યે જે સાક્ષિરૂપ ચૈતન્ય વિદ્યમાન છે તે 'સર્વાત્મક' બ્રહ્મ છે એમ જાણીને અજ્ઞાનને ટાળવૂં. ૫૫

પૂર્વોક્ત 'સર્વાત્મક' બ્રહ્મના જ્ઞાનવડે અવિદ્યારૂપી ગાંઠ ગળી જાય ઈત્યાદિ નિરૂપણ કરે છે—

अज्ञोऽहमिति तादात्म्यमज्ञानस्यात्मतास्ति यत् ।
अविद्याग्रन्थिरेव स्यात्सा च बोधाद्विकीर्यते ॥ ५६ ॥

અ૦ 'હું અજ્ઞાની છું' એમ જે (દેહ) તાદાત્મ્યરૂપ અજ્ઞાનનું સ્વરૂપ છે તે અવિદ્યાની 'ગાંઠ' જ (છે) અને તે 'જ્ઞાન' થકી નાશ પામે છે. ૫૬

જેથી 'અવિદ્યાગાંઠ' નાશ પામે તે 'જ્ઞાન'નુ નિરૂપણ કરે છે—

---

× ટિપ્પણુ ૫૩ જુઓ "एतस्माज्जायते प्राणो...च" (मुण्ड. २-१-३)

× ટિપ્પણુ ૫૪ જુઓ "पुरुष एवेद ..सौम्य" (मुण्ड. २-१-१०)

आविर्भूतं स्वयं भानात्स्वत्वात्सान्निहितं च यत्।
ब्रह्मास्मिन्कल्पितं सर्वमिति धीर्बोध उच्यते ॥ ५७ ॥

અ० જે સ્વયંપ્રકાશ હોવાથી પ્રકાશ સ્વરૂપ અને આત્મસ્વરૂપ હોવાથી જે સન્નિહિત-સમ્યક્સ્થિત-છે (તે) બ્રહ્મ (છે). આને વિષે સર્વ (જગત) કલ્પિત છે એવી બુદ્ધિને 'જ્ઞાન' કહે છે. ૫૭

પૂર્વોક્ત બુદ્ધિ ચંચળ હોય તો તે ચંચળતાને શીરીતે ટાળવી તેના 'ઉપાય' આદિનું પાંચ શ્લોકવડે નિરૂપણ કરે છેઃ—

सा धीश्चेन्न स्थिरा तर्हि प्रणवेन विचिन्तयेत् ।
बाणेन विध्यते लक्ष्यं विध्येद्ब्रह्म तथा धिया ॥ ५८ ॥

અ० પૂર્વોક્ત બુદ્ધિ સ્થિર ન થાય તો પ્રણવ (ઓંકાર) વડે વિચિન્તવન કરવું. જે પ્રમાણે લક્ષ્ય (નિશાન) બાણવડે વિંધાય તે પ્રમાણે બુદ્ધિવડે બ્રહ્મને વિંધવું. ૫૮

धीर्बाणो धनुरोंकारो ब्रह्म तल्लक्ष्यमुच्यते ॥
अप्रमत्तेन वेद्धव्यं लग्ना ब्रह्मणि धीर्भवेत् ॥ ५९ ॥

અ० (બ્રહ્મ) બુદ્ધિ તે બાણ, 'ઓંકાર' (પ્રણવ) તે ધનુ, (અને) બ્રહ્મ તે લક્ષ્યરૂપ કહેવાય છે. તે લક્ષ્યબ્રહ્મને અપ્રમાદપૂર્વક-નિદિધ્યાસનપૂર્વક-વિંધવું એટલે બુદ્ધિ બ્રહ્મ મધ્યે લગ્ન થાય. ૫૯

दृढं लग्नं बालशल्यमाकृष्टमपि नाव्रजेत् ।
मुक्तशल्यः समागच्छेद्बाण एव वृथा यथा ॥ ६० ॥

અ० નાનો શલ્ય દૃઢ ચોટેલો ખેંચતાં પણ બ્હાર ન નીકળે. કિન્તુ જે પ્રમાણે શલ્યરહિત બાણ જ વૃથા આવે. (એ રીતે-). ૬૦

પૂર્વોક્ત દૃષ્ટાંતને સિદ્ધાંત પરત્વે ઘટાવે છેઃ—

× ટિપ્પણ. ૫૭ જુઓ "आवि:...नाम" (૨-૨-૧)

× ટિપ્પણ ૫૮ જુઓ "धनुर्गृहीत्वा...तन्मयो भवेत्" (૨-૨-૩, ૪).

ब्रह्मसंलग्नधीरेवं स्वयं नायाति कुत्रचित् ।
किन्त्वकिंचित्करं चक्षुराद्येवायाति बाह्यतः ॥ ६१ ॥

અ० એ રીતે બ્રહ્મ વિષે સંલગ્ન થયેલી બુદ્ધિ પોતે ક્યાંયે બ્હાર વળે નહિ. કિન્તુ કાંઈ પણ પ્રવૃત્તિ ન કરનાર-શૂન્ય-ચક્ષુ આદિ ઇન્દ્રિયો જ બાહાર આવે છે. ૬૧

જેની બુદ્ધિ બ્રહ્મસંલગ્ના હોય અને જે કેવળ ચક્ષુરાદિ બાહ્ય પ્રવૃત્તિ કરે તેને 'જીવન્મુક્ત' કહે છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

दर्शनादिक्रियाः कुर्वन् यथापूर्वं य इन्द्रियैः ।
सिद्ध्यसिद्धी न जानाति जीवन्मुक्तः स उच्यते ॥ ६२ ॥

અ० જે ઇન્દ્રિયોવડે યથાપૂર્વ દર્શનાદિ ક્રિયા કરતો લાભાલાભ ન જાણે (અર્થાત્ તેમને સમાન ગણે) તે 'જીવન્મુક્ત' કહેવાય છે. ૬૨

પંચીકરણગ્રન્થોક્ત પ્રકારે 'પ્રણવધ્યાન' કરતાં, જગતનું સદા એક જ અધિષ્ઠાન હોવાનો અનુભવ થાય ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

पञ्चीकृतोक्तमार्गेण प्रणवध्यानमाचरेत् ।
ततो जगदधिष्ठानमेकमेव सदेक्ष्यते ॥ ६३ ॥

અ० પંચીકરણના પૂર્વોક્ત માર્ગવડે પ્રણવધ્યાન કરવું. તેથી જગતનું અધિષ્ઠાન એક જ હોવાનું સદા અનુભવાય છે. ૬૩

લૌકિકી આદિ સર્વ વાણીનો પરિત્યાગ કરી કેવળ બ્રહ્મચિન્તન કરે તો 'હૃદયગ્રન્થિઓ' વિનાશ પામે ઇત્યાદિ નિરૂપણ કરે છે.—

लौकिकीर्वैदिकीश्चान्याः सर्वा वाचः परित्यजेत् ।
ध्यायेच्चेद्ब्रह्म तस्यात्र धीग्रन्थ्यादि विनश्यति ॥ ६४ ॥

અ० લૌકિકી, વૈદિકી અને બીજી સર્વેય વાણીનો પરિત્યાગ કરે (અને) બ્રહ્મનું ચિન્તન કરે તો અહીં—આ જન્મમાં—તેની હૃદયગ્રન્થિ આદિ વિનાશને પામે. ૬૪

પૂર્વોક્ત 'પરાવર' રૂપ 'અક્ષરતત્ત્વ'નો અનુભવ થતાં હૃદયગ્રન્થિઓ છેદાઈ જાય તથા 'સંશયો' ટળી જાય ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

× ટિપ્પણ: ૧૩ જુઓ "यस्मिन्... चान्तरिक्ष" (૨-૨-૫).

भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्ते सर्वसंशयाः ।
क्षीयन्ते चास्य कर्माणि तस्मिन्दृष्टे परावरे ॥ ६५ ॥

અ૦ તે શ્રેષ્ઠ-કારણરૂપ-તથા કનિષ્ઠ-કાર્યરૂપ પરમાત્માનો 'આ સાક્ષાત્ હું છું' એમ સાક્ષાત્કાર થયે આ (પુરુષ)ની (અનાત્મ પદાર્થની કામનારૂપ) બુદ્ધિની ગ્રંથિઓ વિનાશ પામે છે, (જ્ઞેયાદિ સંબંધના) સર્વ સંશયો છેદાઈ જાય છે અને (પ્રારબ્ધ કર્મ વિનાનાં) [જન્મ જન્માન્તરનાં] કર્મો ક્ષય પામે છે. ૬૫

પૂર્વોક્ત 'પરાવર' પરમાત્માના સ્વરૂપ ઇત્યાદિનું નિરૂપણ કરે છેઃ—

परमव्याकृतं यस्मादवरं स्याच्चिदात्मनः ।
दृष्टे तस्मिन्नहंकारचितोर्ग्रन्थिर्विभिद्यते ॥ ६६ ॥

અ૦ જે ચિદાત્મા થકી (સ્વકાર્યની અપેક્ષાયે) પરમ અવ્યક્ત તત્ત્વ કનિષ્ઠરૂપ છે તેનો સાક્ષાત્કાર થયે 'અહંકારચિતિ'ની ગ્રન્થિ વિશેષરીતે ભેદાય છે. ૬૬

માયા, 'અહંકાર' તથા 'ચિતિ'ની પરસ્પર ગ્રન્થિને દૃઢીભૂત કરે છે ઈત્યાદિ નિરૂપણ કરે છેઃ—

अहंकारस्य कर्तृत्वं चित्यध्यस्य तथा चितः ।
स्फूर्तिं चाहंकृतौ ग्रन्थिं कुर्यान्माया तयोर्दृढम् ॥ ६७ ॥

અ૦ માયા, અહંકારનું કર્તાપણું ચૈતન્ય મધ્યે કલ્પીને (અને) તેજ પ્રમાણે ચૈતન્યનાં સ્ફુરણ અહંકાર મધ્યે કલ્પીને તે ઉભયની ગ્રન્થિ દૃઢ કરે છે. ૬૭

પૂર્વોક્ત ગ્રન્થિ વિવેકપૂર્વક ભેદાતાં બ્રહ્મતત્ત્વસંબંધી 'સંશયો' છેદાય તથા ભાવિજન્મોત્પાદક કર્મનો ક્ષય થાય ઈત્યાદિ નિરૂપણ કરે છેઃ—

भिन्ने ग्रन्थौ विवेकेन संशया ब्रह्मतत्त्वगाः ।
छिद्यन्ते स्याद्भाविजन्महेतुकर्मक्षयस्तथा ॥ ६८ ॥

અ૦ (જે પ્રમાણે) વિવેક વડે (હૃદય) ગ્રન્થિ ભેદાતાં બ્રહ્મતત્ત્વ સંબંધી સંશયો છેદાય છે તે પ્રમાણે ભાવિ જન્મનાં કારણભૂત કર્મનો ક્ષય થાય. ૬૮

પૂર્વોક્ત ગ્રન્થિ ભેદાતા, મુમુક્ષુને હૃદયકોશ મધ્યે આનન્દરૂપ, શુદ્ધ તથા જ્યોતિઓનું જ્યોતિરૂપ બ્રહ્મતત્ત્વ દ્રષ્ટવ્ય છે ઇત્યાદિ બે શ્લોકવડે નિરૂપણ કરે છે:—

आनन्दरूपं हृत्कोशे यद्भाति प्राणिनां सदा ।
तच्छुभ्रं ज्योतिषां ज्योतिर्द्रष्टव्यं तन्मुमुक्षुभिः ॥ ६९ ॥

અ૦ પ્રાણિઓના હૃત્કમળ મધ્યે જે આનન્દરૂપે સદા ભાસે છે તે શુદ્ધ જ્યોતિઓના જ્યોતિરૂપ છે (અને) તે મુમુક્ષુઓ તેમને દ્રષ્ટવ્ય–અનુભવવા યોગ્ય–છે. ૬૯

તે શુદ્ધ જ્યોતિના પ્રકાશ થકી અખિલ જગત પ્રકાશે છે ઇત્યાદિ નિરૂપણ કરે છે:—

भासका अपि सूर्याद्यास्तद्भासयितुमक्षमाः ।
तस्मिन्नादौ भासमाने तद्भासा भासतेऽखिलम् ॥ ७० ॥

અ૦ સૂર્ય આદિ પ્રકાશક જ્યોતિઓ પણ તે (બ્રહ્મજ્યોતિ)ને પ્રકાશવા અસમર્થ છે. આરંભમાં તે (બ્રહ્મજ્યોતિ) પ્રકાશતાં અખિલ (જગત્) તેના પ્રકાશવડે પ્રકાશે છે. ૭૦

આ 'અક્ષર (બ્રહ્મ) તત્ત્વ' સર્વત્ર પ્રકાશે છે તથા જગત તેનાથી ભિન્ન નથી ઇત્યાદિ ઉદાહરણપૂર્વક બે શ્લોકવડે નિરૂપણ કરે છે.—

सर्वासु दिक्षु तद्भाति तस्मिन्नंतर्भवत्यदः ।
जगत्ततः पृथङ्नास्ति तरंगादिर्जलाद्यथा ॥ ७१ ॥

અ૦ તે 'અક્ષરતત્ત્વ' સર્વ દિશા મધ્યે પ્રકાશે છે આ જગત તે વિષે અન્તર્ભૂત હોય છે. તેથી જે પ્રમાણે તરંગાદિ જલથી ભિન્ન ન હોય તે પ્રમાણે તે (જગત્) બ્રહ્મથી ભિન્ન નથી. ૭૧

હવે, 'અક્ષરબ્રહ્મતત્ત્વ'નું વિજ્ઞાન થતાં સકલ જગતનું વિજ્ઞાન સિદ્ધ થાય ઇત્યાદિ ઉપસંહાર કરે છે —

जलतत्त्वं तरंगादौ ब्रह्मतत्त्वं तथाऽखिले ।
ततो ब्रह्मणि विज्ञाते विज्ञातं सकलं भवेत् ॥ ७२ ॥

× ટિપ્પણ ૭૦ જુઓ "हिरण्मये....विभाति" (૨-૨-૬-૧૦)

અ૦ (જે પ્રમાણે) તરંગ-મોજા-આદિને વિષે જલતત્ત્વ (અનુસ્યૂત છે) તે પ્રમાણે અખિલ (જગત્ મધ્યે) બ્રહ્મતત્ત્વ (અનુસ્યૂત છે). તેથી બ્રહ્મતત્ત્વનું વિજ્ઞાન-સાક્ષાત્કાર-થતાં સકલ (જગત) નું વિજ્ઞાન સિદ્ધ થાય. ૭૨

પૂર્વોક્ત 'અક્ષરતત્ત્વ' સમાધિ વિષે જ અખંડૈકરસરૂપે પ્રકાશે છે. 'વ્યુત્થાન—જાગર'-દશામધ્યે ભોક્તા તથા અભોક્તા ભિન્ન સ્વરૂપે પ્રકાશે છે ઈત્યાદિ બે શ્લોકવડે ઉદાહરણપૂર્વક નિરૂપણ કરે છેઃ—

अखण्डैकरसं ब्रह्म समाधावेव भासते ।
व्युत्थाने भोक्त्रभोक्तारौ भासेते पक्षिवत्पृथक् ॥ ७३ ॥

અ૦ અખંડૈરસ બ્રહ્મ સમાધિ મધ્યેજ પ્રકાશમાન હોય છે. (કિન્તુ) 'જાગર' મધ્યે પક્ષીની પેઠે ભોક્તા અને અભોક્તારૂપે ભિન્ન પ્રકાશે છે. ૭૩

પૂર્વોક્ત દૃષ્ટાંતનું સ્પષ્ટીકરણ કરતાં તત્સિદ્ધાર્થને દાર્ષ્ટાન્તિક પ્રતિ ઘટાવે છેઃ-

वृक्षे पक्षी फलं भुंक्ते क्षुधितोऽन्यस्तु वीक्षते ।
चिच्छायावानहंकारो भुंक्ते चिद्वीक्षते तथा ॥ ७४ ॥

અ૦ (જે પ્રમાણે) ભૂખ્યું પક્ષી વૃક્ષ મધ્યે ફલનું ભક્ષણ કરે કિન્તુ (અ-ભૂખ્યું) જોયા કરે છે તે પ્રમાણે ચિચ્છાયાવાળો 'અહંકાર' સંપન્ન ('જીવાત્મા') (કર્મ) ભોગવે છે (અને) 'ચિદાત્મા' સાક્ષીરૂપે અવસ્થિત હોય છે. ૭૪

ચિદ્ભ્રાન્તિને લઇ 'ભોક્તા'રૂપ 'જીવ' શોક કરે છે અને તે ભ્રાન્તિ ભોક્તૃનિષ્ઠ હોય છે ઈત્યાદિ બે શ્લોકવડે નિરૂપણ કરે છેઃ—

बोधात्पुरा तु चिद्भ्रान्त्या मग्ना भोक्तरि शोचति ।
सा भ्रान्तिर्भोक्तृनिष्ठैव तद्विवेकोऽपि भोक्तृगः ॥ ७५ ॥

અ૦ કિન્તુ, જ્ઞાનની પૂર્વે ચિદ્ભ્રાન્તિને લઇ ભોક્તા પરત્વે નિમગ્ન થઈ જે શોક કરે છે તે ભ્રાંતિ, કેવળ ભોક્તૃનિષ્ઠા-ભોક્તૃગા-(હોય છે) અને તેનો (ભ્રાંતિ-નિવર્તક) 'વિવેક' પણ ભોક્તૃનિષ્ઠ (હોય છે). ૭૫

---

× ટિપ્પણ ૭૨ જુઓ "ब्रह्मैवेदममृतं...पुरस्तात्" (૨-૨-૧૧).
× ટિપ્પણ ૭૩ જુઓ "द्वा सुपर्णा सयुजा" (૩-૧-૧).
× ટિપ્પણ ૭૫ જુઓ "समाने...निमग्नः" (૩-૧-૨).

પૂર્વોક્ત 'ભ્રાંતિ' તથા 'વિવેક' ભોગના અવાન્તર ભેદ છે અને તે ઉભય ચૈતન્ય પરત્વે અધ્યસ્ત હોય છે કિન્તુ તે વાસ્તવરૂપ હોતા નથી ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

भोगावान्तरभेदौ हि भ्रांतितद्बाधकावुभौ ।
इतरारोपवत्तौ च चित्यध्यस्तौ न वास्तवौ ॥ ७६ ॥

અ૦ ભ્રાંતિ તથા તેની નિવૃત્તિ કરનાર વિવેક ઉભય નિશ્ચે, ભોગના અવાન્તર-ગૌણ-ભેદ (છે). અને તે જીવેશ આદિ આરોપની પેઠે ચૈતન્ય પરત્વે અધ્યસ્ત-કલ્પિત-હોય છે. તે વાસ્તવરૂપ ન હોય. ૭૬

જ્યારે સાધક પુરૂષ સ્વયંજ્યોતિસ્સ્વરૂપ કર્તા ભોક્તાને 'વિવેકપૂર્વક' ઇશ્વરસ્વરૂપે જુએ ત્યારે તે પુણ્યપાપરહિત થઇ 'અક્ષરતત્ત્વ' વિષે રમણ કરનારો થાય છે ઇત્યાદિ બે શ્લોકવડે નિરૂપણ કરે છેઃ—

विविनक्ति यदा भोक्ता पुण्यपापे तदास्य नो ।
क्रीडत्यात्मन्यसौ ध्यानाद् द्यूतादौ मूढवत्सदा ॥ ७७ ॥

અ૦ જ્યારે ભોક્તા જીવ તથા ઇશ વચ્ચે 'વિવેક' કરે છે ત્યારે તેને પુણ્ય તથા પાપ રહેતા નથી. (કિન્તુ) તે દ્યૂતાદિક વિષે મૂઢની પેઠે, ધ્યાનપૂર્વક સદા આત્મતત્ત્વ પરત્વે રમણ કરનારો થાય છે. ૭૭

પૂર્વોક્ત આત્મરમણ કરનાર, શ્રેષ્ઠ બ્રહ્મવેત્તા હોય છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

आत्मन्येव रतिं कुर्यात्सर्वदा नित्यकर्मवत् ।
वरिष्ठो ब्रह्मवित्स्वेष व्यर्थक्षणविवर्जनात् ॥ ७८ ॥

અ૦ નિત્યકર્મની પેઠે, આત્મતત્ત્વ પરત્વે જ સર્વદા પ્રીતિ કરવી (તે માટે પ્રીતિ કરનાર) આ ('સાધક' પુરૂષ) વ્યર્થક્ષણરહિત હોવાથી વેત્તાઓ મધ્યે શ્રેષ્ઠ છે. ૭૮

'સત્યાદિક' વિદ્યા અધિકારનાં કારણ છે અને પૂર્વોક્ત શ્રેષ્ઠ બ્રહ્મવેત્તા પરાવિદ્યા પરત્વે મુખ્યાધિકારી છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

× ટિપ્પણ ૭૭ જુઓ "यदा पश्य पश्यते ..वरिष्ठ" (૩-૧-૪)




१ २ ३ ४
सत्यं तपो ब्रह्मचर्यं विद्याधिकृतिकारणम् ।
८ ५ ६ ७ ९
मुख्याधिकारी विद्यायां वरिष्ठो ब्रह्मविद्भवेत् ॥ ७९ ॥

અ૦ 'સત્ય', 'તપ' (અને) 'બ્રહ્મચર્ય' વિદ્યાધિકારનાં કારણ છે. (પર) વિદ્યા પરત્વે શ્રેષ્ઠ 'બ્રહ્મવેત્તા' મુખ્યાધિકારી હોય. ૭૯

પૂર્વોક્ત અક્ષર-બ્રહ્મ-તત્ત્વ 'અન્તર્મુખતા' વિના ચક્ષુ આદિ ઇન્દ્રિયોવડે કદાપિ ગૃહણ ન કરાય ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

४ ३ ९ ८ ७ १३ ११ १२ १० ६
न चक्षुषा नापि वाचा नान्यैरक्षैश्च गृह्यते ।
१५ १४ १७ १६ २ १ ५
न कर्मणा न तपसा विनान्तर्मुखतां क्वचित् ॥ ८० ॥

અ૦ (આ 'અક્ષરતત્ત્વ') અન્તર્મુખતા વિના ચક્ષુવડે ક્વચિત્ ગૃહણ કરાતું નથી. તે વાણીવડે પણ અને અન્ય ઇન્દ્રિયોવડે, કર્મવડે (તથા) તપવડે ગૃહણ કરાતું નથી. ૮૦

ધ્યાનવડે અન્તર્મુખ થતાં 'મહાવાક્ય' થકી બ્રહ્મસ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

१ २ ३ ४ ५
ध्यानेनान्तर्मुखो वाक्याद्ब्रह्मात्मानमवेक्षते ।
६ ७ ८ ९ १० ११
विशुद्धबुद्धिरात्मज्ञो यथा वक्ति तथा भवेत् ॥ ८१ ॥

અ૦ ધ્યાનપૂર્વક અન્તર્મુખ (સતો) મહાવાક્ય થકી (તે) બ્રહ્મસ્વરૂપનો સાક્ષાત્કાર કરે છે. વિશુદ્ધ અન્તઃકરણવાળો આત્મજ્ઞ જે પ્રમાણે ઉક્તિ કરે તે પ્રમાણે (કામ તથા લોકસિદ્ધિ) થાય છે. ૮૧

१ २ ३ ४ ५
भूतिकामो विभूत्यर्थमात्मज्ञं सर्वदाऽर्चयेत् ।
६ ७+८ ११ १० ९
निष्कामस्तमुपासीनो वेत्ति ब्रह्मत्वमात्मनः ॥ ८२ ॥

અ૦ વિભૂતિની ઇચ્છાવાળાએ વિભૂતિ સિદ્ધ થાય તે અર્થે આત્મજ્ઞાનીનું સર્વદા અર્ચન કરવું. (અને) નિષ્કામી હોય તે, તે (આત્મજ્ઞાની)ની ઉપાસના કરી આત્માના બ્રહ્મત્વનું જ્ઞાન મેળવે છે. ૮૨

---

× ટિપ્પણ: ૭૯ જુઓ "सत्येन...आत्मा" (३-१-५).
× ટિપ્પણ: ૮૧ જુઓ "यं यं...संविभाति" (३-१-१०).
× ટિપ્પણ: ૮૨ જુઓ "स वेदैतत्परम...द्तिवर्तन्ति" (३-२-१).

પૂર્વોક્તરીત્યે '.કામનાવાન્' પુરૂષ જે જે ભોગની કામના કરે અથવા જે જે લોકનું ચિન્તન કરે તેને પ્રાપ્ત કરે છે અને 'આત્મજ્ઞાની' પુરૂષને તો જીવતાં જ સર્વ કામનાઓ લય પામે છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

कामश्रैष्ठ्यपरः कामैस्तत्र तत्र प्रजायते ।
जीवन्नेवात्मवित्सर्वकामानां लयमाप्नुयात् ॥ ८३ ॥

અ૦ ભોગાદિકને જ શ્રેયસ્કર માનનાર તે તે ભોગોવડે યુક્ત થઇ તે તે લોક મધ્યે જન્મને પામે છે (કિન્તુ) 'આત્મવેત્તા' પુરૂષને જીવતાં જ સર્વ કામનાનો નાશ થાય છે. ૮૩

પૂર્વોકત 'અક્ષરતત્ત્વ' કેવી રીતે પ્રાપ્ત થાય છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

न वेदपाठबाहुल्यान्न बहुश्रुतितस्तथा ।
आत्मा लभ्योऽथ देवोयं वृणुते तेन लभ्यते ॥ ८४ ॥

અ૦ આત્મા ( અક્ષરતત્ત્વ ) વેદના બહુ પાઠ કરવાથી પ્રાપ્ય ન હોય. તે પ્રમાણે બહુ શ્રવણવડે પ્રાપ્ય ન હોય. એટલે 'આત્મદેવ' જેને અનુગ્રહ કરે છે તેને તે પ્રાપ્ત થાય છે. ૮૪

કર્મ બ્રહ્માર્પણ કરતાં 'ઈશ્વરતુષ્ટિ' થાય અને ઇશ્વરના 'અનુગ્રહ' થકી 'અદ્વૈતવાસના' થાય ઇત્યાદિ 'આત્મસિદ્ધિઉપાય'નું નિરૂપણ કરે છે–

ईश्वरानुग्रहादेव भवेदद्वैतवासना ।
तस्माद्ब्रह्मार्पितं कर्म कुर्यादीश्वरतुष्टये ॥ ८५ ॥

અ૦ અદ્વૈતવાસના કેવળ ઇશ્વરના અનુગ્રહ થકી પ્રાપ્ત થાય તેથી ઇશ્વર તુષ્ટિના અર્થે બ્રહ્માર્પિત કર્મ કરવાં. ૮૫

'ઇશ્વરાનુગ્રહ' સિદ્ધ થાય ત્યારે પરમાત્મા તેના સ્વરૂપને કેવી રીતે પ્રકાશિત કરે છે ઇત્યાદિ નિરૂપણ કરે છે.—

ईशानुग्रहयुक्तस्य सच्चिदानन्दलक्षणाम् ।
तनुं विवृणुते स्वीयां परमात्मा ह्यशेषतः ॥ ८६ ॥

× ટિપ્પણ ૮૩ જુઓ "कामान् .मन्यमान" ( ૩-૨-૨ ).
× ટિપ્પણ ૮૪ જુઓ "नायमात्मा ..लभ्य." ( ૩-૨-૩ )

અ૦ પરમાત્મા, ઈશ્વરાનુગ્રહસંપન્ન પુરૂષના સચ્ચિદાનન્દલક્ષણ સ્વરૂપને નિશ્ચે, સમગ્ર રીતે પ્રકાશિત કરે છે ૮૬

જેના શ્રવણાદિક પ્રબળ ન હોય તેનો આત્મા બ્રહ્મસિદ્ધ થતો નથી ઇત્યાદિ નિરૂપણ કરે છે —

श्रवणं मननं ध्यानं यस्य न प्रबलं भवेत् ।
प्रमादो वास्ति विपयासक्त्यात्मा न स बुध्यते ॥ ८७ ॥

અ૦ જેનું શ્રવણ મનન તથા ધ્યાન બળવાન્ ન હોય અથવા, (જેને) પ્રમાદ હોય તે વિષયાસક્ત ચિત્તવાળો બ્રહ્મસિદ્ધ થાય નહિ ૮૭

સન્યાસાદિઆશ્રમોપેત તપ જેને ન હોય તેની બુદ્ધિ નિર્મળ ન હોય એટલે તે જ્ઞાનતૃપ્ત હોય નહિ ઇત્યાદિ નિરૂપણ કરે છે—

तपो नास्त्याश्रमोपेतं यस्य शुद्धा न तस्यऽधीः ।
सम्पत्या श्रवणादीनामसौ ज्ञाने न तृप्यति ॥ ८८ ॥

અ૦ જેને સન્યાસાદિ 'આશ્રમયુક્ત' 'તપ' સિદ્ધ ન હોય તેની બુદ્ધિ નિર્મળ ન (હોય) આ (પુરૂષ) શ્રવણાદિકની સમ્પત્તિને લઇને જ્ઞાન પરત્વે તૃપ્ત થતો નથી ૮૮

હવે, કોણ 'મુક્ત' થાય તેનું નિરૂપણ કરે છે —

वेदान्तधीनिश्चितार्थाः सन्यासाच्छुद्धबुद्धयः ।
ब्रह्मदृष्टौ स्थिराश्चान्ते मुच्यन्ते मूलकारणात् ॥ ८९ ॥

અ૦ વેદાંતથી ઉપજેલા વિજ્ઞાનના અર્થમાં દઢનિશ્ચયવાળા સન્યાસયોગ થકી શુદ્ધચિત્તવાળા અને બ્રહ્મદર્શન પરત્વે સ્થિર હોય તેઓ 'પરાંત'કાલે અજ્ઞાન થકી મુકત થાય છે ૮૯

'પરાંત' તથા 'અપરાંત' પદનું નિરૂપણ કરે છે —

संसारिणां देहपातोऽपरान्तः पुनरुद्भवात् ।
परान्तो विदुषां देहपातः पुनरनुद्भवात् ॥ ९० ॥

× ટિપ્પણ ૮૮ જુઓ "ज्ञानेन तृप्यति" એમ પણ પાઠ છે

× ટિપ્પણ ૯૦ જુઓ "वेदान्तविज्ञान सर्वे" (૩-૨-૬), પરાંત-અમન ક્ષય, અપરાન્ત-સાપેક્ષિક ક્ષય.

પૂર્વોક્તરીતે ' કામનાવાન્ ' પુરૂષ જે જે ભોગની કામના કરે અથવા જે જે લોકનું ચિન્તન કરે તેને પ્રાપ્ત કરે છે અને ' આત્મજ્ઞાની ' પુરૂષને તો જીવતાં જ સર્વ કામનાઓ લય પામે છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

**कामश्रेष्ठथपरः कामैस्तत्र तत्र प्रजायते ।**
**जीवन्नेवात्मवित्सर्वकामानां लयमाप्नुयात् ॥ ८३ ॥**

અ० ભોગાદિકને જ શ્રેયસ્કર માનનાર તે તે ભોગોવડે યુક્ત થઇ તે તે લોક મધ્યે જન્મને પામે છે (કિન્તુ) ' આત્મવેત્તા ' પુરૂષને જીવતાં જ સર્વ કામનાનો નાશ થાય છે. ૮૩

પૂર્વોક્ત 'અક્ષરતત્ત્વ' કેવી રીતે પ્રાપ્ત થાય છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

**न वेदपाठबाहुल्यान्न बहुश्रुतितस्तथा ।**
**आत्मा लभ्योऽथ देवोयं वृणुते तेन लभ्यते ॥ ८४ ॥**

અ० આત્મા ( અક્ષરતત્ત્વ ) વેદના બહુ પાઠ કરવાથી પ્રાપ્ય ન હોય. તે પ્રમાણે બહુ શ્રવણવડે પ્રાપ્ય ન હોય. એટલે ' આત્મદેવ ' જેને અનુગ્રહ કરે છે તેને તે પ્રાપ્ત થાય છે. ૮૪

કર્મ બ્રહ્માર્પણ કરતાં ' ઇશ્વરતુષ્ટિ ' થાય અને ઇશ્વરના ' અનુગ્રહ ' થકી 'અદ્વૈતવાસના' થાય ઇત્યાદિ 'આત્મસિદ્ધિઉપાય'નું નિરૂપણ કરે છેઃ-

**ईश्वरानुग्रहादेव भवेदद्वैतवासना ।**
**तस्माद्ब्रह्मार्पितं कर्म कुर्यादीश्वरतुष्टये ॥ ८५ ॥**

અ० અદ્વૈતવાસના કેવળ ઇશ્વરના અનુગ્રહ થકી પ્રાપ્ત થાય તેથી ઇશ્વર તુષ્ટિના અર્થે બ્રહ્માર્પિત કર્મ કરવાં. ૮૫

' ઇશ્વરાનુગ્રહ ' સિદ્ધ થાય ત્યારે પરમાત્મા તેના સ્વરૂપને કેવી રીતે પ્રકાશિત કરે છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

**ईशानुग्रहयुक्तस्य सच्चिदानन्दलक्षणाम् ।**
**तनुं विवृणुते स्वीयां परमात्मा ह्यशेषतः ॥ ८६ ॥**

---

× ટિપ્પણ ૮૩ જુઓ "कामान्...मन्यमानः" ( ३-२-२ ).
× ટિપ્પણ ૮૪ જુઓ "नायमात्मा...लभ्यः" ( ३-२-३ )

અ૦ પરમાત્મા, ઈશ્વરાનુગ્રહ સંપન્ન પુરૂષના સચ્ચિદાનન્દલક્ષણ સ્વરૂપને નિશ્ચે, સમગ્ર રીતે પ્રકાશિત કરે છે. ૮૬

જેનાં શ્રવણાદિક પ્રબળ ન હોય તેનો આત્મા બ્રહ્મસિદ્ધ થતો નથી ઈત્યાદિ નિરૂપણ કરે છેઃ—

श्रवणं मननं ध्यानं यस्य न प्रबलं भवेत् ।
प्रमादो चास्ति विषयासक्त्यात्मा न स बुध्यते ॥ ८७ ॥

અ૦ જેનું શ્રવણ મનન તથા ધ્યાન બળવાન્ ન હોય અથવા, (જેને) પ્રમાદ હોય તે વિષયાસકત ચિત્તવાળો બ્રહ્મસિદ્ધ થાય નહિ. ૮૭

સંન્યાસાદિઆશ્રમોપેત તપ જેને ન હોય તેની બુદ્ધિ નિર્મળ ન હોય એટલે તે જ્ઞાનતૃપ્ત હોય નહિ ઈત્યાદિ નિરૂપણ કરે છેઃ—

तपो नास्त्याश्रमोपेतं यस्य शुद्धा न तस्यऽधीः ।
सम्पत्त्या श्रवणादीनामसौ ज्ञाने न तृप्यति ॥ ८८ ॥

અ૦ જેને સંન્યાસાદિ 'આશ્રમયુક્ત' 'તપ' સિદ્ધ ન હોય તેની બુદ્ધિ નિર્મળ ન (હોય). આ (પુરૂષ) શ્રવણાદિકની સમ્પત્તિને લઇને જ્ઞાન પરત્વે તૃપ્ત થતો નથી ૮૮

હવે, કોણ 'મુક્ત' થાય તેનું નિરૂપણ કરે છેઃ—

वेदान्तधीनिश्चितार्थाः सन्यासाच्छुद्धबुद्धयः ।
ब्रह्मदृष्टौ स्थिराश्चान्ते मुच्यन्ते मूलकारणात् ॥ ८९ ॥

અ૦ વેદાંતથી ઉપજેલા વિજ્ઞાનના અર્થમાં દઢનિશ્ચયવાળા સંન્યાસયોગ થકી શુદ્ધચિત્તવાળા અને બ્રહ્મદર્શન પરત્વે સ્થિર હોય તેઓ 'પરાંત'કાલે અજ્ઞાન થકી મુક્ત થાય છે. ૮૯

'પરાંત' તથા 'અપરાંત' પદનું નિરૂપણ કરે છેઃ—

संसारिणां देहपातोऽपरान्तः पुनरुद्भवात् ।
परान्तो विदुषां देहपातः पुनरनुद्भवात् ॥ ९० ॥

× ટિપ્પણ: ૮૮ જુઓ "ज्ञानेन तृप्यति" એમ પણ પાઠ છે.

× ટિપ્પણ: ૯૦ જુઓ "वेदान्तविज्ञान...सर्वे" (૩-૨-૬), પરાંત-અત્યંત લય; અપરાન્ત-સાપેક્ષિક લય.

અ૦ સંસારીનો દેહપાત, પુનર્જન્મ થાય છે તેથી 'અપરાન્ત' (કહેવાય છે) [અને] જ્ઞાનીનો દેહપાત, પુનર્જન્મ થાય નહી તેથી 'પરાન્ત' (કહેવાય છે). ૯૦

પૂર્વોક્ત જ્ઞાનીપુરૂષ મુક્ત થયે તેની શું 'ગતિ' થાય ઈત્યાદિ નિરૂપણ કરે છે:—

२ ३ १ ५ ४ ६
परान्तकाले मुक्ता ये ब्रह्मत्वात्ते परामृताः ।
९ ८ ७ ११ १०
कलाः पञ्चदशैतेषां लीयन्ते स्वस्वकारणे ॥ ९१ ॥

અ૦ જેઓ પોતાના શરીરના પરિત્યાગકાલમાં મુક્ત હોય છે તે બ્રહ્મસ્વરૂપ હોવાથી પર અમૃત (બ્રહ્મ) સ્વરૂપ હોય છે. તેમની (આણુવિક) પંદર કલાઓ પોતપોતાના કારણમાં લય પામે છે. ૯૧

પૂર્વોક્ત પંદર 'કલા'નું નિરૂપણ કરે છે:—

१ २ ३ ४ ५
प्राणः श्रद्धा खादिभूतपञ्चकं चेन्द्रियं मनः ।
६ ७ ८ ९ १० १२ ११ १३ १४
अन्नं वीर्यं तपो मन्त्राः कर्म लोकाश्च ताः कलाः ॥ ९२ ॥

અ૦ પ્રાણ, શ્રદ્ધા, આકાશાદિ પાંચ મહાભૂતો અને ઈન્દ્રિય, મન, અન્ન, વીર્ય, તપ, મન્ત્ર, કર્મ તથા લોક આ કલા (છે). ૯૨

આ કલાઓ ક્યાં 'લય' પામે ઈત્યાદિ નિરૂપણ કરે છે—

४ ५ १ २ ३
वागादीननुगृह्णन्ति वह्न्यादेः शक्तयः पुरा ।
७ ६ ९+१० ११ ८
ताश्च देवानेव यान्ति स्वानुग्राह्यविलोपनात् ॥ ९३ ॥

અ૦ અગ્નિ આદિની શક્તિઓ પૂર્વે વાગાદિકનો અનુગ્રહ કરનાર હોય છે. અને તે (શક્તિઓ) પોતાવડે અનુગ્રાહ્ય વાગાદિનો નાશ થતાં (અગ્નિ આદિ) દેવોને પ્રાપ્ત થાય છે. ૯૩

તે દેવતાઓની શક્તિ લયને પામ્યા પછી અનારબ્ધ કર્મો તથા 'વિજ્ઞાનમય' કર્તા વિદ્યાવડે લય પામે છે ઈત્યાદિ નિરૂપણ કરે છે:—

× ટિપ્પણ: ૯૧ જુઓ "गताः कलाः...एकीभवन्ति" (૩–૨–૭).

अनारब्धानि कर्माणि विज्ञानमयनामकः ।
कर्ता च विद्यया लीनः स्वस्मिन्काठिन्यवद्घृते ॥ ९४ ॥

અ૦ અનારબ્ધ કર્મો અને 'વિજ્ઞાનમય' નામક કર્તા વિદ્યાને લઈ કઠણ ઘૃત (ઘી) એકરસ થઇ જાય તેમ સ્વ-બ્રહ્મ-વિષે લય પામે છે. ૯૪

તે 'વિજ્ઞાનમય' કર્તા ('જીવાત્મા') કેવી રીતે 'લય'-પરમપદ-ને પામે તે ઇત્યાદિનું ઉદાહરણપૂર્વક નિરૂપણ કરે છેઃ-

अब्धावस्तं यान्ति नद्यो नामरूपे विहाय हि ।
तथा विद्वान्नामरूपान्मुक्तो याति परं पदम् ॥ ९५ ॥

અ૦ (જે પ્રમાણે) નદીઓ પોતાનાં નામ તથા સ્વરૂપોનો ત્યાગ કરીને નિશ્ચે સમુદ્ર મધ્યે લય પામે તે પ્રમાણે જ્ઞાની (બ્રહ્મવેત્તા) પુરૂષ નામરૂપથી મુક્ત ( સતો ) પરમપદને પામે છે. ૯૫

'અક્ષરતત્ત્વ'ના સાક્ષાત્કાર કરનાર બ્રહ્મવેત્તાની શું 'ગતિ' થાય ઇત્યાદિકનું બે શ્લોકવડે નિરૂપણ કરે છેઃ—

यः कोऽपि ब्रह्म वेत्त्येष ब्रह्मैव भवति स्वयम् ।
अब्रह्मवित्तस्य कुले न स्यादेतद्विबोधतः ॥ ९६ ॥

અ૦ જે કોઇ બ્રહ્મને ( આ રીતે ) જાણે તે પોતે બ્રહ્મ જ થાય છે. એ ઉપદેશજ્ઞાન થકી તેના કુલ મધ્યે કોઈ અ-બ્રહ્મવેત્તા ન થાય. ૯૬

शोकं तरति पाप्मानपि धीग्रन्थिनोऽखिलात् ।
मुक्तो ब्रह्मात्मबोधेन भवत्येवामृतोऽखिलः ॥ ९७ ॥

અ૦ તે શોકને તરે છે તથા પાપને તરે છે. બ્રહ્મસ્વરૂપના જ્ઞાનવડે સમગ્ર હૃદયગ્રન્થિઓથી મુક્ત થઈ નિશ્ચે કેવલ અમૃત સ્વરૂપ થાય છે. ૯૭

આ બ્રહ્મવિદ્યાનો 'ઉપદેશ' કોને કરવો ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

× ટિપ્પણઃ ૯૫ જુઓ "યથા ન[illegible]" (૩-૨-૮)
× ટિપ્પણઃ ૯૬-૯૭ જુઓ "[illegible]" (૩-૨-૯)

क्रियावन्तः श्रोत्रिया ये सगुणब्रह्मचिन्तकाः ।
तेषामेवं ब्रह्मतत्त्वविद्यामेतां वदेद्बुधः ॥ ९८ ॥

અ૦ જ્ઞાની પુરૂષે, જે ક્રિયંથ શાસ્ત્રાભિજ્ઞ તથા સગુણબ્રહ્મચિન્તક હોય તેને જ આ બ્રહ્મતત્ત્વ ('અક્ષરતત્ત્વ')ની વિદ્યાનો ઉપદેશ કરવો. ૯૮

અંગિરાએ પૂર્વોક્ત બ્રહ્મવિદ્યાનો ઉપદેશ 'શૌનક'ને કરેલો ઈત્યાદિ નિરૂપણ કરે છે:—

अंगिराः शौनकायैतत्सत्यं ब्रह्मोपदिष्टवान् ।
नमस्कृत्य ब्रह्मविदो ब्रह्मविद्यामवाप्नुयात् ॥ ९९ ॥

અ૦ અંગિરાએ શૌનકને આ 'સત્ય' બ્રહ્મનો ઉપદેશ કરેલો. બ્રહ્મવેત્તાઓને નમસ્કાર કરીને આ બ્રહ્મવિદ્યા સિદ્ધ હો. ૯૯

शौनकस्य ब्रह्मविद्या विस्पष्टमुपवर्णिता ।
तुष्टोऽस्माननुगृह्णातु विद्यातीर्थमहेश्वरः ॥ १०० ॥

અ૦ (આ) 'બ્રહ્મવિદ્યા' શૌનકને વિસ્પષ્ટરીતે વર્ણવેલી. 'વિદ્યાતીર્થ-મહેશ્વર' સંતુષ્ટ (સતા) અમારા ઉપર અનુગ્રહ કરો. ૧૦૦

ઇતિ મુણ્ડોપનિષદ્વિવરણ નામક છઠ્ઠો અધ્યાય સમાપ્ત.

---

× ટિપ્પણ: ૯૮ જુઓ " क्रियावन्तः...चीर्णम् " (३-२-१०).
× ટિપ્પણ: ૯૯ જુઓ " तदेतत्सत्य...परमऋषिभ्यः " (३-२-११)

# अध्याय ७ मो

## ( પ્રશ્નોપનિષદ )

હવે, પ્રશ્નોપનિષદનુ વ્યાખ્યાન આરભે છે —

**अथर्वणे पिप्पलादः षण्मुनिभ्यो यदब्रवीत् ।**
**तत्सर्वं प्रविविच्यात्र प्रवक्ष्यामि पृथक् पृथक् ॥ १ ॥**

અ૦ અથર્વણવેદ મધ્યે 'પિપ્પલાદે' ('કાત્યાયનાદિક') છ મુનિઓને જે ('બ્રહ્મવિદ્યા')નો ઉપદેશ કરેલો તે સર્વનો વિવેક કરીને અહીં (હુ) પૃથક્ પૃથક્ પ્રવચન કરીશ ૧

સગુણબ્રહ્મચિન્તક તે મુનિઓએ પરબ્રહ્મનો સાક્ષાત્કાર જાણવા શુ કર્યું તે નિરૂપણ કરે છે —

**मुनयो वेदतात्पर्यात्सगुणब्रह्मचिन्तकाः ।**
**परं ब्रह्मापेक्षमाणाः समिद्धस्ता गुरुं ययु. ॥ २ ॥**

અ૦ તે મુનિઓ વેદનુ તાત્પર્ય સગુણ બ્રહ્મ છે એમ માની સગુણબ્રહ્મના ચિન્તક (હતા) પર બ્રહ્મ જાણવાની અપેક્ષાવાળા થતા, તેઓ હાથમા સમિધ્ આદિ લઈને ગુરૂ (પિપ્પલાદ)ની સમીપમા ગયા ૨

એક વર્ષ પર્યંત 'ગુરૂસેવા' કરવા વડે વિદ્યા સમ્યક રીતે ફ્ળે તેથી તેઓ ગુરૂ પાસે વર્ષ પર્યંત રહ્યા ઈત્યાદિ નિરૂપણ કરે છે —

**गुरूपसत्तिसम्पूर्त्यै वर्षं गुर्वन्तिकेऽवसन् ।**
**सम्यक् फलति विद्यैषा वार्षिक्या गुरुसेवया ॥ ३ ॥**

અ૦ (તેઓ 'ઉપસત્તિ' સપૂર્ણ થાય તે અર્થે ગુરૂની સમીપમા એક વર્ષ પર્યંત રહ્યા (કેમકે) વાર્ષિક ગુરૂસેવાવડે આ વિદ્યા સમ્યક્ રીતે ફ્ળે છે ૩

પૂર્વોક્ત મુનિ મધ્યે 'કાત્યાયને' 'સ્થૂલ' દેહના 'જન્મક્રમ'ની પૃચ્છા કરેલી તે ઈત્યાદિનુ નિરૂપણ કરે છે —

---

× ટિપ્પણ ૨ જુઓ ' गुकेशा च उपसत्ता " (૧-૧)
× ટિપ્પણ ૩ જુઓ ' ताह सवत्सर " (૧-૨)

कात्यायनोऽपृच्छदादौ स्थूलदेहजनिक्रमम् ।
फलं त्वपरविद्यायास्तत्र स्पष्टीभविष्यति ॥ ४ ॥

અ૦ આરંભમાં 'કાત્યાયન' મુનિએ સ્થૂલ દેહના જન્મક્રમ વિષે પ્રશ્ન કર્યો. કિન્તુ, આ પ્રશ્ન મધ્યે અપરવિદ્યાનું ફલ સ્પષ્ટીભૂત થશે. ૪

પૂર્વોક્ત (ઉત્તરાર્ધ મંત્રના) અર્થનું સ્પષ્ટીકરણ કરે છેઃ—

कर्मोपास्तिश्चापरस्यां विद्यायां श्रूयते द्वयम् ।
तत्फलं जन्मकष्टं तदित्यभिप्रेत्य वर्ण्यते ॥ ५ ॥

અ૦ કર્મ અને ઉપાસના ઉભયનું અપર વિદ્યા મધ્યે શ્રવણ કરાય છે. જન્મનું કષ્ટ તે તેનું ફલ એમ અભિપ્રાયે કરીને તે ('સ્થૂલદેહજન્મક્રમ')નું (વૈરાગ્યોત્પત્તિ અર્થે) વર્ણન કરાય છે. ૫

'પ્રજાકામ' પ્રજાપતિએ શું કર્યું તે નિરૂપણ કરે છેઃ—

प्रजापतिः प्रजाकामो विराट्सृष्टेरनन्तरम् ।
स्रष्टव्यालोचनाख्यं तत्तपः कृत्वाऽसृजत्प्रजाः ॥ ६ ॥

અ૦ સૃષ્ટિ ઉત્પન્ન કરવાની ઈચ્છાવાળા પ્રજાપતિએ વિરાટ્‌ની ઉત્પત્તિ કર્યા પછી તદનન્તર સ્રષ્ટવ્ય-સંકલ્પાત્મક (જે) 'તપ'-વિચાર-તે કરી પ્રજા ઉત્પન્ન કરી. ૬

પ્રજાપતિએ, આરંભમાં 'અન્ન' તથા 'પ્રાણ' નામનું 'ભોગ્યાત્મક' તથા 'ભોક્ત્રાત્મક' જોડકું તથા તેનાં અભિમાની દેવોને સર્જ્યાં ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

भोग्यभोक्त्रात्मकं द्वन्द्वं रयिप्राणाख्यमादितः ।
सृष्ट्वाऽभिमानिनौ देवौ चन्द्रादित्यौ च सृष्टवान् ॥ ७ ॥

અ૦ 'અન્ન' તથા 'પ્રાણ'સંજ્ઞક 'ભોગ્યાત્મક' તથા 'ભોક્ત્રાત્મક' જોડાને આરંભમાં સર્જીને વળી તે ('અન્ન' તથા 'પ્રાણ')ના અભિમાની દેવ (ભોગ્યાત્મક) 'ચંદ્ર'ને તથા (ભોક્ત્રાત્મક) 'સૂર્ય'ને સર્જ્યો. ૭

'ચન્દ્ર'ના ભોગ્યાત્મક અભિમાનિપણાનું નિરૂપણ કરે છેઃ—

---

× ટિપ્પણ: ૪ જુઓ "अथ कबन्धी...मात्रा च", (૧-૨-૧૫).

× ટિપ્પણ: ૬ જુઓ "प्रजाकामो वै...रयिः" (१. ४-५). સ્રષ્ટવ્ય-સર્જન કરવાયોગ્ય પદાર્થ.

मूर्त्तमोषध्यादि भोग्यं शब्दगन्धरसादिकम् ।
अमूर्त्तमनयोर्वृद्धिं देवश्चन्द्रः करोति हि ॥ ८ ॥

અ૦ ઓષધિ આદિ મૂર્ત ભોગ્યપદાર્થ (અને) શબ્દ ગન્ધ તથા રસાદિક અમૂર્ત (ભોગ્યપદાર્થ છે) અને 'ચન્દ્ર', આ ઉભય (પદાર્થ)ની નિશ્ચે વૃદ્ધિ કરે છે. ૮

હવે 'સૂર્ય'ના 'ભોક્ત્રાત્મક' અભિમાનિપણાનું નિરૂપણ કરે છેઃ—

आदित्य उद्यन्भोक्तृणां तत्तद्दिग्वर्तिनामिमान् ।
प्राणान्प्रवर्तयेद्भोक्तृनेतेऽन्नं भुञ्जते ततः ॥ ९ ॥

અ૦ આદિત્ય ઉદય થતાં, તે તે દિશાઓ મધ્યે પ્રવૃત્ત ભોક્તાઓના ભોક્તારૂપ 'પ્રાણો'ને પ્રવર્તાવે છે તેથી તેઓ અન્નનું ભક્ષણ કરે છે. ૯

હવે, 'સૂર્ય' અહોરાત્રાદિ કાલનો સંપાદક હોવાનું નિરૂપણ કરે છેઃ-

चन्द्रस्थितिमहोरात्रं सूर्यः सम्पादयत्यतः ।
तत्समूहस्वरूपोऽसौ कालः संवत्सरोऽभवत् ॥ १० ॥

અ૦ એથી સૂર્ય ચન્દ્રસ્થિતિ તથા અહોરાત્રને સંપાદન કરનારો છે. તે (અહોરાત્ર)નો સમૂહ સ્વરૂપ આ કાલ તે 'સંવત્સર' થાય છે. ૧૦

'પ્રજાપતિ' તે 'સંવત્સર' સ્વરૂપ છે અને તે બે પ્રકારનો છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

यद्यदुत्पद्यते तत्तत्स्यादुपाधिः प्रजापतेः ।
प्रजापतिर्वत्सरात्मा स पुनर्द्विविधोऽभवत् ॥ ११ ॥

અ૦ જે જે (પદાર્થ) ઉત્પન્ન થાય છે તે તે 'પ્રજાપતિ'ની ઉપાધિરૂપ હોય. 'પ્રજાપતિ'–બ્રહ્મા–'સંવત્સર' સ્વરૂપ (છે) [અને] તે વળી બે પ્રકારનો થયો. ૧૧

પૂર્વોક્ત બે 'પ્રકાર'નું નિરૂપણ કરે છેઃ—

---

× ટિપ્પણ ૯ જુઓ "अथादित्य...प्रविशति" (૧-૬).

× ટિપ્પણ ૧૧ જુઓ "संवत्सरो वै...पुनरावर्तन्ते" (૧-૩).

अभूतां वत्सरांशौ द्वावयने दक्षिणोत्तरे ।
चन्द्रादित्यौ तत्र देवौ दक्षिणोत्तरमार्गयोः ॥ १२ ॥

અ૦ 'સંવત્સર'ના બે અંશો–વિભાગ–તે 'દક્ષિણાયન' અને 'ઉત્તરાયન'રૂપે થયા. તેમાં ચન્દ્ર તથા આદિત્ય દક્ષિણ તથા ઉત્તરમાર્ગના દેવો (છે).

ઇષ્ટાપૂર્તાદિ કર્મ કરનાર કયા લોકને પામે ઇત્યાદિ નિરૂપણ કરે છે:—

इष्टापूर्तकृतश्चन्द्रं यान्ति दक्षिणमार्गतः ।
आवर्तन्ते पुनस्तत्र क्रममुक्तिर्न विद्यते ॥ १३ ॥

અ૦ ઇષ્ટાપૂર્તાદિ કર્મ કરનારા દક્ષિણમાર્ગ થકી 'ચન્દ્રલોક'ને પામે છે (અને ત્યાંથી) પુનરાવર્તન પામે છે. ત્યાં ક્રમમુક્તિ હોતી નથી. ૧૩

હવે યોગીની શું 'ગતિ' હોય અર્થાત તે કયા 'લોક'ને પામે તે ઇત્યાદિ નિરૂપણ કરે છે:—

योगिनः सगुणध्यानाद्रविमुत्तरमार्गतः ।
गत्वा तन्मण्डलं भित्वा ब्रह्मलोकं व्रजन्ति हि ॥ १४ ॥

અ૦ યોગીઓ સગુણબ્રહ્મના ચિન્તન થકી ઉત્તરમાર્ગે સૂર્યલોકમાં જઈ સૂર્યમંડલને ભેદી, નિશ્ચે 'બ્રહ્મલોક'ને પામે છે. ૧૪

હવે 'માસ'જ 'પ્રજાપતિ' છે અને ચંદ્રરવિ તે ઉભય પક્ષના અભિમાની દેવતા છે ઇત્યાદિ નિરૂપણ કરે છે:—

आसीत्प्रजापतिर्मासः पक्षौ शुक्लेतराविह ।
यौ तयोश्च रविश्चन्द्रोऽभिमन्तारावुभौ स्थितौ ॥ १५ ॥

અ૦ 'માસ' 'પ્રજાપતિ'રૂપ છે. અને અહીં શુક્લ અને કૃષ્ણ એવા જે પક્ષ છે તેના સૂર્ય અને ચન્દ્ર ઉભય અભિમાની દેવતારૂપે સ્થિત છે. ૧૫

હવે 'સૂર્યોપાસક'ને શું 'ફલ' પ્રાપ્ત થાય તે નિરૂપણ કરે છે:—

---

× ટિપ્પણ: ૧૩ પૂર્ત–વાવકૂવા તળાવાદિક ખોદાવવા તથા અન્નપ્રદાન, ઇષ્ટ–અતિથિ ભોજન તથા વૈશ્વદેવ.

× ટિપ્પણ: ૧૪ જુઓ "अथोत्तरेण...ब्रह्मचर्येण" (૧-૧૦).

रविध्यायी तु कृष्णेऽपि कुर्वन् शुक्लफलं व्रजेत् ।
शुक्लपक्षे फलाधिक्यं शास्त्रोक्तं काम्यकर्मणाम् ॥ १६ ॥

અ૦ વળી, 'સૂર્યોપાસક' કૃષ્ણપક્ષ મધ્યે પણ કર્મ કરે તો તેને શુક્લપક્ષના કર્મનું ફલ મળે 'કામ્ય' કર્મ કરનારાઓને શુક્લપક્ષમા અધિક ફલ મળે છે એમ શાસ્ત્રમા કહેલુ છે ૧૬

હવે, 'દિવસ-રાત્ર' જ 'પ્રજાપતિ' છે અને સૂર્ય તથા ચન્દ્ર તેના દેવતા છે ઇત્યાદિ નિરૂપણ કરે છે —

प्रजापतिरहोरात्ररूपोऽभूदह्नि देवता ।
रविश्चन्द्रो रात्रिदेवो रात्रावेव रतिस्ततः ॥ १७ ॥

અ૦ 'પ્રજાપતિ' 'દિવસરાત્ર'રૂપે થયા દિવસ વિષે સૂર્ય દેવતા (છે) [અને] ચદ્ર રાત્રિદેવ (છે) તેથી રાત્રિ વિષે જ (સ્રીસેવનરૂપ) પ્રીતિ હોય છે ૧૭

પૂર્વોક્તરીતે 'ભોક્તાત્મક' તથા 'ભોગ્યાત્મક' જોડકુ રચીને બ્રહ્મા (પ્રજાપતિ) 'અન્ન'રૂપે થયા ઇત્યાદિ નિરૂપણ કરે છે —

भोक्तृभोग्यात्मकं द्वन्द्वं सृष्ट्वाऽप्येष प्रजापतिः ।
अन्नरूपोऽभवत्तस्मादन्नाद्रेतस्समुद्भवः ॥ १८ ॥

અ૦ 'ભોક્તાત્મક' તથા 'ભોગ્યાત્મક' જોડકુ રચીને વળી આ પ્રજાપતિ 'અન્ન'રૂપે થયા તે અન્ન થકી 'વીર્ય'ની ઉત્પત્તિ (થાય છે) ૧૮

પૂર્વોક્ત 'વીર્ય' થકી પ્રજોત્પત્તિ થાય છે ઇત્યાદિ ત્રણ શ્લોકોવડે નિરૂપણ કરે છે —

रेतसोऽमूः प्रजाः जाता रेतः सेकं प्रजापतेः ।
व्रतं चरन्ति चेत्पुत्रं पुत्रीं चोत्पादयन्ति हि ॥ १९ ॥

અ૦ આ 'પ્રજા' વીર્ય થકી ઉત્પન્ન થાય છે વીર્ય પ્રજાપતિનુ સિંચન (છે) જો 'પ્રજાપતિવ્રત'ને આચરે તો પુત્ર તથા પુત્રીરૂપ (યુગલને) નિશ્ચે ઉત્પાદન કરે છે ૧૯

---

× ટિપ્પણ ૧૭ જુઓ 'अहोरात्रो प्रजायन्ते" (૧-૧૩)
× ટિપ્પણ ૧૮ જુઓ "अन्नं वै प्रजापति" (૧-૧૪)
× ટિપ્પણ ૧૯ જુઓ 'तये ह" (૧-૧૫)

હવે, બ્રહ્મલોકને કોણ પામે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

ब्रह्मचर्यरता ऊर्ध्वरेतसो ब्रह्मचिन्तकाः ।
ब्रह्मलोकं व्रजन्त्यन्ये निस्तपस्का न यांति तम् ॥ २० ॥

બ્રહ્મચર્યપાળનારા, ઉંચે વીર્યધારણકરનાર 'બ્રહ્મચિન્તક' (ઉપાસકો) બ્રહ્મલોકને પામે છે. (કિન્તુ) અન્ય તપરહિત (પુરૂષો) તે લોકને પામતા નથી. ૨૦

હવે, 'ભાર્ગવ' મુનિના પ્રશ્નનું નિરૂપણ કરે છેઃ—

कात्यायनेन यत्पृष्टं हेयं जन्म तदीरितम् ।
भार्गवः सूक्ष्मदेहस्य स्थूलेऽप्राक्षीद्विवेचनम् ॥ २१ ॥

અ૦ 'કાત્યાયન' મુનિએ જે ત્યાગ-કરવા-યોગ્ય દેહજન્મવિષયક પ્રશ્ન કરેલો તેનું વર્ણન કર્યું. 'ભાર્ગવ' મુનિએ સ્થૂલદેહના સ્થૂલદેહ પરત્વે વિવેચન સંબંધી પ્રશ્ન કર્યો. ૨૧

વળી, 'ભાર્ગવે' બીજા પ્રશ્નો કરેલા તેનું નિરૂપણ કરે છેઃ—

तस्मिन्विवेचिते स्थूलस्यानात्मत्वं स्फुटं भवेत् ।
धारको द्योतकः श्रेष्ठ इत्यप्राक्षीदसौ त्रयम् ॥ २२ ॥

અ૦ તે સૂક્ષ્મદેહનો સ્થૂલદેહ પરત્વે વિવેક સિદ્ધ થતાં સ્થૂલદેહની અનાત્મતા-મિથ્યાત્વ-સ્પષ્ટ થાય. (દેહને) ધારણ કરનાર, પ્રકાશિત કરનાર, [તથા] તે મધ્યે શ્રેષ્ઠ (દેવ) કોણ? એમ ત્રણ પ્રશ્ન આણે પૂછ્યા. ૨૨

દેહનું 'ધારણ' બે પ્રકારનું હોય છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

देवाः कति स्थूलदेहं धारयन्त्यत्र धारणम् ।
द्विविधं जननं तस्य प्रेरणं चेति तद्द्वयम् ॥ २३ ॥

અ૦ કેટલા દેવો સ્થૂલદેહને ધારણ કરનારા છે? અહીં તે 'ધારણ' બે પ્રકારનું છે. તે (દેહ)નું જનન-જનમવું-તથા પ્રેરણ-'પ્રેરવું'-એમ તે બે પ્રકારનું છે. ૨૩

જ્ઞાન તથા ક્રિયા પરત્વે કયા દેવો તે દેહને પ્રકાશ કરનારા તથા પ્રેરણા કરનારા છે તથા તે મધ્યે શ્રેષ્ઠ કોણ? ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

× ટિપ્પણ: ૨૧ જુઓ "भगवन्...वरिष्ठः" (૨-૧).

ज्ञानवर्गो क्रियावर्गो स्थिताः के भासयन्ति तम् ।
प्रेरणाख्ये धारणेऽस्मिन्श्रेष्ठो देवेषु को भवेत् ॥ २४ ॥

અ૦ કયા (દેવો) જ્ઞાનવર્ગ તથા ક્રિયાવર્ગ પરત્વે સ્થિત (સતા) તે (દેહ) ને પ્રકાશે છે આ (દેહના) પ્રેરણાખ્યાક ધારણકર્મ પરત્વે દેવો મધ્યે કોણ શ્રેષ્ઠ હોય છે? ૨૪

ઉપર કહ્યુ તેમ (શ્લો ૨૧) સૂક્ષ્મદેહનો વિવેક કરતા સ્થૂલદેહ કેવી રીતે અનાત્મ સિદ્ધ થાય છે ઈત્યાદિ નિરૂપણ કરે છે—

काठिन्यं च द्रवोष्णत्वे चलनं छिद्रमित्यमी ।
दृश्यन्तेंऽशाः पञ्चभूतजन्योऽतो देह इष्यते ॥ २५ ॥

અ૦ કઠિનપણુ, દ્રવ-પ્રવાહીપણુ-તથા ઉષ્ણપણુ, ચાલવાપણુ-ક્રિયાપણુ-(અને) છિદ્ર એમ આ (પચભૂતોના ધર્મો દેહ મધ્યે) દેખાય છે એથી, દેહ પચભૂતજન્ય (અર્થાત અનાત્મ) છે એમ પ્રાપ્ત થાય છે. ૨૫

હવે, વાગાદિક કર્મેન્દ્રિયસમૂહ તેને પ્રકાશે નહિ કિન્તુ જ્ઞાનેન્દ્રિયસમૂહ તે દેહને પ્રકાશે ■ ઇત્યાદિ નિરૂપણ કરે છે—

वाक्पाण्यादिः क्रियावर्गः क्रियां कुर्वन्न भासयेत् ।
ज्ञानवर्गो मनश्चक्षुरादिको भासयेद्वपुः ॥ २६ ॥

અ૦ વાણી તથા હસ્તાદિ કર્મેન્દ્રિયવર્ગ ક્રિયા કરતો (સતો) દેહને પ્રકાશ કરનારો ન હોય (કિન્તુ) મન-ચક્ષુ-આદિ જ્ઞાનેન્દ્રિયવર્ગ તેને પ્રકાશ કરનાર છે ૨૬

પ્રેરણાખ્યાક દેહધારણ કરનાર તો 'પ્રાણ'જ હોય છે ઇત્યાદિ નિરૂપણ કરે છે—

प्रेरणाख्यां धारणां तु प्राण एव करोति हि ।
भूतेन्द्रियाभिमानिन्यो देवता गर्वमाप्नुवन् ॥ २७ ॥

× ટિપ્પણ ૨૪ જુઓ "कतर एतत्प्रकाशयन्ते" (૨-૧) જ્ઞાનવર્ગ-જ્ઞાનેન્દ્રિયસમૂહ, ક્રિયાવર્ગ-કર્મેન્દ્રિયસમૂહ

× ટિપ્પણ ૨૬ જુઓ "तस्मै स होवाचाकाशो.. विधारयाम" (૨-૨).

અ૦ કિન્તુ 'પ્રાણુ'જ નિશ્ચે પ્રેરણાનામક ધારણા કરનાર હોય છે. (તથાપિ) ભૂતેન્દ્રિયોના અભિમાની દેવતા ગર્વને પામ્યા. ૨૭

શું 'ગર્વ'ને પામ્યા તે નિરૂપણ કરે છેઃ—

वयं देहमवष्टभ्य प्रेरयामो गृहादिषु ।
प्राणदेवोऽन्यदेवानामेतं गर्वं न्यवारयत् ॥ २८ ॥

અ૦ અમે દેહને અશિથિલ કરીને ગૃહાદિ મધ્યે (કાર્ય પરત્વે) પ્રેરીએ છીએ. (તેથી) 'પ્રાણુ'(મુખ્ય) દેવે અન્ય (વાગાદિ) દેવોનો આ ગર્વ ટાળ્યો. ૨૮

અન્યદેવોનો ગર્વ કેવી રીતે ઉતારે છે ઇત્યાદિ નિરૂપણ કરે છે—

यूयं मा प्राप्नुत भ्रान्तिमहमेवात्र पञ्चधा ।
प्राणापानादिभिर्भोगैर्धारयामि ह्यदो वपुः ॥ २९ ॥

અ૦ તમે તે ભ્રાન્તિ–ગર્વ–ને મા પામો. હું જ અહીં (આ દેહ મધ્યે) પ્રાણુ તથા અપાનાદિ વ્યપારોવડે પાંચ પ્રકારે નિશ્ચે, આ દેહને ધારણ કરનાર છું. ૨૯

तानविश्वसतो देवान्विश्वासयितुमेष तु ।
देहान्निर्गन्तुमुद्युक्तो ह्यासन् देवाश्च विह्वलाः ॥ ३० ॥

અ૦ આ ('મુખ્ય' 'પ્રાણુ') તે અવિશ્વાસ કરનાર દેવોને (પોતે દેહપ્રેરક છે એમ) વિશ્વાસ કરાવવા દેહથકી બ્હાર નીકળવા પ્રવૃત્ત થયો. એટલે તે દેવો વળી નિશ્ચે, વિહ્વલ થયા. ૩૦

મધુકરરાજના દૃષ્ટાંતપૂર્વક મુખ્યપ્રાણુના 'દેહધારણત્વ'નું નિરૂપણ કરે છેઃ—

स्थिते स्वराज्ञि तिष्ठन्ति निर्गच्छन्ति च निर्गते ।
मधुकृन्माक्षिका देवाश्चासन् प्राणवशास्तथा ॥ ३१ ॥

* ટિપ્પણ: ૨૮ જુઓ "तान्वरिष्ठः प्राण उवाच" (૨-૨).
× ટિપ્પણ: ૨૯ જુઓ 'भोगैः' ને બદલે 'मार्गैः' પાઠ યોગ્ય છે.
× ટિપ્પણ: ૩૦ જુઓ "तेऽश्रद्दधाना...स्तुन्वन्ति" (૨-૪).

અ૦ (જે પ્રમાણે) મધ કરનારી માખીઓ તેમનો રાજા સ્થિત (સતે) સ્થિત હોય અને તે બ્હાર નીકળે તો તેઓ બ્હાર નીકળે તે પ્રમાણે દેવો પ્રાણાધીન હોય છે. ૩૧

દેવો કેવી રીતે પ્રાણાધીન હોય છે તે ઉદાહરણપૂર્વક નિરૂપણ કરે છે:—

प्राणः सूत्रं तेन बद्धाः सर्वे तत्तद्वशा इमे ।
उत्क्रान्तिं वारयन्तस्ते प्राणं तुष्टुवुरादरात् ॥ ३२ ॥

અ૦ પ્રાણ સૂત્રરૂપ છે. તે વડે સર્વેય (અન્યદેવો) બાંધેલા છે તેથી આ તેને આધીન હોય છે. તેઓ ઉત્ક્રમણને વારતા પ્રાણની આદરપૂર્વક સ્તુતિ કરવા લાગ્યા. ૩૨

પૂર્વોક્ત બીજા પ્રશ્નનો હવે ઉપસંહાર કરે છે:—

देहोऽकिञ्चित्करः प्राण एव संसारकारणम् ।
भार्गवो निश्चिकायेत्थं पिप्पलादेन बोधितः ॥ ३३ ॥

અ૦ દેહ કાંઈ પણ કાર્ય કરવાને અસમર્થ છે (અને) પ્રાણ જ સંસારનું કારણ-ધારણ કરનાર-છે એમ 'ભાર્ગવે' નિર્ણય કર્યો આ પ્રમાણે 'પિપ્પલાદે' તેને બોધ કરેલો ૩૩

આ 'મુખ્યપ્રાણનું' 'ધ્યાન' તે ક્રમમુક્તિનું કારણ છે તેથી હવે, પ્રાણવિષયક છ પ્રશ્નો 'કૌશલ્ય' મુનિએ પૂછયાનું નિરૂપણ કરે છે —

क्रममुक्तेर्हेतुरस्य प्राणस्य ध्यानमित्यसौ ।
कौशल्यः प्राणविषयान्षट्प्रश्नानकरोत्स्फुटम् ॥ ३४ ॥

અ૦ આ મુખ્યપ્રાણનું 'ધ્યાન' તે ક્રમમુક્તિનું કારણ × એમ (જાણી) આ 'કૌશલ્ય' મુનિએ પ્રાણવિષયક ■ પ્રશ્નો સ્પષ્ટરીતે કર્યા. ૩૪

પૂર્વોક્ત પ્રાણવિષયક છ પ્રશ્નનું નિરૂપણ કરે છે —

प्राणोऽयं कुत उत्पन्नः कथमेष वपुर्व्रजेत् ।
स्वरूपं प्रविभज्यैष कथं देहेऽवतिष्ठते ॥ ३५ ॥

× ટિપ્પણ ૨૨ જુઓ 'एषोऽग्निस्तपत्येष सूर्यो ...धीय प्रश्नं च विधेहि" (१५.१३).
■ ટિપ્પણ ૩૫ જુઓ "भगवन् ..कथमप्याणम्" (३. १)

१५ १६ १७ १८ १९
केन वृत्तिविशेषेण देहादुत्क्रान्तिमाप्नुयात् ।
२० २१ २२ २३ २४ २५ २६
बाह्यं जगत्कथं धत्ते तस्याध्यात्मधृतिः कथम् ॥ ३६ ॥

અ૦ આ પ્રાણુ શાથકી ઉત્પન્ન થયો ? તે કયા પ્રકારે દેહપ્રતિ પ્રાપ્ત થાય ? તે પોતાના પ્રાણુ તથા (અપાનાદિક) સ્વરૂપને પ્રવિભક્ત કરીને દેહ મધ્યે કયા પ્રકારે અવસ્થિત હોય ? (તે) કયી વિશેષવૃત્તિ વડે દેહથકી ઉત્ક્રાંતિને પ્રાપ્ત થાય ? બાહ્ય જગતને કયા પ્રકારે ધારણ કરે ? તેની અધ્યાત્મ ધૃતિ કયા પ્રકારે (સિદ્ધ હોય ?) ૩૫–૩૬

ઉપાસ્તિશ્રદ્ધા વડે સંતુષ્ટ થતાં 'પિપ્પલાદ' મુનિ પૂર્વોક્ત પ્રશ્નોના ઉત્તર આપે છેઃ—

१ २ ३ ४ ५
उपास्तिश्रद्धया सर्वं विशेषं पृष्टवानिति ।
६ ७ १२ ८ ९ १० ११
तुष्टो गुरुरुवाचैषां प्रश्नानां स्पष्टमुत्तरम् ॥ ३७ ॥

અ૦ (આણે) ઉપાસનાશ્રદ્ધાને લઇ સર્વ વિશેષરીતે પૂછ્યું; અર્થાત્ અતિપ્રશ્નો કર્યા એમ સંતુષ્ટ થઇ ગુરૂએ આ પ્રશ્નોના સ્પષ્ટ ઉત્તર કહ્યા. ૩૭

પૂર્વોક્ત પ્રશ્નોનું ક્રમશઃ ઉત્તર–નિરૂપણ કરે છેઃ—

२ ३ १ ५ ४ ६
परमात्मन उत्पन्नः प्राण आत्मा त्वविक्रियः ।
१०+११ १३ १२ ८ ७ ९
अविक्रयैव देहं स्वं देहच्छाया यथोचिता ॥ ३८ ॥

અ૦ પ્રાણુ પરમાત્મા થકી ઉત્પન્ન થાય છે. કિન્તુ આત્મા અવિકારી (છે). જે પ્રમાણે દેહ–છાયા ઉત્પન્ન થાય છે (તે પ્રમાણે) [તે આત્મા] અવિકારપૂર્વક પોતાના દેહને (ચિચ્છાયારૂપે) [પામે છે]. ૩૮

१ २+३ ४ ५ ६ ७ ८ ९
छायाऽनृतैव दृष्टा चेत्प्राणोऽप्यात्मनि कल्पितः ।
१० ११ १३ १५ १२ १४
यथा दर्पणदीप्त्यादिर्मायोपाधिस्तथात्मनः ॥ ३९ ॥

અ૦ (પુરૂષની) પ્રતિબિંબરૂપ છાયા મિથ્યા છે તો પ્રાણુ પણ આત્મા

× ટિપ્પણુ: ૩૬ જુઓ અધ્યાત્મધૃતિ–ચક્ષુરાદિકના–આકારે–સ્થિતિ.
× ટિપ્પણુ: ૩૭ જુઓ " स होवाचाति प्रश्नान्पृच्छसि " ( ३–२ ).
× ટિપ્પણુ: ૩૮ જુઓ " आत्मन एष प्राणो जायते " ( ३–३ ).

વિષે કલ્પિત–મિથ્યા–છે જે પ્રમાણે દર્પણ આદિ (મુખની) ઉપાધિ છે તે પ્રમાણે માયા આત્માની ઉપાધિ છે ૩૯

હવે, સ્થૂલદેહ મધ્યે 'પ્રાણાગમન'ના 'કારણ'નુ નિરૂપણ કરે છે –

**पूर्वकल्पे कृतं कर्म मनसा यत्तदेव हि ।**
**प्राणस्य स्थूलदेहेषु समागमनकारणम् ॥ ४० ॥**

અ૦ પૂર્વકલ્પ મધ્યે મનવડે જે કાંઈ કર્મ કરેલુ હોય તે જ નિશ્ચે, સ્થૂલદેહો મધ્યે પ્રાણના સમાગમનનુ કારણ (છે) ૪૦

હવે, ('મુખ્ય' 'પ્રાણ' પોતાની બીજી (અપાનાદિક) વૃત્તિઓને શરીરમધ્યે કેવી રીતે પ્રવિભક્ત કરે છે તેનુ દૃષ્ટાંતપૂર્વક નિરૂપણ કરે છે –

**ग्रामेष्वधिकृतान्सम्राड्विनियुंक्ते यथा पृथक् ।**
**प्राणो वृत्तीः स्वकीयास्ता विनियुंक्ते यथायथम् ॥ ४१ ॥**

અ૦ જે પ્રમાણે રાજા (પોતાના) અધિકારીઓને ગ્રામો મધ્યે ભિન્ન ભિન્ન વિનિયુક્ત કરે (તે પ્રમાણે) 'પ્રાણ' પોતાની તે વૃત્તિઓને યથાયોગ્ય (ભિન્ન ભિન્ન) વિનિયુક્ત કરે છે. ૪૧

પૂર્વોક્ત અપાનાદિક 'વૃત્તિઓ'ને ક્યા વિનિયુક્ત કરે છે તે નિરૂપણ કરે છે —

**मलमूत्रविसर्गार्थमपानं स्थापयेदधः ।**
**मुखनासिकयोः कुर्वन्स्वयं श्वासमवस्थितः ॥ ४२ ॥**

અ૦ 'અપાન'વાયુને મલમૂત્રના ત્યાગાર્થે નીચે સ્થાપે છે (પ્રાણ) પોતે શ્વાસ સંપાદન કરતો, મુખ તથા નાસિકા મધ્યે અવસ્થિત હોય છે ૪૨

'સમાન'વાયુને શરીરની મધ્યમા સ્થાપન કરે છે ઇત્યાદિ નિરૂપણ કરે છે –

**समानः स्थापितो मध्ये भुक्तमन्नं समं नयेत् ।**
**अन्नाप्यायनतो मूर्द्धच्छिद्रैः सप्तविधोऽभवत् ॥ ४३ ॥**

અ૦ (શરીરના) મધ્યભાગમા સ્થાપન કરેલો 'સમાન'વાયુ ભક્ષણ

× ટિપ્પણ ૪૦ જુઓ 'मनोऽधिहृतेनायात्यस्मिञ्छरीरे' (૩–૩)
× ટિપ્પણ ૪૧ જુઓ યથા सम्राडेवा 'सप्तार्चिषो भवन्ति' (૩–૪–૫)

કરેલ અન્નને સરખું નયન કરે છે. અન્નની વૃદ્ધિને લીધે (તે) ચક્ષુર્વૃ-(ચક્ષુપણું)આદિ મસ્તક મધ્યેના છિદ્રો વડે સાત પ્રકારનો થાય છે. ૪૩

હવે, 'જીવાત્મા' ક્યાં રહેલો હોય છે તથા 'મૂલનાડીઓ' કેટલી હોય છે ઇત્યાદિ નિરૂપણ કરે છે:—

हृत्पुण्डरीके जीवात्मा स्थितस्तद्बहुभिर्वृतम् ।
नाडीभेदैर्मूलनाडीसंख्या चैकाधिकं शतम् ॥ ४४ ॥

અ૦ 'જીવાત્મા' હૃદયકમળ મધ્યે રહેલો છે. તે હૃદય અનેક પ્રકારની નાડીઓવડે ઢંકાયલું છે. અને મૂલનાડીઓની સંખ્યા એકસોએક છે. ૪૪

હવે, 'વ્યાન'વાયુ ક્યાં રહે છે તથા 'શાખા' નાડીઓ તથા 'પ્રતિશાખા'. નાડીઓ કેટલી હોય'તે નિરૂપણ કરે છે:—

प्रत्येकं शतसंख्याः स्युः शाखानाड्यस्तथा पुनः ।
द्वासप्ततिस्सहस्राणि प्रतिशाखाः प्रकीर्तिताः ॥ ४५ ॥

અ૦ તેજ પ્રમાણે 'શાખા'નાડીઓ વળી પ્રત્યેક સેંકડો સંખ્યાની હોય છે. 'પ્રતિશાખા'ઓ બહોત્તેરહજાર હોવાનું વર્ણન કરેલું છે. ૪૫

હવે 'વ્યાન' તથા 'ઉદાન'વાયુ ક્યાં રહે છે તેનું તથા તેના 'કાર્ય'નું નિરૂપણ કરે છે:—

तासु सर्वास्ववस्थाय व्यानोऽयं कुरुते बलम् ।
करोत्युदान उत्क्रान्तिं कण्ठस्थो ह्यन्यजन्मने ॥ ४६ ॥

અ૦ આ 'વ્યાન' વાયુ પૂર્વોક્ત નાડીઓ મધ્યે રહીને તેમને બલદાન કરે છે. 'ઉદાન'વાયુ કંઠસ્થ (સતો) અન્ય જન્મ પ્રાપ્ત્યર્થ નિશ્ચે ઉત્ક્રમણ કરે છે. ૪૬

પ્રાણ તથા તેની પંચવૃત્તિઓનાં 'સ્થાન' તથા 'કાર્યાદિક'ના નિરૂપણનો 'ઉપસંહાર'. કરે છે:—

× ટિપ્પણ: ૪૪ જુઓ "हृदि ह्येषआत्मा ॥ अत्रैतदेकशतं नाडीनाम्" ( ३-६ )
× ટિપ્પણ: ૪૫ જુઓ "तासां शतं शतमेकैकस्यां:" ( ३-६ ).
× ટિપ્પણ: ૪૬ જુઓ "आसु व्यानश्चरति...शुभाभ्यामेव मनुष्यलोकं" ( ३-६-७ ).
× ટિપ્પણ: ૪૭ જુઓ ઉત્ક્રાંતિ-પ્રાણનું દેહની બહાર નીકળી ઉંચે જવું.

विभज्य पञ्चधात्मानमेवं देहे व्यवस्थितः ।
उदानवायुनोत्क्रान्तिरुक्ता वहिरथोच्यते ॥ ४७ ॥

અ૦ એ રીતયે મુખ્યપ્રાણ પોતાને પાંચ પ્રકારે વિભક્ત કરીને દેહ મધ્યે રહેલો છે. ઉદાનવાયુવડે તે (મુખ્ય પ્રાણની) ઉત્ક્રાંતિનું વર્ણન કર્યું. હવે પ્રાણકર્તૃક ' બહિર્ધારણ 'નું કથન કરાય છે. ૪૭

હવે, પૂર્વોક્ત પ્રાણ પૃથિવી આદિ બાહ્ય જગતને કેવી રીતે ધારણ કરે છે ઇત્યાદિકનું નિરૂપણ કરે છેઃ—

आपोभूमिवियद्वायुतेजसां येऽभिमानिनः ।
देवास्तद्रूपसः प्राणो धत्ते बाह्यमिदं जगत् ॥ ४८ ॥

અ૦ મુખ્યપ્રાણ, જલ ભૂમિ આકાશ વાયુ અને તેજના જે અભિમાની દેવો છે તે રૂપે આ બાહ્ય જગતને ( આધિભૌતિક ' દેવસ્વરૂપે ) ધારણ કરે છે. ૪૮

હવે, તેજ ' મુખ્યપ્રાણ 'ના ' અધ્યાત્મ ' દેવસ્વરૂપે ચક્ષુરાદિકને ધારણ કરવાપણાનું નિરૂપણ કરે છેઃ—

पुनस्तद्देवतारूपः शारीरांश्चक्षुरादिकान् ।
प्राणादीननुगृह्णातीत्याध्यात्मं धारणं भवेत् ॥ ४९ ॥

વળી, તે તેના દેવતારૂપે (સતો) શરીરગત ચક્ષુ-આદિ (તથા) પ્રાણાદિકને અનુગ્રહ કરે છે તે (તેનું) ' અધ્યાત્મ ' ધારણ-કરવાપણું છે. ૪૯

સૂર્યનો અનુગ્રહ ચક્ષુરાદિ પરત્વે છે તે પ્રમાણે અન્યત્ર હોય છે ઇત્યાદિક નિરૂપણ કરે છેઃ—

रवेरनुग्रहश्चक्षुष्यस्ति तद्वत्परेष्वपि ।
अपानादिषु भूम्यादेरुपकारोऽस्ति शास्त्रतः ॥ ५० ॥

અ૦ સૂર્યનો અનુગ્રહ ચક્ષુ પરત્વે હોય છે તે પ્રમાણે ભૂમિથી લઈ અપાનાદિક અન્ય પદાર્થો પરત્વે પણ શાસ્ત્રતઃ તેનો (સમાન) ઉપકાર હોવાનું સિદ્ધ છે. ૫૦

× ટિપ્પણઃ ૪૮ જુઓ "आदित्य ह वै...वायुर्व्यानः" ( ૩-૮ ).

'ઉદાન'વાયુ તેજોદેવાનુગૃહીત હોય છે તેથી તે, દેહની ઉષ્ણતા શાંત થતાં દેહાન્તર પ્રતિ ગમન કરે છે ઈત્યાદિ નિરૂપણ કરે છેઃ—

तेजोदेवतयोदानोऽनुगृहीतो यतस्ततः ।
शरीरौष्ण्ये प्रशांतेऽस्माद्देहाद्देहांतरं व्रजेत् ॥ ५१ ॥

અ૦ કેમકે 'ઉદાન'વાયુ 'તેજો'દેવતા વડે અનુગૃહીત હોય છે (અર્થાત્ તેજોદેવ તેનો અભિમાની દેવ છે) તેથી શરીરની ઉષ્ણતા પ્રશાંત થયે (તે) દેહથકી અન્યદેહ પ્રત્યે ગમન કરે છે. ૫૧

પૂર્વોક્ત પ્રાણ કેવી રીતે ક્યાં ઉત્ક્રમણ કરે છે ઈત્યાદિ નિરૂપણ કરે છેઃ-

मनस्येकीभवन्त्यादाविन्द्रियाणि तदात्मनः ।
यं देहं भावयेत्तत्र याति प्राणः सजीवकः ॥ ५२ ॥

અ૦ ત્યારે આરંભમાં પોતાની ઇન્દ્રિયો મન મધ્યે એકત્રિત થાય છે. (તે પછી) પ્રાણ, જીવસમેત જે દેહની 'ભાવના' કરે છે ત્યાં ગમન કરે છે. ૫૨

હવે 'પ્રાણોપાસક'ના 'ફલ'નું નિરૂપણ કરે છેઃ—

षट्सु प्रश्नेषु निर्णीतं प्राणं ध्यायति यः पुमान् ।
सोपाधिकब्रह्मवेदी स क्रमेण विमुच्यते ॥ ५३ ॥

અ૦ જે પુરુષ (પૂર્વોક્ત) છ પ્રશ્નો મધ્યે નિર્ણય કરેલ મુખ્યપ્રાણની ઉપાસના કરે છે તે સગુણબ્રહ્મવેત્તા (સતો) ક્રમે કરીને વિમુક્ત થાય છે. ૫૩

અપરવિદ્યાના ફલરૂપ બ્રહ્મલોકપ્રાપ્તિપર્યંત સંસારવિષયક પ્રશ્નોનું નિરૂપણ કર્યું. હવે, ગાર્ગ્યમુનિએ 'બ્રહ્મપ્રાપ્તિવિષયક' પાંચ પ્રશ્નો પૂછ્યા તેનું નિરૂપણ કરે છેઃ—

ब्रह्मलोकान्तसंसारोऽपरविद्याफलं ततः ।
गार्ग्यस्तु परविद्यार्थं पञ्चप्रश्नानवोचत ॥ ५४ ॥

અ૦ બ્રહ્મલોકપર્યંત સંસાર 'અપરવિદ્યા'ના ફલરૂપે હોય છે તેથી 'ગાર્ગ્ય' મુનિએ તો પરવિદ્યાવિષયક પાંચ પ્રશ્નો પૂછ્યા. ૫૪

તે પાંચ પ્રશ્નોનું નિરૂપણ કરે છેઃ—

× ટિપ્પણ: ૫૧ જુઓ "तेजो ह वै...लोकं नयति" (૩-૬-૧૦).

२ ३ ४ १ ५ ८ ६ ७
कानि स्वपन्ति कान्यत्र जाग्रति स्वप्नदृक् च कः ।
९ ११ १२ १० १४ १३ १५
सुप्तौ सुखं भवेत्कस्य जगत्कस्मिन्विलीयते ॥ ५५ ॥

અ૦ આ પુરૂષ વિષે કોણ સુવે છે કોણ જાગે છે અને કોણ સ્વપ્નદ્રષ્ટા (છે) ? સુષુપ્તિ મધ્યે કોને સુખ થાય છે ? (અને) કોને વિષે જગત વિલય પામે છે ? ૫૫

હવે, તે પ્રશ્નો મધ્યે પ્રથમ પ્રશ્નનો ઉત્તર નિરૂપણ કરે છે —

२ १ १२ १० ११
दशेन्द्रियाणि बाह्यानि स्वपन्त्यन्तर्धिया सह ।
५ ८ ३ ६ ४ ६ ७
रश्मयोऽस्तं यथा यान्ति संध्यायां रविणा सह ॥ ५६ ॥

અ૦ બાહ્ય દશ ઇન્દ્રિયો, જે પ્રમાણે સંધ્યા મધ્યે કિરણો સૂર્ય સહ અસ્ત (પામે છે) [તે પ્રમાણે] અન્તર્બુદ્ધિ સહ (તે પુરૂષ વિષે) સૂવે છે ૫૬

ઉપર કહ્યા પ્રમાણે ઇન્દ્રિયો સુતેલી હોય એટલે શ્રવણ તથા દર્શનાદિક ક્રિયાનો અભાવ હોય ઇત્યાદિ નિરૂપણ કરે છે —

२ ३+४ १ ५ ६
श्रवणादिक्रिया नैव सुप्तत्वादिति गम्यते ।
७ ११ १० ८ ९
तदापि जाग्रति प्राणाः श्वासादेरविलोपनात् ॥ ५७ ॥

અ૦ ઇન્દ્રિયો સૂતેલી હોય તેથી શ્રવણાદિ ક્રિયા (પુરૂષને) ન જ હોય એમ સિદ્ધ થાય છે તથાપિ તે સમયે શ્વાસાદિકનું વિલોપન-વિલય-હોતું નથી તેથી પ્રાણો જાગ્રત હોય છે ૫૭

પૂર્વોક્ત સુષુપ્તિદશા મધ્યે જઠરાગ્નિ પ્રવૃત્ત હોય છે તથા પ્રાણનું યાગાગ્નિરૂપે ઉપાસન કરતા શું ફલ પ્રાપ્ત થાય તે ઇત્યાદિકનું નિરૂપણ કરે છે:-

१ ३ ४ ५ ६ २
जाठराग्निः पटुर्भूत्वा भुक्तं जरयते तदा ।
७ ८ ९ १० ११
प्राणान्यागाग्निरूपेण ध्यात्वा यागफलं व्रजेत् ॥ ५८ ॥

અ૦ તે (સુષુપ્તિ) સમયે જઠરાગ્નિ ચંચળ થઇને ભક્ષણ કરેલ અન્નને પચાવે છે (તેથી) પ્રાણોની યાગાગ્નિરૂપે ઉપાસના કરતા યાગફલ પામે ૫૮

× ટિપ્પણ ૫૩ જુઓ 'य एवं विद्वान् प्राण विद्यायामृतमश्नुते' (૩-૧૧-૧૨)
× ટિપ્પણ ૫૫ જુઓ 'भगवन्नेतस्मिन्पुरुषे भवन्ति' (૪-૧)
× ટિપ્પણ ૫૬ જુઓ 'तस्मै सहोवाच स्वपितीत्याचक्षते ॥' (૪-૨)

હવે, ('કેણુ સ્વપ્નદશા') એમ ત્રીજા પ્રશ્નના ઉત્તરનું નિરૂપણ કરે છે –

वाह्याक्षाणामुपरमे मनोऽनुपरतं यदा ।
जीवात्मा तदुपाधिः सन् तदा स्वप्नमवेक्षते ॥ ५९ ॥

અ૦ બાહ્યેન્દ્રિયોનો ઉપરામ સતે જ્યારે મન ઉપરામ પામેલુ ન હોય ત્યારે 'જીવાત્મા' મનોપાધિવાન્ સતો સ્વપ્નને જોનાર થાય ॥ ૫૯

હવે, 'સ્વપ્ન' કોને કહે તે નિરૂપણ કરે છે —

नाडीषु सञ्चरञ्जीवो नानाजन्मभिरर्जिताः ।
वासना वीक्षते सोऽयं स्वप्न इत्यभिधीयते ॥ ६० ॥

અ૦ જીવ નાડીઓ મધ્યે સચાર કરતો અનેક જન્મો મધ્યે પ્રાપ્ત કરેલી વાસનાઓને જુવે છે તે આ 'સ્વપ્ન' એમ કહેવાય છે ૬૦

હવે, 'સુષુપ્તિ મધ્યે કોને સુખ હોય છે' તે ચોથા પ્રશ્નના ઉત્તરનુ બે શ્લોકવડે નિરૂપણ કરે છે:—

हृच्छिद्राण्यावृतानि स्युः सुप्तौ पित्तारयतेजसा ।
चित्तोपाधिकजीवोऽपि पित्तेनात्राभिभूयते ॥ ६१ ॥

અ૦ સુષુપ્તિ મધ્યે હૃદયના છિદ્રો પિત્તસંજ્ઞકતેજ વડે ઢંકાયલા હોય છે ચિત્તોપાધિકજીવ પણ અહીં–સુષુપ્તિ–મધ્યે પિત્તવડે અભિભવ–પરાભવ–પામે છે ૬૧

दुःखवृत्त्युदयश्चित्ते नास्ति छिद्रनिरोधतः ।
आत्मानन्दः स्वप्रकाशस्तदा जीवस्य तिष्ठति ॥ ६२ ॥

અ૦ તે સમયે છિદ્ર–ઇન્દ્રિયો–ના નિરોધ થકી ચિત્ત વિષે દુઃખવૃત્તિનો ઉદય હોતો નથી (કિન્તુ) જીવનો આત્માનન્દ 'સ્વપ્રકાશ' સ્વરૂપે સ્થિત હોય છે ૬૨

હવે, 'કોના વિષે જગત વિલીન થાય' આ પ્રશ્નના ઉત્તરનું નિરૂપણ કરે છે —

× ટિપ્પણ ૬૦ જુઓ "अत्रैष देवः स्वप्ने सर्वं पश्यति" (૪-૫)
× ટિપ્પણ ૬૧ જુઓ "स यदा तेजसा भवति" (૪-૬)

सुप्तौ च प्रलये मुक्तौ जगदात्मनि लीयते ।
निवासवृक्षे लीयन्ते सन्ध्यायां पक्षिणो यथा ॥ ६३ ॥

અ० જે પ્રમાણે 'પક્ષીઓ સન્ધ્યાવિષે નિવાસવૃક્ષ મધ્યે' લીન થાય (તે પ્રમાણે) સુષુપ્તિ પ્રલય અને મુક્તિવેલાયે' જગત 'આત્મા' વિષે લીન થાય છે. ૬૩

પૂર્વોક્ત પ્રશ્નવિષયક 'જગત્' કોને કહે તે ત્રણ શ્લોકવડે નિરૂપણ કરે છેઃ–

तन्मात्राणि च भूतानि ज्ञानकर्मेन्द्रियाण्यपि ।
अन्तःकरणभेदाश्च शक्ती ज्ञानक्रियात्मिके ॥ ६४ ॥

અ० તન્માત્રાઓ અને પંચમહાભૂતો, વળી જ્ઞાન તથા કર્મેન્દ્રિયો અને ભિન્ન અન્તઃકરણવૃત્તિઓ, જ્ઞાન તથા ક્રિયાત્મિકાશક્તિ –૬૪

एतेषां विषयाः सर्वे द्रष्टृश्रोत्रादिनामकाः ।
जीवोन्तःकरणस्थोऽपि जगत्सर्वमिदं भवेत् ॥ ६५ ॥

અ० પૂર્વોક્ત પદાર્થના દ્રષ્ટા તથા શ્રોત્રાદિનામક સર્વેય વિષયો તથા અન્તઃકરણસ્થ જીવ, આ સર્વ મળી 'જગત્' થાય છે. ૬૫

નિદ્રા તથા પ્રલયાદિ મધ્યે' જગત 'લીન' થાય છે એમ ઉપર કહ્યુ (શ્લો. ૬૩) તે 'સ્વરૂપ'નુ નિરૂપણ કરે છેઃ—

न किञ्चिज्ज्ञाति निद्रायां लीनं स्यात्तदपेक्षया ।
सर्वेषां प्रलये यद्वन्मुक्तौ तत्त्वविदस्तथा ॥ ६६ ॥

અ० જે પ્રમાણે' પ્રત્યગભિન્ન બ્રહ્મના સાક્ષાત્કાર વડે સર્વેયનો પ્રલય થયે 'તત્ત્વવેત્તા'ને કાંઇ પણ ('જગત્') ભાસે નહી તે પ્રમાણે' નિદ્રાવસ્થા વિષે (જગત ભાસતું નથી તેથી)' તે 'લીન' થાય છે. ૬૬

'પરમાત્મા' જગતના લય તથા સ્થિતિના આધારરૂપ છે તેથી તે (પરમાત્મા)નું 'ઉપાસન' કરવૂં ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

× ટિપ્પણ: ૬૩ જુઓ "स यथा सोम्य...आत्मनि सप्रतिष्ठते" (૪–૭).
× ટિપ્પણ: ૬૪ જુઓ "पृथिवी च...विधारयितव्यं च" (૪–૮).

परमात्मा लयाधारो यथा तद्वत्स्थितेरपि ।
आधारस्तेन जगतः परमात्मोपलक्ष्यताम् ॥ ६७ ॥

અ० જે પ્રમાણે 'પરમાત્મા' જગતના લયનો આધાર–અધિષ્ઠાન–છે તે પ્રમાણે તે તેની સ્થિતિનો પણ આધાર × (તેથી) તે (જગદાધારત્વ) વડે 'પરમાત્મા'ને ઉપલક્ષિત કરવો. ૬૭

ઉપલક્ષયિતા તથા ઉપલક્ષ્ય કોણ ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

उपलक्षयिता जीवो बुद्धौ चित्प्रतिबिम्बकः ।
उपलक्ष्यं ब्रह्म तत्तु स्यादच्छायादिरूपकम् ॥ ६८ ॥

અ० અન્તઃકરણ મધ્યે ચિત્પ્રતિબિંબરૂપ 'જીવ' ઉપલક્ષયિતા (અને) 'બ્રહ્મતત્ત્વ' (જગદાધારત્વવડે) ઉપલક્ષ્ય છે. કિંતુ તે (બ્રહ્મ) ×છાયા–અજ્ઞાન–તથા રૂપ આદિથી રહિત છે. ૬૮

પૂર્વોક્ત ઉપલક્ષ્ય 'બ્રહ્મ' કેવું છે તેના 'સ્વરૂપ'નું નિરૂપણ કરે છેઃ—

छाया तमस्तेन हीनं शरीरत्रयविवर्जितम् ।
लौहित्यादिगुणैर्हीनं शुभ्रं क्रोधाद्यभावतः ॥ ६९ ॥

અ० તે અજ્ઞાનરૂપ–છાયાથી–રહિત, સ્થૂલાદિક–શરીરત્રયથી–રહિત, રક્તાદિ–ગુણોથી–રહિત (તથા) ક્રોધાદિકના અભાવને લઈ શુદ્ધ-સ્વરૂપ છે. ૬૯

બ્રહ્મના પૂર્વોક્ત સ્વરૂપને જાણનાર 'સર્વજ્ઞ' તથા 'સર્વાત્મા'રૂપ હોય ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

अक्षरं नाशहेतूनामभावाद्ब्रह्म तादृशम् ।
यो जानाति स सर्वज्ञः सर्वात्मा च भवेत्खलु ॥ ७० ॥

અ० બ્રહ્મ, (તેને) નાશ કરનાર કારણોના અભાવને લીધે અક્ષર–અવિ-

× ટિપ્પણ: ૬૭ જુઓ "एष हि द्रष्टा स्प्रष्टा...सर्वो भवति" (૪–૯–૧૦).
× ટિપ્પણ: ૬૮ જુઓ "अच्छायम्" (૪–૧૦).
× ટિપ્પણ: ૭૦ જુઓ "स सर्वज्ञ." (૪–૧૦).

નાશી- છે. જે તે પ્રકારના બ્રહ્મને જાણે-સાક્ષાત્કાર કરે-તે નિશ્ચે 'સર્વજ્ઞ' (તથા) 'સર્વાત્મા'રૂપ છે. ૭૦

હવે, પાંચમા પ્રશ્નનું બે શ્લોકવડે અવતરણ કરે છેઃ—

सत्यकामस्तु पूर्वोक्तब्रह्मानुभवसाधनम् ।
प्रणवध्यानमप्राक्षीत्फलभेदेन संयुतम् ॥ ७१ ॥

અ૦ વળી, ('શિબિ'ઋષિના પુત્ર) 'સત્યકામે' પૂર્વોક્ત બ્રહ્માનુભવના સાધનરૂપ પ્રણવધ્યાન વિષયમાં 'ફલભેદ'પૂર્વક પૃચ્છા કરી. ૭૧

लोकेषु ज्ञानकर्मभ्यां साध्येषु कतमं व्रजेत् ।
आमृतिप्रणवध्यायी स विशेषमिदं वद ॥ ७२ ॥

અ૦ તે મરણપર્યંત 'પ્રણવ'ની ઉપાસના કરનાર પુરૂષ, જ્ઞાન તથા કર્મથકી સાધ્ય (ઉભય) લોક મધ્યે કયા (લોક)ને પામે તે આ વિશેષ-ભેદ-મને કહે. ૭૨

પૂર્વોક્ત પ્રશ્નના ઉત્તરનું નિરૂપણ કરે છેઃ—

शृणवोंकारः प्रतीकं स्यादपरस्य परस्य च ।
ब्रह्मणोऽन्यतरद्ब्रह्म प्रणवेन विचिंतयेत् ॥ ७३ ॥

અ૦ સાંભળ. 'ૐકાર' અપર તથા પરબ્રહ્મનું પ્રતીક છે (તેથી) 'પ્રણવવડે' એમાંથી એક બ્રહ્મનું વિચિન્તન કરવું. ૭૩

હવે, 'પરાપર' બ્રહ્મના 'સ્વરૂપ'નું નિરૂપણ કરે છેઃ—

विराडाद्यपरं तद्वत्सत्यज्ञानात्मकं परम् ।
मात्रात्रयविभक्तं तदपरं ब्रह्म चिन्तयेत् ॥ ७४ ॥

અ૦ (જે પ્રમાણે) 'અપર' બ્રહ્મ વિરાડાદિ સ્વરૂપ (છે) તે પ્રમાણે 'પર' બ્રહ્મ સત્ય તથા જ્ઞાન સ્વરૂપ (છે), (અ-ઉ-મ્) ત્રણ માત્રાવડે વિભક્ત 'પ્રણવ' તે 'અપર' બ્રહ્મ ☐ (એમ) ચિન્તન કરવું. ૭૪

× ટિપ્પણઃ ૭૧ જુઓ "शैब्यः...जयति" (૫-૧).
× ટિપ્પણઃ ૭૩ જુઓ પ્રતીક—નમૂનો; મૂર્તસ્વરૂપ.
× ટિપ્પણઃ ૭૪ જુઓ "एतद्वै सत्यकाम...एकतरमन्वेति" (૫-૨).

પૂર્વોક્ત ત્રણ માત્રાઓ કહી તેના વિભાગ-ઈત્યાદિક નિરૂપણ કરે છે:—

विराडकारः सूत्रात्मोकारो ह्यव्याकृतं पुनः ।
मकार इति विज्ञेयो विभागोऽपरचिन्तने ॥ ७५ ॥

અ૦ વિરાટ્ અકારરૂપ છે સૂત્રાત્મા ઉકારરૂપ છે અને વળી અવ્યાકૃત-અવ્યક્તમાયા-મકારરૂપ છે એમ વિભાગ અપરબ્રહ્મના ચિન્તન પરત્વે જાણવો. ૭૫

વિરાટ્સ્વરૂપમાત્રને 'અકાર' વડે ચિન્તન કરે તે નિરર્થક ન હોય અને તે પ્રકારના ચિન્તનવડે શું 'ફલ' પ્રાપ્ત થાય ઇત્યાદિ બે શ્લોકવડે નિરૂપણ કરે છે:—

सूत्रव्याकृतविज्ञानहीनो यदि विचिन्तयेत् ।
विराण्मात्रं तमोंकारं तदापि व्यर्थता न हि ॥ ७६ ॥

અ૦ જો સૂત્ર-હિરણ્યગર્ભ-તથા વ્યાકૃત (વિરાટ્) તત્ત્વનો જ્ઞાનરહિત એવો તે વિરાટ્સ્વરૂપને જ 'અકાર'સ્વરૂપે ચિંતવે તોપણ તેમાં નિશ્ચે નિષ્ફળતા ન હોય. ૭૬

'વિરાટ્' સ્વરૂપની ઉપાસનાવડે શું ફલ પ્રાપ્ત થાય તે નિરૂપણ કરે છે—

ऋगाख्यदेवाः सहसा भूलोकं प्रापयंति तम् ।
पूर्ववासनया योगमभ्यस्यत्यधिकं पुनः ॥ ७७ ॥

અ૦ ઋગાદિદેવો તેને એકદમ ભૂલોકને પ્રાપ્ત કરાવે છે. (અને ત્યાં તે) પૂર્વજન્મની વાસના વડે પુન અધિક યોગનો અભ્યાસ કરે છે. ૭૭

હવે, વિરાટ્ તથા સૂત્રાત્મક સ્વરૂપનું બે (અ+ઉ) માત્રાવડે 'ઉપાસન' કરે તો શું 'ફલ' પ્રાપ્ત થાય તેનું નિરૂપણ કરે છે:—

विराट्सूत्रात्मकं मात्राद्वयं ध्यात्वा तु नीयते ।
यजुर्वेदैः सोमलोकं पुनरावृत्तिसंयुतम् ॥ ७८ ॥

અ૦ વળી, વિરાટ્ તથા સૂત્રાત્મક બે માત્રાનું ધ્યાન કરીને યજુર્વેદવડે પુનરાવર્તનસંયુત સોમલોક પ્રતિ (તેને) લઈ જવાય છે. ૭૮

× ટિપ્પણ ૭૫ જુઓ " स यद्येकमात्रमभिध्यायीत ..महिमानमनुभवति " ( ૫-૩ )
× ટિપ્પણ ૭૮ જુઓ " अथ यदि द्विमात्रेण...पुनरावर्तते " ( ૫-૪ ).

હવે, વિરાટ્ આદિનું 'ત્રિમાત્ર'સ્વરૂપે સ્મરણ કરતા શું 'ફલ' પ્રાપ્ત થાય ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

**विराट्सूत्राव्याकृताख्यं त्रिमात्रं प्रणवं स्मरेत् ।**
**सामवेदैर्ब्रह्मलोकं नीयते मुक्तिकारणम् ॥ ७९ ॥**

અ૦ (જે) વિરાટ્ હિરણ્યગર્ભ તથા અવ્યક્ત-માયા-નામક 'ત્રિમાત્રાત્મક' 'પ્રણવ'નું સ્મરણ કરે તે સામવેદો વડે મુક્તિના કારણરૂપ બ્રહ્મલોક પ્રતિ લઇ જવાય છે. ૭૯

એ રીત્યે, ૐકારપૂર્વક 'અપર'બ્રહ્મના ચિન્તનવડે 'ક્રમમુક્તિ' સિદ્ધ થાય ઇત્યાદિ બે શ્લોકવડે નિરૂપણ કરે છેઃ—

**समस्तजीवसंघाख्यः सूत्रात्मा यः परोऽन्यतः ।**
**तस्मादपि परं ब्रह्मतत्त्वं यत्तदवेक्षते ॥ ८० ॥**

અ૦ અન્ય સુષિપ્રદાર્થથકી પર-શ્રેષ્ઠ-જે સમસ્તજીવસમૂહસંજ્ઞક હિરણ્યગર્ભાત્મા તેથી પણ પર જે 'બ્રહ્મતત્ત્વ' તેનો તે સાક્ષાત્કાર કરે છે. ૮૦

ઓંકારપૂર્વક 'અપર' બ્રહ્મનું ચિન્તવન કરી કેવી રીતે ક્રમમુક્તિ પ્રાપ્ત થાય ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

**क्रममुक्तिर्भवेदित्थमपरब्रह्मचिन्तनात् ।**
**ओंकारेण परं ब्रह्म ध्यात्वेक्षित्वा च मुच्यते ॥ ८१ ॥**

અ૦ 'ક્રમમુક્તિ' 'અપર'બ્રહ્મના ચિન્તનવડે આ રીતે સિદ્ધ થાય છે. ઓંકારવડે 'પર'બ્રહ્મનું ચિન્તન કરી અને તેનો સાક્ષાત્કાર કરીને (તે) મુક્ત થાય છે. ૮૧

જ્ઞાનીપુરૂષ પૂર્વોક્તરીત્યા 'ઓંકારોપાસનાવડે' 'પરબ્રહ્મને પામે છે ઇત્યાદિ પૂર્વોક્ત વિષયનો ઉપસંહાર કરે છેઃ—

**शान्तं जरामृत्युहीनमभयं ब्रह्म यत्परम् ।**
**तच्चोंकारेण विद्वान् यः सोऽन्वेतीति पृथक् श्रुतम् ॥ ८२ ॥**

× ટિપ્પણઃ ૭૯ જુઓ "यः पुनरेतत्त्रिमात्रेण...पुरुषमीक्षते" (૫-૫).
× ટિપ્પણઃ ૮૦ જુઓ "एतस्माज्जीवघनात्परात्" (૫-૫).
× ટિપ્પણઃ ૮૨ જુઓ "तिस्रो मात्रा...अभयं परं च" (૫-૬-૭).

અ૦ જે જ્ઞાની હોય છે તે, જે શાન્ત જરામરણથી-રહિત અભય પરબ્રહ્મ ✕ તેને વળી ૐકારની ઉપાસનાવડે પામે છે એમ પૃથક્ શ્રુતિમાં કહ્યું છે. ૮૨

હવે, બ્રહ્મની 'પ્રત્યગાત્મતા' જાણવા 'ભરદ્વાજ'મુનિ 'પુરૂષ' તે કોણ ઇત્યાદિ પૂછે ✕ તે (છઠ્ઠાપ્રશ્નના) અવતરણનું નિરૂપણ કરે છેઃ—

मुक्तौ प्राप्यं परं ब्रह्म यत्तस्य प्रत्यगात्मताम् ।
बुभुत्सुः सन् भरद्वाजः पुरुषं प्रष्टुमिच्छति ॥ ८३ ॥

અ૦ મુક્તિ મધ્યે પ્રાપ્ત જે પરબ્રહ્મ તેની 'પ્રત્યગાત્મતા'નું જ્ઞાન મેળવવાની ઇચ્છાવાળા સતા ભરદ્વાજ, 'પુરૂષ' એને કહે તે પૂછવાને ઇચ્છે છે. ૮૩

'ભરદ્વાજ' સોળકળાવડે યુક્ત 'પુરૂષ' તે કયો ઇત્યાદિ જાણવા પૂછે છેઃ—

राजपुत्रः षोडशभिः कलाभिः पुरुषं युतम् ।
अपृच्छन्मां न वेदाहं वद तं पुरुषं मुने ॥ ८४ ॥

અ૦ રાજપુત્રે મને સોળકળાવડે યુક્ત 'પુરૂષ' તે કયો તે વિષે પૂછયું. હું તેને જાણતો નથી (તેથી) હે મુને ! તે 'પુરૂષ'ના સ્વરૂપનું મને નિરૂપણ કરો. ૮૪

शृण्वसौ पुरुषो देहे हृन्मध्ये भासते सदा ।
तस्मिन्प्राणादिनामान्ता माययोत्पादिताः कलाः ॥ ८५ ॥

અ૦ સાંભળ. આ પુરૂષ દેહમધ્યે હૃદયવિષે સદા પ્રકાશે છે. તે વિષે પ્રાણથી લઇ નામ પર્યંત સોળ કળાઓ માયાએ ઉત્પાદન કરેલી છે. ૮૫

હવે, પૂર્વોક્ત સોળ 'કળા' તે કયી તે નિરૂપણ કરે છેઃ—

प्राणः श्रद्धा खादिभूतपञ्चकं चेन्द्रियं मनः ।
अन्नं वीर्यं तपो मन्त्राः कर्म लोकाश्च नाम च ॥ ८६ ॥

× ટિપ્પણ ૮૪ જુઓ " भगवन हिरण्यनाभ ...षचाशो पुरुष " (૬-૧).
× ટિપ્પણ ૮૫ જુઓ " इहैवान्तःशरीरे सोम्य...कला प्रभवन्ति " (૬-૨).

અ૦ પ્રાણ શ્રદ્ધા આકાશાદિ પાંચ મહાભૂત અને ઇન્દ્રિય મન અન્ન વીર્ય તપ મંત્રો કર્મ અને લોક તથા નામ. ૮૬

પૂર્વોક્ત 'કલાઓ' તે પુરૂષ મધ્યે કલ્પિત છે તેથી તે પુરૂષની દેહોપલબ્ધિ અયોગ્ય નથી ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

**आरोपिताः कला यस्मिन्पूर्णोऽसौ पुरुषस्ततः ।**

**उपलब्धिस्तथाप्यस्य देहमध्ये प्रशस्यते ॥ ८७ ॥**

અ૦ જે વિષે કલાઓ કલ્પિત હોય છે તેથી આ 'પુરૂષ' 'પૂર્ણ' સ્વરૂપ છે. તથાપિ આ (પુરૂષ)ની દેહમધ્યે ઉપલબ્ધિ–પ્રાપ્તિ-હોવાનું ઇષ્ટ છે. ૮૭

પૂર્વોક્ત દેહોપલબ્ધિથી તે 'પુરૂષ'તત્ત્વ સુપ્રાપ્ત થાય છે તેથી જીવપણું ટાળવાનો બોધ સુગમ થાય છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

**चिद्रूपताऽत्र विस्पष्टा दर्शनश्रवणादिभिः ।**

**अपैति जीवता देहे स्थिते पूर्णत्वबोधनात् ॥ ८८ ॥**

અ૦ આ દેહ મધ્યે ('પુરૂષ'ની) ચિદ્રૂપતા વિશેષ સ્પષ્ટ હોય છે (તેથી) દેહમધ્યે (તે 'પુરૂષ') સ્થિત થયે દર્શન (જ્ઞાન) તથા શ્રવણાદિવડે 'પૂર્ણ'સ્વરૂપ હોવાના બોધથકી 'જીવપણું' ટળી જાય છે. ૮૮

'પુરૂષ'ના 'પૂર્ણત્વ'ના બોધ થકી જીવપણું કેવી રીતે ટળે તે ચાર શ્લોકોવડે નિરૂપણ કરે છેઃ—

**जीवत्वापादकोपाधिः प्राणस्तस्माज्जनैः सदा ।**

**प्राणोत्क्रान्तिस्थिती स्वात्मन्यारोप्येते मुमुक्षुभिः ॥ ८९ ॥**

અ૦ 'પ્રાણ' જીવપણાને ઉત્પન્ન કરનારી ઉપાધિ (છે) તેથી તેની (પ્રાણની) ઉત્પત્તિ સાથે મુમુક્ષુઓવડે પ્રાણની ઉત્ક્રાંતિ તથા સ્થિતિનો પોતાના આત્મા વિષે આરોપ–કલ્પના–કરાય છે. ૮૯

હવે પરમાત્માએ વિચાર કરી પ્રાણને સર્જ્યા ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ-

**कस्मिन्नुत्क्रान्त उत्क्रान्तिमाप्स्यामीति विचारयन् ।**

**परमात्माऽसृजत्प्राणान् जनारोपो भवेत्ततः ॥ ९० ॥**

× ટિપ્પણ: ૮૭ જુઓ "इहैवान्तः शरीरे" (૬–૨).

× ટિપ્પણ: ૯૦ જુઓ "कस्मिन्नुत्क्रान्तः...प्राणमसृजत" (૬–૩–૪).

અ૦ 'પરમાત્મા'એ કોણ ઉત્ક્રાંત થતાં-બ્હાર નીકળી જતાં-મારે બ્હાર નીકળવાનું થાય એમ વિચારીને પ્રાણોને સર્જ્યાં તેથી જનારોપ-ઉત્પત્તિનો આરોપ-પ્રાપ્ત થાય છે. ૯૦

'દેહસ્થ' 'ચિદ્રૂપતા' તેજ 'પૂર્ણપુરુષત્વ' છે એમ બોધથકી જીવપણું ટળે છે તેથી પુરૂષની દેહોપલબ્ધિ ઇષ્ટ છે એમ ઉપર કહ્યું તેનો ઉપસંહાર કરે છેઃ—

जीवत्वस्यारोपितस्य निवृत्त्यर्थं चिदात्मनि ।
देहस्थे पूर्णरूपेण पुरुषत्वं विबुध्यताम् ॥ ९१ ॥

અ૦ કલ્પેલ જીવપણાની નિવૃત્તિ અર્થે દેહસ્થ ચિદ્રૂપતા પરત્વે પુરૂષપણાને પૂર્ણસ્વરૂપે હોવાનું સમજવૂં. ૯૧

પ્રાણથી લઇ નામપર્યંત કલામય સર્વ જગતના 'અધિષ્ઠાન'રૂપે હોવાથી પુરૂષનું પૂર્ણત્વ ઘટે છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

जगत्प्राणादिनामान्तं सर्वमस्मिन्प्रकल्पितम् ।
सर्वाधिष्ठानरूपत्वात् पूर्णत्वमुपपद्यते ॥ ९२ ॥

અ૦ પ્રાણથી માંડી નામ પર્યંત સર્વ જગત આ (પુરૂષ) વિષે પ્રકલ્પેલું હોય છે (તેથી) સર્વ (જગત)ના અધિષ્ઠાનરૂપે હોવાથી (પુરૂષનું) 'પૂર્ણત્વ' ઉપપન્ન યોગ્ય-છે. ૯૨

પૂર્વોક્ત 'કલામય' સર્વ 'જગત'નો ઉપદેશવડે આત્મા વિષે 'લય' થાય છે ઇત્યાદિ નદીના ઉદાહરણપૂર્વક નિરૂપણ કરે છેઃ—

नदीष्वब्धिं प्रविष्टासु लीयेते रूपनामनी ।
कलास्वात्मनि बोधेन लीना स्वात्माब्धिवत्स्थितः ॥ ९३ ॥

અ૦ (જે પ્રમાણે) નદીઓ સમુદ્ર પ્રતિ પ્રવિષ્ટ (સતે) [તેમનાં] રૂપ તથા નામ લીન થાય છે (તે પ્રમાણે) 'બોધ'વડે 'કલા'ઓ આત્મા વિષે લીન થતાં આત્મા સમુદ્રની પેરે સ્થિત હોય છે. ૯૩

પૂર્વોક્ત અકલ-કલારહિત-'આત્મા' મુક્ત કહેવાય છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

× ટિપ્પણ ૯૨ જુઓ "स प्राणमसृजत...लोकेषु च नाम च" (૬-૪).
× ટિપ્પણ ૯૩ જુઓ "स यथेमानद्यः...कलोऽमृतो भवति" (૬-૫).

एषोऽकलोऽमृतः पूर्णश्चिदात्मा मुक्त उच्यते ।
एवं बोधयितुं सर्वे वेदान्ताः संप्रवर्तिताः ॥ ९४ ॥

અ૦ આ કલારહિત-નિરવયવ-અમર પૂર્ણ ચિદાત્મા મુક્ત કહેવાય છે એમ બોધ કરવાને સર્વ વેદાંતો સપ્રવર્તિત હોય છે ૯૪

હવે, જે વિષે પૂર્વોક્ત કલાઓ રહેલી છે તે 'પુરૂષ' તત્વ 'સર્વવેદ્ય' છે ઈત્યાદિ નિરૂપણ કરી છઠ્ઠા પ્રશ્નનો ઉપસંહાર કરે છે:—

कलाः प्रतिष्ठिता यस्मिन् रथनाभावरा इव ।
तं वेद्यं पुरुषं सर्वे जानीध्वं मृत्युहानये ॥ ९५ ॥

અ૦ જે વિષે કલાઓ, રથનાભિ વિષે આરાનીપેરે સ્થિત હોય છે તે વેદ્ય 'પુરૂષ'ને મૃત્યુનો બાધ થાય તે અર્થે તમે સર્વે જાણો. ૯૫

હવે, 'પિપ્પલાદ' મુનિ 'બ્રહ્મ'ના ઉપદેશનો ઉપસંહાર કરે છે:—

कात्यायनादयः सर्वे शृणुध्वं मुनिपुंगवाः ।
एतावदेव ब्रह्माहं वेद्मि नातोऽधिकं क्वचित् ॥ ९६ ॥

અ૦ 'કાત્યાયનાદિક' હે સર્વેય ઉત્તમ મુનિઓ! તમે સાભળો. હુ આટલુ જ બ્રહ્મ જાણુ છુ એથી અધિક ક્વચિત્ જાણતો નથી (તે સાભળો) ૯૬

હવે, મુનિઓએ તે પિપ્પલાદને શું કહ્યુ તે બે શ્લોકવડે નિરૂપણ કરે છે:-

मुनयोऽप्यर्चयन्तस्तं पिप्पलादं वचोऽब्रुवन् ।
संसारभयतोऽस्माकं पालनात्त्वं हि नः पिता ॥ ९७ ॥
अविद्यायाः परं पारं यस्तारयति तस्य ते ।
शुश्रूषासुचित्तां कर्तुं न शक्ताः प्रणतिं विना ॥ ९८ ॥

અ૦ સંસારભય થકી અમારૂં પાલન કરનાર છે તેથી તૂ નિશ્ચે અમારો

× ટિપ્પણ ૯૪ જુઓ "अरा इव रथनाभौ" (६-६)
× ટિપ્પણ ૯૬ જુઓ "तान् होवाचैतावदेवाहम्" (६-७)
× ટિપ્પણ ૯૭ જુઓ "त तमर्चयन्त ...नम परमऋषिभ्य" (६-८)

मनुष्येभ्यो हिततमं वरं वव्रे प्रतर्दनः ।
हितं हिततरं चेन्द्रो मेने हिततमं धिया ॥ ४ ॥

અ० 'પ્રતર્દને' મનુષ્યોના અર્થે અત્યંત કલ્યાણકારક વરની યાચના કરી અને 'ઇન્દ્રે' હિતસ્વરૂપ અધિક હિતસ્વરૂપ તથા અત્યંત હિતસ્વરૂપ એમ ત્રણ પ્રકારના વરનો પોતાની બુદ્ધિથી વિચાર કર્યો. ૪

હવે, હિતકારક અતિહિતકારક તથા અત્યંત હિતકારક છે, શું છે તે ઇત્યાદિક બે શ્લોકોવડે નિરૂપણ કરે છે.—

हितं स्वर्गसुखं मर्त्यसुखादप्याधिकत्वतः ।
तद्वैराग्यं हिततरं यागाद्यायासवर्जनात् ॥ ५ ॥

અ० સ્વર્ગસુખ, મર્ત્યસુખાદિક થકી અધિક હોવાથી હિત સ્વરૂપ છે. (સ્વર્ગસુખ) થકો વૈરાગ્ય, તેમાં યાગાદિક કર્મના પરિશ્રમનો અભાવ હોય [illegible] તેથી અધિક હિતકર છે. ૫

હવે 'અત્યત' 'હિતકર' શું તે નિરૂપણ કરે છેઃ—

स्वात्मबोधो हिततमो नित्यानन्दानुभूतिदः ।
इति मत्वेन्द्र आहेत्थं शिष्यं जानीहि मामिति ॥ ६ ॥

અ० સ્વાત્મજ્ઞાન નિત્યાનન્દાનુભૂતિને દેનાર છે (તેથી) અત્યંત હિતકર છે એમ માનીને ઇન્દ્રે, 'મને ઓળખ' ('મારા સ્વરૂપને જાણ') એમ તે શિષ્યને કહ્યું. ૬

હવે, પ્રતર્દનને,×પૂર્વોક્ત ઇન્દ્રની (મારા સ્વરૂપને જાણ એમ) ઉક્તિથી પરમાત્માનો નિશ્ચય કેવી રીતે થાય છે તેનું યુક્તિપુરઃસર પ્રતર્દનશંકામુખે નિરૂપણ કરે છેઃ—

सहस्राक्षोऽहमित्युक्तेर्मद्देह इति चेरणात् ।
अस्मच्छब्दो वपुस्तस्य स्वामिनं च ब्रवीत्ययम् ॥ ७ ॥

અ० 'હું હજાર આંખવાળો છું' એમ વચન થકી અને 'મારો દેહ' એમ આ ઉક્તિથકી 'अस्मत्' (હું) શબ્દવડે દેહ તથા તેના સ્વામી—સૂક્ષ્મ-દેહ—નો બોધ થાય છે. ૭

× ટિપ્પણ ૬ જુઓ "मामेव विजानीहि"

સ્થૂલદેહનો સ્વામી સૂક્ષ્મદેહ ચક્ષુગમ્ય ન હોય તથાપિ તે અનુમાનગમ્ય હોય છે ઇત્યાદિ નિરૂપણ કરે છે —

सहस्राक्षवपुस्तेन दृष्टं स्वामी तु तद्दृशा ।
न द्रष्टुं शक्यते लिंगात्पुरैवानुमितः खलु ॥ ८ ॥

(અ૦ (ઇન્દ્રનો) હજારો આંખવાળો દેહ પ્રતર્દન તેને દૃષ્ટિગોચર થયો કિન્તુ, તે (દેહનો) સ્વામી 'સૂક્ષ્મદેહ' તેની દૃષ્ટિવડે દેખાવો શક્ય ન હોય (કેમકે) તે નિશ્ચે, પૂર્વેથી જ લિંગોવડે અનુમાન સિદ્ધ હોય છે ૮

પૂર્વોક્ત સૂક્ષ્મદેહ કેવી રીતે અનુમાનસિદ્ધ છે ઇત્યાદિ નિરૂપણ કરે છે -

सहस्राक्षवपुः स्वामियुक्तं स्याद्व्यवहारतः ।
मच्छरीरवदित्येवं बालेनाऽप्यवबुध्यते ॥ ९ ॥

અ૦ હજારઆંખવાળો (સ્થૂલ) દેહ 'મારૂં શરીર' તેની પેરે વ્યવહારત સ્વામિયુક્ત હોવાનુ સિદ્ધ થાય એમ એ રીતે બાલક પણ સમજે છે ૯

પૂર્વોક્ત શંકાના નિરોક્ષણવડે પ્રતર્દન પૂર્વોક્ત ઇન્દ્રોક્તિ ('મને ઓળખ') પરત્વે પરમાત્મવિષયક શું નિર્ણય ઉપર આવ્યો ઇત્યાદિ નિરૂપણ કરે છે -

अतो बुद्धिमतो बोद्धुं योग्योऽस्मच्छब्दलक्षितः ।
विवक्षितः कश्चिदर्थ इति शिष्येण निश्चितम् ॥ १० ॥

અ૦ એથી બુદ્ધિમાન્ પુરૂષને બોધ પ્રાપ્ત કરવા યોગ્ય 'अस्मत्' (હું) શબ્દલક્ષિત કોઇ (અલૌકિક આત્મારૂપ) અર્થ વિવક્ષિત છે એમ શિષ્ય (પ્રતર્દન) તેણે નિર્ણય કર્યો ૧૦

પૂર્વોક્ત 'અલૌકિક' આત્માના જ્ઞાનવડે શું 'ફલ' પ્રાપ્ત થાય ઇત્યાદિ નિરૂપણ કરે છે —

अलौकिकात्मा ज्ञेयोऽस्तु तद्विज्ञानेन किं फलम् ।
इति चेद्दुःखसंबंधराहित्यं तत्त्वधीफलम् ॥ ११ ॥

અ૦ અલૌકિક આત્મા ભલે જાણવાયોગ્ય હો (કિંતુ) તેના વિજ્ઞાન-

અનુભવ-વડે શું ફલ? એમ (કહે) તો દુઃખસંબંધનો અભાવ તે તત્ત્વજ્ઞાનનું ફલ છે. ૧૧

સ્થૂલદેહ વિષે રોગાદિજન્ય દુઃખ હોય છે, સૂક્ષ્મદેહ વિષે પુણ્યપાપકૃત ભય હોય છે કિન્તુ, કેવળ 'ચિદાત્મા'ને ભય હોતો નથી અને 'દુઃખાભાવ' હોય છે તેથી દુઃખાભાવસંબંધી જ્ઞાન અત્યંત હિતકર છે ઇત્યાદિ બે શ્લોકવડે નિરૂપણ કરે છે:—

तस्माद्धिततमं ज्ञानं दुःखाभावोऽत्र वर्ण्यते ।
सहस्राक्षे स्थूलदेहे दुःखं रोगादिजं भवेत् ॥ १२ ॥

स्वामिन्यास्मिन्सूक्ष्मदेहे पुण्यपापकृतं भयम् ।
त्वाष्ट्रादीनां वधेऽप्यासीद्भयं नैव चिदात्मनः ॥ १३ ॥

અ૦ તેથી અહીં દુઃખાભાવ અત્યંત હિતકર જ્ઞાનરૂપે વર્ણવાય છે. હજારો આંખવાળા (ઇન્દ્રના) સ્થૂલદેહ મધ્યે રોગાદિજન્ય દુઃખ હોય છે. ૧૨

આ (સ્થૂલ) સ્વામી સૂક્ષ્મદેહ (ને આત્મા માનીએ તો) આ મધ્યે પુણ્યપાપકૃત ભય હોય. (કિન્તુ), ચિદાત્માને ત્વષ્ટાના પુત્ર આદિનો વધ કરે તથાપિ કાંઇ ભય પ્રાપ્ત હોતો નથી (તેથી ચિદાત્મા તે જ 'અસ્મત્' શબ્દોપલક્ષિત છે). ૧૩

ત્વષ્ટાપુત્ર આદિનો વધ કર્યો તથાપિ ઇન્દ્રના ચિદાત્માને તે 'અસંગ' હોવાથી કાંઈ પાપ પ્રસક્ત થયું નહીં ઇત્યાદિ ત્રણ શ્લોકવડે નિરૂપણ કરે છે:–

त्वष्टुः पुत्रो विश्वरूप आसीद्देवपुरोहितः ।
स्वामिद्रोहं चकारासौ तं त्वाष्ट्रं हतवानहम् ॥ १४ ॥

અ૦ ત્વષ્ટાનો પુત્ર વિશ્વરૂપ દેવોનો પુરોહિત હતો. તેણે સ્વામીદ્રોહ કર્યો (તેથી) મેં તે ત્વષ્ટાપુત્રને હણ્યો. ૧૪

कर्तर्यभूद्ब्रह्महत्या न त्वसंगे चिदात्मनि ।
वेदान्तज्ञानहीनानां यतीनां हनने तथा ॥ १५ ॥

અ૦ (તેથી) બ્રહ્મહત્યા કર્તા પરત્વે પ્રસક્ત થઇ. કિન્તુ 'અસંગ' ચિદાત્મા

પરત્વે પ્રસક્ત ન થઈ. તે પ્રમાણે વેદાન્તજ્ઞાનથી રહિત યતીઓ–સન્યાસીઓ–નો વધ કરતા (મારા) ચિદાત્માને કાંઇ (પાપપ્રસક્તિ થઈ નહી) ૧૫

लोकत्रये बहुविधानसुरान्हतवानहम् ।
चिदात्मनोऽपि मे तत्र नैव लोमापि हिंस्यते ॥ १६ ॥

અ૦ મેં ત્રણે લોકવિષે અનેક પ્રકારના અસુરોને હણ્યા તથાપિ ત્યાં હું–ચિદાત્માને વાળમાત્ર બાધ થતો નથી. ૧૬

ચિદાત્મા પુણ્યપાપાદિદોષથી રહિત છે તે જ્ઞાનનો મહિમા છે ઈત્યાદિ નિરૂપણ કરે છેઃ—

माहात्म्यं मम नैतत्स्यात्किन्तु ज्ञानस्य तद्भवेत् ।
अन्योऽपि मां चिदात्मानं वेत्ति चेत्तत्फलं भवेत् ॥ १७ ॥

અ૦ આ મ્હારૂ માહાત્મ્ય ન હોય કિન્તુ તે જ્ઞાનનુ (માહાત્મ્ય) હોય છે અન્ય પણ ચિદાત્માને જાણે તો તે ફલ પ્રાપ્ત થાય. ૧૭

'જ્ઞાની' માતાવધાદિક પાપ કરે તથાપિ તેને મોક્ષનો બાધ ન થાય ઈત્યાદિ નિરૂપણ કરે છેઃ—

वाचा वा मनसा मातृवधादीन्कुरुते यदि ।
तथापि ज्ञानिनो मोक्षो न ह्येतैर्विनिवार्यते ॥ १८ ॥

અ૦ જો (જ્ઞાની) વાણી વા મનવડે માતાવધાદિક (પાપ) કરે તથાપિ તે જ્ઞાનીના મોક્ષને આ (કૃત્યો) વડે બાધ આવતો નથી. ૧૮

પૂર્વોક્ત જ્ઞાનીને મુક્તિવિષયક નિશ્ચય હોવાથી તેને આનન્દનાશ થાય નહિ ઈત્યાદિ નિરૂપણ કરે છેઃ—

पापंकृतवतोऽप्यस्य मुखे हर्षक्षयो न भवेत् ।
न मुक्तिर्नश्यतीत्येवं शास्त्रैरस्य विनिश्चयात् ॥ १९ ॥

અ૦ એ રીત્યે મુક્તિ નાશ પામે નહી એમ આ (જ્ઞાનીને) શાસ્ત્રોવડે નિશ્ચય સિદ્ધ છે તેથી તે પાપ કરનાર હોય તથાપિ તેના મુખ વિષે હર્ષનાશ થાય નહિ. ૧૯

× ટિપ્પણ ૧૬ જુઓ "त्रिशीर्षाणं त्वाष्ट्रमहनम् ...न ध्यान च न" (૧-૨)

મૂઢપુરૂષને પણ તેના ચિન્માત્રસ્વરૂપને પાપલેપન ન હોય એટલે તેનામાં અને તત્ત્વવેત્તા વચ્ચે શું ભેદ ઇત્યાદિ શંકોત્થાનનું નિરૂપણ કરે છેઃ—

ननू मूढस्यापि नास्ति चिन्मात्रे पापलेपनम् ।
ततः कोऽतिशयस्तत्त्वविदः स्यादिति चेच्छृणु ॥ २० ॥

અ૦ મૂઢ–અજ્ઞાની–પુરૂષને પણ ચિન્માત્ર પરત્વે પાપલેપન હોતું નથી તેથી તેના અને તત્ત્વવેત્તા વચ્ચે શો ભેદ એમ કહે તો સાંભળ. ૨૦

ઉભયવચ્ચેના ભેદનું ત્રણ શ્લોકવડે નિરૂપણ કરે છેઃ—

अहंकर्तृगतं पापमज्ञात्वारोप्यते चिति ।
तेन ग्लानिर्मुखे भाति जन्मापि नरके भवेत् ॥ २१ ॥

અ૦ પાપ અહંકર્તાગત હોય છે તે ન જાણીને (તેને) ચિદાત્મા પરત્વે આરોપિત કરે છે. તેને લઈ મુખ વિષે ગ્લાનિ ભાસે છે (અને) જન્મ પણ નરક મધ્યે થાય છે. ૨૧

ज्ञानेन कर्मणस्तस्य बीजभावो विनश्यति ।
जन्मप्ररोहो नैवास्तीत्येवं निश्चित्य हृष्यति ॥ २२ ॥

અ૦ તેના કર્મનો 'બીજભાવ' જ્ઞાન તેણે વિનાશને પામે છે. એ રીતે (તેને) જન્મભાવ હોતો જ નથી એમ નિશ્ચય કરીને (તે) આનંદિત થાય છે. ૨૨

પૂર્વોક્ત જન્માભાવને ઉદાહરણપૂર્વક નિરૂપણ કરે છેઃ—

दग्धबीजं यथा लोके न प्ररोहक्षमं तथा ।
ज्ञानाग्निदग्धं यत्कर्म न तज्जन्मप्रदं भवेत् ॥ २३ ॥

અ૦ જે પ્રમાણે લોકમાં જેનું બીજ બળી ગયું હોય તે ઊગવાને સમર્થ ન હોય તે પ્રમાણે જે કર્મ જ્ઞાનાગ્નિવડે બળી ગયુ હોય તે જન્મપ્રદ હોતું નથી. ૨૩

ઉપર કહ્યું તેમ જ્ઞાનીના કર્મનાં બીજ બળી ગયાં હોય તો તેઓ અજ્ઞાનીની પેરે પાપાચરણ શાથી ન કરે ઈત્યાદિ નિરૂપણ કરે છેઃ—

तर्हि तत्त्वविदः श्रेष्ठाः मूढवन्नियमेन तत् ।
कुतः पापं त्यजन्तीति चेद्रहस्यमिदं शृणु ॥ २४ ॥

અ૦ ત્યારે શ્રેષ્ઠ તત્ત્વવેત્તાઓ મૂઢ પુરૂષની પેરે તે પાપનો નિયમપૂર્વક શાથી પરિત્યાગ કરે છે એમ કહે તો આ રહસ્ય (છે) તે સાભળ. ૨૪

પૂર્વોક્ત 'રહસ્ય'નુ નિરૂપણ કરે છેઃ—

यद्यप्यामुष्मिकी हानिर्नास्त्यथाप्यैहिकी तु सा ।
महती विद्यते तेन पापं यत्नेन वर्जयेत् ॥ २५ ॥

અ૦ જો કે (તે પાપાચરણથી) પારલૌકિક હાનિ નથી તથાપિ તે મહાન્ ઐહિકી (હાનિ) તો વિદ્યમાન છે તેને લઇ પાપનો યત્નપૂર્વક પરિત્યાગ કરવો. ૨૫

હવે, પૂર્વોક્ત તત્ત્વવેત્તા પાપાચરણ કરે તો 'ઐહિકી' મહાન્ હાનિ કેવી રીતે થાય તે ઇત્યાદિ બે શ્લોકવડે નિરૂપણ કરે છે—

शिष्टास्त्यजन्ति पापिष्ठं प्रत्यक्षो नरकः स हि ।
तन्निन्दकस्तस्य पापं गृहीत्वा नरकं व्रजेत् ॥ २६ ॥
स्तोता कर्मी तु संसर्गात्स्वयमप्याचरेत्तथा ।
इत्थं दोषत्रयं दृष्ट्वा शिष्टाः पापं त्यजन्ति हि ॥ २७ ॥

અ૦ શિષ્ટપુરૂષો પાપિષ્ઠ પુરૂષનો ત્યાગ કરે છે. કેમકે તે પ્રત્યક્ષ નરકરૂપ (છે). તે તત્ત્વવેત્તા પુરૂષના નિન્દક હોય તે તેનુ પાપ ગ્રહણ કરીને નરક પ્રતિ ગમન કરે ૨૬

અ૦ કિન્તુ તેનો સ્તુતિ કરનાર કર્મિષ્ઠ પુરૂષ પોતે પણ તેના સંસર્ગ થકી તે પ્રમાણે પાપાચરણ કરે, એમ ત્રણ પ્રકારના દોષ જોઇને શિષ્ટ પુરૂષો પાપનો ત્યાગ કરે છે. ૨૭

વળી, તત્ત્વવેત્તા પુરૂષો પાપત્યાગ કરે છે તેનું બીજુ કારણ નિરૂપણ કરે છેઃ

किंच पुण्यरतः पूर्वं ज्ञानमाप्नोति नान्यथा ।
पश्चाच्च तद्वासनया पुण्यमेव करोत्यसौ ॥ २८ ॥

અ૦ વળી, પુણ્યરત (પુરુષ) પહેલાં જ્ઞાન પ્રાપ્ત કરે છે (તે અન્યથા ન થાય) વળી, તે પછી તે પુણ્યવાસનાને લીધે તે પુણ્ય જ કરે છે. ૨૮

પૂર્વોક્ત તત્ત્વવેત્તાઓને પારલૌકિક ભય હોતો નથી તેનું સપ્રમાણ નિરૂપણ કરે છેઃ—

किं वहूक्त्या तत्त्वविदो न भयं पारलौकिकम् ।
उपदेशसहस्र्यां च तथाचार्यैरुदीरितम् ॥ २९ ॥

અ૦ બહુ ઉક્તિથી શું (ફલ?) તત્ત્વવેત્તાઓને પારલૌકિક ભય હોતો નથી. વળી, આચાર્યે (શ્રીશંકરાચાર્યે) ઉપદેશસાહસ્રી મધ્યે તે પ્રમાણે વચન કહેલા છે. ૨૯

હવે શ્રી 'આચાર્યવાક્ય'નું નિરૂપણ કરે છેઃ—

परलोकभयं यस्य नास्ति मृत्युभयं तथा ।
तस्यात्मज्ञस्य शोच्याः स्युः सब्रह्मेन्द्रा अपीश्वराः ॥ ३० ॥

અ૦ જેને પરલોકનો ભય હોતો નથી તેને તે પ્રમાણે મૃત્યુનો ભય (હોતો નથી) બ્રહ્મા તથા ઈન્દ્ર સહિત દેવતાઓ પણ તે આત્મજ્ઞપુરૂષને શોચ્યરૂપ હોય છે. ૩૦

હવે, 'મને ઓળખ' એમ ઉપર કહ્યા પ્રમાણે કહી આત્મજ્ઞાન પ્રત્યે વાળીને 'હું પ્રાણરૂપ છું' ઈત્યાદિ વાક્યવડે ઇન્દ્ર પ્રતર્દનને તત્ત્વબોધ આપે છે તે નિરૂપણ કરે છેઃ—

मां जानीहीत्येवमिन्द्रः स्वात्मज्ञाने प्रवर्त्य तम् ।
प्राणोऽस्मीत्यादिवाक्येन तस्मै तत्त्वमवोचत ॥ ३१ ॥

અ૦ એ રીતે 'મને ઓળખ' એમ (બોધ કહી) ઇન્દ્રે તેને સ્વાત્મજ્ઞાન પરત્વે વાળીને 'હું કોણ છું' ઈત્યાદિ વાક્યવડે તે (પ્રતર્દન) ને તત્ત્વજ્ઞાનનો બોધ કર્યો. ૩૧

હવે, પ્રાણ તથા પ્રજ્ઞારૂપી ક્રિયા તથા શક્તિવડે 'આત્મા' ઉપલક્ષિત હોય છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

प्राणप्रज्ञे क्रियाज्ञानशक्ती द्वे लिंगदेहगे ।
तदधिष्ठानरूपत्वात्ताभ्यामात्मोपलक्षितः ॥ ३२ ॥

અ૦ પ્રાણ તથા પ્રજ્ઞા આ બે લિંગદેહગત ક્રિયા તથા જ્ઞાનની શક્તિઓ (છે). આત્મા, તેના અધિષ્ઠાનરૂપ હોવાથી તે (બે) વડે ઉપલક્ષિત છે. ૩૨

હું પ્રાણ તથા પ્રજ્ઞાત્મારૂપ છું અને તે 'પ્રજ્ઞાત્મા' આનન્દાદિરૂપ છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

प्रज्ञात्मा प्राणरूपोऽस्मीत्येवं तस्मा अवोचत ।
आनन्दोऽक्षर इत्यादिनिर्णयस्तस्य उच्यते ॥ ३३ ॥

અ૦ એ રીત્યે હું પ્રાણરૂપ (તથા) પ્રજ્ઞાસ્વરૂપ છું એમ (ઇન્દ્રે) તેને બોધ કર્યો. (તેથી) [તે પ્રજ્ઞાત્મા] આનન્દ તથા અજર ઇત્યાદિરૂપ છે એમ તેનો નિર્ણય થયો તેનું (શ્રુતિ) કથન કરે છે. ૩૩

સ્વવાચક શબ્દને છોડી આત્મા નિરૂક્ત ઉપાધિઓવડે કેમ ઉપલક્ષિત છે એમ આશંકાનો પરિહાર કરે છેઃ—

अत्रोपायो नास्ति कश्चिदुपाधिमुपलक्षकम् ।
विनात्मवाचकः शब्दो यस्मान्न क्वापि वीक्ष्यते ॥ ३४ ॥

અ૦ અહીં ઉપલક્ષક ઉપાધિ(નો આશ્રય લીધા) વિના કાંઈ ઉપાય નથી કેમકે આત્મવાચક શબ્દ ક્યાંયે જોવામાં આવતો નથી ૩૪

ગુણ તથા ક્રિયા આદિ શબ્દશક્તિઓનો આત્મા પરત્વે અભાવ હોય છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

लोके गुणक्रियाजातिरूढयः शब्दहेतवः ।
नात्मन्यतमोऽमीषां तेनात्मानाभिधीयते ॥ ३५ ॥

અ૦ લોકમાં ગુણ ક્રિયા જાતિ તથા રૂઢિ શબ્દપ્રવર્તક નિમિત્તરૂપે હોય છે. (કિન્તુ) આ મધ્યે કોઈ પણ આત્મા પરત્વે (શબ્દપ્રવર્તક હોતાં નથી) તેને લઇ (પૂર્વોક્ત ઉપાધિ વિના શબ્દવડે) આત્માનું અભિધાન-બોધ-થઈ શકતો નથી. ૩૫

હવે, ચક્ષુ આદિ અન્ય ઉપાધિવડે આત્મા કેમ ઉપલક્ષિત ન થાય એમ આશંકા પ્રત્યે કહે છેઃ—

× ટિપ્પણઃ ૩૨ જુઓ "मामेव विजानीहि...प्राणोऽस्मि प्रज्ञात्मा" (૩-૧-૨).

उपाधिष्वपि सर्वेषु सामीप्यात्प्रत्यगात्मनः ।
प्राणप्रज्ञाद्वयं योग्यमत्यन्तं तेन लक्ष्यते ॥ ३६ ॥

અ० (ચક્ષુઆદિ) સર્વ ઉપાધિઓ મધ્યે પ્રત્યગાત્માની સમીપમાં હોવાથી પ્રાણ તથા પ્રજ્ઞા ઉભય અત્યંત યોગ્ય છે તેને લઈ (આત્મા) ઉપલક્ષિત થાય છે. ૩૬

હવે 'પ્રાણ' તથા 'પ્રજ્ઞાશક્તિ'નું નિરૂપણ કરે છેઃ—

प्राणशब्दोऽभिधावृत्त्या वायुं चेष्टकमाह हि ।
प्रज्ञाशब्दो ज्ञानहेतुं बुद्धिं वक्ति स्वशक्तितः ॥ ३७ ॥

અ० 'પ્રાણ' શબ્દ તેની પદશક્તિપૂર્વક ચેષ્ટાકર્તા વાયુનો નિશ્ચે બોધ કરે છે. (અને) 'પ્રજ્ઞા'શબ્દ, સ્વશક્તિપૂર્વક જ્ઞાન કરનારી બુદ્ધિનો વાચક-બોધકરનાર-છે. ૩૭

હવે 'પ્રાણ' તથા 'પ્રજ્ઞા'રૂપી ઉપાધિવડે આત્મા કેવી રીતે ઉપલક્ષિત થાય છે તેનું ઉદાહરણપૂર્વક નિરૂપણ કરે છેઃ—

तद्भ्रान्त्यधिष्ठानतया तद्धेतुत्वोपचारतः ।
ताभ्यामात्मा लक्ष्यमाणो ज्ञेयः शाखाग्रचंन्द्रवत् ॥ ३८ ॥

અ० તે પ્રાણ તથા પ્રજ્ઞા ભ્રાંતિને લઈ આત્માના અધિષ્ઠાનરૂપે જણાય એટલે તે ઉભય હેતુરૂપ છે એમ મિથ્યાપ્રયોગ કરાય છે (તેથી) આત્મા, શાખાગ્ર ભાગવડે ચંદ્રમા ઉપલક્ષિત કરાય છે તેમ લક્ષ્યમાણ છે એમ સમજવું. ૩૮

હવે, 'प्राणोऽस्मि' આ વાક્યમાં 'अस्मद्' (અહં) શબ્દના અર્થનું બે શ્લોકોવડે નિરૂપણ કરે છેઃ—

देहेन्द्रियादयो भावा ज्ञानादिव्यापृतिक्षमाः ।
यस्य संन्निधिमात्रेण सोऽहमित्यवधारय ॥ ३९ ॥

અ० જેની સન્નિધિમાત્રે કરીને દેહ તથા ઇન્દ્રિયાદિક પદાર્થો જ્ઞાનાદિ-ક્રિયાસમર્થ થાય છે તે 'હું' પરમાત્મા છું એમ નિશ્ચય કર. ૩૯

अजडात्मवदाभान्ति यत्सान्निध्याज्जडा अपि ।
देहेन्द्रियमनःप्राणाः सोऽहमित्यवधारय ॥ ४० ॥

અ૦ જેના સાનિધ્ય થકી દેહ ઇન્દ્રિય મન તથા પ્રાણ જડ છે તથાપિ અ-જડવત્ (ચૈતન્યસંપન્ન) ભાસે છે તે 'હુ' (પરમાત્મા છું) એમ (તું) નિશ્ચય કર. ૪૦

ઉપાધિલક્ષિત આત્મતત્ત્વનો બોધ દુર્ઘટ હોય તો પૂર્વોક્ત ઉપાધિના ગુણની ઉપાસના કરવી ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

उपाधिलक्षितं तत्त्वं यदि बोद्धुं न शक्नुयाः ।
तर्ह्युपाधिद्वयोपेतमुपास्स्व गुणसंयुतम् ॥ ४१ ॥

અ૦ જો પૂર્વોક્ત ઉપાધિલક્ષિતતત્ત્વ જાણવાને તું શક્તિમાન ન હો તો તે પ્રાણ તથા પ્રજ્ઞારૂપી બન્ને ઉપાધિના ગુણની ઉપાસના કર. ૪૧

હવે, પ્રાણના 'ગુણો' કયા તેની ઉપાસનાનું 'ફલ' શું ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

आयुष्यममृतत्वं च गुणौ प्राणस्य संमतौ ।
इहायुः प्राणतः स्वर्गे चामृतत्वमिति स्फुटम् ॥ ४२ ॥

અ૦ આયુષ્ય અને અમૃતત્વ એ બે પ્રાણના ગુણ હોવાનું શાસ્ત્રસંમત છે. (તેમાં) આ લોકમાં જીવતાં લગી આયુષ્ય અને સ્વર્ગમધ્યે (મરણ બાદ) અમૃતત્વ ( પ્રાપ્ત થાય છે ) એમ સ્પષ્ટ છે. ૪૨

હવે, પ્રજ્ઞાના ગુણની ઉપાસનાના 'ફલ'નુ નિરૂપણ કરે છેઃ—

सत्यसंकल्पता प्रज्ञागुणो ध्यानानुसारतः ।
फलमाप्नोति कामी चेन्निष्कामस्तत्त्वमीक्षते ॥ ४३ ॥

અ૦ (ઉપાસક) કામી હોય તો (સત્યસંકલ્પતા રૂપ) પ્રજ્ઞાગુણના ધ્યાનાનુસાર સત્યસંકલ્પતા રૂપ ફલને પામે છે. (કિન્તુ) નિષ્કામી હોય તો (ચિત્તની એકાગ્રતા દ્વારા) તેને 'તત્ત્વાનુભવ' થાય છે. ૪૩

પૂર્વોક્ત ઉપાધિઓની ઉપાસનાવડે એકાગ્રતા પ્રાપ્ત કરી તે બન્નેનો 'વિવેક' કરવો ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

उपास्त्यैकाग्र्यमाप्त्वाथ तत्त्वं वीक्षितुमादितः ।
प्रज्ञाप्राणावुपाधी तौ विविच्येतां यथातथम् ॥ ४४ ॥

અ૦ ઉપાસનાવડે (ચિત્તની) એકાગ્રતા પ્રાપ્ત કરીને તે પછી તત્ત્વનું જ્ઞાન મેળવવા આરંભમાં તે પ્રજ્ઞા તથા પ્રાણરૂપી ઉપાધિઓનો યથાતથા વિવેક કરવો. ૪૪

પૂર્વોક્ત ઉપાધિઓનો ઇન્દ્રિયોથકી વિવેક કરવા હવે જ્ઞાનેન્દ્રિય તથા કર્મેન્દ્રિયોનું નિરૂપણ કરે છેઃ—

श्रोत्रं त्वक् चक्षुषी जिह्वा घ्राणं धीन्द्रियपञ्चकम् ।
वाक्पाणिपादपायुपस्थाः कर्मेन्द्रियपञ्चकम् ॥ ४५ ॥

અ૦ કાન ચામડી આંખો જીભ તથા નાક પાંચ જ્ઞાનેન્દ્રિયો છે. (અને) વાણી હસ્ત પગ ગુદા તથા ઉપસ્થ પાંચ કર્મેન્દ્રિયો છે. ૪૫

પૂર્વોક્ત ઉભય ઇન્દ્રિયોની પ્રવૃત્તિ પ્રજ્ઞા તથા પ્રાણની ક્રિયાને આધીન હોય છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

इन्द्रियाणां प्रवृत्तिः स्यात्प्रज्ञालोचनपूर्विका ।
प्राणवायुप्रेरिता चेत्येवं लोके व्यवस्थितिः ॥ ४६ ॥

અ૦ ઇન્દ્રિયોની પ્રવૃત્તિ, પ્રજ્ઞા–વિચારબુદ્ધિ–પૂર્વક તથા પ્રાણવાયુવડે પ્રેરિત હોય છે એમ એ રીતે લોકમાં (ક્રિયા) વ્યવસ્થા (હોય છે.) ૪૬

ચક્ષુ આદિ ઇન્દ્રિયો પોતપોતાના વિષય પરત્વે એકસામટી પ્રવૃત્ત થાય ઇત્યાદિ અજ્ઞાનીઓના પૂર્વપક્ષનું નિરૂપણ કરે છેઃ—

तत्र मूढाः केचिदाहुर्युगपच्चक्षुरादयः ।
सर्वेऽपि स्वस्वविषये प्रवर्तन्त इतीदृशम् ॥ ४७ ॥

અ૦ ત્યાં (લોકમાં) ચક્ષુ આદિ સર્વેય (ઇન્દ્રિયો) પણ પોતપોતાના વિષય પરત્વે એક જ સમયે પ્રવૃત્ત થાય છે એમ એવું કેટલાયક અજ્ઞાનીઓ[×] કહે છે તે—૪૭

પૂર્વોક્ત (યુગપત્પ્રવૃત્તિવાદીના) પૂર્વપક્ષનું ત્રણ શ્લોકો વડે નિરસન કરે છેઃ-

तदसन्निपुणोऽप्यत्र न शक्तः सूक्ष्ममीक्षितुम् ।
कालाल्पत्वेन संच्छाद्य क्रमं धूर्तो विडम्बयेत् ॥ ४८ ॥

× ટિપ્પણ: ૪૭ જુઓ " અજ્ઞાનીઓ–યુગપત્પ્રવૃત્તિવાદી સાંખ્ય(વાદીઓ). ૨ જુઓ न हि कश्चन एकतुयात्...सर्वाण्येवैतानि प्रज्ञापयन्ति " (૧-૨).

અ૦ (ઉપર કહ્યું) તે અસત્ય છે. કુશળ (પુરૂષ) પણ (તેવું) સૂક્ષ્મ (ક્રમનું) ઈક્ષણ કરવાને સમર્થ ન હોય. ધૂર્ત (યુગપત્પ્રવૃત્તિવાદી) 'સૂક્ષ્મક્રમ'ને થોડા કાલમાં ઢાંકીને વંચના કરે છે. ૪૮

પ્રજ્ઞા તથા પ્રાણની સહાય વિના ઇન્દ્રિયની પ્રવૃત્તિ થાય નહિ અને તે સહાય ક્રમભાવી–ક્રમે હોનાર–છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

**प्रज्ञाप्राणसहायेन विना नैवेन्द्रियं क्वचित् ।**
**प्रवर्तते सहायस्तु क्रमभावीति निश्चितः ॥ ४९ ॥**

અ૦ ઇન્દ્રિયો પ્રજ્ઞા–બુદ્ધિ–તથા પ્રાણની સહાય વિના ક્વચિત્ પણ પ્રવૃત્ત થાય નહિ. કિન્તુ (પ્રજ્ઞાદિક) સહાય (તેમનો) હોય છે (તેથી) તે ઇન્દ્રિયો ક્રમપ્રવૃત્તિવાળી હોય છે એમ નિશ્ચય છે. ૪૯

હવે પૂર્વોક્ત 'ક્રમપ્રવૃત્તિ'ને દૃઢાવે છે અને પ્રજ્ઞા તથા પ્રાણની પ્રવૃત્તિ પણ ક્રમભાવી હોય છે એમ નિરૂપણ કરે છેઃ—

**अन्यथा निखिलं वेदं धूर्तो ह्येकक्षणे पठेत् ।**
**या प्रज्ञाप्राणयोर्वृत्तिः सा स्याद्वाग्वृत्तिवत्क्रमात् ॥ ५० ॥**

અ૦ જો ઉપર કહ્યું તેમ ન હોય તો ધૂર્ત પુરૂષ નિશ્ચે એક ક્ષણે સમગ્ર વેદનો પાઠ કરે. જે પ્રજ્ઞા તથા પ્રાણની પ્રવૃત્તિ છે તે વાણીની વૃત્તિની પેઠે 'ક્રમિક' હોય છે. ૫૦

હવે, જ્યારે વાણી બોલવાની ક્રિયા કરે છે ત્યારે બીજી ઇન્દ્રિયો ઉપરામ પામેલી હોય છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

**प्रज्ञाप्राणानुग्रहेण वाग्यदाह तदेतरे ।**
**चक्षुराद्या उपरतास्तामनुव्रुवते खलु ॥ ५१ ॥**

અ૦ જ્યારે પ્રજ્ઞા તથા પ્રાણના અનુગ્રહવડે વાણી બોલવાની ક્રિયા કરે છે ત્યારે ચક્ષુ આદિ અન્ય (ઇન્દ્રિયો) ઉપરામ પામેલી હોય (અને) તે વાણી બોલવાની ક્રિયા કરે તે સાથે (જો તે ચક્ષુ આદિ) નિશ્ચે–૫૧

જો ચક્ષુઆદિ પણ વાણી સાથે જ પ્રવૃત્ત હોય તો વાણીમાં વિઘ્નાચરણ થાય ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

× ટિપ્પણઃ ૫૦ જુઓ "वाच वदन्तीं...सर्वे प्राणा अनुप्राणन्तीत्येवमुदेत्तत् " (૧-૨).

स्वव्यापारे प्रवृत्ताश्चेत्प्रज्ञाप्राणानुकर्षणात् ।
वाचो विघ्नो भवेद्विघ्नाचरणं ह्यनुवादिता ॥ ५२ ॥

અ૦ પોતપોતાની ચેષ્ટા વિષે પ્રવૃત્ત થાય તો પ્રજ્ઞા અને પ્રાણના અનુકર્ષણને લીધે વાણીને વિઘ્ન આવે કેમકે 'પ્રજ્ઞા' તથા 'પ્રાણ'ની અનુકર્ષણાત્મક અનુવાદિતા નિશ્ચે, વિઘ્નાચરણરૂપા (થાય). ૫૨

હવે, ઇન્દ્રિયોની ક્રમિકપ્રવૃત્તિનો ઉપસંહાર કરે છેઃ—

एवमन्यत्रापि योज्यमतः सर्वेऽपि संहताः ।
एकैकविषयो ह्युक्तो व्यवहारः क्रमाद्भवेत् ॥ ५३ ॥

અ૦ એ રીતે બીજી ઇન્દ્રિયો સંબંધી પણ સમજવું. એથી સર્વે (ઇન્દ્રિયો) સંઘાતરૂપે (પ્રવૃત્ત સતે) પૂર્વોક્ત એકૈકવિષયક વ્યવહાર નિશ્ચે ક્રમિક–પ્રવૃત્તિ–પુરઃસર સિદ્ધ થાય. ૫૩

પૂર્વોક્ત રીત્યે જેમ ચક્ષુઆદિ ઇન્દ્રિયોથી પ્રજ્ઞા તથા પ્રાણનો વિવેક કર્યો તેમ હવે તે ઉભયથી 'સાક્ષિ' આત્માનો વિવેક કરે છેઃ—

क्रमभावी विचित्रोऽयं व्यवहारश्चिदात्मना ।
येनैकेनेक्ष्यते सोऽयमन्यः सर्वेभ्य इष्यताम् ॥ ५४ ॥

અ૦ જે એક ચિદાત્માવડે આ ક્રમભાવી–ક્રમેહોનાર–વિચિત્ર વ્યવહાર ઇક્ષિત હોય છે તે આ (સાક્ષી) (ચક્ષુ તથા પ્રજ્ઞા આદિ) સર્વે થકી ભિન્ન છે એમ સિદ્ધ હો. ૫૪

હવે, તે ચક્ષુઆદિ ઇન્દ્રિયો તથા પ્રાણ મધ્યે શ્રેષ્ઠ કોણ તે ઈત્યાદિ બે શ્લોકવડે નિરૂપણ કરે છેઃ—

प्राणवागादयः सर्वे किं समा उत विद्यते ।
श्रेष्ठस्तेष्विति चेत्प्राणः श्रेष्ठो जीवनकृत्त्वतः ॥ ५५ ॥

અ૦ પ્રાણ તથા વાગાદિ (ઇન્દ્રિયો) આ સર્વેય શું સમાન છે કિંવા તે

---

× ટિપ્પણ: ૫૩ જુઓ "ચક્ષુઆદિ ઇન્દ્રિયો પૃથક્ પૃથક્ ચેષ્ટા કરે તે વિઘ્નાચરણ રૂપ થાય; સંઘાતસ્વરૂપે પ્રવૃત્તિ કરે તો તેમ ન થાય.

× ટિપ્પણ: ૫૫ જુઓ "अस्तीत्येव प्राणानां निःश्रेयसादाने...ए तमेवोक्थमुपासीत" (१-२). अथ प्राण एव...उत्थापयति" (३-३).

મધ્યે (કોઈ) શ્રેષ્ઠ હોય છે એમ કહે તો 'પ્રાણ' જીવનકારણપણાને લઈને શ્રેષ્ઠ (છે) ૫૫

'પ્રાણ' શ્રેષ્ઠ છે તેથી આત્મબોધાર્થ પ્રાણોપાધિનો સમાશ્રય કર્યો ઇત્યાદિ નિરૂપણ કરે છે —

**तस्मादुपेक्ष्य वागादीन् प्राणोपाधिः समाश्रितः ।**
**आत्मबोधाय किञ्चायं प्राण उत्थापयेद्वपुः ॥ ५६ ॥**

અ૦ તેથી વાગાદિકની ઉપેક્ષા કરીને પ્રાણોપાધિનો આત્મબોધાર્થ સમાશ્રય કરેલો છે વળી, આ 'પ્રાણ' દેહને ચેષ્ટાસમ્પન્ન કરે છે ૫૬

પ્રાણથી 'પ્રજ્ઞા' શ્રેષ્ઠ છે કેમકે 'પ્રજ્ઞા' પ્રાણચેષ્ટાની પ્રવર્તક છે સુષુપ્તિમા 'પ્રજ્ઞા'નો લય હોય છે તેથી પ્રાણવડે દેહની ચેષ્ટા થતી નથી ઇત્યાદિ બે શ્લોકવડે નિરૂપણ કરે છે —

**ननु सुप्तावयं प्राणो देहं नोत्थापयत्यमुम् ।**
**किन्तु जागरणे तस्मात्प्रज्ञैवात्र प्रयोजिका ॥ ५७ ॥**

અ૦ નિશ્ચે, સુષુપ્તિ વિષે આ પ્રાણ આ દેહનુ ઉત્થાપન-ચેષ્ટા-કરતો નથી કિન્તુ જાગરણદશા વિષે (કરે છે) તેથી પ્રાણોત્થાપન-પ્રાણચેષ્ટાપ્રવૃત્તિ-પરત્વે 'પ્રજ્ઞા' જ પ્રવર્તક છે ૫૭

**चतुर्भिरुह्यते यत्तु सर्वशक्त्या शरीरकम् ।**
**तूलायते तदेवाहंधियाध्यातमितीक्ष्यते ॥ ५८ ॥**

અ૦ વળી, જે શરીર (જ્ઞાનેન્દ્રિય કર્મેન્દ્રિય બુદ્ધિ તથા પ્રાણ) આ ચાર વડે નિર્વાહિત થાય છે તે જ આભાસ-બુદ્ધિ વડે અન્વિત થતા તૂલ જેવુ થઈ જાય છે એમ અનુભવસિદ્ધ છે ૫૮

'પ્રજ્ઞા' તે × 'પ્રાણ' અને 'પ્રાણ' તેજ 'પ્રજ્ઞા' [illegible] એ રીતે ઉભય મળીને એક ઉપાધિનો આશ્રય કર્યો ઇત્યાદિ નિરૂપણ કરે છે —

---

× ટિપ્પણ ૫૭ જુઓ 'यो वै प्राणः सा प्रज्ञा या वै प्रज्ञा स प्राणः । (૩-૩)

× ટિપ્પણ ૫૮ ત્રિ-રેનુ પુમડુ જુઓ 'सह ह्येतावस्मिन् शरीरे वसतः सहोत्क्रामतः' (૩-૨) तस्मादेतमेवोक्थमुपासीत ।" (૫-૩)

१ २ ३ ५ ४ ६
सत्यमेव ततः प्रज्ञोपाधिः प्राणवदाश्रितः ।
७ ८ ९ १० ११ १२ १३
प्रज्ञात्मा प्राण एवैको मिलित्वोपाधिरिष्यते ॥ ५९ ॥

અ૦ (પ્રાણને કેવળ શરીરોત્થાપકત્વ–શરીરચેષ્ટાપ્રવૃત્તિ–સિદ્ધ છે એમ ઉપર કહ્યું) તે સત્ય છે. તેથી પ્રાણસહિત પ્રજ્ઞોપાધિનો (આત્મબોધાર્થ) સમાશ્રય કરવો. પ્રજ્ઞાત્મા પ્રાણસ્વરૂપ એક જ છે. તે ઉભય મળીને ઉપાધિ ઇષ્ટ હોય છે. ૫૯

'પ્રાણ' તથા 'પ્રજ્ઞા'ના પૂર્વોક્ત ઉત્થાપકત્વ–ચેષ્ટાપ્રવૃત્તિ–રૂપી ગુણના ચિન્તન થકી ચિત્તની એકાગ્રતા થાય ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

१ २ ४ ३ ५ ६
द्वयोर्मृतौ जीवने च सहभावात्तदेकता ।
७ ८ ८ १० ११ १२
उत्थापकत्वादुक्थं तदित्यैकाग्र्याय चिन्तयेत् ॥ ६० ॥

અ૦ ('પ્રાણ' તથા 'પ્રજ્ઞા') ઉભયની, મરણ તથા જીવનદશામાં સહભાવ હોવાથી તદૈક્તા છે. (તે ઉભય) ઉત્થાપનક્રિયા–ચેષ્ટાક્રિયા–કરનાર હોય છે તેથી તેની 'ઉકથ'રૂપે ચિત્તની એકાગ્રતા અર્થે ઉપાસના કરવી. ૬૦

હવે પૂર્વોક્ત 'ઉકથોપાસના'વડે ચિત્તની એકાગ્રતા થતાં બુદ્ધિ ('પ્રજ્ઞા') સાક્ષીને ઓળખવા સમર્થ થાય તથા 'પ્રાણ' જગતના કારણરૂપ હોવાથી તે આત્માનો બોધક છે ઇત્યાદિ ૭ શ્લોકવડે નિરૂપણ કરે છેઃ—

१ २ ३ ४ ५ ४ ७
तत्रैकाग्र्ये क्षमा बुद्धिर्बोद्धुं तत्साक्षिणं भवेत् ।
११ १० ८ ९ १२
जगद्धेतुतयाऽप्येष प्राणः स्वात्मोपलक्षकः ॥ ६१ ॥

અ૦ ત્યાં એકાગ્રતા (સતે) 'પ્રજ્ઞા' તેના સાક્ષિ (આત્મા)નું જ્ઞાન મેળવવા સમર્થ થાય છે. આ 'પ્રાણ' પણ જગતની કારણતાને લઇને સ્વાત્માનો ઉપલક્ષક–બોધક–છે. ૬૧

'પ્રાણ' જગતનું 'કારણ' છે તે પ્રતિપાદન કરે છેઃ—

१ ३ ४ २ ५ ६
एकादशेन्द्रियाण्येषां विषयाश्च जगत्खलु ।
७ ८ ९ १२ १० ११
सुप्तौ सर्वं जगल्लीनं प्राणोपाधिक आत्मनि ॥ ६२ ॥

અ૦ અગીયાર ઇન્દ્રિયો અને તેના (શબ્દાદિક) વિષયો નિશ્ચે જગતરૂપ છે. સુષુપ્તિ મધ્યે સર્વ જગત 'પ્રાણોપાધિક' આત્મા મધ્યે લય પામે છે. ૬૨

× ટિપ્પણ: ૬૦ જુઓ "તદૈકતા–તાદાત્મ્ય.

હવે 'લય'નું નિરૂપણ કરે છેઃ—

**इन्द्रियाण्येव लीयन्ते विषया नेति चेन्न तत्।**
**प्रातीतिकस्य जगतो भानाभावो लयो मतः ॥ ६३ ॥**

અ૦ ઇન્દ્રિયો જ લયને પામે છે વિષયો નહિ એમ કહે તો તેમ નથી. (કેમકે) પ્રાતીતિક–આભાસમાત્ર–જગતના પ્રકાશનના અભાવને 'લય' કહ્યો છે ૬૩

પૂર્વોક્ત પ્રાતીતિક જગત સુષુપ્તિમાં લય પામે અને જાગરણ વિષે પુનઃ ઉત્પન્ન થાય ઇત્યાદિ નિરૂપણ કરે છે.—

**प्रातीतिकत्वं वेदान्तसिद्धान्ते जगतः स्फुटम्।**
**अतः सुप्तौ जगल्लीनं प्रबोधे जायते पुनः ॥ ६४ ॥**

અ૦ જગતનું આભાસમાત્રપણું વેદાંતસિદ્ધાંત વિષે સ્પષ્ટ (છે). એથી, જગત સુષુપ્તિ વિષે લીન થઈ ફરી જાગ્રતદશા વિષે પ્રતીત થાય છે. ૬૪

હવે, પ્રાણ આત્મોપલક્ષક છે ઇત્યાદિક ઉપસંહાર કરે છેઃ—

**प्राणप्रतीतिरप्यस्य सुप्तौ नास्तीति चेत्तदा।**
**प्राणोक्तिरन्यदृष्ट्यैव प्राणेनात्मोपलक्ष्यते ॥ ६५ ॥**

અ૦ આ (સૂતેલ પુરૂષને) સુષુપ્તિ વિષે પ્રાણપ્રતીતિ પણ હોતી નથી એમ કહે તો ત્યારે પ્રાણોક્તિ અન્યદૃષ્ટ્યા જ હોય ■ (તેથી) પ્રાણવડે આત્માનો બોધ થાય છે. ૬૫

જાગરણ વિષે આત્મા થકી ઇન્દ્રિયાદિક જગત પુનઃ પ્રતીત થાય છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

**प्रबोधे स्वात्मनोऽक्षाणि जायन्ते विस्फुलिंगवत्।**
**तेभ्योऽभिमानिदेवाः स्युर्देवेभ्यो विषया इमे ॥ ६६ ॥**

અ૦ જાગરણ વિષે ઇન્દ્રિયો સ્વાત્માથકી અગ્નિના તણખાની પેરે ઉત્પન્ન થાય છે. તે (ઇન્દ્રિયો) થકી તેના અભિમાની દેવો (અને) દેવો થકી આ લોકો ઉત્પન્ન થાય છે. ૬૬

બ્રહ્માનુભવી પુરૂષ આ જગતને 'દૃષ્ટિસૃષ્ટિ'રૂપે માને છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

दृष्टिसृष्टिमिमां ब्रह्मानुभवी बहु मन्यते ।
स्वप्नबोधात्स्वसंसारो लीयते स्वप्नवद्यतः ॥ ६७ ॥

અ૦ બ્રહ્મનો સાક્ષાત્કાર કરનાર પુરૂષ આ (જગત્)ને બહુધા દૃષ્ટિસૃષ્ટિ-પ્રતિભાસિકજગત્-રૂપે માને છે કેમકે સ્વપ્નના અનુભવ થકી પોતાનો સંસાર સ્વપ્નની પેરે લય પામે છે. ૬૭

પૂર્વોક્ત ન્યાયે મરણ તથા મૂર્છાવસ્થામાં પ્રાતીતિક જગતનો લય સમજવો ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

न्यायेनानेन मरणे मूर्च्छादौ चोह्यतां लयः ।
लीनस्य पुनरुत्पत्तौ व्यवहारक्रमं शृणु ॥ ६८ ॥

અ૦ આ ન્યાયપૂર્વક, મરણ તથા મૂર્છામાં (જગતનો) લય અંગિકાર કરવો. લીન થયેલ (જગત) પુનઃ ઉત્પન્ન થાય તેનો વ્યવહારક્રમ (કહું તે) સાંભળ. ૬૮

હવે, પ્રાણોપાધિક જીવાત્મા પૂર્વોક્ત વ્યવહાર કેવી રીતે કરે છે તે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

प्राणोपाधिकजीवात्मा यदा व्यवजिहीर्षति ।
तदा वाक् सृजते शब्दं जीवो वाचा ब्रवीति तम् ॥ ६९ ॥

અ૦ જ્યારે પ્રાણોપાધિક જીવાત્મા વ્યવહાર કરવા ઇચ્છે [illegible] ત્યારે વાણી શબ્દ ઉત્પન્ન કરે (અને) જીવાત્મા તેને વાણીવડે ઉચ્ચારે છે. ૬૯

એ રીત્યે, સર્વ વ્યવહારસિદ્ધિ પ્રાણમધ્યે તથા પ્રાણથી પ્રજ્ઞા અભિન્ન હોવાથી પ્રજ્ઞામધ્યે પર્યવસિત થાય છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

एवं सर्वत्र विज्ञेयं प्राणे सर्वाप्तिरीरिता ।
प्रज्ञा प्राणादभिन्नाऽतस्तस्यां सर्वाप्तिरुच्यते ॥ ७० ॥

અ૦ એ રીત્યેં સર્વત્ર સમજવૂં. (કેમકે) સર્વવ્યવહારપ્રાપ્તિ પ્રાણ પરત્વે હોવાનું (શ્રુતિમા) નિરૂપેલ [illegible] પ્રજ્ઞા પ્રાણથકી અભિન્ન છે એથી સર્વ વ્યવહાર-સિદ્ધિ તે પરત્વે હોવાનું કહેવાય છે.

× ટિપ્પણ ६८ જુઓ " यत्रैतत्पुरुष आर्त ..देवेभ्यो लोका " ( ३-१ )
× ટિપ્પણ ७० જુઓ " अथ खलु यथा प्रज्ञायां ..न [illegible] प्रज्ञायेनाधी प्रवचन सियेम प्रज्ञातव्यं प्रज्ञापदेव " ( ३-७ ).

પ્રજ્ઞાપરત્વે સર્વવ્યવહારસિદ્ધિ હોવાનું ઉપર કહ્યું તે હવે પ્રતિપાદન કરે છેઃ—

१ २ ४ ५ ३ ६
वाक् प्रज्ञाया एकमंशमभिमानाख्यमाश्रिता ।
७ ८
प्रज्ञाभिमानवशतः शब्दोच्चारणशक्तियुक् ॥ ७१ ॥

અ૦ વાણી, પ્રજ્ઞા વિષે અભિમાનવૃત્તિસંજ્ઞક એક 'અંશનો આશ્રય કરી પ્રજ્ઞાભિમાનવશ થકી શબ્દોચ્ચારણ કરવાની શક્તિવડે સંપન્ના (થાય છે.) ૭૧

તેજ રીત્યે ત્વચા પણ સ્પર્શશક્તિસંપન્ન થાય છે ઈત્યાદિ નિરૂપણ કરે છેઃ—

२ ३ ४ १ ७ ८ ६
शरीरगा त्वगप्येवं शक्ताऽभूत् स्पर्शजे सुखे ।
१० ११ १३ १२ ८ १४ १५
रतौ प्रजातावानन्दे चोपस्थः शक्तिमानभूत् ॥ ७२ ॥

અ૦ એ રીત્યે, શરીરગત ત્વચા પણ સ્પર્શજન્ય સુખ પરત્વે શક્તિમાન્ થાય છે. ઉપસ્થ (ગુહ્યેન્દ્રિય) ક્રીડા પ્રજોત્પાદન તથા આનન્દ પરત્વે શક્તિમાન્ થાય છે. ૭૨

પૂર્વોક્ત ક્રીડા આદિ પરત્વે ચિત્ત શક્તિમાન્ થાય ઈત્યાદિ નિરૂપણ કરે છેઃ—

१ २ ३ ५ ४ ८ ६ ७
क्रीडा चोत्पादनं वीर्यमोक्षश्चोक्तमिदं त्रयम् ।
६ ११ १० १२ १३ १४ १५ १६
ध्येये ज्ञेये च काम्यादौ चित्तं शक्तमभूत् खलु ॥ ७३ ॥

અ૦ (સ્ત્રી સાથે) ક્રીડા પ્રજોત્પત્તિ તથા વીર્યમોક્ષ આ ત્રણ (સ્પર્શજન્ય સુખ) કહેલાં છે. ધ્યેય જ્ઞેય તથા કામ્ય પદાર્થો પરત્વે ચિત્ત નિશ્ચે શક્તિમાન્ થાય છે. ૭૩

સર્વ ઇન્દ્રિયો પ્રજ્ઞાવડે શક્તિમાન્ થાય છે ઈત્યાદિ નિરૂપણ કરે છેઃ—

३ १ २ ४
सर्वेन्द्रियेषु प्रज्ञाया अभिमानोऽवधार्यताम् ।
६ ८ ७ ५
अन्वयव्यतिरेकाभ्यामुदाहार्योऽखिलेष्वसौ ॥ ७४ ॥

અ૦ પ્રજ્ઞાના અભિમાનનો અંશ સર્વઇન્દ્રિયો વિષે હોય છે એમ નક્કી સમજવું. આ અભિમાનનો અંશ અન્વય તથા વ્યતિરેકપૂર્વક સમગ્ર વિષયો પરત્વે નિરૂપયિતવ્ય છે. ૭૪

જીવાત્મા પ્રજ્ઞાપૂર્વક વાચારૂઢ થાય ત્યારે નામોક્તિ આદિ સિદ્ધ થાય છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

प्रज्ञया वाचमारुह्य जीवो नामाभिवक्ति च ।
अन्यचित्तोऽभवं तेन नावोचामिति चोच्यते ॥ ७५ ॥

અ० વળી, 'જીવ પ્રજ્ઞાપૂર્વક વાચારૂઢ થઈ નામાભિધાન કરનારો થાય છે. (કેમકે) હું અન્યચિત્ત હતો તેને લઈ હું ન બોલ્યો એમ પણ ઉક્તિ કરાય છે. ૭૫

'વાગારોહ' (વાગારૂઢ થવું) તથા 'ચિત્તારોહ' કોને કહે તે નિરૂપણ કરે છેઃ—

वक्ष्यामीत्यभिमानोयं वागारोह इतीर्यते ।
ध्यास्यामीत्यभिमानात्तु चित्तारोहस्तथा भवेत् ॥ ७६ ॥

અ० 'હું કહીશ' એમ આ અભિમાન તેને 'વાગારોહ' કહે છે અને તેજ પ્રમાણે 'હુ ધ્યાન કરીશ' એમ અભિમાન થકી 'ચિત્તારોહ' થાય. ૭૬

હવે, ધી (પ્રજ્ઞા)ની અભિમાન તથા ધ્યાનાદિરૂપી બે વૃત્તિ હોય છે ઈત્યાદિ નિરૂપણ કરે છે·—

अभिमानोऽपि धीवृत्तिः साऽपि पूर्वं भवेदथ ।
धिया ध्यानादिरित्येका धीः क्रमात्कुरुते द्वयम् ॥ ७७ ॥

અ૦ અભિમાન પણ બુદ્ધિવૃત્તિ છે (અને) તે પણ પહેલી ઉત્પન્ન થાય તે પછી બુદ્ધિપૂર્વક ધ્યાનાદિરૂપ એક એમ તે ક્રમપૂર્વક બે બુદ્ધિવૃત્તિ સંપાદન કરે છે. ૭૭

પ્રાણવિષે સર્વજગત લય તથા ઉત્પત્તિકાળે પ્રજ્ઞા-બુદ્ધિવૃત્તિ-મધ્યે અવસ્થિત હોય તેમ તે સ્થિતિકાલે અવસ્થિત હોય છે ઈત્યાદિ નિરૂપણ કરે છેઃ–

यथा प्राणे जगत्सर्वं लयोत्पत्त्योरवास्थितम् ।
प्रज्ञायां च तथा सर्वं स्थितिकाले व्यवस्थितम् ॥ ७८ ॥

× ટિપ્પણ ૭૫ જુઓ "प्रज्ञया वाचं समारुह्य वाचा सर्वाणि नामान्याप्नोति" (૩-૬)

અ૦ જે પ્રમાણે સર્વ જગત્ લય તથા ઉત્પત્તિકાલે પ્રાણમધ્યે અવસ્થિત હોય છે તે પ્રમાણે વળી સર્વ (જગત) સ્થિતિકાલે પ્રજ્ઞામધ્યે અવસ્થિત હોય છે ૭૮

આ રીતે પ્રજ્ઞા તથા પ્રાણ સ્વાત્મબોધ પરત્વે મુખ્ય ઉપાધિરૂપ છે તેથી જીવાત્માનો બોધ સિદ્ધ કરવા તે બેની ઉપાસના કરવી ઇત્યાદિ ઉપસંહાર કરે છે –

प्रज्ञाप्राणौ ततो मुख्योपाधी स्वात्मावबोधने ।
तद्द्वारेणावबोधव्यो जीवात्मादौ विवेकिना ॥ ७९ ॥

અ૦ ઉપર કહ્યું તેમ સ્થિતિકાલે જગત પ્રજ્ઞા વિષે અવસ્થિત હોય છે તેથી પ્રજ્ઞા તથા પ્રાણ સ્વાત્મબોધ સિદ્ધ કરવામાં મુખ્ય ઉપાધિ છે (તેથી) આરંભમાં વિવેકી તેણે જીવાત્માનો બોધ તે દ્વારા સિદ્ધ કરવો યોગ્ય છે ૭૯

કર્તાપૂર્વક વાણીવડે નામોક્તિ થાય છે અને તે કર્તાનો 'હું'રૂપે અનુભવ થાય છે ઇત્યાદિ નિરૂપણ કરે છે.—

वाचा नामाभिवदनं यत्तत्स्यात्कर्तृपूर्वकम् ।
क्रियात्वात्कृपिवत्कर्ता चाहमित्यनुभूयते ॥ ८० ॥

અ૦ વાણીવડે જે નામોચ્ચારણ થાય છે તે કર્તાપૂર્વક સિદ્ધ હોય છે અને ખેતીની પેઠે (નામોચ્ચારણ–આદિનું) ક્રિયાપણું હોય છે તેથી 'હું' કર્તા (છું) એમ અભિમાનનો અનુભવ થાય છે ૮૦

પૂર્વોક્ત 'અહંબુદ્ધિ' શબ્દાદિવિષયક તેમજ દેહેન્દ્રિયાદિવિષયક ન હોય ઇત્યાદિ નિરૂપણ કરે છે:—

शब्दादिविषयेऽहंधीः केनापि न हि शक्यते ।
देहेन्द्रियेष्वपि तथा मदीयत्वावभासनात् ॥ ८१ ॥

અ૦ અહંબુદ્ધિ શબ્દાદિક વિષય પરત્વે કોઇને પણ નિશ્ચે હોઈ શકે નહિ. તેજ પ્રમાણે મદીયત્વ–મહારાપણું–પ્રગટ કરનાર હોય છે તેથી તે (અહંબુદ્ધિ) દેહેન્દ્રિય આદિ પરત્વે પણ હોઈ શકે નહિ ૮૧

પૂર્વોક્ત 'અહંબુદ્ધિ' આનખાગ્ર દેહમધ્યે વ્યાપક હોય છે તેથી ચિત્–પ્રતિબિમ્બ–વિશિષ્ટ જીવાત્મા કર્તારૂપ છે ઇત્યાદિ નિરૂપણ કરે છે —

× ટિપ્પણ ૮૦ જુઓ "न वाच विजिज्ञासीत वक्तारं विद्यात् स या आहमेति विद्यात् " ( ૨–૮ )

आनखाग्रमहंकारो वपुर्व्याप्यावतिष्ठते ।
चिद्बिम्बप्रतिबिम्बाभ्यां व्याप्तोऽसौ कर्तृतां व्रजेत् ॥ ८२ ॥

અ० (પૂર્વોક્ત) અહંકાર નખપર્યંત શરીરને વ્યાપ્ત થઇ અવસ્થિત હોય છે. (તેથી) ચિદ્બિમ્બ તથા તેના પ્રતિબિમ્બવડે વ્યાપ્ત આ ('જીવાત્મા') કર્તાપણાને પામે છે. ૮૨

પૂર્વોક્ત અહંકારના સ્વરૂપનું તથા તે દેહેન્દ્રિયાદિક વ્યાપારનો કર્તા હોવાનું ઇત્યાદિક નિરૂપણ કરે છેઃ—

क्रियावांश्चेतनः कर्ताहंकारस्तादृशस्ततः ।
कर्ता भूत्वाखिलैरक्षैर्व्यापारान्कुरुतेऽखिलान् ८३ ॥

અ० તે પ્રકારનો (બુદ્ધિરૂપ) અહંકાર (લોકવિષે) ક્રિયાવાન્ ચેતન (તથા) કર્તારૂપ છે તેથી (તે) કર્તા થઇને સમગ્ર ઇન્દ્રિયોવડે સમગ્ર વ્યાપારો કરનાર છે. ૮૩

પૂર્વોક્તરીત્યા 'સાભાસ' જીવાત્માનો વિવેક કરી હવે પરમાત્માનો વિવેક કરવાનું આરંભે છેઃ—

जीवात्मानं विविच्येत्थं चेतनं प्राणधारिणम् ।
विविच्यात्परमात्मानन्दं शुद्धचेतनम् ॥ ८४ ॥

અ० આ રીત્યેં પ્રાણધારણ ચેતનસ્વરૂપ જીવાત્માનો વિવેક કરીને આનન્દસ્વરૂપ શુદ્ધચેતન સ્વરૂપ આત્માનો વિવેક કરવો. ૮૪

પરમાત્માનો જીવાત્માદિકથી કેવી રીતે વિવેક કરવો તે નિરૂપણ કરે છેઃ-

प्रतिबिम्बाहंकृतिभ्यां बिम्बं निष्कृष्य साक्षिणम् ।
ब्रह्मेति विद्यात्सर्वस्य तस्मिन्नारोपितत्वतः ॥ ८५ ॥

અ० સાક્ષિરૂપ બિમ્બસ્થાનીય ચેતનને પ્રતિબિંબ (જીવાત્મા) તથા સાભાસબુદ્ધિ થકું નિષ્કૃષ્ટ કરીને તે (બિમ્બસ્થાનીય ચેતન) વિષે સર્વ (જગત)નું આરોપિતપણું હોય × તેથી તે (બિમ્બસ્થાનીય તત્ત્વ)ને બ્રહ્મ સમજવું. ૮૫

× ટિપ્પણ ૮૫ જુઓ "तावा एता दशैव...नो एतन्मात्रा" (૩-૮-૯)

પ્રજ્ઞાસ્વરૂપ ભૂતપદાર્થો ગ્રાહ્યગ્રાહકસ્વરૂપે આ સંસારનો નિર્વાહ કરે છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

**प्रज्ञामात्रा भूतमात्रा ग्राह्यग्राहकरूपतः ।**
**संसारं निर्वहन्त्यस्मिन्नात्मतत्त्वे प्रकल्पिताः ॥ ८६ ॥**

અ૦ ભૂતમાત્ર પ્રજ્ઞાસ્વરૂપ (છે) તે આ આત્મતત્ત્વ વિષે પ્રકલ્પિત (સતા) વિષય તથા ઇન્દ્રિયસ્વરૂપે સંસારનો નિર્વાહ કરે છે. ૮૬

વિષયો ઇન્દ્રિયો પરત્વે અને ઇન્દ્રિયો પ્રાણલક્ષિત આત્મતત્ત્વ વિષે આશ્રિત હોય × ઇત્યાદિ ઉદાહરણપૂર્વક નિરૂપણ કરે છેઃ—

**चक्रस्यारेष्वाश्रिता स्यान्नेमिर्नाभावरास्तथा ।**
**अक्षेषु विषयास्तानि चात्मनि प्राणलक्षिते ॥ ८७ ॥**

અ૦ (જે પ્રમાણે) નેમિ ચક્રના આરા વિષે આશ્રિત હોય આરાઓ નાભિ વિષે આશ્રિત હોય તે પ્રમાણે, વિષયો ઇન્દ્રિયો વિષે અને તે (ઇન્દ્રિયો) પ્રાણલક્ષિત આત્માવિષે આશ્રિત હોય છે. ૮૭

ચેષ્ટાકલ્પનનો હેતુરૂપ હોવાથી 'પ્રાણ', બુદ્ધિકલ્પનની હેતુરૂપ હોવાથી '**પ્રજ્ઞા**' રૂપ અને ઉભયાત્મક હોવાથી તે 'આનન્દ'—પરમાત્મા—રૂપ છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

**चेष्टाकल्पनहेतुत्वात्प्राणो धीकल्पनस्य च ।**
**हेतुत्वेन भवेत्प्रज्ञा ततस्त्वानन्द एव हि ॥ ८८ ॥**

અ૦ તેથી 'પ્રાણ' ચેષ્ટોત્પત્તિના કારણરૂપે હોય છે અને 'પ્રજ્ઞા' બુદ્ધિકલ્પનાના કારણરૂપે હોય છે (અને) [ઉભયાત્મક હોવાથી] 'આનન્દ' જ નિશ્ચે (પરમાત્મા) રૂપ થાય. ૮૮

વળી, પરમપ્રેમવિષયક હોવાથી જરા તથા મરણથી રહિત આત્માને 'નિત્યાનન્દતા' સિદ્ધ હોય છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

**परप्रेमास्पदतया सर्वेषां यो विभात्यसौ ।**
**नित्यानन्दपरात्मा स्याज्जरामरणवर्जितः ॥ ८९ ॥**

---

× ટિપ્પણ: ૮૭ જુઓ "तद्यथा रथस्यारेषु" (૩-૯).

અ૦ જે સર્વ (પ્રાણિઓ)ને પરમપ્રેમના આશ્રયસ્થાનરૂપે પ્રકાશે છે તે આ જરા તથા મરણ ધર્મથી રહિત (સતો) 'નિત્યાનન્દ' સ્વરૂપ પરમાત્મા હોવાનું સિદ્ધ થાય છે. ૮૯

ચિચ્છાયાવાન્ અહંકાર પુણ્યપાપવાન્ હોય ઇત્યાદિ સાત શ્લોકવડે નિરૂપણ કરે છેઃ—

न पुण्येन भवेद्देवो न पापेन पशुर्भवेत् ।
चिच्छायावानहंकार एव स्यात्पुण्यपापवान् ॥ ९० ॥

અ૦ તે (પરમાત્મા) પુણ્યવડે દેવરૂપ ન થાય પાપવડે પશુરૂપ ન થાય (કિન્તુ) ચિચ્છાયાવાન્ અહંકારાભિમાની જીવાત્મા પુણ્ય તથા પાપવડે સંપન્ન થાય ૯૦

પુણ્યપાપાદિકનો સ્વાત્મા પરત્વે 'આરોપ' કરતાં દેવાદિક જન્મપ્રાપ્તિ થાય છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

तदीये पुण्यपापे द्वे देहस्थे च जरामृती ।
स्वात्मन्यारोपयेन्मूढस्ततो देवादिजन्मभाक् ॥ ९१ ॥

અ૦ અજ્ઞાની પુરૂષ, તેનાં બે દેહસ્થ પુણ્યપાપ તથા જરા અને મૃત્યુને સ્વાત્મા પરત્વે આરોપે છે તેથી (તે) દેવાદિજન્મને પામનારો થાય છે. ૯૧

નિર્લેપ પરમાત્મા પરત્વે કર્મબીજ દગ્ધ થયેલ હોવાથી જન્માંકુર હોતો નથી ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

आरोपे बाधिते बोधात्कर्म स्याद्दग्धबीजवत् ।
ततो जन्मांकुरो नास्ति निर्लेपे परमात्मनि ॥ ९२ ॥

અ૦ જ્ઞાન થકી (દેહાદિક) કલ્પનાનો બાધ થયે કર્મ ભસ્મીભૂતબીજવાળું થાય તેથી નિર્લેપ પરમાત્મા પરત્વે જન્મનો અંકુર હોતો નથી. ૯૨

પરમાત્માને માયારૂપી કારણોપાધિ હોય તથાપિ તે કર્મનો 'અધ્યક્ષ' હોય છે કર્મ કરનાર ન હોય તેથી તેને કાંઇ દોષ નથી ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

× ટિપ્પણ ૯૦ જુઓ "न साधुना कर्मणा भूयान् ..एभ्यो लोकेभ्यो जुगुप्सत" (૨-૬).
× ટિપ્પણ ૯૨ જુઓ "एष ह्येवैन साधुकर्म" (૩-૬).

कार्योपाधेरभावेऽपि कारणोपाधिमत्त्वतः ।
कर्मास्यास्त्विति चेदीशः कर्माध्यक्षो न कर्मकृत् ॥ ९३ ॥

અ૦ (અન્તઃકરણરૂપી) કાર્યોપાધિનો અભાવ ભલે હોય તથાપિ (માયા) રૂપી કારણોપાધિપણું હોવાથી આ (પરમાત્મા)ને કર્મ (પ્રસક્ત) હોય એમ (કહે તો) ઈશ્વર 'કર્મસાક્ષી' છે (તે) 'કર્મકર્તા' ન હોય. ૯૩

ઇશ્વર કેવળ પ્રેરક 'સાક્ષી' છે ઈત્યાદિ નિરૂપણ કરે છેઃ—

कारयित्वा पुण्यमेव कर्तारं स्वर्गमापयेत् ।
पापं तु कारयित्वा तं नरकं प्रापयेदसौ ॥ ९४ ॥

અ૦ (આ) પુણ્ય કરાવીને પુણ્યકર્તાને સ્વર્ગ પમાડે છે. કિન્તુ પાપ કરાવીને આ (ઇશ્વર) તેને નરક પમાડે છે. ૯૪

ઇશ્વિર સમાન પ્રેરક છે તેનામાં કાંઈ વિષમતાદોષ ન હોય ઈત્યાદિ પર્જન્યન્યાયપૂર્વક નિરૂપણ કરે છેઃ—

पर्जन्यवत्प्रेरकत्वान्नास्य वैषम्यमापतेत् ।
शाल्यादीन् बहुधा वृष्टिर्वर्धयेद्विषमापि नो ॥ ९५ ॥

અ૦ વૃષ્ટિની પેરે પ્રેરકપણું હોવાથી આ (ઇશ્વર)ને વિષમપણું પ્રાપ્ત થતું નથી. વૃષ્ટિ શાલ્ય આદિ (ધાન્ય)ને વિશેષ વૃદ્ધિંગત કરે છે તથાપિ (તેથી) તેને વિષમતા હોતી નથી. ૯૫

બીજભેદની પેરે સ્વસ્વવાસના ભેદે કરીને જીવો પરત્વે તારતમ્ય હોય છે ઈત્યાદિ નિરૂપણ કરે છેઃ—

उत्तमाधमभावोऽत्र तत्तद्बीजेन कारितः ।
तारतम्यं च जीवेषु स्वस्ववासनया कृतम् ॥ ९६ ॥

અ૦ અંહી (ધાન્ય વિષે) ઉત્તમ તથા અધમરૂપી તારતમ્ય હોય છે તે તે બીજભેદવડે સંપાદિત હોય છે. અને જીવો મધ્યે તારતમ્ય છે તે પોતપોતાની વાસનાવડે સંપાદિત હોય છે. ૯૬

પૂર્વોક્ત આત્મા 'લોકપાલ' 'લોકાધિપતિ' તથા 'સર્વેશ્વરરૂપ' હો ઈત્યાદિ ઉપસંહારપૂર્વક નિરૂપણ કરે છેઃ—

१ ८ ५ ३ १० ८ ७
मातृवत्पालयेल्लोकं शिक्षयेत् पितृवत्प्रभुः ।
१२ १३ ११ १+२ ३+४ १४+१५
स्वामी स्याद्राजवत्सोयं ममात्मेत्यवगम्यताम् ॥ ९७ ॥

અ० તે આ મારો આત્મા લોકને માતાવત્ પાલનહાર હો. પિતાવત્ પ્રભુરૂપ (સતો) શિક્ષા કરો તથા રાજાવત્ સ્વામીરૂપ હો એમ સમજવું. (અર્થાત્ પાલક પ્રભુ તથા સ્વામીરૂપે મારો આત્મા જ છે એમ સમજવું.) ૯૭

માયોપાધિનું મિથ્યાપણું જાણે ■ તેથી ઇશ્વર 'સંસારી' જીવરૂપ ન હોય કિન્તુ તે 'સ્વાનન્દૈકરસ' છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

१ २ ३ ४ ५ ६
मायोपाधौ स्थिते तस्य मिथ्यात्वं बुध्यते ततः ।
९ ८ १० ७ १२ १४ ११
संसारी जीववन्नेशः स्वानन्दैकरसो ह्ययम् ॥ ९८ ॥

અ० માયારૂપી ઉપાધિ છતે સ્થિત હો (તથાપિ) તેનું મિથ્યાપણું જાણે છે તેથી ઇશ્વર જીવની પેરે સંસારી ન હોય (કિન્તુ) તે નિશ્ચે સ્વાનન્દૈકરસ છે. ૯૮

સ્વાત્મદૃષ્ટયા તે ઇશ્વર 'અખંડૈકરસાનન્દ' તથા 'મુક્ત' છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

३ ४ १ २
अखण्डैकरसानन्दो मुक्तोऽयं स्वात्मदृष्टितः ।
६ ७ ८ ५
संसारिदृष्ट्या सर्वेश इति विद्धि प्रतर्दन ॥ ९९ ॥

અ० સ્વાત્મદૃષ્ટયા આ (ઇશ્વર) અખંડૈકરસાનન્દ (તથા) મુક્ત સ્વરૂપ (છે). (કિન્તુ) હે પ્રતર્દન! સંસારિદૃષ્ટયા તે 'સર્વેશ' છે એમ જાણ. ૯૯

३ २ ५ ४ २
इन्द्रानुग्रहतः सोऽभूत्कृतकृत्यः प्रतर्दनः ।
७ ८ ६
एतद्व्याख्यानतस्तुष्याद्विद्यातीर्थमहेश्वरः ॥ १०० ॥

અ० તે પ્રતર્દન ઇન્દ્રના અનુગ્રહ થકી કૃતકૃત્ય થયો. વિદ્યાતીર્થ-મહેશ્વર આ વ્યાખ્યાન થકી સંતુષ્ટ હો. ૧૦૦

ઇતિ ઇન્દ્રપ્રતર્દનસંવાદ નામક આઠમો અધ્યાય સમાપ્ત.

× ટિપ્પણ ૯૭ જુઓ "एष लोकपाल एष लोकाधिपतिरेष-सर्वेश्वरः" ( ३-८ ).

# अध्याय ९ मो

અજાતશત્રુ તથા બાલાકિનો સંવાદ (કૌષીતકિશાખોપનિષત્ અધ્યાય ૪ થો)

અજાતશત્રુરાજાએ બાલાકિને બ્રહ્મબોધ કરેલો તેનુ અહીં નિરૂપણ કરે છેઃ—

राजा बालाकये प्राह विप्राय ब्रह्मवेदनम् ।
कौषीतक्याख्यशाखायमत्र स्पष्टीकरोमि तत् ॥ १ ॥

અ૦ રાજાએ કૌષિતકી શાખા(ના ઉપનિષદ્) મધ્યે બાલાકિ બ્રાહ્મણને બ્રહ્મબોધ કરેલો તે અહીં સ્પષ્ટ કરું છુ. ૧

બાલાકિ અપર-સગુણ-બ્રહ્મવેત્તા ગર્વિષ્ઠ (હતો). અને અજાતશત્રુ રાજા બ્રહ્મવેત્તા તથા શૂરો હતો ઇત્યાદિ બે શ્લોકોવડે પ્રસ્તાવ કરે છેઃ—

दृप्तो बालाकिरपरब्रह्मवित् स कदाचन ।
अजातशत्रुं काशीशं बुबोधयिषुरागतः ॥ २ ॥

અ૦ બાલાકિ (વિપ્ર) સગુણ બ્રહ્મવેત્તા (સતો) ગર્વિષ્ઠ (હતો). તે કવચિત્ કાશીના રાજા અજાતશત્રુ પ્રતિ બોધ આપવાની ઇચ્છાવાળો થઈ આવ્યો. ૨

अजातशत्रुर्ब्रह्मात्मवेदनाच्छौर्यतोऽपि च ।
अन्तर्बहिश्च निःशत्रुः काश्यां राजा बभूव सः ॥ ३ ॥

અ૦ કાશીમધ્યે અજાતશત્રુ નામનો, બ્રહ્માત્મજ્ઞાન તથા શૌર્યતા થકી પણ અંદર તથા બ્હારના શત્રુઓથી નિર્મુક્ત એવો રાજા હતો ૩

બાલાકિ 'પ્રાણોપાસક' સતો રાજાને 'આદિત્યોપાસના'નો બોધ કરે છે ઇત્યાદિ બે શ્લોકવડે નિરૂપણ કરે છેઃ—

गर्गगोत्रजविप्रोऽयं बालाकिर्नैव तत्त्ववित् ।
किन्तु प्राणोपासकोऽयं दर्पेण महताऽऽवृतः ॥ ४ ॥

---

× ટિપ્પણ. ૩ જુઓ "गार्ग्यो ह वै बालाकिः" (૪-૧).

અ૦ આ ગર્ગગોત્રોત્પન્ન બ્રાહ્મણ બાલાકિ તત્ત્વવેત્તા નહોતો × કિન્તુ, આ 'પ્રાણોપાસક' (સતો) મહાન્ ગર્વવડે આવૃત થયેલો. ૪

બાલાકિ, રાજાને શું બોધ આપે છે તે નિરૂપણ કરે છેઃ—

राजन्बुभुत्सवे तुभ्यं परं ब्रह्म ब्रवाण्यहम् ।
इत्युक्त्वादित्यपुरुषं ब्रह्मोपास्स्वेत्यथोचत ॥ ५ ॥

અ૦ હે રાજન્! હું ઉપદેશાર્થ તૂંને પરબ્રહ્મનો બોધ કરૂં છું એમ કહીને આદિત્યપુરૂષને બ્રહ્મરૂપે (તૂં) ઉપાસના કર એમ કહ્યું. ૫

અજાતશત્રુ રાજા આદિત્ય માંહેના પુરૂષની ઉપાસનાનો નિષેધ કરી તે ઉપાસનાના 'ફલ'નું તથા આદિત્યપુરૂષની પેરે ચન્દ્રાદિ પાંચપદાર્થની ઉપાસનાના 'ફલ'નું નિરૂપણ કરે છેઃ—

राजा निवार्य तं प्राह फलं ध्येयगुणानपि ।
एवं पञ्चदश ब्रह्माण्यप्यत्रासाववोचत ॥ ६ ॥

અ૦ રાજાએ તેનો નિષેધ કરી (તે ઉપાસનાના) ફલનું તથા ઉપાસ્ય વસ્તુના ગુણનું નિરૂપણ કર્યું. આ (રાજા)એ એ રીતે અહીં પંદર બ્રહ્મપુરૂષનું નિરૂપણ કર્યું. ૬

તે પંદર 'બ્રહ્મપુરૂષ-પદાર્થ'— ક્યા તે નિરૂપણ કરે છેઃ—

चन्द्रे विद्युति मेघे खे वायावग्नौ जलेऽपि च ।
आदर्शे श्रवणे गन्तृशब्दे छायाकृतावपि ॥ ७ ॥

અ૦ ચંદ્રવિષે, વિદ્યુતવિષે, મેઘવિષે, આકાશવિષે, વાયુવિષે, અગ્નિવિષે, અને જળવિષે પણ આદર્શવિષે, શ્રવણવિષે, ગમનકરનારની પાછળ થનાર શબ્દ તેને વિષે, છાયાકૃતિવિષે-૭

देहे स्वप्ने दक्षिणेऽक्षण्यपि वामेऽब्रवीत्क्रमात् ।
सर्वत्र राज्ञा प्रत्युक्तो विप्रस्तूष्णीमवस्थितः ॥ ८ ॥

× ટિપ્પણ: ૮ જુઓ 'तत उ ह बालाकिस्तूष्णीमास' (૪-૧૮).

અ૦ દેહવિષે, સ્વપ્નવિષે, જમણી આંખવિષે તેમજ ડાબી આંખ વિષે (પુરૂષ) ક્રમપૂર્વક સર્વત્ર હોય છે (એમ) તે બ્રાહ્મણ રાજાવડે પ્રત્યુક્ત (સતો) મૌન થઇ રહ્યો. ૮

પૂર્વોક્ત પુરૂષ બ્રહ્મ છે એવી ત્હારી ઉક્તિ વૃથા છે ઇત્યાદિ રાજા કહે છેઃ—

૯　१० ११　८　१२
अजातशत्रू राजा तं परब्रह्मविदुक्तवान् ।
१　२　३+५　४　६　७
परब्रह्म वदिष्यामीत्युक्तिस्तत्र मृषा भवेत् ॥ ९ ॥

અ૦ 'પરબ્રહ્મનું નિરૂપણ કરીશ' એમ તારી ઉક્તિ વૃથા છે એમ પરબ્રહ્મના વેત્તા અજાતશત્રુ રાજાએ તેને કહ્યુ. ૯

'બ્રહ્મ' જગત્ તથા પૂર્વોક્ત પુરૂષોનો કર્તા છે ઇત્યાદિ નિરૂપણ કરે છે—

२　४　३　१　५ ६　७
जगतः पुरुषाणां च कर्तृ ब्रह्मेति बुध्यताम् ।
८　९　१०　११
बालाकिः परविद्यार्थं राजानमुपसन्नवान् ॥ १० ॥

અ૦ 'બ્રહ્મ' જગત્ તથા પુરૂષોનો કર્તા છે એમ જાણવું. બાલાકિ પરવિદ્યાના બોધ અર્થે રાજાની સમીપમા ગયો. ૧૦

પોતે ક્ષત્રિય હોવાથી ગુરૂત્વનો અંગિકાર ન કરતા હું 'મુખ્ય' બ્રહ્મ અવશ્ય વિજ્ઞાપન કરીશ ઇત્યાદિ રાજા કહે છેઃ—

१　५　६　४　२　३
राजा नांगीचकारैतत्स्वजातेरधमत्वतः ।
९　१०+११　७　८　१३　१४　१२
गुरुत्वं नास्ति मे तुभ्यं ब्रह्म विज्ञापयाम्यहम् ॥ ११ ॥

અ૦ રાજાએ, પોતાની જાતિ (ક્ષત્રિય) ઉતરતી હોવાથી તેનો અંગિકાર કર્યો નહીં. અને (હું બ્રાહ્મણ) તેનુ ગુરૂપણું હોય નહી. હું (તને) બ્રહ્મ વિજ્ઞાપન કરીશ. ૧૧

'સૂત્રાત્મા' પરબ્રહ્મ છે એમ રાજાએ બોધ કર્યો ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

---

× ટિપ્પણ: ૯ જુઓ "तं होवाचाजातशत्रु" मृषा वै किल मा संवदिष्ठा ब्रह्म ते ब्रवाणि" (४-१८).

× ટિપ્પણ: ૧૦ જુઓ "स होवाच बालाकि" "तत उह बालाकिः समित्पाणिः" (४-१८).

× ટિપ્પણ: ૧૧ જુઓ "तं होवाचाजातशत्रुः...ज्ञापयिष्यामि" (४-१८)

इत्युक्त्वा पाणिना विप्रमादायन्तःपुरं गतः ।
सूत्रात्मैव परं ब्रह्म प्राणो जीव इतीदृशः ॥ १२ ॥

અ૦ વિપ્રને હાથવડે ગ્રહણ કરી 'સૂત્રાત્મા' પરબ્રહ્મ (છે) એમ કહી રાજા અન્તઃપુરમાં ગયો. પ્રાણ જીવરૂપ છે એમ આ રીતનો-૧૨

હવે, 'પ્રાણ જીવ છે' એ રીતનો બાલાકિનો નિશ્ચય તેને નિરાકરણ કરવા સુષુપ્તિમધ્યે પ્રાણ લીન હોતો નથી ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

बालाकेर्निश्चयस्तस्य व्यावृत्त्यै स्पष्टमाह तम् ।
सुषुप्ते पुरुषे प्राणो न लीनश्चक्षुरादिवत् ॥ १३ ॥

અ૦ પુરૂષ સૂતેલ હોય ત્યારે 'પ્રાણ' ચક્ષુઆદિની પેરે લીન હોતો નથી એમ તે બાલાકિના (પૂર્વોક્ત) નિશ્ચયનું નિરાકરણ કરવા તેને (રાજાએ) સ્પષ્ટ કહ્યું. ૧૩

પ્રાણ જીવાત્મા ન હોય કેમકે તે જડ છે ઇત્યાદિ યુક્તિપુરઃસર પ્રતિપાદન કરે છેઃ—

जीवश्चेत्प्रतिबुध्येत समाहूतः स्वनामभिः ।
इति मत्वाह्वयत्प्राणं शास्त्रीयैस्तस्य नामभिः ॥ १४ ॥

અ૦ જો 'પ્રાણ' જીવરૂપ (ભોક્તા) હોય તો તેનાં (લોકપ્રસિદ્ધ) નામો વડે જાગ્રત્ થાય એમ માનીને (સૂતેલ પુરૂષના) પ્રાણને તેનાં શાસ્ત્રીય નામોવડે પોકાર્યાં. ૧૪

શાસ્ત્રીય નામથી પોકારતાં તે સૂતેલ પુરૂષ ઊઠયો નહીં કિન્તુ તેને લાકડી વતી ઠેરતાં તે ઊઠયો ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

नोत्तस्थौ स पुमान्किन्तु शिष्य एवात्र पूर्ववत् ।
यष्ट्यासौ ताडितः सुप्तः समुत्तस्थौ× त्वरान्वितः ॥ १५ ॥

અ૦ તે પુરૂષ ઊઠયો નહીં કિન્તુ, અહીં (સુષુપ્તિમધ્યે) પૂર્વવત્ સૂઈ રહ્યો. આ સૂતેલ (પુરૂષ)ને લાકડીવડે જ તાડન કરતાં શીઘ્ર ઊઠયો. ૧૫

× ટિપ્પણ ૧૫ જુઓ "स उ ह तूष्णीं...तत एव समुत्तस्थौ" (૪-૧૮).

'પ્રાણ ઘટની પેરે જડ છે અને તે (પ્રાણ) થકી અતિરિક્ત 'જીવ' ભોક્તા છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

**यथा भस्मावृतो वह्निर्वायुना ज्वाल्यते तथा ।**
**प्राणो नात्मा बोधहीनो घटवद्यस्तु बुध्यते ॥ १६ ॥**

અ૦ જે પ્રમાણે ભસ્મવડે ઢંકાયલ અગ્નિ વાયુવડે પ્રજ્વલિત કરાય છે તે પ્રમાણે 'પ્રાણ' (અન્યચૈતન્યપ્રેર્ય) છે. આત્મા, ઘટની પેરે જ્ઞાનહીન ન હોય. કિન્તુ, જે જાગ્રત કરાય છે તે-૧૬

જે સુષુપ્તિમાંથી ઊઠાડાય છે તે 'જીવ' ભોક્તારૂપ છે એમ અન્ય શ્રુતિપૂર્વક નિરૂપણ કરે છેઃ—

**इन्द्रियैः सहितो भोक्ता जीवोऽसौ चेतनत्वतः ।**
**द्वा सुपर्णेति मन्त्रेण चेतनौ द्वावुदीरितौ ॥ १७ ॥**

અ૦ આ 'જીવ' ચેતનસ્વરૂપ હોવાથી ઇન્દ્રિયોવડે ભોક્તા (છે) "દ્વા સુપર્ણા અર્થઃ-બે સુંદર પાંખવાળાં પક્ષીઓ" એમ મન્ત્રવડે બે ('ભોક્તા' તથા 'અભોક્તા'રૂપ) બે ચૈતન્યવસ્તુનું નિરૂપણ કરેલું છે. ૧૭

તે ઉભય મધ્યે એક ભોક્તા અને બીજો અભોક્તા છે તેનુ તથા ભોક્તાના સ્વરૂપ ઇત્યાદિનું નિરૂપણ કરે છેઃ—

**तयोरन्यतरो भोक्ताऽनश्नन्नन्यः प्रकाशते ।**
**चिच्छायावानहंकारो व्याप्तो जागरणे पुमान् ॥ १८ ॥**

અ૦ તે ઉભય મધ્યે એક ભોક્તા (છે) [અને] બીજો ભોગ કર્યા વિના (સાક્ષિરૂપે) પ્રકાશે છે. ચિચ્છાયાવાન્ અહંકાર જાગરણમધ્યે વ્યાપ્ત છે. પુરૂષ (જીવાત્મા)-૧૮

'જીવાત્મા' ઇન્દ્રિયોવડે વિષયોનો ભોક્તા હોય છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

**इन्द्रियैर्विषयान्भुंक्ते तं बोद्धारमबुध्यत ।**
**प्राणात्मवाद्यसौ भोक्तृबोधेनैवातिविस्मितः ॥ १९ ॥**

અ૦ (પુમાન્-જીવાત્મા) વિષયોને ભોગવે છે (એમ) તે બાલાકિને બોધ કર્યો (તેથી) આ 'પ્રાણાત્મવાદી', ભોક્તા કોણ તેના ઉપદેશ થકી અત્યંત વિસ્મય પામ્યો. ૧૯

પૂર્વોક્ત રીત્યા બ્રહ્મને જાણી તે સન્તુષ્ટ થતા બાલાકિએ વધૂ પ્રશ્ન કર્યા નહિ ઈત્યાદિ નિરૂપણ કરે છે:—

२ १ ३ ४ ७ ५ ६ ८
बुद्धं ब्रह्मेति सन्तुष्टो नान्यत्प्रष्टुमपैक्षत ।
११ १० १२ ९ १३ १४ १५
ज्ञापयिष्येऽहमित्येवं राजा तस्मै प्रतिश्रुतम् ॥ २० ॥

અ૦ 'બ્રહ્મનો મને બોધ થયો' એમ સન્તુષ્ટ સતા તેણે (બાલાકિએ) અન્ય પ્રશ્ન પૂછવાની અપેક્ષા કરી નહીં. એ રીતે હું (બ્રહ્મનું) વિજ્ઞાપન કરીશ એમ રાજાએ તેને વચન આપ્યુ. ૨૦

શ્રદ્ધાળુ તથા વિનયસંપન્ન શિષ્યને પૂછ્યા વિના પણ ઉપદેશ (બોધ) કરવો ઇત્યાદિ નિરૂપણ કરે છે:—

२ ३ १ ५ ६ ७ ४
शिष्टं बोधयितुं तस्मात्स्वयं प्रश्नांश्चकार सः
१०+११ ८ ९ १२ १३
मन्दधीरपि यः श्रोता श्रद्धालुर्विनयान्वितः ॥ २१ ॥

અ૦ તેથી બાલાકિનો ઉપદેશ કરવા તે (રાજા)એ પોતે પ્રશ્નો ઉપસ્થિત કર્યા. જે શ્રોતા મન્દબુદ્ધિવાળો હોય તથાપિ શ્રદ્ધાળુ (અને) વિનયસંપન્ન હોય તેને-૨૧

રાજાએ હવે ત્રણ પ્રશ્ન ઉત્થાપિત કર્યા તે ઇત્યાદિક નિરૂપણ કરે છે.—

२+३ ५ १ ४ ६ ७
अपृष्टेनापि वक्तव्या तस्मै विद्येति शास्त्रधीः ।
१ २ ३ ४ ५+६ ७ ८ १० ११ ९
यो भोक्ताऽत्रोत्थितः सोयं क्वाशायिष्ट पुरा क्व वा ॥ २२ ॥

અ૦ તેને (પૂર્વોક્ત મન્દધીશ્રોતાને) ન પૂછે તોપણ વિદ્યાનો બોધ કરવો એમ શાસ્ત્રનિર્ણય છે જે ભોક્તા અહીં ઉઠેલો તે આ ક્યા સૂતેલો ? વા પૂર્વે ક્યા-૨૨

પૂર્વોક્ત પ્રશ્નોનુ નિરૂપણ કરે છે:—

३ १ २ ७ ४ ८ ५ ६
अमूर्च्छारहिता सुप्तिः कुतो वाऽगादयं पुमान् ।
१२ १४ १० ११ ९ १३
बालाकिना अविज्ञातमिदं सर्वमिति स्वयम् ॥ २३ ॥

---

× ટિપ્પણ ૨૨ જુઓ " त ह्रो चाचाजतशत्रु " (૪-૧૬)
× ટિપ્પણ ૨૩ જુઓ ' तद्ध ह बालाकिर्न जज्ञौ " (૪-૧૮)

અ૦ બુદ્ધિરહિત સુષુપ્તિ (પૂર્વે કયાં) હતી? અથવા, આ પુમાન્ કયાંથી બહાર નીકળ્યો? આ સર્વેય આશંકિ તેને અવિજ્ઞાત હતુ એમ–૨૩

પૂર્વોક્ત ત્રણ પ્રશ્નના નિર્ણયનુ હવે નિરૂપણ કરે છે —

निश्चित्य त्रितयस्यास्य निर्णयं स्पष्टमब्रवीत् ।
हृदयं कमलाकारं देहमध्येऽस्त्यधोमुखम् ॥ २४ ॥

અ૦ (પોતે) નિશ્ચય કરીને, આ ત્રણે (પ્રશ્ન)ના નિર્ણયનુ સ્પષ્ટ નિરૂપણ કરે છે દેહમધ્યે કમળના આકારનુ હૃદય નીચામોઢાનુ હોય છે ૨૪

પૂર્વોક્ત હૃદયકમળ મધ્યે અહંકારોપાધિક આત્મા જીવસ્વરૂપે શયન કરી રહેલો છે ઇત્યાદિ નિરૂપણ કરે છે —

नाड्यस्तस्माद्विनिर्गत्य व्याप्नुवन्त्यखिलं वपुः ।
अहंकारोपाधिरात्मा जीवो भूत्वा हृदि स्थितः ॥ २५ ॥

અ૦ તે (હૃદયકમળ થકી) નાડીઓ નીકળીને સમગ્ર શરીરને વ્યાપી રહે છે અહંકારોપાધિક આત્મા, જીવસ્વરૂપ થઇને હૃદયવિષે રહેલો છે ૨૫

પૂર્વોક્ત જીવાત્મા નાડીઓવડે પ્રસરી જાગરણદશામા વિષયોનો ઇન્દ્રિયો વડે ભોગ કરે છે ઇત્યાદિ નિરૂપણ કરે છે —

नाडीभिः प्रसृतः साक्षैर्जानन् जागरणे स्थितः ।
बाह्यभोगप्रदं कर्म यदा क्षीणं तदा पुनः ॥ २६ ॥

અ૦ તે (જીવાત્મા) નાડીઓ દ્વારા પ્રસરી જાગરણદશામા ઇન્દ્રિયોવડે (બાહ્ય વિષયોને) જાણતો–અનુભવતો–સ્થિત હોય છે જ્યારે બાહ્યભોગપ્રદ કર્મનો નાશ થાય ત્યારે પુનઃ–૨૬

પૂર્વોક્ત જીવાત્મા સ્વપ્ન વિષે કેવી રીતે ભોક્તા હોય છે ઇત્યાદિ સ્વરૂપનુ નિરૂપણ કરે છે —

वासनाभोगदे कर्मण्युद्बुद्धे स्वप्नभाग्भवेत् ।
स्वप्न नाडीष्वत्रैक्याथ कर्मणोऽस्यापि संक्षयात् ॥ २७ ॥

× ટિપ્પણ ૨૪ જુઓ। स हृदयं च ... शानु तत्र भवति" (૪–૧૯)
× ટિપ્પણ ૨૩ જુઓ 'यदा सुप्त ... एकधा भवति' (૪–૧૯),

અ૦ વાસનાભોગપ્રદ કર્મ, જાગ્રત થતાં નાડીઓ મધ્યે સ્વપ્નને અનુભવી સ્વપ્નભોક્તા થાય છે. તે પછી આ કર્મનો પણ નાશ થતાં—૨૭

હવે સુષુપ્તિ વિષે જીવાત્માની સ્થિતિ તથા સ્વરૂપ ઇત્યાદિનું નિરૂપણ કરે છેઃ—

हृदि संकोचमाप्नोति सा सुषुप्तिरितीर्यते ।
नाडीमूलानि हृत्पद्मे पुरीतद्वेष्टितेऽवसन् ॥ २८ ॥

અ૦ તે (જીવાત્મા) હૃદય મધ્યે સંકોચને પામે છે તે (સંકોચ) 'સુષુપ્તિ' એમ કહેવાય છે. પુરીતત નામની નાડીવડે વીંટળાયલ હૃદયકમળ મધ્યે નાડીનાં મૂળો રહેલાં છે. ૨૮

જીવાત્મા સુષુપ્તિમાં પરમાત્મા મધ્યે લીન થાય છે તેનું તથા પરમાત્માના સ્વરૂપ ઇત્યાદિનું નિરૂપણ કરે છેઃ—

यानि तेषु प्रविश्यान्तर्लीयते परमात्मनि ।
परमात्मा स्वतः पूर्णः सच्चिदानन्दलक्षणः ॥ २९ ॥

અ૦ (પૂર્વોક્ત હૃદયકમળ મધ્યે) જે (નાડીઓ) (રહેલી છે) તેની અંદર પ્રવેશીને જીવાત્મા પરમાત્મતત્ત્વમાં લીન થઈ જાય છે. પરમાત્મા પોતે પૂર્ણ સત્ય ચિત્ તથા આનન્દ સ્વરૂપ છે. ૨૯

પૂર્વોક્ત પરમાત્મા અહંકાર થકી પરિચ્છિન્ન થતાં અજ્ઞાન થકી જીવ-સ્વરૂપ થાય છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

सोऽहंकारपरिच्छिन्नो जीवत्वारोपवान्भवेत् ।
अज्ञानकार्योऽहंकारोऽवस्थितः फलभुक्तये ॥ ३० ॥

અ૦ તે (પરમાત્મા) અહંકારવડે પરિચ્છિન્ન-મર્યાદિત-(સતા) જીવપણાની કલ્પનાવાળા થાય છે. અજ્ઞાનના કાર્યરૂપ (ભોગસાધનરૂપ) અહંકાર, (જાગ્રત્ તથા સ્વપ્નદશામાં) ફલ ભોગવવાને અવસ્થિત હોય છે. ૩૦

ફલપ્રદકર્મનો ક્ષય થતાં પરિચ્છિન્નસ્વરૂપ જીવાત્મા સુષુપ્તિમાં (પૂર્ણસ્વરૂપ) પરમાત્મા મધ્યે લય પામે છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

फलदे कर्मणि क्षीणे लीयतेऽसौ स्वकारणे ।
पूर्णेनैक्यमवाप्नोति परिच्छिन्नो यथा घटे ॥ ३१ ॥

અ૦ આ (જીવાત્મા), ફલપ્રદ ભોગ્યકર્મનો નાશ થયે પોતાના કારણ (અજ્ઞાન) મધ્યે લીન થાય છે. (ત્યારે) પરિચ્છિન્ન-મર્યાદિત-(જીવાત્મા) પૂર્ણસ્વરૂપ સહ ઐક્યતાને પામે છે. જે પ્રમાણે—૩૧

જીવાત્મા સુષુપ્તિમાં પૂર્ણસ્વરૂપ મધ્યે લીન થાય છે તેનું દષ્ટાંતપૂર્વક નિરૂપણ કરે છેઃ—

नष्टे घटाकाश ऐक्यं वियता महता व्रजेत् ।
यदा न कंचन स्वप्नं पश्येत्सुप्तस्तदाऽखिलम् ॥ ३२ ॥

અ૦ (જે પ્રમાણે ઘટ) નાશ પામ્યે ઘટાકાશ મહાન્ આકાશ સાથે ઐક્યતાને પામે (તે પ્રમાણે જીવાત્મા પૂર્ણ-પરમાત્મા-સાથે ઐક્યતાને પામે છે.) સૂતેલ પુરૂષ જ્યારે કાંઇ પણ સ્વપ્ન જોતો નથી ત્યારે સમગ્ર-૩૨

સુષુપ્તિદશામાં સમગ્ર વિષયાદિકનો સમૂહ પ્રાણ-પરમાત્મા-મધ્યે લય થાય છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

विषयेन्द्रियजातं यत्तत्प्राणे प्रविलीयते ।
प्राणशब्दो वायुमाह परमात्मानमप्यसौ ॥ ३३ ॥

અ૦ (સુષુપ્તિમાં) જે વિષય તથા ઇન્દ્રિયનો સમૂહ હોય છે તે પ્રાણમધ્યે છેક લીન થાય છે. (તેથી) આ 'પ્રાણ' શબ્દ વાયુ તથા પરમાત્માનો વાચક છે. ૩૩

વાયુ તથા પરમાત્મા ઉભય પરત્વે 'પ્રાણ' શ્વાસક્રિયા તથા પ્રવેશ-ક્રિયાનો હેતુભૂત છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

प्रविष्टचेष्टाहेतुत्वमुभयत्रापि विद्यते ।
वायौ श्वासक्रियाः सर्वाः सृष्टिस्तु परमात्मनि ॥ ३४ ॥

અ૦ વાયુ પરત્વે શ્વાસક્રિયા અને પરમાત્મા પરત્વે સૃષ્ટિક્રિયા (એમ) ઉભયત્ર પણ (પ્રાણનું) પ્રવેશકરવાપણું તથા ચેષ્ટા-ક્રિયાનું હેતુપણું વિદ્યમાન છે. ૩૪

સૂતેલ પુરૂષની ઇન્દ્રિયાદિકનો લય પ્રાણવાયુ વિષે થાય છે એમ દષ્ટિ-ભેદથી જણાય ઈત્યાદિ નિરૂપણ કરે છેઃ—

× ટિપ્પણઃ ૩૨ જુઓ "यदा सुप्तः ... सर्वैर्भवति. सहाप्येति" (૪-૧૬).

दृष्टिभेदाद्द्वयोश्चाक्षलयो वक्तुं हि शक्यते ।
सुप्तस्याक्षलयः प्राणवायाविति तटस्थधीः ॥ ३५ ॥

અ૦ દર્શનભેદ થકી વળી, (વાયુ તથા આત્મા) ઉભય પરત્વે ઇન્દ્રિયના લયની ઉક્તિ નિશ્ચે કરી શકાય છે. સૂતેલ (પુરૂષ)ની ઇન્દ્રિયનો લય પ્રાણવાયુ વિષે થાય છે એમ (સૂતેલ પુરૂષની) પાસે ઉભેલ તટસ્થ પુરૂષને જણાય છે. ૩૫

હવે સૂતેલ પુરૂષની દૃષ્ટિએ ઇન્દ્રિયાદિક (જગત્)નો લય પરમાત્મા વિષે થાય છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

अद्वैते द्वैतविलयं मन्यते सुप्त उत्थितः ।
सुप्ताभिप्रायमाश्रित्य परात्मनि जगल्लयः ॥ ३६ ॥

અ૦ સૂતેલ (પુરૂષ) ઉઠતાં તે, અદ્વૈત–પરમાત્મા–મધ્યે જગતનો વિલય થયાનું માને છે. (એ રીતે) સૂતેલ (પુરૂષ)ના અભિપ્રાયનો આશ્રય કરીને જગત્નો લય પરમાત્મા વિષે છે એમ–૩૬

એ રીતેં પૂર્વોક્ત બે પ્રશ્નોનો ઉત્તર સિદ્ધ થયો એમ ઉપસંહાર કરે છે–

श्रुत्युक्तस्तेन पूर्वोक्तप्रश्नयोरुत्तरं भवेत् ।
क्वैषोऽशयिष्ट कुत्रेयं सुप्तिस्तत्रोत्तरं क्रमात् ॥ ३७ ॥

અ૦ (જગતનો લય પરમાત્મા વિષે છે એમ) શ્રુત્યોક્તિ છે. તેને લઈ પૂર્વોક્ત બે પ્રશ્નનો ઉત્તર સિદ્ધ થાય છે. આ (જીવાત્મા) ક્યાં સૂતેલો તથા આ સુષુપ્તિ કોના વિષે હોય છે તે સંબંધી ઉત્તર ક્રમપૂર્વક (કહે છે–) ૩૭

પૂર્વોક્ત પ્રશ્નદ્વયના ઉત્તરદ્વયનું નિરૂપણ કરે છે—

परमात्मन्यशयिष्टाऽभूद्ज्ञाने सुप्तिरित्यदः ।
परिच्छिन्नस्य पूर्णात्मतादात्म्यं शयनं भवेत् ॥ ३८ ॥

અ૦ (તે જીવાત્મા) પરમાત્મા મધ્યે સૂતેલ થએલો. સુષુપ્તિ, અજ્ઞાન મધ્યે રહેલી એમ આ પરિચ્છિન્ન–જીવાત્માનું–પૂર્ણાત્મતા સહ તાદાત્મ્ય–અભેદ–તે શયન–અવસ્થા થાય. ૩૮

હવે, સુષુપ્તિ કોને કહે ? તથા આ જીવાત્મા ક્યાંથી બ્હાર આવ્યો ? આ પ્રશ્નનો ઉત્તર કહે છે:—

साहंकारस्य जगतो विलयः सुप्तिरुच्यते ।
कुत आगादिति प्रश्नस्योत्तरं दृश्यतामिदम् ॥ ३९ ॥

અ૦ અહંકારસહિત જગતના વિલયને 'સુષુપ્તિ' કહે છે. 'ક્યાંથી આવ્યો ?' આ પ્રશ્નનો આ ઉત્તર સમજવો. ૩૯

અજ્ઞાનાવૃત પરમાત્મા થકી જીવાત્મા જાગરમધ્યે પુનઃ બ્હાર આવે છે ઈત્યાદિ દૃષ્ટાંતપૂર્વક નિરૂપણ કરે છે:—

अज्ञानेनावृतात्पूर्णादागच्छति परात्मनः ।
यदा प्रबुध्यते सुप्तस्तदाग्नेर्विस्फुलिङ्गवत् ॥ ४० ॥

અ૦ જ્યારે સૂતેલો (પુરૂષ) જાગે છે ત્યારે અગ્નિ થકી તણખા બ્હાર નીકળે તે પ્રમાણે અજ્ઞાનવડે ઢંકાયલા પૂર્ણસ્વરૂપ પરમાત્મા થકી (જીવાત્મા) બ્હાર નીકળે છે. ૪૦

પરમાત્મા થકી ઈન્દ્રિયો તથા પ્રાણના અભિમાની દેવોની ઉત્પત્તિ થાય છે ઈત્યાદિ નિરૂપણ કરે છે:—

प्राणा यथायथं तस्माज्जायन्ते परमात्मनः ।
प्राणाभिमानिदेवानामग्न्यादीनां जनिस्ततः ॥ ४१ ॥

અ૦ તે પરમાત્મા થકી ઈન્દ્રિયાદિક યથાયથ ઉત્પન્ન થાય છે* અને તે ઇંદ્રિયો થકી અગ્નિ આદિ પ્રાણાભિમાની દેવોની ઉત્પત્તિ થાય છે. ૪૧

પૂર્વોક્ત દેવો થકી વિષયો ઉત્પન્ન થાય છે એમ સાધારણ અને અસાધારણ એમ બે પ્રકારની સૃષ્ટિનું નિરૂપણ કરે છે.—

लोक्यन्ते विषया अक्षैस्ते देवेभ्यः समुद्गताः ।
सर्वसाधारणः सर्ग एकः प्रातिस्विकोऽपरः ॥ ४२ ॥

અ૦ (પૂર્વોક્ત) દેવો થકી ઉત્પન્ન થયલા (સતા) તે વિષયો ઇન્દ્રિયોવડે

* ટિપ્પણ ૪૦ જુઓ "स यदा प्रतिबुध्यते...देवेभ्यो लोकाः" (૪-૧૬).

અનુભવાય છે (એ રીત્યે) એક સૃષ્ટિ સર્વસાધારણરૂપા અને બીજી અસાધારણ રૂપા (એમ બે પ્રકારની સૃષ્ટિ હોય છે) ૪૨

પૂર્વોક્ત ઉભય સૃષ્ટિનું હવે ક્રમપૂર્વક નિરૂપણ કરે છે—

आकाशादिक्रमादाद्यः प्राणादिक्रमतोऽपरः ।

सर्वेषां प्राणिनां कर्मक्षये स्यात्प्रलयो महान् ॥ ४३ ॥

અ પ્રથમ સૃષ્ટિ આકાશાદિક ક્રમપૂર્વક (અને) બીજી પ્રાણાદિ ક્રમપૂર્વક (સિદ્ધ થાય છે) સર્વ પ્રાણિઓના કર્મનો નાશ થયે મહાન્ પ્રલય થાય છે ૪૩

વળી, સર્વ પ્રાણિઓના કર્મની ઉત્પત્તિ થયે ઈશ્વર મહાસૃષ્ટિ રચે છે અને એક પુરૂષના કર્મનો નાશ થયે જે પ્રલય થાય તેને સુસિ કહે છે ઇત્યાદિ નિરૂપણ કરે છે—

पुनः कर्मोद्भवे तेषां स्यान्महासृष्टिरीश्वरात् ।

एकस्य कर्मणि क्षीणे प्रलयः सुप्तिनामभृत् ॥ ४४ ॥

અ૦ તે સર્વેય પ્રાણીઓના કર્મ ઉત્પન્ન થતા વળી, ઈશ્વર થકી મહાસૃષ્ટિ સંપાદન થાય છે એક (પ્રાણી)ના કર્મ ક્ષીણ થયે સુષુપ્તિ નામક પ્રલય થાય છે ૪૪

તેજ રીત્યે, એક પ્રાણિના નવીન કર્મ ઉત્પન્ન થાય ત્યારે તેને જાગર-સૃષ્ટિ પ્રાપ્ત થાય છે આ રીત્યે, અદ્વૈતતત્ત્વનો બોધ થાય તે અર્થેજ સર્વત્ર સૃષ્ટિનું કથન કરાય છે ઇત્યાદિ નિરૂપણ કરે છે—

पुनः कर्मोद्भवे तस्य सृष्टिः स्याज्जागराभिधा ।

अद्वैततत्त्वबोधाय सृष्टिः सर्वत्र कथ्यते ॥ ४५ ॥

અ૦ તે (પ્રાણિના) કર્મ ઉત્પન્ન થયે વળી, ફરી જાગરનામની સૃષ્ટિ પ્રાપ્ત થાય છે (આ રીત્યે) સૃષ્ટિનું, અદ્વૈતતત્ત્વનો ઉપદેશ સિદ્ધ કરવા અર્થેજ સર્વત્ર નિરૂપણ કરાય છે ૪૫

આ રીત્યે, અલ્પ વા મહાન્ સૃષ્ટિના સર્વત્રકથનવડે કેવળ 'સત્' અદ્વૈત તત્ત્વનોજ બોધ કરે છે ઇત્યાદિ નિરૂપણ કરે છે:—

अल्पा सा महती वास्तु सदद्वैतं विबुध्यते ।

प्रौढस्य राजगेहस्य द्वारं स्यात्पुरतो महत् ॥ ४६ ॥

અ૦ (પૂર્વોક્તસૃષ્ટિ) ભલે અલ્પ સ્વરૂપની વા મહાન્ સ્વરૂપની હો (તથાપિ) 'સત્' અદ્વૈત તત્ત્વનો (તેના દ્વારા) વિશેષ રીતે બોધ કરાય છે. પ્રૌઢ રાજમંદિરનું દ્વાર આગળ થકી મહાન્ હોય છે ૪૬

પૂર્વોક્ત મહાન તથા અલ્પસ્વરૂપા સૃષ્ટિના પ્રયોજનાદિકનું રાજમંદિરનાં મહાન્ તથા અલ્પ દ્વારરૂપી દૃષ્ટાંતવડે પાંચ શ્લોકથી નિરૂપણ કરે છેઃ—

पृष्ठतोऽन्तःपुरद्वारं चोरद्वाराख्यमल्पकम् ।

महाद्वारेण सहसा दुर्लभं राजदर्शनम् ॥ ४७ ॥

અ૦ (પૂર્વોક્ત રાજમંદિરની) પાછળ ચોરદ્વાર નામનું અલ્પ અન્તઃપુરદ્વાર હોય છે. રાજાનું દર્શન મહાદ્વારવડે સહસા દુર્લભ હોય છે. ૪૭

રાજદર્શન કેમ દુર્લભ હોય છે તેના કારણ ઇત્યાદિનું નિરૂપણ કરે છેઃ—

जनसंमर्दबाहुल्याद्द्वाराणां च बहुत्वतः ।

अल्पद्वारे स्वामिभक्तो हठाद्राजानमीक्षते ॥ ४८ ॥

અ૦ સ્વામિભક્ત પુરૂષ મનુષ્યોની ભારે ગેહનીને લીધે અને અનેક દ્વારો હોય છે તેથી હઠપૂર્વક અલ્પદ્વારમધ્યે રાજાનું દર્શન કરે છે. ૪૮

પૂર્વોક્ત દૃષ્ટાંતને સિદ્ધાંતપ્રતિ પૂર્વાર્ધ શ્લોકવડે ઘટાવે છેઃ—

दृष्टिसृष्टयानुभूत्यर्थी वेत्त्यात्मानं तथा हठात् ।

महासृष्ट्या तत्पदार्थमादौ ज्ञात्वा तथा पुनः ॥ ४९ ॥

અ૦ તેજ (પૂર્વોક્તરીતિ) પ્રમાણે પ્રાતીતિકી સૃષ્ટિનો અનુભવ કરવાની ઇચ્છાવાળો (પુરૂષ) હઠપૂર્વક આત્મતત્ત્વને જાણે છે. મહાસૃષ્ટિ(ના અનુભવ) વડે આરંભમાં તેજ પ્રમાણે 'તત્' પદાર્થનો અનુભવ કરી પુનઃ—૪૯

'તત્' તથા ત્વં પદાર્થનું શોધન કરી મહાસૃષ્ટિદ્વારા તત્ત્વાવબોધ સિદ્ધ થવામાં વિલમ્બ થાય છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

त्वं पदार्थं शोधयित्वा वाक्याद्बोधो विलम्ब्यते ।

तस्मादिहाजातशत्रुर्बालाकेरविलम्बतः ॥ ५० ॥

અ૦ મહાવાક્યથકી 'ત્વં પદાર્થ' (જીવ)નું શોધન કરતાં ઉપદેશ (બ્રહ્મબોધ) વિલમ્બાય છે. તેથી અજાતશત્રુએ બાલાકિને વિનાવિલંબે અહીં–૫૦

હવે અજાતશત્રુરાજા ઉપર કહ્યું તે કારણે આલાકિને દૃષ્ટિસૃષ્ટિ-પ્રાતીતિકી-સૃષ્ટિદ્વારા પ્રત્યગભિન્ન બ્રહ્મનો બોધ કરે છે ઈત્યાદિ નિરૂપણ કરે છે —

प्रत्यग्ब्रह्मत्वबोधार्थं दृष्टिसृष्टिमवोचत ।
सुप्तावासीद्यदज्ञानमहंकारलयोऽत्र हि ॥ ५१ ॥

અ૦ (અજાતશત્રુએ) પ્રત્યગાત્મા બ્રહ્મસ્વરૂપે છે એમ બોધ સિદ્ધ કરવા પ્રાતીતિકી સૃષ્ટિનું કથન કર્યું સુષુપ્તિ મધ્યે જે અજ્ઞાન (હોય છે) ત્યાં નિશ્ચે, અહંકારનો લય થાય છે ૫૧

ભોગકાલે તે અહંકાર ઉત્થિત થતા, આત્મા તે અહંકારવડે અવચ્છિન્ન થઈ પૂર્વવત્ કર્તાભોક્તારૂપ થાય છે ઈત્યાદિ નિરૂપણ કરે છે —

सोऽहंकारः कर्मभोगकाले स्यात्पुनरुद्गतः ।
तेनावच्छिन्न आत्मापि कर्ता भोक्तापि पूर्ववत् ॥ ५२ ॥

અ૦ તે અહંકાર ભોગકાલે પુન ઉત્પન્ન થાય છે (તેથી) તે (અહંકાર) વડે અવિચ્છિન્ન-વ્યાપ્ત-આત્મા પણ, પહેલાની પેરે વળી કર્તાભોક્તા(થાય છે) ૫૨

પૂર્વોક્ત ભોક્તા થકી ભોગની સાધનરૂપ ઇન્દ્રિય અને ઇન્દ્રિય થકી ઇન્દ્રિયોના દેવોનો અનુગ્રહ ઉત્પન્ન થાય ઈત્યાદિ નિરૂપણ કરે છે —

भोक्तुरात्मन उत्पन्नं भोगसाधनमिन्द्रियम् ।
इन्द्रियप्रेरको देवानुग्रहस्तत उद्गतः ॥ ५३ ॥

અ૦ આત્મારૂપ ભોક્તાથકી ભોગની સાધનરૂપ ઇન્દ્રિય ઉત્પન્ન થાય છે (અને) તે (ઇન્દ્રિય) થકી ઇન્દ્રિયના પ્રેરક દેવોનો અનુગ્રહ ઉત્પન્ન થાય છે ૫૩

પૂર્વોક્ત અનુગૃહીત ઇન્દ્રિયો થકી શબ્દાદિ વિષયો ઉત્પન્ન થાય છે ઈત્યાદિક નિરૂપણવડે પ્રાતીતિકી સૃષ્ટિનો ઉપસંહાર કરે છે —

अक्षेभ्योऽनुगृहीतेभ्यो लोका भान्ति समुद्गताः ।
सेयं प्रातीतिकी सृष्टिस्तस्माज्जाता ततः स्वयम् ॥ ५४ ॥

અ૦ અનુગ્રહ પામેલી ઇન્દ્રિયો થકી વિષયાદિક લોક ઉત્પન્ન થયા હોય

એમ પ્રતીત થાય છે. (એ રીતેં) તે આ પ્રાતીતિકી સૃષ્ટિ અહંકારવિશિષ્ટ ચેતનથકી ઉત્પન્ન થયલી છે તેથી પોતે-૫૪

ઉપર કહ્યું તેમ જગતનો કર્તા પરમાત્મા છે એવો બોધ અજ્ઞાનીને પણ સ્હેલાઇથી સિદ્ધ થાય છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

जगत्कर्ता परात्मेति क्षणाद्बालोऽपि बुध्यते ।
ईश्वरो महिमोपेतः सोऽप्यन्न इति वासना ॥ ५५ ॥

અ૦ (એ રીતેં) પરમાત્મા આકાશાદિક વ્યાવહારિક સૃષ્ટિનો કર્તા છે એમ અજ્ઞાનીને પણ ક્ષણમાં (પરમાત્મ)બોધ કરાય છે. ઇશ્વર મહિમાસંપન્ન (છે) તે પણ અન્નરૂપ છે એમ વાસના-૫૫

હવે, પૂર્વોક્તરીત્યા સર્વપ્રકારની સૃષ્ટિ કેવળ માયિકી છે ઇત્યાદિ ઉપસંહાર કરે છેઃ—

धीमतां चिरमारूढा वियदादिक्रमस्ततः ।
किं बहूक्त्याऽस्तु या काचित् सृष्टिः सा मायिकी ततः ॥ ५६ ॥

અ૦ (પૂર્વોક્ત વાસના) બુદ્ધિમાન પુરૂષોને લાંબાકાળથી આરૂઢ થયલી હોય છે. તે (ઇશ્વર)થકી આકાશાદિકની સૃષ્ટિ ક્રમેં કરીને થાય છે. બહુ કહેવાનું શું પ્રયોજન? જે કોઈ (પ્રાતીતિકી કે વ્યવહારિકી) સૃષ્ટિ હોય તે મિથ્યા છે. અને તે (સૃષ્ટિ) માયિકી હોય છે તેથી-

સુષુપ્તિ મધ્યે આત્મા, અદ્વિતીય તથા આનન્દરૂપે અનુભવાય છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

अद्वितीयानन्द आत्मा सुषुप्तावनुभूयते ।
अहंकारो मायिको यस्तदवच्छिन्नचेतनः ॥ ५७ ॥

અ૦ આત્મા સુષુપ્તિ મધ્યેં અદ્વિતીય તથા આનન્દરૂપેં અનુભવાય છે. જે માયિક અહંકાર વડે અવિચ્છિન્ન થયલ છે ચેતન જેનું એવો-૫૭

જાગરણવિષે અહંકારાવચ્છિન્ન આત્મા અખિલ દેહને વ્યાપી રહે છે ઇત્યાદિ દૃષ્ટાંતપૂર્વક નિરૂપણ કરે છેઃ—

आत्मा जागरणे कृत्स्नमानखं व्याप्नुयाद्वपुः ।
गूढोऽग्निररणौ व्यापी तथा सुप्तौ चितिर्वपुः ॥ ५८ ॥

એમ પ્રતીત થાય છે. (એ રીતે) તે આ પ્રાતીતિકી સૃષ્ટિ અહંકારવિશિષ્ટ ચૈતન્યથકી ઉત્પન્ન થયલી છે તેથી પોતે-૫૪

ઉપર કહ્યું તેમ જગત્નો કર્તા પરમાત્મા છે એવો બોધ અજ્ઞાનીને પણ રહેલાઈથી સિદ્ધ થાય ■ ઈત્યાદિ નિરૂપણ કરે છેઃ—

जगत्कर्ता परात्मेति क्षणाद्‌बालोऽपि बुध्यते ।
ईश्वरो महिमोपेतः सोप्यज्ञ इति वासना ॥ ५५ ॥

અ૦ (એ રીતે) પરમાત્મા આકાશાદિક વ્યાવહારિક સૃષ્ટિનો કર્તા છે એમ અજ્ઞાનીને પણ ક્ષણમાં (પરમાત્મ)બોધ કરાય છે. ઈશ્વર મહિમાસંપન્ન (છે) તે પણ આજ્ઞારૂપ છે એમ વાસના-૫૫

હવે, પૂર્વોક્તરીત્યા સર્વપ્રકારની સૃષ્ટિ કેવળ માયિકી છે ઈત્યાદિ ઉપસંહાર કરે છેઃ—

धीमतां चिरमारूढा वियदादिक्रमस्ततः ।
किं बहूक्त्याऽस्तु या काचित् सृष्टिः सा मायिकी ततः ॥ ५६ ॥

અ૦ (પૂર્વોક્ત વાસના) બુદ્ધિમાન્ પુરૂષોને લાંબાકાળથી આરૂઢ થયલી હોય છે. તે (ઈશ્વર)થકી આકાશાદિકની સૃષ્ટિ ક્રમે કરીને થાય છે. બહુ કહેવાનું શું પ્રયોજન? જે કોઈ (પ્રાતીતિકી કે વ્યવહારિકા) સૃષ્ટિ હોય તે મિથ્યા છે. અને તે (સૃષ્ટિ) માયિકી હોય છે તેથી-

સુષુપ્તિ મધ્યે આત્મા, અદ્વિતીય તથા આનન્દરૂપે અનુભવાય છે ઈત્યાદિ નિરૂપણ કરે છેઃ—

अद्वितीयानन्द आत्मा सुषुप्तावनुभूयते ।
अहंकारो मायिको यस्तदवच्छिन्नचेतनः ॥ ५७ ॥

અ૦ આત્મા સુષુપ્તિ મધ્યે અદ્વિતીય તથા આનન્દરૂપે અનુભવાય છે. જે માયિક અહંકાર વડે અવિચ્છિન્ન થયલ છે ચેતન જેનુ એવો-૫૭

જાગરણવિષે અહંકારાવચ્છિન્ન આત્મા અખિલ દેહને વ્યાપી રહે ■ ઈત્યાદિ દૃષ્ટાંતપૂર્વક નિરૂપણ કરે છેઃ—

आत्मा जागरणे कृत्स्नमानखं व्यासुयाद्वपुः ।
गूढोऽग्निरणौ व्यापी तथा सुप्तौ चितिर्वपुः ॥ ५८ ॥

અ૦ આત્મા, જાગરણદશામાં નખપર્યંત સમગ્ર શરીરને વ્યાપી રહે છે. (જે પ્રમાણે) અગ્નિ અરણિના કાષ્ઠમધ્યે ગૂઢ (સતો) વ્યાપી રહે છે તે પ્રમાણે ચૈતન્યાત્મા, સુષુપ્તિ મધ્યે દેહને-૫૮

ચિતિ--ચૈતન્યાત્મા-સુષુપ્તિ તથા જાગરદશામધ્યે કેવી રીતે વ્યાપી રહે છે તે દૃષ્ટાંતપૂર્વક નિરૂપણ કરે છેઃ--

व्याप्नोत्यविद्यया गूढा जागरे क्षुरवत्स्थिता ।
नापितस्य क्षुराः पात्रे स्पष्टा भान्ति पृथक्स्थिताः ॥ ५९ ॥

અ૦ ચૈતન્ય (સુષુપ્તિમધ્યે) અવિદ્યાવડે ગૂઢ (સતું) [દેહને] વ્યાપી રહે છે. (તે ચૈતન્ય) જાગરદશામાં અસ્ત્રાની પેઠે (સ્પષ્ટ) વ્યક્ત હોય છે. વાળંદનાં ઓજારો પાત્રવિષે પૃથક્ સ્થિત (સતાં) સ્પષ્ટ દેખાય છે. (તે પ્રમાણે-) ૫૯

પૂર્વોક્ત રીત્યે ચક્ષુઆદિ મધ્યે ચૈતન્યનું સ્વરૂપ સ્પષ્ટ દેખાય છે તથા સર્વેય ભોગસાધનો કર્તાત્માને અનુસરીને સ્થિત હોય છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ--

चक्षुरादिषु चिल्लेखाः स्पष्टा भान्ति पृथक् तथा ।
सर्वेऽपि करणात्मानः कर्त्रात्मानमिमं सदा ॥ ६० ॥

અ૦ તે પ્રમાણે ચૈતન્યનું સ્વરૂપ ચક્ષુ આદિ ઇન્દ્રિયો મધ્યે સ્પષ્ટ પૃથક્ પ્રતીત થાય છે. સર્વેય ભોગસાધનરૂપ ઇન્દ્રિયો સદા આ કર્તારૂપ આત્માને-(અનુસરીને સ્થિત હોય છે.) ૬૦

જીવાત્મા ઇન્દ્રિયોવડે શબ્દાદિ વિષયોનો ભોગ કરે છે અને ઇન્દ્રિયો શબ્દાદિક વિષયોને ગ્રહણ કરે છે ઇત્યાદિ દૃષ્ટાંતપૂર્વક નિરૂપણ કરે છેઃ--

अनुसृत्यैव तिष्ठन्ति श्रेष्ठिनं स्वजना इव ।
पुत्रमित्रादिभिः स्वीयैः सार्द्धं श्रेष्ठी धनी सदा ॥ ६१ ॥

અ૦ (ભૃત્યાદિક) સ્વજનો શ્રેષ્ઠ પુરુષને અનુસરી રહે છે તેમ (ઇન્દ્રિયો જીવાત્માને અનુસરીને સ્થિત હોય છે.) શ્રેષ્ઠ ધનિક પુરુષ જે પ્રમાણે પોતાના પુત્ર તથા મિત્રાદિ સહ સદા-૬૧

भुंक्ते तेपि तदिष्टार्थं कुर्वन्तो भोजयन्ति तम् ।
एवं जीवः स्वकीयाक्षैः सार्द्धं शब्दादिकान् सदा ॥ ६२ ॥

× ટિપ્પણ: ૬૦ જુઓ " तमेतमात्मानं ... श्रेष्ठिनं स्वाः " ( ४-२० ).

અ૦ (અન્નાદિકનો) ઉપભોગ કરે છે (તે પ્રમાણે) તેઓ પણ તે (ધનિક)ના અર્થ ઇષ્ટાર્થ સંપાદન કરતા (સતા) તેની સેવા કરે છે. એ રીત્યેં, જીવ પોતાની ઇન્દ્રિયો સહ શબ્દાદિક વિષયોનો સદા–૬૨

હવે, સુષુપ્તિ મધ્યેં આ ભોક્તારૂપ જીવાત્મા જ્યાં સ્થિત હોય છે અને જે થકી જાગરદશા ઉદય પામે છે તે અદ્વૈત પરમાત્મા છે ઇત્યાદિ ઉપસંહાર કરે છેઃ—

भुंक्तेऽक्षाणि च शब्दादीन् गृह्णन्ति स्वामितुष्टये ।
यत्र तिष्ठति भोक्तासौ सुप्तौ जागरणे पुनः ॥ ६३ ॥

અ૦ ઉપભોગ કરે છે. અને ઇન્દ્રિયો, સ્વામી(રૂપ જીવાત્મા)ની તુષ્ટિ અર્થે શબ્દાદિક વિષયોને ગ્રહણ કરે છે. આ ભોક્તા (જીવ) સુષુપ્તિમાં જ્યાં સ્થિત હોય છે (અને) જાગરણમાં પુનઃ–૬૩

यस्मादुदेति सोऽद्वैतः परमात्मेति बुध्यताम् ।
इत्थमद्वैतबोधार्थमहंकारे परेश्वरः ॥ ६४ ॥

અ૦ જે થકી તે ઉદય પામે છે તે અદ્વૈત પરમાત્મા છે એમ સમજવું. આ રીત્યેં અદ્વૈતતત્ત્વના બોધાર્થ પરમાત્મા અહંકાર પરત્વે–૬૪

स्पष्टचित्प्रतिबिम्बोऽभूदिति श्रुत्यन्तरे श्रुतम् ।
यावदद्वैतमात्मानमिन्द्रो नैव विजज्ञिवान् ॥ ६५ ॥

અ૦ સ્પષ્ટચિદાભાસરૂપ થયો એમ અન્ય શ્રુતિમધ્યે કહેલું છે. ઇન્દ્રે જ્યાં લગી (આ) અદ્વૈત આત્મતત્ત્વનો સાક્ષાત્કાર કર્યો નહીં–૬૫

असुरा बहिरन्तःस्थास्तावदभ्यभवन्निमम् ।
बहिष्ठा असुराः स्वर्गे स्थितमेनं बबाधिरे ॥ ६६ ॥

અ૦ ત્યાંલગી બાહર તથા અંદર રહેલા અસુરોએ તેનો પરાભવ કરેલો. (અને) બહારના (હિરણ્યકશિપુ આદિ) અસુરોએ સ્વર્ગમાં રહેલા તેને ઉપદ્રવ કર્યો. ૬૬

આંતરશત્રુઓ કયા અને તેમને ઓળખી વધ કરવાથી શું થાય તે ઇત્યાદિક નિરૂપણ કરે છેઃ—

× ટિપ્પણ. ૬૫ જુઓ "(૧) अनेन जीवेनात्मनानुप्रविश्य नामरूपे व્याकरवाणि"
　" " (૨) જુઓ "[illegible] ... [illegible]" (૪–૨૦).

आन्तरा असुराश्चित्ते कामाद्या दुःखदायिनः ।
यदा विजज्ञावात्मानमसुरानखिलांस्तदा ॥ ६७ ॥

અ૦ કામાદિક આંતર અસુરો ચિત્ત મધ્યે દુઃખ દેનાર (હોય છે.) જ્યારે આત્મસ્વરૂપનો સાક્ષાત્કાર કરે છે ત્યારે સમગ્ર અસુરોને–૬૭

हत्वा जयेन देवानां श्रैष्ठ्यं स्वाराज्यमाप्तवान् ।
अजातशत्रुतामेति जातब्रह्मात्मबोधतः ॥ ६८ ॥

અ૦ હણીને જયવડે દેવોમધ્યે શ્રેષ્ઠ આધિપત્યને પામ્યો. (એ રીતે) ઉત્પન્ન થયેલ બ્રહ્માત્મબોધ થકી (તે) નિર્વૈરીપણાને પામે છે. ૬૮

સર્વાત્મદર્શી પુરુષને અંદર કે બહારના શત્રુ ન હોય ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

अन्तर्वाहिर्वा कः शत्रुर्मम सर्वात्मदर्शिनः ।
ब्रह्माद्याः स्थावरान्ताः ये प्राणिनो मम ते वपुः ॥ ६९ ॥

અ૦ સર્વાત્મદર્શી–મને કયો અંદરનો કે બહારનો શત્રુ હોય ? (કેમકે) બ્રહ્માથી માંડી સ્થાવર પર્યંત જે પ્રાણિઓ હોય છે તે મારા દેહરૂપે છે. ૬૯

તેજ રીતે કામક્રોધાદિક દોષો પણ ઉપસ્થિત ન થાય એમ કહી 'અજાતશત્રુતા'–નિર્વૈરીપણાને પ્રતિપાદન કરે છેઃ—

कामक्रोधादयो दोषा जायेरन्मे कुतोऽन्यतः ।
असुराणां स्वात्मतासावसुरत्वं हतं भवेत् ॥ ७० ॥

અ૦ કામ તથા ક્રોધાદિક દોષો મને અન્ય પ્રાણિ થકાં શાથી ઉત્પન્ન થાય ? અસુરો મારા આત્મસ્વરૂપે હોય એટલે અસુરપણું હણાઇ જાય છે. ૭૦

अयमेव जयस्तस्य देवेभ्यः श्रेष्ठता ततः ।
अद्वैतमपराधीनं स्वाराट् स्यात् तेन तत्त्ववित् ॥ ७१ ॥

અ૦ (જે) (અન્ય) દેવો થકી શ્રેષ્ઠતા આજ તે (ઇન્દ્ર)નો જય. તે (શ્રેષ્ઠતા) થકી અદ્વૈત:સ્વતંત્ર સ્વારાજ્ય સિદ્ધ થાય (અને) તે (સ્વારાજ્ય)વડે તત્ત્વવેત્તા થઇ–૭૧

પૂર્વોક્ત રીત્યા, ઇન્દ્રનું આધિપત્ય સિદ્ધ થાય છે તે જ્ઞાનનો મહિમા છે ઇત્યાદિક નિરૂપણ કરે છેઃ—

आत्मानं बोधयित्वैषामधिपोऽधिकपालनात् ।
नैतादिन्द्रस्य माहात्म्यं किन्तु ज्ञानस्य तत्त्वतः ॥ ७२ ॥

અ૦ (પૂર્વોક્તરીત્યા) આત્મતત્ત્વનો બોધ કરીને અધિકરીતે પાલન કરવાને લીધે તેમનો અધિપતિ થાય છે તે ઇન્દ્રનો મહિમા નથી કિન્તુ, યથાર્થ રીતે જ્ઞાનનો (મહિમા) છે. ૭૨

જે કોઇ આ રીતે અદ્વૈત આત્મતત્ત્વનો સાક્ષાત્કાર કરે તે ઇન્દ્રના જેવો થાય ઇત્યાદિક નિરૂપણ કરે છેઃ—

अन्योऽप्यद्वैतमात्मानं वेत्ति चेदिन्द्रवद्भवेत् ।
अजातशत्रुर्बालाकिं विप्रमित्थमबोधयत् ॥ ७३ ॥

અ૦ અન્ય પણ અદ્વૈત આત્મતત્ત્વને જાણે તો (તે) ઇન્દ્રના જેવો થાય એમ અજાતશત્રુએ બાલાકિ બ્રાહ્મણને બોધ કર્યો. ૭૩

ઉત્તમવર્ણતા-આદિનો ગર્વ છોડીને બ્રહ્મવિદ્યા પ્રાપ્ત કરવી ઇત્યાદિક આખ્યાયિકાના તાત્પર્યનું નિરૂપણ કરે છેઃ—

तथैवोत्तमतागर्वं त्यक्त्वा जानीत बुद्धिमान् ।
विद्वानप्युपसन्नाय दद्याद्विद्यां महादरात् ॥ ७४ ॥

અ૦ તેજ રીતે બુદ્ધિમાન્ પુરૂષે ઉત્તમતાનો ગર્વ ત્યજીને બ્રહ્મવિદ્યા પ્રાપ્ત કરવી. વિદ્વાન્ પુરૂષે પણ પોતાની સમીપ આવેલાને મહાન્ આદરપૂર્વક વિદ્યાદાન કરવું. ૭૪

देयात्ताभ्यां स्वभावं तं विद्यातीर्थमहेश्वरः ॥ ७५ ॥

અ૦ વિદ્યાતીર્થમહેશ્વર તે બને તેને સ્વભાવ-આત્મસ્વરૂપસિદ્ધિ-અર્પણ કરો. ૭૫

ઇતિ કૌષીતકીબ્રાહ્મણોપનિષદ્દિવરણ નામનો નવમો અધ્યાય સમાપ્ત.

# अध्याय १० मो

## (મૈત્રાયણી ઉપનિષદ્)

मैत्रायणीयनाम्नी या शाखा सा याजुषी मता ।
तस्यां शाकायन्यमुनिर्बोधयामास भूपतिम् ॥ १ ॥

અ૦ મૈત્રાયણી નામની જે શાખા તે યજુર્વેદગતા હોવાનું નિરૂપણ કરેલું છે તે (શાખોપનિષદ્) મધ્યે શાકાયન્ય મુનિએ ભૂપતિને (બ્રહ્મ-વિદ્યાનો) બોધ કરેલો. ૧

બૃહદ્રથ રાજા રાજ્યત્યાગ કરી આત્મતત્ત્વનું જ્ઞાન પ્રાપ્ત કરવા શાકાયન્ય મુનિની સમીપમાં ગયા ઇત્યાદિકનું ત્રણ શ્લોકોવડે નિરૂપણ કરે છે—

बृहद्रथः स्वस्य राज्ये पुत्रं संस्थाप्य निर्गतः ।
वने महत्तपस्तप्त्वा विद्यार्थं मुनिमाययौ ॥ २ ॥

અ૦ બૃહદ્રથ (રાજા) પોતાના રાજ્યવિષે પુત્રને સ્થાપન કરીને વનમધ્યે નિર્ગત થયા. (ત્યાં) મહાન્ તપ તપીને વિદ્યા અર્થ મુનિ પ્રત્યે આવ્યા. ૨

अशाश्वतं शरीरं मे कदा यायात्ततः पुरा ।
ज्ञास्याम्यात्मानमात्मज्ञो मुनिर्मां बोधयिष्यति ॥ ३ ॥

અ૦ મારું અનિત્ય શરીર ક્યારે ચાલ્યું જાય? તેથી તે ચાલ્યું જાય તે પૂર્વે હું આત્મતત્ત્વને જાણીશ. આત્મવેત્તા મુનિ મને ઉપદેશ કરશે-૩

इत्यभिप्रेत्य साष्टांगं प्रणिपत्य भुवि स्थितः ।
वृणीष्व वरमित्युक्तो वृत्तवानात्मवेदनम् ॥ ४ ॥

અ૦ એમ અભિપ્રાયે કરીને સાષ્ટાંગ પ્રણિપાત કરીને ભૂમિ વિષે સ્થિત થયા. 'વર માગ' એમ કહેતાં આત્મજ્ઞાન સંબંધી વર માગ્યો. ૪

× ટિપ્પણઃ ૩ જુઓ "बृहद्रथो ह वै नाम राजा...सारवत्तो वृद्धि" (૨-૨).

ભોગપ્રધાન રાજાઓને આત્મજ્ઞાન દુર્ઘટ છે તેથી અન્ય કામનાઓ માગવા કહેતાં તે રાજા, વૈરાગ્ય પ્રગટ કરી દેહેન્દ્રિયાદિકના દોષોનું બે શ્લોક વડે નિરૂપણ કરે છેઃ—

राज्ञां भोगप्रधानानामात्मज्ञानं सुदुःशकम् ।
वृणीष्व कामानित्युक्तः स मुनेः पादमग्रहीत् ॥ ५ ॥

અ૦ ભોગપ્રધાન રાજાઓને આત્મજ્ઞાન (પ્રાપ્ત થવું) સુદુર્ઘટ (હોય છે) (તેથી) તું (અન્ય) કામનાની યાચના કર એમ કહેતાં તેણે મુનિના પગ ગ્રહણ કર્યા. ૫

મુનિના પગ પકડી રાજા શું બોલ્યા તે નિરૂપણ કરે છેઃ—

पादं स्विमूर्ध्न्यवस्थाप्य स्ववैराग्यं प्रकाशयन् ॥
आधारे करणे दोषानवोचद्भोक्तृभोग्ययोः ॥ ६ ॥

અ૦ પાદ પોતાને માથે અવસ્થાપિત કરી પોતાનો વૈરાગ્ય પ્રગટ કરતાં, ભોક્તા તથા ભોગ્યના દેહ તથા ઇન્દ્રિય પરત્વે દોષો હોય છે તેનું નિરૂપણ કર્યું. ૬

હવે ભોગના અધિકરણ–આધાર–રૂપ દેહદોષોનુ નિરૂપણ કરે છેઃ—

भोगाधिकरणं देहस्तस्य दोषा इमे स्फुटाः ।
अस्थिचर्मस्नायुमज्जामांसशुक्रादयोऽखिलाः ॥ ७ ॥

અ૦ દેહ (વિષય)ભોગનું અધિકરણ (છે). હાડકાં ચામડું સ્નાયુ (નાડી) ચરબી માંસ તથા વીર્યાદિક આ સમગ્ર તેના સ્પષ્ટ દોષો છે. ૭

बीभत्साः करणेष्वेषु मज्जता भुज्यते कथम् ।
विट्पूर्णखाते मग्नः सन् भुंक्ते कोऽपि न बुद्धिमान् ॥ ८ ॥

અ૦ આ ભોગાધિકરણ મધ્યે મજ્જન કરનાર (પુરૂષ) તેણે (આ) ગ્લાનિ ઉપજાવનાર વિષયો કેમ ભોગવાય ? કોઈપણ બુદ્ધિમાન્ (પુરૂષ) વિષ્ટાથી પૂર્ણ ગર્ત–ખાડા–મધ્યે મગ્ન સતો તેનો ઉપભોગ કરે નહીં. ૮

અવિદ્યાને લઇ અદ્યાપિ પર્યંત મેં (રાજાએ) આ દેહાદિકનો ઉપભોગ કર્યો ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

× ટિપ્પણ ૧ જુઓ " एतद्दृतं पुरस्ताद्यत्... मगवैस्तत्र नो गतिः " (૨–૭).

पुरा स्वविद्ययाच्छन्नदोषोऽहं भुक्तवांस्ततः ।
बालोऽपि मूढो यत्किंचिद्यद्विष्टादिकं तथा ॥ ९ ॥

અ૦ તેથી પૂર્વે મેં અવિદ્યાને લઈ (પૂર્વોક્ત) દોષો વડે ઢંકાયલો હોવાથી (ભોગો) ભોગવ્યા. (કેમકે) મૂઢ બાલક પણ તેજ પ્રમાણે વિષ્ટાદિક યત્કિંચિતનો ભોગ કરે છે. ૯

હવે, ભોગના સાધનરૂપ ચિત્ત મધ્યે દોષો હોય છે તેનું બે શ્લોકોવડે નિરૂપણ કરે છેઃ—

भोगाधिकरणे दोषा आसतां भोगसाधने ।
चित्तेऽपि बहवो दोषा वर्तन्ते हि निरन्तरम् ॥ १० ॥

અ૦ ભોગાધિકરણ-દેહ-મધ્યે (પૂર્વોક્ત) દોષો હોય છે (એટલું જ નહિ) કિન્તુ, ભોગના સાધનરૂપ ચિત્ત મધ્યે અનેકદોષો નિશ્ચે નિરંતર હોય છે. ૧૦

હવે ચિત્તદોષોનું નિરૂપણ કરે છેઃ—

कामक्रोधौ लोभमोहौ विषादेर्ष्याभयादयः ।
ये सन्त्येतैर्ग्रस्तचित्ते भोगिनः किं सुखं भवेत् ॥ ११ ॥

અ૦ જે કામ ક્રોધ લોભ મોહ વિષાદ ઇર્ષ્યા તથા ભયાદિક દોષ તે વડે ચિત્ત ગ્રસ્ત થયે ભોગ કરનારને શું સુખ થાય? ૧૧

હવે ભોક્તાદોષોનું નિરૂપણ કરે છેઃ—

श्रूयतां भोक्तृदोषाँश्च भोक्तारो बहवो मताः ।
देहाभिमानिनो जीवा उत्तमा मध्यमाधमाः ॥ १२ ॥

અ૦ વળી, ભોક્તાના દોષોનું શ્રવણ કરો. ભોક્તા અનેક નિરૂપિત છે. દેહાભિમાની જીવો, ઉત્તમ મધ્યમ તથા અધમ પ્રકારના (હોય છે). ૧૨

હવે અધમાદિક ભોક્તાઓનું નિરૂપણ કરે છેઃ—

× ટિપ્પણ: ૧૨ જુઓ "[illegible]"।

दरिद्रा अधमा ज्ञेया मध्यमाश्चक्रवर्तिनः ।
गंधर्वाद्या उत्तमाः स्युस्ते सर्वेपि क्षयिष्णवः ॥ १३ ॥

અ૦ દરિદ્ર પુરૂષોને અધમ જાણવા. ચક્રવર્તી (રાજાઓ)ને મધ્યમ જાણવા. (અને) ગંધર્વાદિક ઉત્તમ (ભોક્તા) હોય તે પણ સર્વેય વિનાશી હોય. ૧૩

પૂર્વોક્ત સર્વેય ભોક્તા જીવો મશકાદિની પેરે ઉત્પન્ન થઈને નાશ પામનારા હોય છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

उत्पन्नध्वंसिनो यद्वत्स्युर्दंशमशकादयः ।
तथैव सर्वभोक्तारो म्रियन्ते स्वायुषः क्षये ॥ १४ ॥

અ૦ જે પ્રમાણે ડાંસ તથા મચ્છરાદિક (જંતુઓ) ઉત્પન્ન થઈને નાશ પામનારાં હોય છે તેજ પ્રમાણે સર્વભોક્તા (જીવો) પોતાના આયુષ્યનો ક્ષય થયે મરણ પામે છે. ૧૪

કેવળ દેહ નાશ પામે તેમ નથી કિન્તુ, દેહસ્થ ભોક્તા નાશ પામે છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

भोक्ता न म्रियते किन्तु देह एवेति चेच्छृणु ।
देहस्थस्यैव भोक्तृत्वं तन्नश्येद्वपुषा सह ॥ १५ ॥

અ૦ ભોક્તા ન મરણ પામે કિન્તુ, દેહ જ (મરણ પામે) એમ (કહે તો) સાંભળ. (કેમકે) દેહસ્થ (જીવાત્મા)નું જ ભોક્તાપણું (છે) [અને] તે દેહ સાથે નાશ પામે. ૧૫

શ્રીમન્તને ભૃત્યાદિકલક્ષ્મી હોય તે લહે તથાપિ તે લક્ષ્મી આદિનો ત્યાગ કરી તે પણ દરિદ્રની પેરે મરણ પામે છે ઇત્યાદિ બે શ્લોકવડે નિરૂપણ કરે છેઃ—

दरिद्राणां भोगहेतुः श्रीर्भृत्याश्च न सन्त्यथ ।
सुद्युम्नप्रमुखाणां ते विद्यन्ते चक्रवर्तिनाम् ॥ १६ ॥

અ૦ ભોગનાં સાધનભૂત લક્ષ્મી તથા નોકરો દરિદ્ર પુરૂષોને હોતાં નથી. તે સુદ્યુમ્નપ્રમુખ ચક્રવર્તી (રાજાઓ)ને હોય છે—૧૬

इति चेत्सन्तु सर्वेषां मिषतामेव मध्यगः ।
म्रियते चक्रवर्ती तां सन्त्यज्य महतीं श्रियम् ॥ १७ ॥

અ૦ (ઉપર કહ્યું) એમ હોય તો તેમ ભલે હો. (તથાપિ) ચક્રવર્તી તે મહાન્ લક્ષ્મીનો સંત્યાગ કરીને સર્વેય જોનારની જ વચ્ચે મરણ પામે છે. ૧૭

ગંધર્વાદિકને અન્તર્ધાનાદિક શક્તિ ભલે હોય તથાપિ તે પણ નાશવંત છે ઈત્યાદિ નિરૂપણ કરે છેઃ—

अन्तर्धानादिशक्तिश्चेद्गन्धर्वादिषु विद्यते ।
विद्यतां नाम मृत्युस्तु तेषां शास्त्रेषु कथ्यते ॥ १८ ॥

અ૦ અન્તર્હિત થવું ઈત્યાદિક શક્તિ ગન્ધર્વાદિક પરત્વે હોય તો તે ભલે હો. કિન્તુ, શાસ્ત્ર મધ્યે તેમને (પણ) મૃત્યુ હોવાનું કહેલું છે. ૧૮

પૂર્વોક્ત રીત્યે નશ્વર ભોક્તાઓને મૃત્યુની ચિન્તાને લઈ કાંઇ ભોગ હોતો નથી ઇત્યાદિ દૃષ્ટાંતપૂર્વક નિરૂપણ કરે છેઃ—

भोक्तॄणां नश्वराणां को भोगः स्यान्मृत्युचिन्तया ।
शयानो भुवि नो कश्चिन्मुमूर्षुर्धनमिच्छति ॥ १९ ॥

અ૦ નશ્વર ભોક્તાઓને મૃત્યુની ચિન્તા હોય છે એટલે તેને કયો ભોગ હોય ? (કેમકે) કોઈ પણ મરનાર (મરતી વેળાયે) ભૂમિ ઉપર પડેલો (સતો) ધનની ઇચ્છા કરતો નથી. ૧૯

ભોક્તાના દોષોનું નિરૂપણ પૂર્વોક્તરીત્યા કરી હવે, ભોગ્યદોષનું નિરૂપણ કરે છેઃ—

तिष्ठत्यसौ भोक्तृदोषो भोग्येऽपि श्रूयतामयम् ।
अब्धिगिर्यादिकं सर्वं नश्वरं किमुतेतरत् ॥ २० ॥

અ૦ આ રીતનો ભોક્તાદોષ રહેલો છે. ભોગ્યપદાર્થ પરત્વે પણ આ (દોષ) હોવાનું સાંભળ. સમુદ્ર તથા ગિરિ આદિ સર્વ નશ્વર છે તો અન્ય પદાર્થનું શું (કહેવું) ? ૨૦

પૂર્વોક્તદોષો સહન કરી એકવાર સંસાર ભોગવી લેતાં તે નષ્ટ પામે એમ નથી કિન્તુ, સંસારની પુનરાવૃત્તિ થાય છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

दोषान्सोढ्वा सकृद्भुक्तः संसारो नश्यतीति चेत् ।
न भोगैराश्रितस्यास्य संसारावृत्तिदर्शनात् ॥ २१ ॥

અ૦ (પૂર્વોક્ત) દોષોને સહન કરીને સંસાર એકવાર ભોગવાઈ નાશ પામે એમ ન હોય કેમકે, ભોગવડે આશ્રિત આને સંસારની પુનરાવૃત્તિ જોવામાં આવે છે. ૨૧

ભોગકાલે કરેલ કર્મ શાથી ફરી જન્મને આપનાર ન થાય ? ઇત્યાદિ પ્રશ્ન કરે છેઃ—

भोगकाले कृतं कर्म कुतो जन्म ददाति नो ।
अन्धकूपस्थितो भेक इवाहं संसृति स्थितः ॥ २२ ॥

અ૦ ભોગકાલે કરેલ કર્મ શાથકી જન્મ ન દેનાર થાય (તે કહો). (કેમકે) હું અંધારાકૂપ વિષે સ્થિત દેડકા જેવો સંસાર વિષે રહેલો છું. ૨૨

તુંજ અમારી ગતિ છે અને તુંજ સંસારથકી ઉદ્ધાર કરનાર છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

संसारकूपपतितमस्मादुद्धर्तुमर्हसि ।
त्वमेव गतिरस्माकमन्या कापि न विद्यते ॥ २३ ॥

અ૦ સંસારકૂપ વિષે પડેલ અને આ થકી ઉદ્ધાર કરવાને તું યોગ્ય છે. (કેમકે) તુંજ અમારી ગતિ છે. કોઈ પણ બીજી (ગતિ) હોતી નથી. ૨૩

આ રીત્યે રાજાનો વૈરાગ્ય જોઈ તું કૃતકૃત્ય આદિ × ઇત્યાદિક મુનિ સાત શ્લોકવડે કહે છેઃ—

राज्ञोऽस्य तीव्रवैराग्यं दृष्ट्वा मुख्याधिकारिताम् ।
तमाह कृतकृत्यस्त्वमात्मज्ञोऽसि न संशयः ॥ २४ ॥

અ૦ આ રાજાનો મુખ્યાધિકાર દર્શાવનાર તીવ્ર વૈરાગ્ય જોઈને (મુનિએ), તું કૃતકૃત્ય (તથા) આત્મજ્ઞ (છે) તેમાં સંશય નથી (એમ) તેને કહ્યું. ૨૪

રાજાની કૃતકૃત્યતાનું નિરૂપણ કરે છેઃ—

---

× ટિપ્પણઃ ૨૪ જુઓ "अथ भगवाञ्छाकायन्यः सुप्रीतोऽब्रवीद्राजानं महाराज" (૨-૧).

यज्ञदानादिकृत्यं ते जातं विविदिषोदयात् ।
सफलं न पुनः कर्म कर्तव्यं तेऽत्र विद्यते ॥ २५ ॥

અ૦ વિવિદિષા-જ્ઞાનેચ્છા-ના ઉદયને લીધે તારાં યજ્ઞ તથા દાનાદિક કર્મો સફલ થયાં. અહીં, કર્તવ્ય કર્મ પુનઃ તને વિદ્યમાન નથી. ૨૫

જ્ઞાનની પ્રતિબંધક વિષયાસક્તિ તને નથી તેથી તુંને જ્ઞાન હસ્તામલકવત્ છે ઈત્યાદિ નિરૂપણ કરે છેઃ—

विषयासक्तिरेवास्य ज्ञानस्य प्रतिबन्धिका ।
एषा तु नास्ति ते ज्ञानं हस्तग्रासमिव स्थितम् ॥ २६ ॥

અ૦ વિષયાસક્તિ તેજ આના જ્ઞાનને પ્રતિબંધ કરનાર ( હોય છે ) કિન્તુ તે નથી (તેથી) જ્ઞાન તુંને હસ્તગત હોય તેમ સ્થિત છે. ૨૬

હવે, આત્મજ્ઞાનના સ્વરૂપનું નિરૂપણ કરે છેઃ—

संसारहेयतां बुद्ध्वा त्यक्ते तस्मिन्नशेषतः ।
योवशिष्टो भाति सोऽयमेवात्मेत्यवगच्छ भोः ॥ २७ ॥

અ૦ સંસાર ત્યાજ્ય છે એમ જાણીને તેનો સમગ્રરીતે ત્યાગ કર્યે જે અવશિષ્ટ જણાય તેજ આ આત્મા છે એમ હે! તું જાણ. ૨૭

પૂર્વોક્ત આત્મા 'હું' સ્વરૂપે અનેક મધ્યે જોવામાં આવે છે તો તેમાં આત્મા કયો? તે ઈત્યાદિક બે શ્લોકવડે નિરૂપણ કરે છેઃ—

अवशिष्टोऽयमात्मासावहमित्येव गम्यते ।
मतभेदादहंबुद्धिर्बहुष्वस्त्यत्र को भवेत् ॥ २८ ॥

અ૦ (પૂર્વોક્ત) અવશિષ્ટ આ આત્મા 'આ હું છું' એ રીતે જ પ્રસિદ્ધ છે. મતભેદથકી અહંબુદ્ધિ અનેકમધ્યે હોય છે (તેથી) અહીં કયો ( આત્મા ) હોય? ૨૮

દેહ કર્તા તથા સાક્ષી આ ત્રણ મધ્યે કયો આત્મા? એમ શંકોત્થાન કરે છેઃ—

देहः कर्ता च साक्षीति त्रयो वादिभिरीरिताः ।
आत्मानस्तेषु कतमो भवतोऽभिमतो वद ॥ २९ ॥

અ૦ દેહ કર્તા અને સાક્ષી એમ ત્રણ આત્મા હોવાનું વાદીઓ નિરૂપણ કરે છે. તે મધ્યે કયો (આત્મા) તમને ઇષ્ટ (છે) તે કહો. ૨૯

પૂર્વોક્ત ત્રણ મધ્યે 'સાક્ષી'× આત્મા છે ઈત્યાદિ નિરૂપણ કરે છે.–

साक्ष्यात्माभिमतो नान्यौ तयोर्दोषास्त्वयेरिताः ।
संसारान्तःपातिनौ तौ न तयोरात्मतोचिता ॥ ३० ॥

અ૦ સાક્ષી આત્મારૂપે ઈષ્ટ (છે). અન્ય કોઇ નહીં. (દેહ તથા કર્તા) ના દોષો તેં નિરૂપણ કરેલા. તે ઉભય સંસારના અન્તઃપાતિ છે (તેથી) તેમની આત્મતા હોવાનુ યોગ્ય નથી. ૩૦

પૂર્વોક્ત સાક્ષી ચાક્ષુષવ્યવહાર પરત્વે ભાસક હોવાથી તે (સાક્ષી) ચક્ષુરૂપી ઉપાધિવાન્ કહેવાય છે ઈત્યાદિ અગીયાર શ્લોકવડે નિરૂપણ કરે છે —

चाक्षुषव्यवहारेऽस्य भासकत्वेन साक्षिता ।
विवेक्तुं शक्यते तस्मादक्ष्युपाधौ स उच्यते ॥ ३१ ॥

અ૦ ચાક્ષુષવ્યવહાર મધ્યે ભાસકરૂપે હોવાથી આ (સાક્ષી)ની સાક્ષિતાનો વિવેક કરી શકાય છે. તેથી તેને ચક્ષુરૂપી ઉપાધીવાન્ રૂપે (શ્રુતિમા) વર્ણવાય છે. ૩૧

देहमध्येऽस्ति हृत्पद्मं नाडीयुतमधोमुखम् ।
नाड्यस्तूर्ध्वमधश्चैतं देहं व्याप्य व्यवस्थिताः ॥ ३२ ॥

અ૦ દેહ મધ્યે નાડીવડેયુક્ત નીચામુખવાળુ હૃદયકમળ હોય છે. અને નાડીઓ આ દેહને ઉપર તથા નીચે વ્યાપ્ત થઇને વ્યવસ્થિત હોય છે ૩૨

કર્તાભોક્તા રૂપ અહંકાર પૂર્વોક્ત હૃદય મધ્યે રહેલો છે ઈત્યાદિ નિરૂપણ કરે છેઃ—

---

× ટિપ્પણ ૩૨ જુઓ " यत्पोवाचाहम्मेमोर्ध्वमुत्क्रामन्तो व्ययमानो व्ययमानस्तम प्रगुद्दरत्येव आत्मेत्याह भगवान् " ( २–२ )

अहंकारोऽत्र चिद्युक्तः कर्ता भोक्ता हृदि स्थितः ।
मनोन्तःकरणं स्थित्वा हृदि वृत्त्या बहिर्व्रजेत् ॥ ३३ ॥

અ૦ અહંકાર ચિદ્યુક્ત (સતો) અહીં હૃદય મધ્યે કર્તાભોક્તા રૂપે રહેલો છે. (અને) મન તથા અન્તઃકરણરૂપે હૃદય વિષે રહીને વૃત્તિદ્વારા બહાર નિર્ગમન કરે છે. ૩૩

મનાદિકવૃત્તિદ્વારા તે કેવી રીતે બ્હાર પ્રવૃત્ત થાય ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

रश्मिवत्प्रसृता वृत्तिर्नाड्याप्नोत्यक्षिगोलकम् ।
अस्वतंत्रा बहिश्चक्षुरिन्द्रियेण सह व्रजेत् ॥ ३४ ॥

અ૦ વૃત્તિ, કિરણોની પેરે પ્રસરેલ (સતી) નાડીદ્વારા ચક્ષુગોલકને પ્રાપ્ત થાય છે. (પોતે) પરાધીન (સતી) ચક્ષુઃ ઇન્દ્રિય સાથે બ્હાર નિર્ગમન કરે છે. ૩૪

વૃત્ત્યાવચ્છિન્નચૈતન્ય, વૃત્તિસહ બ્હાર નિર્ગમન કરીને વિષયગત અજ્ઞાનને ટાળે છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

वृत्त्यवच्छिन्नचैतन्यं घटाकाशवदेतया ।
वृत्त्या सह बहिर्गत्वा तत्राज्ञानं नुदेत्क्षणात् ॥ ३५ ॥

અ૦ વૃત્ત્યવચ્છિન્નચૈતન્ય ઘટાકાશની પેરે આ વૃત્તિ સહ બહાર નિર્ગમન કરીને ત્યાં અજ્ઞાનને ક્ષણમાં ટાળે. ૩૫

પૂર્વોક્તવૃત્તિ વડે પદાર્થવિષયક અજ્ઞાન ટળે છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ-

तद्वृत्त्यागमनात्पूर्वमज्ञानेन समावृतम् ।
बाह्यं जगत्तदज्ञानं तया वृत्त्याऽपसार्यते ॥ ३६ ॥

અ૦ બાહ્ય જગત, તે ચૈતન્યવિશિષ્ટવૃત્તિ—સાભાસ અંતઃકરણ—ના આગમનની પૂર્વે અજ્ઞાનવડે સમાવૃત હોય છે. તે અજ્ઞાન તે વૃત્તિવડે ટળાય છે. ૩૬

પૂર્વોક્ત વૃત્તિનિષ્ઠચૈતન્ય અજ્ઞાનને કેવી રીતે ટાળે તેનું ઉદાહરણપૂર્વક નિરૂપણ કરે છેઃ—

वर्तिनिष्ठो यथा दीपस्तमो नाशयते तथा ।
चैतन्यं वृत्तिनिष्ठं यत्तदज्ञानस्य नाशकम् ॥ ३७ ॥

અ૦ જે પ્રમાણે દીવેટ મધ્યે રહેલી જ્યોતિ અંધકારનો નાશ કરે તે પ્રમાણે જે વૃત્તિનિષ્ઠ-અન્તઃકરણસ્થ-ચૈતન્ય છે તે અજ્ઞાનનો નાશ કરનાર હોય છે ૩૭

પૂર્વોક્ત બહિર્ગત સાક્ષિ (ચૈતન્ય)ને પ્રતિકૂલવિષયક દુઃખ ન હોય કિન્તુ, તે મનને હોય ઈત્યાદિ બે શ્લોકવડે નિરૂપણ કરે છે—

एष हृन्निष्ठचैतन्यपदार्थोऽक्ष्णा बहिर्गतः ।
व्याप्नुवन्निखिलं तत्र व्यथां नाप्नोति कांचन ॥ ३८ ॥

અ૦ આ હૃદયસ્થ ચૈતન્યપદાર્થ ચક્ષુદ્વારા બહાર નીકળેલ (સતો) અખિલ (જગત)ને વ્યાપ્ત થતા, ત્યાં કાંઈપણ દુઃખને પામતો નથી ૩૮

प्रतिकूलात्तु विषयाद्या व्यथा सा तु मानसी ।
न चैतन्यगतेत्येवमाचार्याः स्पष्टमब्रुवन् ॥ ३९ ॥

અ૦ કિન્તુ, પ્રતિકૂલવિષયને લીધે જે દુઃખ થાય તે તો માનસિક (હોય છે) તે ચૈતન્યગત ન હોય એમ એ રીતે આચાર્યોએ સ્પષ્ટ કહેલું છે ૩૯

સાક્ષિને દુઃખિતા ન હોય તે પ્રતિપાદન કરે છે—

दुःखी यदि भवेदात्मा कः साक्षी दुःखिनो भवेत् ।
दुःखिनः साक्षिता नैव साक्षिणो दुःखिता तथा ॥ ४० ॥

અ૦ જો આત્મા દુઃખી હોય (તો) [તે] દુઃખીનો કોણ સાક્ષી હોય? કેમકે દુઃખીનું (જે પ્રમાણે) સાક્ષિપણું ઘટે જ નહી તે પ્રમાણે સાક્ષીને દુઃખિતા હોય નહી ૪૦

એથી વિક્રિયાવત્ત્વના-વિકારયુક્તપણાના-અભાવને લીધે આત્મા બુદ્ધિવૃત્તિની અનેક વિક્રિયાઓનો સાક્ષિ છે ઈત્યાદિ નિરૂપણ કરે છે—

नर्ते स्याद्विक्रियां दुःखी साक्षिता का विकारिणः ।
धीविक्रियासहस्राणां साक्ष्यतोऽहमविक्रियः ॥ ४१ ॥

અ૦ વિક્રિયા વિના દુઃખી ન થાય વિકારી હોય તેને કયું સાક્ષિપણું (ઘટે?) અનેક બુદ્ધિવિક્રિયાનો સાક્ષી છું એથી હું અવિક્રિય છું ૪૧

પૂર્વોક્ત સાક્ષી તે જીવાત્મા છે અને તેનું જીવપણું ભ્રાન્તિવડે કલ્પિત છે ઈત્યાદિ નિરૂપણ કરે છે—

यः साक्षी चित्पदार्थोऽसौ जीवात्मा तस्य जीवता ।
अहंकारेण तादात्म्यभ्रांत्यैव परिकल्पिता ॥ ४२ ॥

અ૦ ચિત્પદાર્થ રૂપ જે સાક્ષી તે જીવાત્મા (છે). તેની જીવતા, અહંકારને લઈ તાદાત્મ્યભ્રાંતિ વડે જ પરિકલ્પિત છે. ૪૨

અહંકાર તથા દેહતાદાત્મ્ય થકી કલુષિત આત્મા, સ્થૂલદેહથકી વિવેક કરતાં સહજ શુદ્ધ જણાય છે ઈત્યાદિ ૭ શ્લોકવડે નિરૂપણ કરે છેઃ—

आत्माहंकारदेहाभ्यां युक्तः कलुषितः पुरा ।
विवेचितः स्थूलदेहादीपदेव प्रसीदति ॥ ४३ ॥

અ૦ આત્મા, પૂર્વે અહંકાર તથા સ્થૂલદેહ સાથે (તાદાત્મ્યસંબંધને લઈ) યુક્ત (સતો) સ્થૂલદેહ થકી વિવેચિત થયે સહજ જ શુદ્ધ જણાય છે. ૪૩

સ્થૂલદેહથી વિવેક કરતાં અહંકારયુક્ત તે જીવાત્મા અને અહંકાર-રહિત તે સાક્ષી હોય ઈત્યાદિ નિરૂપણ કરે છેઃ—

बोधयित्वा जीवतत्त्वं जीवस्य ब्रह्मरूपताम् ।
बोधयामास सोऽप्यात्मा स्वेन रूपेण तिष्ठति ॥ ४४ ॥

અ૦ (પૂર્વોક્ત રીતે) જીવતત્ત્વનો ઉપદેશ કરીને, જીવની બ્રહ્મસ્વરૂપતાનો બોધ કર્યો. તે આત્મા પણ પોતાના સ્વરૂપપૂર્વક સ્થિત હોય છે. ૪૪

આત્મા, તેનો અહંકાર થકી વિવેક કરીએ ત્યારે શુદ્ધસ્વરૂપે સિદ્ધ થાય ઈત્યાદિ નિરૂપણ કરે છેઃ—

अहंकाराद्विविक्तश्चेत्तदा सम्यक् प्रसीदति ।
आधिव्याध्यास्यकालुष्यं न चिन्मात्रे किंचन ॥ ४५ ॥

અ૦ (આત્માનો) અહંકારથી વિવેક કરે તો તે ઠીક શુદ્ધસ્વરૂપ થાય છે (કેમકે) ચિન્માત્ર મધ્યે કાંઈ પણ આધિ તથા વ્યાધિનામનો મલ હોતો નથી. ૪૫

આ સાક્ષીરૂપ આત્મા બ્રહ્મસ્વરૂપ છે એમ મહાવાક્ય થકી સિદ્ધ થાય છે ઈત્યાદિ નિરૂપણ કરે છેઃ—

× ટિપ્પણ ૪૩ જુઓ " एष संप्रसादोऽस्माच्छरीरात्समुत्थाय स्वेन रूपेणाभिनिष्पद्य परं ज्योतिरुपसंपद्य " ( ७-२-१ ).

एष साक्षी संप्रसादो देहद्वयसमुत्थितः ।
शास्त्रसिद्धं परं ब्रह्म ज्योतिः प्राप्नोति वाक्यतः ॥ ४६ ॥

અ૦ આ સાક્ષિ (સ્થૂલસૂક્ષ્મરૂપ) બે દેહથકી સમુત્થિત સતો શુદ્ધ સ્વરૂપ છે. (અને) તે શાસ્ત્રસિદ્ધ પરમ બ્રહ્મજ્યોતિસ્સ્વરૂપને મહાવાક્ય થકી પ્રાપ્ત થાય છે. ૪૬

પૂર્વોક્ત 'તત્ત્વમસિ' મહાવાક્યવડે, સાક્ષિથી હું ભિન્ન છું એવો ભ્રમ ટળી જાય છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

मत्तोऽन्यद्ब्रह्म परमं स्वप्रकाशमिति भ्रमः ।
पुरासीत्तत्त्वमस्यादिवाक्येनासौ निवर्तते ॥ ४७ ॥

અ૦ પરમ સ્વપ્રકાશ બ્રહ્મ મારાથી ભિન્ન છે એવો ભ્રમ પૂર્વે હતો તે 'તત્ત્વમસિ' આદિ મહાવાક્યવડે ટળી જાય છે. ૪૭

હવે, પરમજ્યોતિઃપ્રાપ્તિનું નિરૂપણ કરે છેઃ—

अब्रह्मत्वभ्रमापायो ज्योतिःप्राप्तिरितीर्यते ।
ततोऽयं ब्रह्मणा स्वेन रूपेण व्यवतिष्ठते ॥ ४८ ॥

અ૦ (જીવાત્મા) બ્રહ્મરૂપે-ન-હોવાપણારૂપ-ભ્રમનું ટળી જવું તેને જ્યોતિઃપ્રાપ્તિ એમ કહે છે. તેથી આ (જીવાત્મા), બ્રહ્મ સાથે સ્વસ્વરૂપપૂર્વક વ્યવસ્થિત થાય છે. ૪૮

આ રીત્યેં પૂર્વોક્ત આત્મા, અમર તથા અભય આદિ બ્રહ્મસ્વરૂપ હોય છે ઇત્યાદિ ઉપસંહાર કરે છેઃ—

एवं व्यवस्थिते योऽसावात्मानुभवगोचरः ।
स एव मृतिभीत्यादिरहितं ब्रह्म नेतरत् ॥ ४९ ॥

અ૦ એ રીત્યેં વ્યવસ્થા (સતે) જે આત્મા અનુભવગોચર (થાય છે) તે જ મરણ તથા ભય આદિથી રહિત બ્રહ્મરૂપે છે; અન્ય ન હોય. ૪૯

વિદ્યાનાં શ્રવણાદિક ત્રણ સાધનો છે અને તેવડે અજ્ઞાનાદિક નિવૃત્ત થાય છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

१ २ ३ ४ ५
श्रवणं मननं ध्यानं विद्यायाः साधनत्रयम् ।
६ ७ ८ ९ १० ११
अज्ञानं संशयो भ्रान्तिरित्येतेषां निवर्तकम् ॥ ५० ॥

અ૦ શ્રવણ મનન તથા નિદિધ્યાસન, આ (ત્રણ) વિદ્યાનાં સાધન છે. (તે ત્રણે) અજ્ઞાન સંશય તથા ભ્રાન્તિ, આ (ત્રણનાં) ટાળનારાં છે. ૫૦

અજ્ઞાન તથા સંશય શાથકી ટળે તે નિરૂપણ કરે છેઃ—

२ १ ३
गुरूपदेशश्रवणादज्ञानं विनिवर्तते ।
४ ५ ६
उपपत्तिपरामर्शात्संशयानां निवर्तनम् ॥ ५१ ॥

અ૦ અજ્ઞાન, ગુરૂના ઉપદેશના શ્રવણ થકી ટળે છે. (અને) યુક્તિ તથા વિચારથકી સંશયો ટળે છે. ૫૧

હવે ભ્રાંતિ શાથકી ટળે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

३ १ ४ २
निरन्तरध्यानतस्तु नश्यति भ्रान्तिवासना ।
५ ६ ७ ८ १० ११ ९
राजन् ते श्रवणं जातं मननं कुरु यत्नतः ॥ ५२ ॥

અ૦ વળી, ભ્રાંતિવાસના નિરન્તરધ્યાન થકી ટળે છે. હે રાજન્! તૂને શ્રવણ સિદ્ધ થયું છે (તેથી) યત્નપૂર્વક મનન કર. ૫૨

પ્રમાણવિષયક તથા સંપ્રદાય વા તત્ત્વવિષયક સંશય મનનથકી ટળે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

१ ३ २ ५ ४ ६ ७
प्रमाणे सम्प्रदाये वा तत्त्वे वा संशयो भवेत् ।
१ ३ २ ४ ५ ६ ७
उदितेऽनुदिते वेति होमः शास्त्राद्विकल्पितः ॥ ५३ ॥

અ૦ (કેમકે) પ્રમાણગત વા સંપ્રદાયગત વા તત્ત્વગત સંશય હોય (તે મનનથકી ટળે). 'સૂર્યોદય થયે' વા 'સૂર્યોદય પૂર્વે' એમ (જે પ્રમાણે) હોમ શાસ્ત્રથકી વિકલ્પિત હોય છે તેમ. ૫૩

બ્રહ્મવિદ્યા સંબંધમાં પ્રમાણાદિગત પૂર્વોક્ત સંશય હોતા નથી ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

× ટિપ્પણ: ૫૦ જુઓ "अथ राज्ञियं ब्रह्मविद्या सर्वोपनिषद्विद्यावा राजन्नस्माकं मैत्रेयेण व्याख्याताद ते कथयिष्यामि" ( ३–१ ).

२ १ ३ ४ ५
न तथा ब्रह्मविद्येयं सर्वोपनिषदीरणात् ।
९ ७ ८ ६ ११+१२ १३+१४ १०
न प्रमाणे संशयोऽतः सम्प्रदायेऽपि नास्त्यसौ ॥ ५४ ॥

અ૦ તે પ્રમાણે બ્રહ્મવિદ્યા (સંબંધમાં વિકલ્પ હોતો નથી) [કેમકે] તે સર્વ ઉપનિષદોમધ્યે સ્વતસિદ્ધ છે એથી, પ્રમાણ પરત્વે સંશય હોતો નથી (તેમજ) આ (સંશય) સંપ્રદાય પરત્વે પણ હોતો નથી ૫૪

હવે, સંપ્રદાયશુદ્ધિનું નિરૂપણ કરે છે —

१ २ ३ ४ ७ ५ ६
शाखाप्रवर्तको मैत्रो मह्यमाह न चापरः ।
८+९ १० ११ १२ १३ १४
सोऽपि किंचिदुपाख्यानमुदाहृत्य ममाब्रवीत् ॥ ५५ ॥

અ૦ (યાજુષી) શાખાના પ્રવર્તક મૈત્રે મને (આ બ્રહ્મવિદ્યા)નો બોધ કરેલો અને બીજાએ નહી તેણે પણ કોઈક ઉપાખ્યાનનું ઉદાહરણ લઈને મને બોધ કરેલો ૫૫

હવે, તત્ત્વસંશયને ટાળે તેવા આખ્યાનનું નિરૂપણ કરે છે —

१ २ ३ ४ ६ ५ ७
तत्त्वस्य संशयोऽपैति तदाख्यानमिदं शृणु ।
१० ९ ८ ११ १२ १३
मुनयो वालखिल्या ये ते प्रजापतिमब्रुवन् ॥ ५६ ॥

અ૦ 'તત્ત્વ'નો સંશય ટળે તેવું આ આખ્યાન સાંભળ જે વાલખિલ્ય મુનિઓ (હતા) તેઓએ બ્રહ્માને કહ્યું–૫૬

અચેતનશરીરને ચૈતન્યસંપન્ન કરનાર તથા તેનો પ્રેરક કોણ ઇત્યાદિ પ્રશ્ન કરે છે —

१ २ ३ ४ ५ ६
अचेतनं शरीरं तत्केन चेतनवत्कृतम् ।
९ ७ ८ १० ११ १२+१३ १५ १४
प्रेरको वास्य को ब्रूहीत्युक्तः प्रत्यब्रवीदसौ ॥ ५७ ॥

અ૦ શરીર અચેતન–જડ–(હોય) છે) તેને કોણે ચૈતન્યસંપન્ન કર્યું? અથવા, આ (શરીર)નો પ્રેરક કોણ? તે કહો એમ કહેતા આ (બ્રહ્માએ) ઉત્તર આપ્યો ૫૭

---

× ટિપ્પણ ૫૫ જુઓ 'अपापहतपाप्मान ' 'प्रचोदयिताऽस्य को भगवन्नेतदस्माकं ब्रूहि' (२-१)

( પૂર્વોક્ત ) દેહદ્વયસાક્ષી ક્ષેત્રજ્ઞથી ભિન્ન છે અને તેનો જ્ઞાનીને અનુભવ થાય છે ઈત્યાદિ નિરૂપણ કરે છેઃ—

स एवोक्तो देहसाक्षी विद्वद्भिरनुभूयते ।
नेतरैः सूक्ष्मरूपोयमिन्द्रियाविषयत्वतः ॥ ६६ ॥

અ૦ તે જ પૂર્વોક્તદેહનો સાક્ષી (ક્ષેત્રજ્ઞથી ભિન્ન છે) અને તેનો જ્ઞાની પુરૂષોને સાક્ષાત્કાર થાય છે ઈતર પુરૂષોને નહી. (કેમકે) આ (દેહસાક્ષી) ઇન્દ્રિયને અગોચર હોવાથી સૂક્ષ્મસ્વરૂપ છે. ૬૬

પૂર્વોક્ત સાક્ષી આત્મા ક્ષેત્રજ્ઞસ્વરૂપે દેહમધ્યે કેવી રીતે પ્રવર્તે છે તે સદૃષ્ટાંત નિરૂપણ કરે છેઃ—

पूर्णत्वात्पुरुषाख्येऽसौ देहे स्वांशेन वर्तते ।
बुद्धिपूर्वं यथा सुप्तः स्वेच्छया प्रतिबुध्यते ॥ ६७ ॥

અ૦ આ (સાક્ષી) પૂર્ણસ્વરૂપ હોવાથી પુરૂષસંજ્ઞક દેહમધ્યે જે પ્રમાણે બુદ્ધિપૂર્વક સૂતેલ (મનુષ્ય) સ્વેચ્છાપૂર્વક ઊઠે (તે પ્રમાણે) પોતાના અંશ-ક્ષેત્રજ્ઞ-સ્વરૂપે પ્રવૃત્ત થાય છે. ૬૭

પૂર્વોક્તદૃષ્ટાંતનું નિરૂપણ કરી તેને સિદ્ધાંત પરત્વે ઘટાવે છેઃ—

अध्यापकः प्रदोषेषु मध्यरात्रे प्रबुध्यते ।
स्वेच्छया परमात्मापि तथात्रांशेन वर्तताम् ॥ ६८ ॥

અ૦ (જે પ્રમાણે) અધ્યાપક રાત્રે સૂતેલો (સતો) સ્વેચ્છાનુસાર મધ્યરાત્રે ઊઠે છે તે પ્રમાણે પરમાત્મા પણ અહીં પ્રવૃત્ત હો. ૬૮

હવે, 'ક્ષેત્રજ્ઞ' પદાર્થનું નિરૂપણ કરે છેઃ—

प्रतिदेहं तु चिन्मात्रो घटाकाश इव स्थितः ।
देहं साक्षितया जानन् क्षेत्रज्ञ इति कथ्यते ॥ ६९ ॥

અ૦ કિન્તુ, ચિન્માત્ર (આત્મા) ઘટાકાશની પેરે પ્રત્યેક દેહ પ્રતિ રહેલો (સતો) (તે) દેહને સાક્ષિસ્વરૂપે જાણતાં 'ક્ષેત્રજ્ઞ' એમ કહેવાય છે. ૬૯

પૂર્વોક્ત સાક્ષી, સંકલ્પાદિકવડે અનુમાનસિદ્ધ છે ઈત્યાદિ નિરૂપણ કરે છેઃ—

संकल्पाध्यवसायाभिमानैरेषोऽनुमीयताम् ।
सर्वैरक्षैरुपेतत्वात्संकल्पाद्यस्य संभवेत् ॥ ७० ॥

અ૦ આ (સાક્ષી)રૂપ હોવાનુ, સંકલ્પ નિશ્ચય તથા અભિમાનવડે અનુમાન કરો સર્વઇન્દ્રિયોવડે યુક્ત હોવાથી આ ( આત્મા )ને સંકલ્પાદિકનો સંભવ હોય છે. ૭૦

દેહસાક્ષીના પૂર્વોક્તદેહનિર્વાહકપણાનું નિરૂપણ કરે છે —

तेनावच्छिन्नचैतन्यरूपेणेदं वपुः सदा ।
चेतनीकृत्य कार्येषु प्रेर्यतेऽश्वैर्यथा रथः ॥ ७१ ॥

અ૦ (જે પ્રમાણે) અશ્વોવડે રથ પ્રેરાય છે (તે પ્રમાણે) આ દેહ તે અવચ્છિન્નચૈતન્ય સ્વરૂપવડે ચેતનીકૃત થઇ કાર્યોપરત્વે સદા પ્રેરાય છે ૭૧

અખંડૈકરસ આત્માને અંશાભાવ કેમ હોય ? એમ શંકાનો પરિહાર કરે છે —

अखण्डैकरसस्यांशो नेति चेच्छ्रूयतामिदम् ।
अखण्डैकरसात्मैव माययेश्वरतामगात् ॥ ७२ ॥

અ૦ અખંડૈકરસ (આત્મા)નો અંશ–ખંડ–ન હોવ એમ (કહો) તો આ સાંભળ અખંડૈકરસાત્મા જ માયાવડે ઈશ્વરપણાને પામે છે ૭૨

માયા અસત્ય છે અને તે વિષે આત્મા પ્રતિબિમ્બિત થાય છે એટલે આત્માના અખંડપણા પરત્વે વિરોધ ન હોય ઇત્યાદિ નિરૂપણ કરે છે —

मायाया अनृतत्वेन नाखण्डत्वं विरुध्यते ।
मायायां स्वच्छरूपायामात्मायं प्रतिबिम्बति ॥ ७३ ॥

× ટિપ્પણ ૭૦ જુઓ " संकल्पाध्यवसायाभिमानलिंगक " " प्रजापतिर्विश्वाध्यक्ष " ( ૨ ૫ )

અનુમાનપ્રયોગ-संकल्पाद्य सकर्तृका क्रियात्वात् छिदादिवत् ।

■ ટિપ્પણ ૭૧ જુઓ " तेनेदं शरीरं चेतनवत् प्रतिष्ठापितं प्रचोदयिता चैषोऽस्य " ।

■ ते होचुर्भगवन्नीदृशस्य कथमरेन वर्तनम् " (२–५)

અ૦ (આત્માનું) અખંડપણું માયાના અસત્યપણાને લીધે વિરોધ-વાળું થતું નથી. (કેમકે) આ આત્મા નિર્મળમાયા મધ્યે પ્રતિબિંબિત થાય છે. ૭૩

પૂર્વોક્ત શુદ્ધમાયાસંપન્ન એક ઇશ્વરજ સૃષ્ટિની પૂર્વે હતો અને તે એકલો ક્રીડા કરે નહીં તેથી તેણે વધુસૃષ્ટિ રચવા વિચાર કર્યો ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

तदुपाधिक ईशोऽभूत्सृष्टेः प्रागेक एव सः ।
अतो नारमतैकाकी राजामात्यादिको यथा ॥ ७४ ॥

અ૦ ઇશ્વર તે માયારૂપી ઉપાધિવડે યુક્ત થયો. સૃષ્ટિની પૂર્વે તે એકલો જ હતો. એથી, જે પ્રમાણે રાજા તથા અમાત્યાદિક એકલા (દ્યૂતક્રીડા) ન રમે (તે પ્રમાણે) [તે એકલો રમે નહીં]. ૭૪

એકલો રમે નહી તેથી ઇશ્વરે વધુસૃષ્ટિ રચવા વિચાર કર્યો તે નિરૂપણ કરે છેઃ—

द्यूतक्रीडाभिवेशोऽसौ सृष्टिक्रीडामवैक्षत ।
द्रव्यान्तरमुपादानमदृष्ट्वा स्वं व्यचारयत् ॥ ७५ ॥

અ૦ આ ઇશ્વરે દ્યૂતક્રીડાની પેરે સૃષ્ટિક્રીડા સંબંધી સંકલ્પ કર્યો. (અને) અન્ય દ્રવ્યરૂપી ઉપાદાન (વસ્તુ) ન જોતાં પોતે વિચાર કર્યો. ૭૫

'હું બહુરૂપે થાઉં' એમ વિચાર કરી. ઇશ્વરે સ્થૂલ દેહો રચ્યા ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

बहुस्यामहमेवात्र प्रजारूपीति चिन्तयन् ।
देहानसृजत् स्थूलान् पाषाणप्रतिमा इव ॥ ७६ ॥

અ૦ હું જ અહીં અનેક પ્રજારૂપે ઉત્પન્ન થાઉં એમ ચિન્તન કરી (તેણે) પથ્થરની પ્રતિમાની પેરે સ્થૂલ દેહોને સર્જ્યા. ૭૬

કેવી રીતે ઇશ્વર પોતે બહુરૂપતઃ ભાસે તેનું નિરૂપણ કરે છેઃ—

× ટિપ્પણઃ ૭૬ જુઓ "नहीः प्रजा असृजत्ता अस्यैवात्मप्रबुद्धा अप्राणा स्थाणुरिव तिष्ठमाना अपश्यत् स नारमत" (૨–૬).

स्वयमेव यथा स्वप्ने गिरिनद्यादिरूपतः ।

कल्पितो भात्यसावात्मा भात्वेवं बहुरूपतः ॥ ७७ ॥

અ૦ જે પ્રમાણેં (જીવ) પોતેજ ગિરિ તથા નદીઆદિરૂપેં કલ્પિત જણાય છે તે રીત્યેં આ આત્મા અનેકરૂપેં ભાસો. ૭૭

હવે દેહ, જ્ઞાન તથા ક્રિયાશક્તિરહિત હોવાથી નિરર્થક હોય તેથી દેહમધ્યેં ઇશ્વર પ્રાણસ્વરૂપેં પ્રવેશ કરે છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ--

ज्ञानक्रियाशक्तिहीना देहाः क्रीडार्थमक्षमाः ।

इत्यालोच्य क्रियाशक्तिः प्राणो भूत्वान्तराविशत् ॥ ७८ ॥

અ૦ દેહો, જ્ઞાન તથા ક્રિયાશક્તિ-થકી-રહિત (થતા) ક્રીડાર્થ અશક્ત હોય છે એમ વિચાર કરી, ક્રિયાશક્તિરૂપ પ્રાણસ્વરૂપે (તેણે) અંદર પ્રવેશ કર્યો. ૭૮

તે પછી પ્રાણોપાધિક ઇશ્વરે પ્રાણના પાંચ પ્રકારે દેહમધ્યેં વિભાગ કર્યા ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ--

श्वासाधोगत्यन्नसाम्योद्गारादिव्याप्तिसिद्धये ।

पञ्चधा व्यभजत्प्राणं प्राणोपाधिक ईश्वरः ॥ ७९ ॥

અ૦ પ્રાણોપાધિક ઇશ્વરે, શ્વાસ અધોગતિ અન્નનું (દેહમધ્યે') સમીકરણ તથા ઉદ્ગાર-આદિ ક્રિયા સિદ્ધ થાય તે અર્થ પ્રાણના પાંચ પ્રકારે વિભાગ કર્યા. ૭૯

હવે, ઉચ્છ્વાસનિશ્વાસના નિયમનું નિરૂપણ કરે છેઃ—

उपांश्वन्तर्यामिसंज्ञौ ग्रहौ द्वौ सोमयाजिनः ।

नियतौ तद्वदुच्छ्वासनिश्वासौ प्राणिनामपि ॥ ८० ॥

અ૦ સોમયજ્ઞકરનારને ઉપાંશુ તથા અન્તર્યામીનામક બે ગ્રહ નિયત હોય × તે પ્રમાણેં પ્રાણિઓને પણ ઉચ્છ્વાસ તથા નિશ્વાસ (નિયત સ્વરૂપ હોય છે). ૮૦

× ટિપ્પણ ૮૦ જુઓ। "अथोपांश्वन्तर्यामि भवति" (२-८).

પૂર્વોક્ત ઉભયપ્રકારના શ્વાસવાયુ વડે જાઠરાગ્નિ પ્રજ્વલિત થાય છે તે ઇત્યાદિકનું દૃષ્ટાંતપૂર્વક નિરૂપણ કરે છેઃ—

लोहकारः स्वहस्ताभ्यां पर्यायेण दृतिद्वयात् ।
वह्निं ज्वालयते यद्वज्जाठरो ज्वाल्यतेऽनलः ॥ ८१ ॥

અ૦ જે પ્રમાણે લોહાર બે ધમણોવડે એકપછી એક એમ વારાફરતી પોતાના હાથવડે અગ્નિને પ્રજ્વલિત કરે છે (તે પ્રમાણે) જાઠરાગ્નિ પ્રજ્વલિત કરાય છે. ૮૧

આજ રીતે, વૈશ્વાનરદેવ ચાર પ્રકારના અન્નને પચાવે છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

निश्वासोच्छ्वाससंदीप्तो भुक्तं पाचयतेऽनलः ।
ईशस्य जाठराग्नित्वाकारो भगवतेरितः ॥ ८२ ॥

અ૦ નિશ્વાસ તથા ઉચ્છ્વાસવડે પ્રજ્વલિત અગ્નિ અન્નને પચાવે છે. ઈશ્વરનું જાઠરાગ્નિસ્વરૂપ તમેં વર્ણવેલું છે. ૮૨

આત્મા જાઠરાગ્નિસ્વરૂપે વર્ણવેલો તે ભગવદ્વાક્યનું નિરૂપણ કરે છેઃ—

अहं वैश्वानरो भूत्वा प्राणिनां देहमाश्रितः ।
प्राणापानसमायुक्तः पचाम्यन्नं चतुर्विधम् ॥ ८३ ॥

અ૦ હું વૈશ્વાનરસ્વરૂપ થઇને પ્રાણિઓના દેહમધ્યે સ્થિત (સતો) પ્રાણ તથા અપાન વાયુવડે યુક્ત થઇ ચાર પ્રકારનાં અન્નને પચાવું છું. ૮૩

જાઠરાગ્નિજન્ય અન્તઃશબ્દ મરણપામનાર મનુષ્યને સંભળાતો નથી ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

कर्णौ पिधाय यं घोषं शृणोत्यन्तः स जाठरात् ।
वह्नेर्जातो मुमूर्षुस्तु नैनं घोषं शृणोति हि ॥ ८४ ॥

અ૦ બન્ને કાનો બંધ કરી જે શબ્દ અંદર સંભળાય છે તે જાઠરાગ્નિ થકો ઉત્પન્ન થયલો હોય છે. કિન્તુ, મરણપામનાર મનુષ્ય નિશ્ચે આ અવાજને સાંભળતો નથી. ૮૪

તે પછી પૂર્વોક્ત પ્રાણોપાધિક ચિદાત્મા જ્ઞાનસંપન્ન થાય છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

औष्ण्योपेतं पञ्चविधप्राणलिंगाभिधं वपुः
प्राणोपाधिकचिद्रूपो ज्ञानशक्त्यापि युज्यते ॥ ८५ ॥

અ૦ પાંચ પ્રકારનાં પ્રાણલિંગવાળું શરીર (પૂર્વોક્તરીત્યે) ઉષ્ણતાસંપન્ન (થાય છે). અને પ્રાણોપાધિક ચિદ્રૂપ (આત્મા) પણ જ્ઞાનશક્તિવડે યુક્ત થાય છે. ૮૫

તે જ્ઞાનશક્તિને લીધે તે (ઇશ્વર) મનોમય થઇ સત્યસંકલ્પસિદ્ધ થાય છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

ततो मनोमयो भूत्वा सत्यसंकल्पतां व्रजेत् ।
यत्संकल्पयते जीवस्तत्करोत्येव सर्वथा ॥ ८६ ॥

અ૦ તે (જ્ઞાનશક્તિથકી) મનોમય સ્વરૂપ થઇને સત્યસંકલ્પતાને પામે છે. જીવ જેનો સંકલ્પ કરે તેની સર્વથા સિદ્ધિ જ કરે છે. ૮૬

જીવ કેવી રીતે સંકલ્પ કરે તે ઇત્યાદિકનું નિરૂપણ કરે છેઃ—

हृदि स्थितः सन् शब्दादीन् भुंजेऽहं विषयानिति ।
संकल्प्याक्षाणि सृष्ट्वा तैर्भुक्तेऽक्षैर्विषयान्सदा ॥ ८७ ॥

અ૦ હું હૃદયમધ્યે સ્થિત સતો શબ્દાદિક વિષયો ભોગવું એમ સંકલ્પી ઇન્દ્રિયોને સર્જી તેવડે તે સદા વિષયોને ભોગવે છે. ૮૭

ચિદાત્મા દેહાદિકસાધનો વડે અવચ્છિન્ન ઇશ્વરપણાને પામીને સદા દેહને ચૈતન્યસંપન્ન કરી પ્રેરનાર હોય છે ઇત્યાદિ બે શ્લોક વડે નિરૂપણ કરે છેઃ—

देहो रथः पञ्चहयास्तस्य कर्मेन्द्रियाणि हि ।
ज्ञानेन्द्रियाणि यानि स्युस्तानि वन्धनरज्जवः ॥ ८८ ॥
मनोत्र सारथिः सर्वैरवच्छिन्नेशतां व्रजेत् ।
चिदात्मा चेतनं देहं कृत्वा प्रेरयते सदा ॥ ८९ ॥

અ૦ દેહ રથ રૂપ (છે) [અને] કર્મેન્દ્રિયો નિશ્ચે તેના પાંચ અશ્વો (છે). જે જ્ઞાનેન્દ્રિય છે તે બાંધવાનું રજ્જુ છે. ૮૮

અહીં મન સારથિરૂપ (છે). ચિદાત્મા, (દેહાદિક) સર્વ (ઉપાધિઓ) વડે પરિચ્છિન્નપ્રકારની ઇશતા-ઇશ્વરપણા-(જીવનપણા)ને પામીને દેહને ચૈતન્યસંપન્ન કરીને (તેને) સદા પ્રેરે છે. ૮૯

પૂર્વોક્ત દેહાદિકઉપાધિનો નાશ થતાં દેહ મરણ પામે છે ઇત્યાદિ નિરૂપણ કરે છે:—

तस्यापाये मृतो देहो चेतनो न प्रवर्तते ।
चिदंशस्य प्रेरकत्वं ब्रवीति भगवान्स्फुटम् ॥ ९० ॥

અ૦ દેહ, (તે અધ્યસ્ત ઉપાધિઓ)નો નાશ થતાં મરણ પામે છે (અને) ચૈતન્ય પ્રવૃત્ત થતું નથી. (કેમકે) ભગવાન્ ચિદંશના પ્રેરકપણાનો સ્પષ્ટ બોધ કરે છે. ૯૦

પૂર્વોક્ત ભગવદ્વાક્યનું નિરૂપણ કરે છે:—

ममैवांशो जीवलोके जीवभूतः सनातनः ।
मनःषष्ठानीन्द्रियाणि प्रकृतिस्थानि कर्षति ॥ ९१ ॥

અ૦ મારો જ સનાતન અંશ જીવલોકમધ્યે જીવસ્વરૂપ થયો છે (તે) પ્રકૃતિસ્થ મન આદિ છ ઇન્દ્રિયોને પ્રેરનાર છે. ૯૧

પૂર્વોક્ત ચિદાત્મા અસંગ છે ઇત્યાદિ આઠશ્લોક વડે નિરૂપણ કરે છે:—

अवच्छिन्नश्चिदात्माऽसौ स्वतो नेच्छति किञ्चन ।
न भुंक्ते सुखदुःखे च तस्मिन्नारोप्यतेऽखिलम् ॥ ९२ ॥

અ૦ આ અવચ્છિન્નસ્વરૂપ ચિદાત્મા પોતાથકો કાંઈપણ ઇચ્છા કરતો નથી અને સુખદુઃખ ભોગવતો નથી. (કિન્તુ), અખિલ જગતનો તે મધ્યે આરોપ કરાય છે. ૯૨

सर्वेष्वपि शरीरेषु भाति तद्धर्मवानिव ।
न तिष्ठति स्वतस्तेषु नापि सद्धर्मसंयुतः ॥ ९३ ॥

* ટિપ્પણ: ૯૨ જુઓ "स वा एष आत्मेत्यदः ... स वा एषः" (२-१-१०).

અ० વળી, તે (ચિદાત્મા) સર્વ શરીરો મધ્યે તે (શરીરના) ધર્મવાળો હોય તેવો ભાસે છે. તે (શરીરો) મધ્યે (તે) પોતાના શુદ્ધસ્વરૂપે રહેતો નથી તેમજ તેના ધર્મવડે યુક્ત હોતો નથી. ૯૩

વળી, તે (ચિદાત્મા) અદશ્ય અગ્રાહ્ય તથા અવ્યક્ત છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

ज्ञानेन्द्रियैर्न दृश्योऽयं ग्राह्यः कर्मेन्द्रियैर्न च।
स्वरूपसौक्ष्म्यादव्यक्तो वेदान्तैरेव बुध्यते ॥ ९४ ॥

અ० આ (ચિદાત્મા) જ્ઞાનેન્દ્રિયવડે દશ્ય ન હોય. તેમજ તે કર્મેન્દ્રિય વડે ગ્રાહ્ય ન હોય. તેના સૂક્ષ્મસ્વરૂપને લીધે તે અવ્યક્ત છે એમ વેદાંતવડે ઉપદેશાય છે. ૯૪

અજ્ઞાનીપુરૂષો તેને કર્તા કહે છે ઈત્યાદિક નિરૂપણ કરે છેઃ—

निर्ममत्वात्सर्वगोऽपि शरीरेषु च तिष्ठति ।
अकर्ताऽप्यनभिज्ञैस्तु कर्तैवासौ विभाव्यते ॥ ९५ ॥

અ० વળી, નિર્મમત્વને લીધે તે સર્વગત હોય તથાપિ શરીરો મધ્યે રહે છે. કિન્તુ અકર્તા છે તથાપિ અજ્ઞાની મનુષ્યોવડે તે કર્તારૂપે મનાય છે. ૯૫

હવે, આત્માના પૂર્વોક્ત વાસ્તવસ્વરૂપનો ઉપસંહાર કરે છેઃ—

वेदानामुत्तरे भागे इत्यादिग्रन्थवर्णितम् ।
आत्मनो वास्तवं रूपं कर्तृत्वं नास्य विद्यते ॥ ९६ ॥

અ० વેદોના ઉત્તરભાગ (શ્લો. ૫૮) ઈત્યાદિ (પૂર્વોક્ત) ગ્રન્થ મધ્યે જે વર્ણન કરેલું (તે) આત્માનું પરમાર્થભૂત સ્વરૂપ છે. આને કર્તાપણું ન હોય. ૯૬

તે ચિદાત્મા શુદ્ધ સ્થિર તથા અચલ છે અને હૃદય વિષે લભ્ય છે ઈત્યાદિ નિરૂપણ કરે છેઃ—

स सर्वोपनिषत्सिद्ध एष हृद्युपलभ्यते ।
शुद्धः स्थिरोऽचलो नास्य कर्मलेपोऽस्ति कश्चन ॥ ९७ ॥

અ૦ સર્વઉપનિષદો મધ્યે સિદ્ધ તે આ (આત્મા) હૃદયમધ્યે પ્રાપ્ય છે. (તે) શુદ્ધ સ્થિર તથા તથા અચલ છે. તેને કાંઈ પણ કર્મલેપ હોતો નથી. ૯૭

વળી, તે અવ્યગ્ર ઉદાસીન તથા સ્વસ્થ-આદિ-સ્વરૂપવાળો છે ઈત્યાદિ નિરૂપણ કરે છેઃ—

अव्यग्रो निस्पृहस्तूष्णीमुदासीन इव स्थितः ।
स्वस्थो विक्षेपराहित्यादित्यात्मानं प्रपश्यत ॥ ९८ ॥

અ૦—(વળી) તે અ-વિક્રય નિસ્પૃહ તથા ઉદાસીનની પેરે તૂષ્ણી-સ્વરૂપે સ્થિત હોય છે. વિક્ષેપરહિત હોવાથી આત્મા સ્વસ્થ-ઇત્યાદિ-સ્વરૂપ-વાળો છે એમ જાણવું. ૯૮

પૂર્વોક્ત આત્મા શુદ્ધાદિકસ્વરૂપ છે તથાપિ અજ્ઞપુરૂષોને સત્વાદિક ગુણ ધારણ કરવાને લીધે તે 'ભોક્તા' એવો જણાય છે ઈત્યાદિ નિરૂપણ કરે છેઃ—

ईशतोऽप्यज्ञदृष्ट्यासौ सत्त्वादिगुणधारिणा ।
मायापटेन संच्छन्नो भुञ्जान इव लक्ष्यते ॥ ९९ ॥

અ૦—આ (આત્મા) ઈશ્વરસ્વરૂપ હોવા છતાં સત્વાદિકગુણધારક માયાપટ વડે આવૃત સતો ભોક્તા હોય તેમ જણાય છે. ૯૯

બાલખિલ્ય મુનિઓએ હવે સંસારી ( આત્મા ) કોણ ? એવો પ્રશ્ન કર્યો તે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

इत्थं बोधितवानेष वालखिल्यान्प्रजापतिः ।
तत्त्वं बुद्ध्वाऽथ पप्रच्छुः कः संसारीति तं गुरुम् ॥१००॥

અ૦—આ પ્રજાપતિએ આ રીતે બાલખિલ્ય (મુનિઓ) ને ઉપદેશ કર્યો. હવે ( તેઓએ ) તત્વ જાણી, સંસારી ( આત્મા ) કોણ ? એમ તે ગુરૂને પૂછ્યુ. ૧૦૦

હવે ભૂતાત્મસંજ્ઞક નિકૃષ્ટ સંસારીઆત્માનું નિરૂપણ કરે છેઃ-

श्रूयतां परमात्मोक्तस्तस्मादन्योऽस्ति कश्चन ।

भूतात्माख्यो निकृष्टोऽयं पुण्यपापफलैर्युतः ॥ १०१ ॥

અ૦—સાભળો પરમાત્મા સબંધી નિવેદન કર્યું તે (પરમાત્મા થકી ભિન્ન ભૂતાત્મસંજ્ઞક કોઇ નિકૃષ્ટ આત્મા (જીવાત્મા) છે તે પુણ્ય તથા પાપરૂપી ફલથી યુક્ત છે ૧૦૧

હવે, પુણ્ય તથા પાપકર્મના ફલનુ નિરૂપણ કરે છે.—

विप्रक्षत्रादिसद्योनिं श्ववराहादिकामपि ।

असद्योनिमवाप्नोति भूलोके जन्म चेत्तदा ॥ १०२ ॥

અ૦ (જો) ભૂલોક મધ્યે (તેનો) જન્મ થાય તો તે (પુણ્ય કરેલ હોય તો) બ્રાહ્મણ તથા ક્ષત્રિયાદિક રૂડીયોનિને અથવા, (પાપ કરેલ હોય તો) શ્વાન તથા વરાહઆદિક ભુડી યોનિને પ્રાપ્ત કરે છે ૧૦૨

જો પરલોકમા જન્મ થાય તો સ્વર્ગાદિપ્રાપ્તિ થાય ઇત્યાદિ નિરૂપણ કરે છે.—

अन्यत्र जन्म चेत्तर्हि पुण्येन स्वर्गमश्नुते ।

पापेन नरकं द्वन्द्वैरभिभूतः परिभ्रमेत् ॥ १०३ ॥

અ૦ જો અન્યત્ર જન્મ થાય તો પુણ્યવડે સ્વર્ગને પામે અને પાપવડે નરકને પામે (અને) પુણ્યપાપરૂપ જોડકાવડે (સંસારચક્રમા) છેક ભ્રમણ કર્યા કરે ૧૦૩

પૂર્વોક્ત પુણ્યપાપરૂપ જોડકા-ઇત્યાદિકનુ નિરૂપણ કરે છે —

मानावमानौ शीतोष्णे द्वन्द्वानीत्यादिकानि हि ।

यो भूतात्मोदितः सोऽथ विस्पष्टमभिधीयते ॥ १०४ ॥

અ૦ માન તથા અપમાન શીત તથા ઉષ્ણતા-ઇત્યાદિક નિશ્ચે, જોડકા હોય છે. હવે, જે ભૂતાત્માનુ (ઉપર) નિરૂપણ કર્યું તેનુ સ્પષ્ટ વર્ણન કરાય છે. ૧૦૪

હવે, પૂર્વોક્ત ભૂતાત્મસંજ્ઞક પ્રતિબિંબિતચૈતન્યની ઉત્પત્તિ—આદિનુ નિરૂપણ કરે છે:-

अपञ्चीकृतभूतैर्यज्जातं सूक्ष्मं वपुर्हि तत् ।
भूतैः पञ्चीकृतैर्जातं यत्तत्स्थूलमिदं वपुः ॥ १०५ ॥

અ૦—જે અપંચીકૃતભૂતપદાર્થોથી ઉત્પન્ન થાય છે તે નિશ્ચે સૂક્ષ્મ દેહ (છે). જે પંચીકૃતભૂતપદાર્થથી ઉત્પન્ન થાય તે આ સ્થૂલ દેહ (છે). ૧૦૫

હવે, લિંગશરીરનું નિરૂપણ કરે છેઃ—

ज्ञानाक्षाणां क्रियाक्षाणां वायूनां पञ्चकत्रयम् ।
मनोऽहंकार इत्येवं लिंगं सप्तदशात्मकम् ॥ १०६ ॥

અ૦—જ્ઞાનેન્દ્રિયો કર્મેન્દ્રિયો તથા વાયુ આ ત્રણનું પંચકડું મન (તથા) અહંકાર એમ એ રીતે લિંગ (શરીર) સત્તર પદાર્થોનું હોય છે. ૧૦૬

પૂર્વોક્ત ભૌતિકઅહંકાર મધ્યે જે ચૈતન્યનું પ્રતિબિંબ પડે છે તે ભૂતાત્મા છે ઈત્યાદિ નિરૂપણ કરે છેઃ—

अहंकारे भौतिके यच्चैतन्यं प्रतिबिम्बितम् ।
स भूतात्माऽत्र चिद्बिम्बं निर्लेपं ब्रह्म कथ्यते ॥ १०७ ॥

અ૦—આ ( લિંગ-શરીર ) મધ્યે ભૌતિકઅહંકાર વિષે જે ચૈતન્ય પ્રતિબિમ્બિત થાય છે તે ભૂતાત્મા (છે.) નિર્લેપબિમ્બ બ્રહ્મ કહેવાય છે. (૧૦૭)

પ્રકૃતિના ગુણો થકી પરાભવ પામતાં પૂર્વોક્ત ભૂતાત્મા તમોભિભવને લઈને બ્રહ્મનો સાક્ષાત્કાર કરવા સમર્થ ન હોય ઈત્યાદિ નિરૂપણ કરે છેઃ–

भूतात्मा प्रकृतेर्जातैर्गुणैरेपोऽभिभूयते ।
तमोगुणाभिभूतत्वात्स्वात्मस्थं ब्रह्म नेक्षते ॥ १०८ ॥

અ૦ આ ભૂતાત્મા, પ્રકૃતિ થકી ઉત્પન્ન થયેલ ગુણોવડે પરાભવને પામે છે. તમોગુણને લઈ પરાભવ પામતાં (તે) પોતાને વિષે રહેલ બ્રહ્મતત્ત્વનો સાક્ષાત્કાર કરતો નથી. ૧૦૮

બ્રહ્મ, ભૂતાત્મા મધ્યે પણ તેના અધિષ્ઠાન રૂપે સ્થિત હોય છે ઈત્યાદિ દૃષ્ટાંતપૂર્વક નિરૂપણ કરે છેઃ—

अधिष्ठानतया ब्रह्म भूतात्मन्यपि तिष्ठति ।
पद्मपत्रे नीरबिन्दुरसंश्लिष्टो यथा तथा ॥ १०९ ॥

અ૦ જે પ્રમાણે કમલપત્રમધ્યે જળબિંદુ અસંશ્લિષ્ટ-નિર્લેપ-રહે છે તે પ્રમાણે ભૂતાત્મા મધ્યે પણ બ્રહ્મ અધિષ્ઠાનરૂપે રહે છે. ૧૦૯

ઈશ્વર પૂર્વોક્ત ભૂતાત્મા (જીવાત્મા) ને પ્રેરનાર હોય છે કિન્તુ, જીવાત્માને તે પ્રકારનો વિવેક હોતો નથી ઈત્યાદિ નિરૂપણ કરે છે:—

ईदृशोऽपीश्वरो मायायुक्तः सन् प्रेरयत्यमुम् ।
भूतात्मानं स भूतात्मा विविनक्तीश्वरं न तम् ॥११०॥

અ૦ ઇશ્વર આવો છે તથાપિ માયાયુક્ત સતો આ ભૂતાત્માને પ્રેરનારો છે. કિન્તુ, તે ભૂતાત્માને તે ઇશ્વરનો વિવેક નથી. ૧૧૦

ભૂતાત્માને ઇશ્વરવિવેકનો અભાવ કેમ હોય છે તે નિરૂપણ કરે છે:-

सुखैर्वैषयिकैः सत्त्वगुणोद्भूतैः प्रतृप्यति ।
उद्रेके रजसः सोऽयं कलुषीक्रियते भृशम् ॥ १११ ॥

અ૦ તે (આ ભૂતાત્મા) સત્ત્વગુણ થકી ઉપજેલ વૈષયિકસુખો વડે તૃપ્ત થાય છે. (કિન્તુ) રજોગુણ અતિશય થાય ત્યારે તે અત્યંત મલિન થાય છે. ૧૧૧

રજોગુણ અધિક હોય ત્યારે તેને ફલલોપ થાય છે ઈત્યાદિ નિરૂપણ કરે છે:—

तदानीमतिचाञ्चल्याल्लुप्यते ह्यखिलात्फलात् ।
कृषिं प्रक्रम्य तां त्यक्त्वा तपःकुर्वंस्त्यजेदद: ॥ ११२ ॥

અ૦ જ્યારે રજોગુણનો અધિકોદય થાય ત્યારે અત્યંત ચંચળતાને લીધે તે નિશ્ચે, સમગ્રકર્મફલથી લુપ્ત થાય છે. ખેતીનો આરંભ કરીને તેનો ત્યાગ કરતાં તથા તપ કરીને તેનો ત્યાગ કરવા જેવું થાય. ૧૧૨

ફલસ્પૃહાને લીધે તેને સુખ પ્રાપ્ત થાય નહિ ઇત્યાદિ કહે છે:—

૧ ૨ ૪ ૬ ૭ ૩ ૫
तत्तत्फले सस्पृहत्वाद्व्यग्रो नाप्नोत्यसौ सुखम् ।
૮ ૯ ૧૦ ૧૨ ૧૩ ૧૧
अहंकारेण बद्धः स्याज्जालेन विहगो यथा ॥ ११३ ॥

અ૦ તે તે પ્રકારનાં ફલપરત્વે અભિલાષાયુક્ત હોવાથી આ વ્યગ્ર સતો સુખને પામતો નથી. (કિન્તુ) અહંકાર વડે તે બદ્ધ થાય છે જેમ જાળવડે પક્ષી બદ્ધ થાય છે (તેમ). ૧૧૩

પૂર્વોક્ત ભૂતાત્માને સંસારભ્રમણ થાય છે એમ અન્યશાખામધ્યે પણ કહેલું છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

૪ ૩ ૫ ૧+૨
संसारभ्रमणं तस्य प्रोक्तं शाखान्तरेष्वपि ।
૮ ૯ ૭, ૧૦ ૬
करणप्रेरकः कर्ता भूतात्मा संसरत्ययम् ॥ ११४ ॥

અ૦ અન્યશાખાઓ મધ્યે પણ તે (ભૂતાત્મા)ને સંસારભ્રમણ હોવાનું કહેલું છે. (કેમકે) આ ભૂતાત્મા ઇન્દ્રિયોનો પ્રેરક કર્તારૂપ સતો સંસારમાં ભ્રમણ કરે છે. ૧૧૪

બ્રહ્મ વિષે વાસ્તવ સંસાર હોય નહિ કિન્તુ, તે સંસાર માત્ર કલ્પિત છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

૩ ૬ ૨ ૧ ૪ ૫ ૭ ૮
चैतन्येन हि पूर्णेन सोन्तर्व्याप्तस्ततश्चिति ।
૯ ૧૨ ૧૦-૧૧ ૧૪ ૧૩ ૧૫
भ्रान्त्यारोपेण संसारस्तत्रासौ न तु वास्तवः ॥ ११५ ॥

અ૦ નિશ્ચે, તે પૂર્ણચૈતન્યવડે અન્તર્વ્યાપ્ત હોય છે તેથી ચૈતન્ય વિષે ભ્રાન્તિની કલ્પના વડે તે (ચૈતન્ય) વિષે આ સંસાર થાય છે. કિંતુ, વાસ્તવ સંસાર (તે વિષે ન હોય.) ૧૧૫

પૂર્વોક્ત સિદ્ધાંતને આઠ શ્લોકો વડે દૃષ્ટાંતપૂર્વક સિદ્ધ કરે છેઃ-

૫ ૧ ૨ ૩ ૪ ૬
दृष्टान्तोऽत्राग्निना व्याप्तो लोहपिण्डोऽभिधीयते ।
૭ ૮ ૯ ૧૦ ૧૧
तप्तलोहं मुद्गरेण हतं बहुविधं भवेत् ॥ ११६ ॥

અ૦ અહીં અગ્નિવડે વ્યાપેલ લોઢાના પીંડનું દૃષ્ટાંત તરીકે નિરૂપણ કરે છે. તપેલ લોઢું મુદ્ગરવડે ટીપાતાં અનેક પ્રકારનું થાય છે. ૧૧૬

હવે સિદ્ધાંત નિરૂપણ કરે છે —

अहंकारे चिदाभासो भूतात्मा साक्षिभासितः ।
हन्यमानो गुणैः सत्त्वादिभिर्बहुविधो भवेत् ॥ ११७ ॥

અ० (તે પ્રમાણે) બુદ્ધિ મધ્યે પ્રતિબિંબિત ચિદાભાસરૂપ ભૂતાત્મા સાક્ષીચૈતન્યવડે ભાસિત થઈ સત્ત્વાદિગુણો વડે વ્યાપ્ત થતા ( દેવ, તિર્યંક્ આદિરૂપે ) અનેક પ્રકારનો થાય છે. ૧૧૭

પૂર્વોક્ત ભૂતાત્મા કેવી રીતે અનેક પ્રકારનો થાય છે તે ઇત્યાદિ નિરૂપણ કરે છે.—

यज्जन्मयोनिलक्षाणां भवेच्चतुरशीतिषु ।
सोयं बहुविधो भावो लोहे दात्रकुठारवत् ॥ ११८ ॥

અ० લોહ મધ્યે દાતરડુ-કુઠાર-( આદિ અનેકપદાર્થ થાય તેમ ) ચોરાશીલક્ષ યોનિમધ્યે જે જન્મ થાય તે આ (ઉપર કહેલુ તે) અનેક-પ્રકારે-હોવાપણુ છે ૧૧૮

માયાવી ઇશ્વર સત્ત્વાદિ ગુણોનો પ્રેરનાર સતો જન્માદિકને પ્રાપ્ત કરાવનાર છે ઇત્યાદિ નિરૂપણ કરે છે —

कुलालेन यथा चक्रं तथा मायाविना गुणाः ।
सत्त्वादयः प्रेरिताः स्युस्तैश्च जन्मान्यनेकधा ॥ ११९ ॥

અ० જે પ્રમાણે કુંભારવડે ચક્ર પ્રેરાય છે તે પ્રમાણે માયાવીઈશ્વર વડે સત્ત્વાદિ ગુણો પ્રેરાય છે અને તે ( ગુણો ) વડે જન્મો અનેક પ્રકારે ( પ્રાપ્ત થાય છે ) ૧૧૯

સાક્ષી–આત્માને પૂર્વોક્ત સત્ત્વાદિકગુણો વડે કાંઈ લેપ થાય નહિ ઇત્યાદિ નિરૂપણ કરે છે —

लोहे मुद्गरघातेन नाग्नेर्बाधस्तथा गुणैः ।
भूतात्मोपद्रवेणास्य साक्षिणो नास्त्युपद्रवः ॥ १२० ॥

અ० (જે પ્રમાણે) લોઢામધ્યે મુદ્‌ગરના ઘા વડે અગ્નિને બાધ ન હોય

તે પ્રમાણે ગુણોવડે ભૂતાત્માને ઉપદ્રવ થાય તેથી આ સાક્ષી (આત્મા)ને ઉપદ્રવ-બાધ-થાય નહીં. ૧૨૦

ભૂતાત્માનો પ્રત્યેક સ્થૂલજન્મ નરકરૂપ હોય છે ઇત્યાદિક જીવના ગુણજન્ય ઉપદ્રવનું નિરૂપણ કરે છેઃ—

एकैकदेहो नरको भवेद्भूतात्मनो महान् ।
मैथुनोद्भूत्यादिदोषाः प्रसिद्धा एव देहिनाम् ॥ १२१ ॥

અ૦ ભૂતાત્માનો પ્રત્યેક સ્થૂલદેહ મહાન્ નરક રૂપ (છે) [ કેમકે ] પ્રાણિઓને મૈથુનથકી જન્મોત્પાદન આદિ (દેહ) દોષો પ્રસિદ્ધ જ (છે). ૧૨૧

હવે ચિત્તદોષોનું નિરૂપણ કરે છેઃ—

देहे दोषा यथा चित्ते दोषास्तद्वदनेकशः ।
संमोहाद्यास्तामसास्स्युस्तृष्णाद्या राजसा मताः ॥ १२२ ॥

અ૦ જે પ્રમાણે દેહમધ્યે દોષો (હોય) તે પ્રમાણે ચિત્તમધ્યે અનેક પ્રકારે દોષો (હોય છે). સંમોહ-આદિ તામસ (તથા) તૃષ્ણા-આદિ રાજસ દોષો હોવાનું નિરૂપણ કરેલું છે. ૧૨૨

પૂર્વોક્ત સ્થૂલ તથા સૂક્ષ્મદેહના દોષોવડે ભૂતાત્મા અનેક જન્મોને પામે છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

भूतात्मा तैः प्रेरितः संस्तैस्तैस्तामसराजसैः ।
कर्मभिर्बहुधा देहानवाप्नोति पुनः पुनः ॥ १२३ ॥

અ૦ ભૂતાત્મા—જીવાત્મા—તે (ગુણો)વડે પ્રેરિત સતો તેતે તામસ તથા રાજસ કર્મોવડે પુનઃ પુનઃ બહુપ્રકારના દેહને પ્રાપ્ત કરે છે. ૧૨૩

પૂર્વોક્ત ભૂતાત્માના સંસારીસ્વરૂપને જાણીને તે વાલખિલ્ય મુનિઓ, સંસાર કેવી રીતે નાશ પામે તે સંસારનાશહેતુ સંબંધી પ્રશ્ન કરે છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

श्रुत्वा संसारिणं वालखिल्या विस्मयमाययुः ।
संसारस्य प्रतीकारं पप्रच्छुर्मुनयः पुनः ॥ १२४ ॥

× ટિપ્પણ: ૧૨૪ જુઓ "ते ह खल्वथोर्ध्वरेतसोऽतिविस्मिता....येनेदं हित्वात्मन्येव सायुज्यमुपैति" (૯-૧).

અ૦ વાલખિલ્યમુનિઓ સંસારી (ભૂતાત્મા)નું સ્વરૂપ સાંભળીને વિસ્મય પામ્યા (તેથી) તે મુનિઓએ પુનઃ સંસારના પ્રતીકાર સંબંધી પૃચ્છા કરી. ૧૨૪

હવે, પૂર્વોક્ત પ્રશ્નનું નિરૂપણ કરે છે —

शाम्येद्भूतात्मा येन चिदात्मत्वं तु शिष्यते।
तमुपायं गुरो ब्रूहीत्युक्तः सन् गुरुरुक्तवान् ॥ १२५ ॥

અ૦ હે ગુરો ! જેવડે ભૂતાત્મા શાંત થાય અને ચિદાત્મપણું બાકી રહે તે ઉપાય કહો એમ ઉક્ત સતો ગુરૂ કહે છે ૧૨૫

જ્ઞાન-બ્રહ્મવિદ્યા-ના અધિકારપણા સંબંધી નિરૂપણ કરે છે —

नद्यूर्म्यादिकदृष्टान्तैः संसारस्याप्यनिष्टताम् ।
मिथ्यात्वं च विनिश्चित्य व्रजेज्ज्ञानाधिकारिताम् ॥ १२६ ॥

અ૦ વળી, સંસારના અનિષ્ટપણા તથા મિથ્યાપણાનો નદી તથા મોજાં આદિના દૃષ્ટાંતોવડે નિર્ણય કરીને (તે) જ્ઞાનના અધિકારીપણાને પામે ૧૨૬

વેદોક્તબ્રહ્મવિદ્યાવડે ભૂતાત્મતાની પ્રતિક્રિયા તપ તથા યોગાદિક ચાર પ્રકારની છે ઈત્યાદિ નિરૂપણ કરે છે —

या वेदेनोदिता विद्या सा भूतात्मप्रतिक्रिया ।
तपो योगः स्तुतिर्बोधश्चोक्तं वेदे चतुष्टयम् ॥ १२७ ॥

અ૦ જે વિદ્યા વેદવડે નિરૂપિતા છે તે ભૂતાત્માની પ્રતિક્રિયારૂપ (છે) તપ યોગ સ્તુતિ અને જ્ઞાન (આ) ચાર વેદમધ્યે (પ્રતિક્રિયારૂપ) કહ્યાં ✕ ૧૨૭

હવે, 'તપ'ના સ્વરૂપ તથા ફલનું નિરૂપણ કરે છે —

स्वाश्रमोचितधर्मो यः स एवास्य तपो भवेत् ।
शान्ताः स्युर्मोहतृष्णाद्यास्तेन तामसराजसाः ॥ १२८ ॥

✕ ટિપ્પણુ ૧૨। જુઓ 'तारहोवाच' (૪-૧)
ટિપ્પણુ-૧૨૮ જુઓ 'महानदीपूरवद्वा अथ बन राजसस्य प्रतीपेषिर्मुनाशन' (૪-૧-૩)

અ૦ પોતાના આશ્રમને યોગ્ય જે ધર્મ તેજ આનું તપ કહેવાય. તે (તપ) વડે તામસ તથા રાજસ મોહ તથા તૃષ્ણા આદિ શાંત થાય. ૧૨૮

હવે, 'યોગ' તથા 'સુબોધ'નું નિરૂપણ કરે છેઃ—

तच्छान्तौ सत्त्ववृद्धिः स्यात्सत्त्वेनैकाग्रता धियः ।
तयात्मतत्त्वानुभवस्ततो मुक्तो न संसरेत् ॥ १२९ ॥

અ૦ (પૂર્વોક્ત) તે (મોહાદિક) શાંત થયે સત્ત્વવૃદ્ધિ થાય, સત્ત્વવડે બુદ્ધિની એકાગ્રતા (થાય), (એકાગ્રતા) વડે આત્મતત્ત્વનો અનુભવ (થાય) [અને] તે (અનુભવ) થકી મુક્ત (સતો) સંસારને પામે નહી. ૧૨૯

હવે, 'યોગ'ના ફલનું ત્રણ શ્લોકવડે નિરૂપણ કરે છેઃ—

निरिन्धनाग्निवच्चित्तं शाम्येद्योगेन कारणे ।
संस्कारमात्रशेषत्वान्न धीः संसर्तुमर्हति ॥ १३० ॥

અ૦ ચિત્ત, યોગવડે કાષ્ઠવિનાના અગ્નિનીપેરે અજ્ઞાનમધ્યે શમી જાય, (કેમકે) બુદ્ધિ સંસ્કારમાત્રરૂપે અવશિષ્ઠ હોવાથી સંસરણ પામવાને યોગ્ય ન હોય. ૧૩૦

યોગસમાધિ સમયે જીવચૈતન્યની બ્રહ્મ વિષે એકયતા થાય તે ઇત્યાદિકનું દષ્ટાંતપૂર્વક નિરૂપણ કરે છેઃ—

तदानीं जीवचैतन्यं ब्रह्मण्येकीभवेद्यथा ।
जले जलं वह्निरग्नौ व्योम्नि व्योम स्थितं यथा ॥ १३१ ॥

અ૦ યોગસમાધિ સમયે, જે પ્રમાણે જળમધ્યે જળ અગ્નિમધ્યે વહ્નિ વ્યોમ-મહાકાશ-મધ્યે વ્યોમ-ઘટાકાશ-સ્થિત હોય (તે પ્રમાણે) જીવ-ચૈતન્ય બ્રહ્મમધ્યે એકયતા પામે છે. ૧૩૧

યોગસમાધિ મધ્યે અદ્વૈતાનુભવ કરી બ્રહ્મતત્ત્વની સર્વાત્મતાની સ્તુતિપૂર્વક તેનુ સર્વદા અનુસ્મરણ કરવું ઇત્યાદિ પ્રવોક્ત 'સ્તુતિનું' નિરૂપણ કરે છેઃ-

अद्वैतमनुभूयास्मिन्समाधौ व्युत्थितः पुनः ।
स्तुवन् सर्वात्मतां तस्य ब्रह्मणोऽनुस्मरेत्सदा ॥ १३२ ॥

અ૦ આ (યોગ) સમાધિ મધ્યે અદ્વૈતતત્ત્વનો સાક્ષાત્કાર કરીને પુનઃ વ્યુત્થાન થયે તે બ્રહ્મની સર્વાત્મતાનું સ્તવન કરતા (તેનું) નિત્યસ્મરણ કરવું. ૧૩૨

પૂર્વોક્તબ્રહ્મની કેવી રીતે સ્તુતિ કરવી તે તથા તેના ફલનું નિરૂપણ કરે છે —

कुत्सो मुनिर्यथाऽस्तौषीत्त्वं ब्रह्मेत्यादिना तथा ।
स्तुवन्नपनुदेद्द्वैतवासनां चिरमाश्रिताम् ॥ १३३ ॥

અ૦ જે પ્રમાણે કુત્સમુનિએ 'त्वं ब्रह्मा' ઇત્યાદિ (મંત્રો) વડે સ્તુતિ કરેલી તે પ્રમાણે સ્તુતિ કરતા લાબાકાળની રહેલી દ્વૈતવાસના ટળે ૧૩૩

પૂર્વોક્ત રીત્યે વાસનાનાશ થયે પરમાત્મસિદ્ધિ થાય તે ઇત્યાદિ નિરૂપણ કરે છે —

योगाद्द्वैतविज्ञाने वासनायाश्च संक्षये ।
संत्यज्य जीवताभ्रान्ति परमात्मत्वमाप्नुयात् ॥ १३४ ॥

અ૦ યોગ થકી અદ્વૈતાનુભવ તથા વાસનાનો નાશ સિદ્ધ થતા જીવપણાની ભ્રાંતિનો ત્યાગ કરીને પરમાત્મપ્રાપ્તિ થાય ૧૩૪

પરમાત્મા પરત્વે જીવપણાનો ભ્રમ થાય છે તે તમોજન્ય છે ઇત્યાદિ નિરૂપણ કરે છે —

सा भ्रान्तिस्तमसा जन्या तमस्त्वाश्रितमात्मनि ।
परमात्मत्वमावृत्य कल्पयेज्जीवताभ्रमम् ॥ १३५ ॥

અ૦ તે ભ્રાંતિ તમસ-અજ્ઞાન-વડે જન્ય (હોય છે) અને તમસ આત્મા મધ્યે આશ્રિત (રહ્યું) પરમાત્મતત્ત્વને ઢાંકીને જીવપણાની ભ્રાંતિ ઉત્પન્ન કરે છે ૧૩૫

પૂર્વોક્તતમસ્ મધ્યે પ્રતિબિમ્બિત થઇ ઇશ્વરસ્વરૂપે સૃષ્ટયાદિકને પ્રવર્તાવે છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

यदावरकमज्ञानमात्माऽस्मिन्प्रतिबिम्बति ।
ईश्वरः प्रतिबिम्बोऽसौ सृष्ट्यादीनां प्रवर्तकः ॥ १३६ ॥

× ટિપ્પણ ૧૩૪ 'अथ यथेय कौलात्मजीमुनि ... त्वं ब्रह्मा त्वं च वै विष्णु' (૪-૧૧).
× ટિપ્પણ ૧૩૫ જુઓ "तमो वा इदमग्र" (૪-૫).

અ૦ આત્મા, જે આવરણ કરનારૂં અજ્ઞાન હોય છે તે વિષે પ્રતિબિમ્બિત થાય છે. (તેથી) આ પ્રતિબિંબરૂપ ઇશ્વર સૃષ્ટિ-આદિનો પ્રવર્તક હોય છે. ૧૩૬

તમસ્-આદિક ત્રણ ગુણો અજ્ઞાનના વિકાર છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

यदज्ञानं विक्रियते भवत्येष तमोगुणः ।
दृश्यमानं जगदिदं तम एवाभवत्पुरा ॥ १३७ ॥

અ૦ જે અજ્ઞાન વિકારને પામે છે તે તમોઆદિગુણરૂપ થાય છે. કેમકે, આ દૃશ્યમાન જગત પૂર્વે અજ્ઞાનરૂપે હતું. ૧૩૭

અજ્ઞાનથકી રજોઆદિગુણત્રયની ઉત્પત્તિ થાય છે તેનું દષ્ટાંતપૂર્વક નિરૂપણ કરે છેઃ—

ईशेन प्रेरितं तत्स्याद्रजो जलतरंगवत् ।
रजोऽपि प्रेरितं तद्वत्सत्त्वमेवं गुणत्रयम् ॥ १३८ ॥

અ૦ જલતરંગની પેરે ઇશ્વરવડે પ્રેરિત થયે તે (અંશ) રજોરૂપ થાય તે પ્રમાણે રજોગુણ પણ પ્રેરિત થાય. અને સત્વગુણ પણ તે પ્રમાણે પ્રેરિત થાય છે. એ રીત્યે (આને) ત્રણ ગુણો (ઉત્પન્ન થાય છે.) ૧૩૮

સમષ્ટિરૂપ અહંકાર ચૈતન્યના બિમ્બ તથા પ્રતિબિમ્બ વડે યુક્ત સતો પ્રત્યેક દેહમધ્યે ક્ષેત્રજ્ઞરૂપ થાય ઇત્યાદિ ત્રણ શ્લોકોવડે નિરૂપણ કરે છેઃ-

समष्टिरूपोऽहंकारः सत्त्वात्सारः समुद्धृतः ।
चिद्बिम्बप्रतिबिम्बाभ्यां युक्तोऽसौ चेतनो भवेत् ॥ १३९ ॥

અ૦ સમષ્ટિરૂપ અહંકાર સત્વગુણથકી સારરૂપે સમુદ્ધૃત છે. આ, ચૈતન્યના બિમ્બ તથા પ્રતિબિમ્બવડે યુક્ત થઇ ચેતનરૂપ થાય છે. ૧૩૯

प्रतिदेहं व्यष्टिरूपक्षेत्रज्ञत्वेन तिष्ठति ।
संकल्पोऽध्यवसायश्च देहे तत्तत्त्वसाधकः ॥ १४० ॥

અ૦ પૂર્વોક્ત અહંકાર વ્યષ્ટિરૂપક્ષેત્રજ્ઞસ્વરૂપેં પ્રત્યેકદેહ વિષે રહે છે. સંકલ્પ અને નિર્ણય, દેહમધ્યે તેની સત્તાના સાધકરૂપ છે. ૧૪૦

हिरण्यगर्भो वेदेषु समष्टिव्यष्टिरूपधृक् ।
श्रूयते यः स सूत्रात्मा प्रजापतिरिहोदितः ॥ १४१ ॥

અ૦ વેદોમધ્યેં, સમષ્ટિ તથા વ્યષ્ટિરૂપને ધારણ કરનાર જે હિરણ્યગર્ભ રૂપે (શ્રુતિમધ્યેં) પ્રસિદ્ધ છે તે સૂત્રાત્મા અહીં બ્રહ્મારૂપે વર્ણવેલો છે. ૧૪૧

તે સૂત્રાત્માનાં ત્રણ સ્વરૂપો ને ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

तस्य श्रेष्ठास्त्रयो देहाः सृष्ट्यन्तस्थितिहेतवः ।
ब्रह्मा रुद्रो विष्णुरिति गुणत्रयसमुद्भताः ॥ १४२ ॥

અ૦ સૃષ્ટિ લય અને સ્થિતિના કારણભૂત બ્રહ્મા રૂદ્ર અને વિષ્ણુ એમ તેના ત્રણ શ્રેષ્ઠ દેહો ત્રણગુણ થકી ઉત્પન્ન થાય છે. ૧૪૨

કયા ગુણથકી કયા દેહ ઉત્પન્ન થાય છે તે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ-

यो यः सृजति लोकेस्मिन्ब्रह्मा तत्राभिमन्यते ।
नाशाभिमानी रुद्रोऽयं विष्णुः स्थित्यभिमानवान् ॥ १४३ ॥

અ૦ આ લોકમધ્યેં જે જે સર્જન કરનાર છે તે (સૃષ્ટિ) મધ્યેં બ્રહ્મા અભિમાની (દેવ છે), આ રૂદ્ર નાશાભિમાની (દેવ) [અને] વિષ્ણુ સ્થિતિના અભિમાની (દેવ છે). ૧૪૩

બ્રહ્મા પોતે તે પછી ત્રણપ્રકારે સ્વરૂપ ધારણ કરીને અનેકસ્વરૂપે સૃષ્ટિ રચે છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

प्रजापतिस्त्रिधा भूत्वा भूयोऽपि बहुधाऽभवत् ।
वसुरुद्रादित्यभेदैर्गिरिनद्यादिभेदतः ॥ १४४ ॥

અ૦ બ્રહ્મા ત્રણ સ્વરૂપે થઇને પુનઃ પણ વસુ રૂદ્ર તથા આદિત્યરૂપ-ભેદપૂર્વક તથા ગિરિ-આદિ-ભેદપૂર્વક અનેકસ્વરૂપ થાય છે. ૧૪૪

× ટિપ્પણ ૧૪૧ જુઓ "तस्य प्रोक्ता आत्मास्तत्र". (૪-૫).
× ટિપ્પણ ૧૪૪ જુઓ "स वा एष एकधैव भूतोऽधा" (૪-૫).

એ રીત્યેં, માયારચિત અધ્યારોપ ઈત્યાદિનું નિરૂપણ કરે છેઃ—

आत्मन्यध्यारोप एवं प्रोक्तो मायाविनिर्मितः ।
आत्माधिष्ठानरूपेण प्रविष्टं सर्वभूतेषु ॥ १४५ ॥

અ૦ એ રીત્યેં, આત્મા વિષે માયાનિર્મિત (જગતના) અધ્યારોપનું નિરૂપણ કર્યું. આત્મા સર્વભૂતપદાર્થ મધ્યે અધિષ્ઠાનરૂપેં પ્રવેશેલ હોય છે. ૧૪૫

આ રીત્યેં, સર્વભૂતો મધ્યેં આત્માના અધિપતિપણાને પ્રતિપાદન કરે છેઃ—

इत्थं विवेचितश्चात्मा भात्याधिक्येन पालकः ।
नाधिष्ठानं विना किंचिदारोप्यं बाध्यते क्वचित् ॥ १४६ ॥

અ૦ અને એ રીત્યેં વિવેચેલ આત્મા અધિકરીતેં પાલકરૂપેં ભાસે છે (કેમકે) કોઈ (પણ) આરોપ્ય (પદાર્થ) અધિષ્ઠાન વિના કવચિત્ બાધિત થતો નથી. ૧૪૬

હવે, અંદર તથા બાહેર સર્વત્ર આત્મા અનુસ્યૂત છે ઈત્યાદિ ઉપસંહાર કરે છેઃ—

आरोपितस्य सर्वस्याधिष्ठानं तत्त्वमीक्षते ।
तस्मादन्तर्बहिश्चात्मा स्थितः सर्वेषु वस्तुषु ॥ १४७ ॥

અ૦ સર્વઆરોપિત ભૂતપદાર્થના અધિષ્ઠાનરૂપ (અદ્વૈત) તત્ત્વનો અનુભવ કરે છે તેથી, આત્મા સર્વ વસ્તુમધ્યે અંદર અને બ્હાર રહેલો છે. ૧૪૭

प्रजापतिर्वालखिल्यान्मुनीनेवमबूबुधत् ।
शाकायन्यः कथामेतां राज्ञे प्रोवाच धीमते ॥ १४८ ॥

અ૦ એ રીત્યે, બ્રહ્માએ વાલખિલ્ય મુનીઓને ઉપદેશ કર્યો (અને) શાકાયન્યે બુદ્ધિમાન રાજાને આ આખ્યાન કહ્યું. ૧૪૮

આ ઉપનિષદમાં કયા વિષયો વર્ણવ્યા ઈત્યાદિનું નિરૂપણ કરે છેઃ—

x „ ૧૪૫ " भूतेषु चरति प्रविष्टः ", (४-५).

x ટિપ્પણ: ૧૪૬ જુઓ " सर्वभूतानामधिपतिर्बभूव " (४-५).

वैराग्यं परमात्माऽत्र जीवात्मा साधनानि च ।
तपो योगः स्तुतिर्बोध इति सर्वं व्यवस्थितम् ॥ १४९ ॥

અ૦ અહીં, વૈરાગ્ય પરમાત્મા જીવાત્મા અને તપ યોગ સ્તુતિ અને બોધરૂપ (જ્ઞાનનાં) સાધનો એમ સર્વ વ્યવસ્થિત છે. ૧૪૯

शाकायन्याय भगवान्मैत्रोऽखिलमुवाच ह ।
तत्सर्वं मेऽनुगृह्णातु विद्यातीर्थमहेश्वरः ॥ १५० ॥

અ૦ ભગવાન્ મૈત્રે શાકાયન્યને નિશ્ચે અખિલ (બોધ) કરેલો. વિદ્યાતીર્થમહેશ્વર તે સર્વનો મારા ઉપર અનુગ્રહ કરો. ૧૫૦

ઇતિ મૈત્રાયણીશાખાવિવરણ નામક દશમો અધ્યાય સમાપ્ત.

# अध्याय ११ मो

## યજુર્વેદીય કઠોપનિષદ્

યમે નચિકેતાને કઠોપનિષદ્‌માં જે બ્રહ્મવિદ્યાનો બોધ કરેલો તેનું નિરૂપણ કરે છેઃ—

याजुष्यां कठशाखायां विद्यां यां नाचिकेतसे ।
यमः प्रोवाच तां सर्वां संग्रहेण ब्रवीम्यहम् ॥ १ ॥

અ૦ હું યમરાજાએ યાજુષી કઠશાખામધ્યે જે બ્રહ્મવિદ્યાનો નચિકેતાને બોધ કર્યો તે સર્વનું સંગ્રહપૂર્વક વર્ણન કરું છું. ૧

નચિકેતાએ યમરાજા પાસે આત્મજ્ઞાન સંબંધી વર માગ્યો તે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

नचिकेताः कुमारः सन् स्वपित्रा प्रेषितो यमम् ।
गत्वा तं तोषयित्वात्मज्ञानं वरमयाचत ॥ २ ॥

અ૦ કુમાર સતા નચિકેતાને તેના પિતાએ મોકલતાં યમપ્રતિ જઇ તેને સંતુષ્ટ કરી તેણે આત્મજ્ઞાન સંબંધી વર માગ્યો. ૨

નચિકેતા, પારલૌકિક આત્મા [illegible] કે નહિ ? તે પ્રશ્ન પૂછે છેઃ—

प्रेते मनुष्ये संदेहो भूयान्मतविभेदतः ।
पारलौकिक आत्मास्ति नास्ति वा निर्णयं वद ॥ ३ ॥

અ૦ મનુષ્ય મૃત્યુ પામ્યે મતવિભેદથકી (આત્મા સંબંધી) સંદેહ થાય છે. (તેથી) પારલૌકિક આત્મા છે કે નહી તે કહો. ૩

પૂર્વોક્ત મતવિભેદનું નિરૂપણ કરે છેઃ—

चार्वाका देहमेवाहुः कर्मिणः स्वर्गगामिनम् ।
मुमुक्षवो मुच्यमानमित्युक्तो गुरुराह तम् ॥ ४ ॥

---

× ટિપ્પણ : ૧ જુઓ "उशन् ह वै वाजश्रवसः । (कठ १-१-१).
" ૩ જુઓ "येयं प्रेते विचिकित्सा...वरस्तृतीयः ।" (१-१-२०)

અ૦ ચાર્વાક મતના મુમુક્ષુઓ ( અતિમૂઢ ) દેહને ( આત્મા ) કહે છે તથા કનિષ્ઠ ( મૂઢ ) પુરૂષો દેહમુક્ત થતાં સ્વર્ગમાં જનારને ( આત્મા ) કહે છે એમ કહેતા ગુરૂ તેને કહે છે. ૪

આત્મતત્ત્વ દુર્વિજ્ઞેય છે તેથી તે વિના અન્ય વર માગવા ગુરૂ કહે છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

दुर्विज्ञेयमणुत्वाच्चेद्देवैश्च विचिकित्सितम्।
त्यक्त्वैतत्पुत्रवित्तादीन्वृणीष्वेत्युक्त आह तम् ॥ ५ ॥

અ૦ તે (આત્મતત્ત્વ) સૂક્ષ્મસ્વરૂપ હોવાથી દુર્વિજ્ઞેય છે અને દેવો પણ તે વિષે શંકાશીલ હોય છે (તેથી) તે (વર)નો ત્યાગ કરી પુત્ર તથા વિત્તાદિક સંબંધી વર માગ એમ કહેતા (નચિકેતા) તેને કહે છેઃ—૫

નચિકેતાએ યમને શું કહ્યુ તે નિરૂપણ કરે છેઃ—

पुत्राद्यानश्वराः क्लेशहेतवश्चाथ दुर्गमम्।
तत्त्वं वक्तुं त्वादृशोऽन्यो नेत्यात्मैव त्वयोच्यताम् ॥ ६ ॥

અ૦ પુત્રાદિક પદાર્થો નાશવંત અને ક્લેશના કારણરૂપ છે અને ત્હારા જેવો બીજો, દુર્ગમ ( આત્મતત્ત્વ )ને કહેવા (સમર્થ) નથી (તેથી) આત્માનું જ તું નિરૂપણ કર. ૬

યમ, તું પ્રિય વસ્તુનો અધિકારી છે માટે તું પ્રિયપદાર્થની માગણી કર ઇત્યાદિ પ્રલોભક બોધવાક્યો કહે છેઃ—

शृणु प्रियं हितं चेति पुरुषैरर्थ्यते द्वयम्।
प्रियाः पुत्रादयस्त्वात्मा हितो दुःखविवर्जितः ॥ ७ ॥

અ૦ સાંભળ. પ્રિય અને હિત–શ્રેયસ્–આ બે પદાર્થોની પુરૂષો ઇચ્છા કરે છે. પુત્રાદિક (પદાર્થો) પ્રિયસ્વરૂપ (છે) કિંતુ, દુઃખથી નિર્મુક્ત આત્મા શ્રેયઃસ્વરૂપ છે. ૭

અવિવેકી પુરૂષો પ્રિયપદાર્થને માગનારા હોય છે એમ કહી અવિવેક તથા વિવેકમાર્ગ–આદિનું નિરૂપણ કરે છે—

×ટિપ્પણ ૫ જુઓ "देवैरत्रापि...मुत्तरेरगर्न.।" ( ૧–૧–૨૧ ).
×ટિપ્પણ ૬ જુઓ "श्वोभावा मर्त्यस्य...गीते।" ( ૧–૧–૨૬–૨૯ )
" ૭ જુઓ "अन्यच्छ्रेयोऽन्यदुतैव प्रेय ...लोऽप्नन्त.।" ( ૧. ૨–૫ ).

अविवेकविवेकौ द्वौ मार्गौ तत्राविवेकिनः ।
प्रियार्थिनस्त्वं तु नैवं मत्तो ज्ञानं हितं भज ॥ ८ ॥

અ૦ અવિવેક તથા વિવેક (એમ) બે પ્રકારના માર્ગો છે. તેમાં પ્રિય પદાર્થની ઇચ્છા કરનારા અવિવેકી હોય છે. કિંતુ, તું એવો નથી (તેથી) હું-થકી હિતસ્વરૂપ જ્ઞાન પ્રાપ્ત કર. ૮

મૂઢપુરૂષ હોય તે સ્વર્ગાદિકની ઇચ્છિા કરે ઈત્યાદિ નિરૂપણ કરે છે:-

मूढातिमूढौ न समौ त्वयाऽत्यन्तविवेकिना ।
मूढस्त्वीषद्विवेकी सन् स्वर्गमिच्छति नैहिकम् ॥ ९ ॥

અ૦ મૂઢ તથા અતિમૂઢ પુરૂષ તારા જેવા ન હોય (કેમકે) તું (તો) અત્યન્ત વિવેકી છે. (કેમકે) મૂઢ (કર્મિષ્ઠ પુરૂષ) થોડો વિવેકી સતો સ્વર્ગની ઇચ્છા કરનારો છે. તે (અતિમૂઢની પેરે) ઐહિક (સુખ)ની ઇચ્છા કરનારો નથી.૯

કર્મિષ્ઠ પુરૂષો તથા તેનો ઉપદેષ્ટા આત્મતત્ત્વનો અનભિજ્ઞ હોય છે ઈત્યાદિ નિરૂપણ કરે છે:—

तद्गुरुश्च तथैतौ द्वावन्धनीतान्धवत्स्थितौ ।
आत्मतत्त्वानभिज्ञत्वादविद्याभ्यंतरे स्थितौ ॥ १० ॥

અ૦ અને તે (કર્મિષ્ઠપુરૂષ)નો ઉપદેષ્ટા તેજ પ્રમાણે મૂઢ છે. તે બંને, આંધળાએ દોરેલા અન્ય આંધળા પુરૂષની પેરે સ્થિત હોય છે. (અને) આત્મતત્ત્વના અજાણ હોવાથી તેઓ અવિદ્યા વિષે નિમગ્ન હોય છે. ૧૦

હવે અતિમૂઢ કોને કહે તે નિરૂપણ કરે છે:—

अतिमूढो धनार्थी सन् ब्रह्महत्यादिकान्यपि ।
करोति परलोकस्तु न तस्य प्रतिभासते ॥ ११ ॥

અ૦ અતિમૂઢ (પુરૂષ હોય તે) ધનલોલુપ સતો બ્રહ્મહત્યાદિક (પાપો) પણ કરે છે. કેમકે, પરલોક તેને પ્રતિભાસતો નથી. ૧૧

ટિપ્પણ: ૧૦ જુઓ "अविद्यामन्तरे...यथान्धा ।" (૧-૨-૫).
૧૧ જુઓ "न सांपराय ...पुनर्वशमापद्यते मे ।" (૧-૨-૬).

કર્મિષ્ઠ તથા ચાર્વાકોએ આત્મતત્ત્વનું શ્રવણ પણ કરેલું હોતું નથી ઈત્યાદિ નિંદોક્તિવાક્ય નિરૂપણ કરે છેઃ—

चार्वाकैः कर्मिभिश्चात्मा श्रवणायापि दुर्लभः ।
मुमुक्षवोपि बहवः शृण्वन्तोपि न जानते ॥ १२ ॥

અ૦ કર્મિષ્ઠ તથા ચાર્વાકોને આત્માનુ શ્રવણ પણ દુર્લભ (છે) તેમજ અનેક મુમુક્ષુઓ પણ તેનુ શ્રવણ કરેલ હોય તથાપિ તે (આત્મા)ને જાણતા નથી. ૧૨

દેવોવડે વિઘ્ન થતાં મર્ત્યપુરૂષો આત્મતત્ત્વને જાણીશકતા નથી ઈત્યાદિ વાક્યવડે આત્મતત્ત્વની દુર્જ્ઞેયતાનું નિરૂપણ કરે છેઃ—

हविर्भुजां हि देवानामप्रियं मर्त्यवेदनम् ।
मर्त्यास्तत्त्वं न जानन्ति विघ्नैर्देवकृतैर्हताः ॥ १३ ॥

અ૦ મર્ત્ય (પુરૂષો)ને આત્મજ્ઞાન થાય તે હવિભોક્તા દેવોને નિશ્ચે અપ્રિય હોય છે. (તેથી) મર્ત્યો દેવકૃતવિઘ્નો વડે બાધિત (સતા) તત્ત્વને જાણી શકતા નથી. ૧૩

યજ્ઞમાં વિઘ્ન કરવા દેવો આચાર્યાદિકદોષ ઉત્પાદન કરે તે નિરૂપણ કરે છેઃ—

आचार्यशिष्ययोर्दोषान्देवा उत्पादयन्ति हि ।
वाग्दोषाद्बुद्धिदोषाद्वा वक्तुं शक्नोति नो गुरुः ॥ १४ ॥

અ૦ દેવો, આચાર્ય તથા શિષ્યોના દોષને નિશ્ચે ઉત્પાદન કરે છે. (તેથી) ગુરૂ, વાણીના દોષ થકી વા બુદ્ધિના દોષથકી (જ્ઞાનવચનો) બોલી શકતો નથી. ૧૪

હવે, શિષ્યદોષો દેવો ઉત્પાદન કરે તે નિરૂપણ કરે છેઃ—

अविश्वासात्कुतर्काद्वा शिष्यो वोद्धुं न शक्नुयात् ।
ईश्वरानुग्रहाद्देवा विहन्तुं शक्नुवन्ति नो ॥ १५ ॥

× ટિપ્પણ : ૧૨ જુઓ " श्रवणायापि...कुशलानुशिष्टः । " (૧-૨-૭)

જ૦ શિષ્ય અશ્રદ્ધા વા કુતર્કને લીધે જ્ઞાન પામી શકે નહિ. (કિન્તુ) દેવો, ઈશ્વરના અનુગ્રહ થકી વિઘ્ન કરવા સામર્થ થાય નહીં. ૧૫

ઈશ્વરનો અનુગ્રહ શી રીતે પ્રાપ્ત થાય તે નિરૂપણ કરે છેઃ—

सहनाविस्यादिशान्तिजपेनेशप्रसादतः ।
निर्विघ्नौ गुरुशिष्यौ स्तस्तादृशौ दुर्लभौ खलु ॥ १६ ॥

અ૦ ગુરૂ અને શિષ્ય 'સહ નૌ' (અર્થઃ–ગુરૂશિષ્યને એકસાથે) ઈત્યાદિ શાંતિજપવડે ઈશ્વરાનુગ્રહ થાય અને તે થકી નિર્વિઘ્ન થાય. તેવા (બંને) નિશ્ચે, દુર્લભ હોય છે. ૧૬

ગુરૂ બે પ્રકારના હોય છે તે ઈત્યાદિ નિરૂપણ કરે છેઃ--

शब्दार्थज्ञः स्वात्मतत्त्वानुभवी च गुरुर्द्विधा ।
आद्यो नरो न तु ब्रह्म नरत्वभ्रान्त्यनाशनात् ॥ १७ ॥

અ૦ ગુરૂ, માત્રશબ્દાર્થને જાણનાર અને સ્વાત્મતત્ત્વનો સાક્ષાત્કાર કરનાર (એમ) બે પ્રકારના હોય છે. (તે મધ્યે) પ્રથમપ્રકારનો મનુષ્યરૂપ છે. કિંતુ, તે નરપણાની ભ્રાંતિ નષ્ટ પામેલી ન હોવાથી બ્રહ્મ સ્વરૂપ ન હોય. ૧૭

પૂર્વોક્ત નરગુરૂવડે સંશય ટળે નહીં કિન્તુ બ્રહ્માનુભવી ગુરૂવડે કરેલો બોધ સફલ થાય ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

तेनोक्ते संशया एव स्युर्वाचा बहुयोजनात् ।
ब्रह्मैवानुभवी तेन ब्रह्म प्रोक्तं विबुध्यते ॥ १८ ॥

અ૦ તે (નરગુરૂ)વડે બોધ કરતાં વાણીના બહુવિલાસ થકી સંશય જ પ્રાપ્ત થાય. (કિન્તુ) કેવળબ્રહ્માનુભવી (ગુરૂ)વડે બોધાયલ બ્રહ્મનો ઉપદેશ સિદ્ધ થાય છે. ૧૮

કુશલ ગુરૂ કોણ તે નિરૂપણ કરે છેઃ—

कुतर्काद्वरुयते विद्या तार्किको न गुरुस्ततः ।
आगमे चानुभूतौ च कुशलोऽत्र गुरुर्भवेत् ॥ १९ ॥

× ટિપ્પણ: ૧૭ જુઓ "न नरेणावरेण...द्यतार्क्यमणुप्रमाणात् ।" (૧-૨-૮)
૧૯ જુઓ "नैषा तर्केण...प्रेष्ठ ।" (૧-૨-૯).

અ૦ વિદ્યા કુતર્કથકી નાશ પામે તેથી તાર્કિક ગુરૂ (યોગ્ય) ન હોય. અહીં, આગમ-શાસ્ત્ર-તથા અનુભવ મધ્યે કુશલ ગુરૂ (યોગ્ય) થાય. ૧૯

શિષ્ય અધ્યાત્મયોગનું સેવન કરી અન્તર્મુખ થતાં આત્મતત્ત્વનો સાક્ષાત્કાર કરે ઇત્યાદિ ત્રણ શ્લોકવડે નિરૂપણ કરે છેઃ—

शिष्यो बहिर्मुखो न स्यादध्यात्मं योगमाचरन् ।

दुर्दर्शत्वादिसंयुक्तमप्यात्मानं प्रपश्यति ॥ २० ॥

અ૦ શિષ્યે બહિર્મુખ ન થવુ, તે અધ્યાત્મ યોગનું સેવન કરતાં દુર્દર્શત્વ-દુર્વિજ્ઞેયત્વ-આદિ ગુણોવડે યુક્ત હોય તથાપિ આત્માનો સાક્ષાત્કાર કરનાર થાય છે. ૨૦

આત્મા બાહ્યેન્દ્રિયવડે દ્રશ્ય ન હોય ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

बाह्येन्द्रियैर्न दृश्योऽयं गूढस्थानप्रवेशतः ।

पञ्चकोशगुहान्तस्थो गह्वरे तमसि स्थितः ॥ २१ ॥

અ૦ આ (આત્મા) ગૂઢસ્થાન વિષે પ્રવેશેલ હોવાથી બાહ્યઇન્દ્રિયો વડે દ્રશ્ય ન હોય. (કેમકે) પંચકોશરૂપી ગુહા વિષે રહેલો તે ગાઢ અંધકાર મધ્યે સ્થિત હોય છે. ૨૧

પૂર્વોક્ત અન્ધકાર-અજ્ઞાન-શી રીતે નાશ પામે તથા તે નાશ પામતાં શું ફલ પ્રાપ્ત થાય ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

योगेनान्तर्मुखा बुद्धिस्तमो नाशयते ततः ।

देवं ज्ञात्वा हर्षशोकौ त्यजेत्तद्योग्यतास्ति ते ॥ २२ ॥

અ૦ બુદ્ધિયોગવડે અન્તર્મુખ (સતો) અજ્ઞાનને હણે છે. તેથી પરમાત્મતત્ત્વનો સાક્ષાત્કાર કરીને હર્ષશોકનો ત્યાગ કરાય. તારી તે પ્રકારની યોગ્યતા છે. ૨૨

નચિકેતા (યમનું) પૂર્વોક્ત વચન સાંભળી રહસ્ય-તત્ત્વ જાણવા પ્રાર્થના કરે છેઃ—

योग्योहं चेत्तर्हि तत्त्वं रहस्यं यत्त्वमीक्षसे ।

तद्ब्रूहि सर्वसंसारगुणातीतं विमुक्तये ॥ २३ ॥

× ટિપ્પણ : ૨૦ જુઓ " तं दुर्दर्शं...जहाति । " ( ૧-૨-૧૨ ).

અ૦ (જો) હું યોગ્ય હોઉં તો જે રહસ્ય-તત્ત્વ તું જાણે છે તે સર્વ-સંસારગુણથી નિર્મુક્ત આત્મતત્ત્વનો વિમુક્ત્યર્થ ઉપદેશ કર. ૨૩

નચિકેતા જે આત્મતત્ત્વની અપેક્ષા કરે છે તેના સ્વરૂપનું નિરૂપણ કરે છેઃ—

धर्माधर्मौ कार्यहेतू तथा भूतभविष्यती ।
अन्यच्च सर्वं नो यत्र तदेवापेक्षितं मम ॥ २४ ॥

અ૦ જે વિષે ધર્મ તથા અધર્મ કાર્ય તથા કારણ તેજ પ્રમાણે ભૂત અને ભવિષ્ય અને અન્ય સર્વ જગત્ વિદ્યમાન હોતું નથી તે જ (આત્મતત્ત્વ)ની મને અપેક્ષા છે. ૨૪

સર્વવેદ મધ્યે વેદ્ય તથા તપ-આદિવડે પ્રાપ્ત આત્મતત્ત્વનો પ્રણવ વડે બોધ થઇ શકે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

सर्ववेदेषु यद्वेद्यं तपांसि यदवाप्तये ।
ब्रह्मचर्यं च तद्वस्तु प्रणवेनाभिधीयते ॥ २५ ॥

અ૦ જે સર્વ વેદો મધ્યે વેદ્ય છે (અને) જે પ્રાપ્ત કરવા તપ તથા બ્રહ્મચર્ય (નું સેવન કરાય છે) તે વસ્તુનું પ્રણવપૂર્વક નિરૂપણ કરાય છે. ૨૫

ૐકારપ્રણવ-વસ્તુ-આત્મતત્ત્વ-નો વાચક છે તથા તે વડે જ્ઞાનીને મુક્તિ થાય ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

प्रणवो वाचकस्तस्य स्यात्प्रतीकमुपास्तये ।
तेन बोद्धुर्भवेन्मुक्तिर्ब्रह्मलोकोऽप्युपासितुः ॥ २६ ॥

અ૦ પ્રણવાક્ષર તે (વસ્તુ)નો વાચક છે (અને) અને તે બ્રહ્મની ઉપાસ્તિ અર્થ પ્રતીક રૂપ (છે). તેવડે જ્ઞાનીને મુક્તિ થાય અને ઉપાસકને બ્રહ્મલોક પ્રાપ્તિ થાય. ૨૬

હવે, પૂર્વોક્ત ચિદાત્મક પ્રણવવાચ્યપદાર્થના સ્વરૂપનું બે શ્લોક વડે નિરૂપણ કરે છેઃ—

× ટિપ્પણ : ૨૪ જુઓ "अन्यत्र...तद्वद ।" (૧-૨-૧૪).
× ટિપ્પણ : ૨૫ જુઓ "सर्वे वेदा...ब्रवीम्योमित्येतत् ।" (૧-૨-૧૫).
" ૨૬ જુઓ "एतद्ध्येवाक्षरं ब्रह्म...महीयते ।" (૧. ૨. ૧૬-૧૭).

न जायते न म्रियते प्रणवार्थश्चिदात्मकः ।
पुराणोऽसावजत्वेन नित्यः स्यादमृतत्वतः ॥ २७ ॥

અ૦ ચિદાત્મક પ્રણુવવાચ્યપદાર્થ જન્મતો નથી (અને) મરણ પામતો નથી, આ અજન્મા હોવાથી પુરાણ (તથા) અમૃતસ્વરૂપ હોવાથી નિત્યસ્વરૂપ હોય છે ૨૭

વળી, પૂર્વોક્ત પ્રણુવપદાર્થ કાર્યકારણથી રહિત તથા અહંન્ય ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

कारणं नास्य कार्यं वा देहघातेपि नो हतिः ।
देहो देहान्तरं हन्ति न चिद्धन्ति न हन्यते ॥ २८ ॥

અ૦ આનું કારણ વા કાર્ય હોતું નથી (તેમજ) દેહનો ઘાત થયે પણ તેની હાનિ નથી (કેમકે) દેહ, અન્યદેહનો ઘાતકરનાર છે ચૈતન્ય હણતું નથી (કે) હણાતું નથી ૨૮

વળી, પૂર્વોક્ત તત્ત્વના બધુસ્વરૂપનું બે શ્લોકવડે નિરૂપણ કરે છે —

श्यामाकादेरणोरेपोऽणीयांस्तत्राणुकल्पनात् ।
महीयान् महतः खादेस्तत्राकाशादिकल्पनात् ॥ २९ ॥

અ૦ આ, આત્માપરત્વે અણુની કલ્પના કરે છે તેથી શ્યામાકાદિથી પણ ઝીણો, (અને) તે પરત્વે આકાશાદિની કલ્પના કરે છે તેથી મોટા આકાશ થકો મોટો છે. ૨૯

પૂર્વોક્તતત્ત્વનો સાક્ષાત્કાર કોણ ક્યારે કરે ઇત્યાદિ નિરૂપણ કરે છે –

स्थितो अन्तर्हृद्गुहायां तं निष्कामस्तु पश्यति ।
इन्द्रियाणां प्रसन्नत्वाद्वीतशोकस्तदा भवेत् ॥ ३० ॥

× ટિપ્પણ ૨૮ જુઓ "न जायते हन्यते।" (૧ ૨ ૧૮-૧૯) શ્યામક-શામા નામનું ધાન્ય

× ટિપ્પણ ૨૯ જુઓ "अणो- मात्मन" (૧ ૨ ૨૦)

અ० (તે) પ્રાણિઓની હૃદયગુહા વિષે રહેલો છે. કિન્તુ, નિષ્કામી (પુરુષ) તેનો સાક્ષાત્કાર કરે છે. ત્યારે ઇન્દ્રિયો નિર્મળ થતાં તે શોક રહિત થાય છે. ૩૦

अन्तर्मुखोऽहं पश्यामि मत्तोऽन्यो वाह्यधीः पुमान्।
ज्ञातुमर्हति को वा तं निरुद्धात्मत्वभासिनम् ॥ ३१ ॥

અ० હું અન્તર્મુખ (સતો) [આ આત્માનો] સાક્ષાત્કાર કરૂં છું. અથવા, કોણ તૂંથી અન્ય બાહ્યમુખ અવિવેકી પુરૂષ વિરૂદ્ધ-ધર્મત્વ-પૂર્વક-ભાસનારા તે (આત્મા)ને જાણવાને યોગ્ય હોય ? ૩૧

આત્માની પૂર્વોક્ત દુર્લક્ષતાના પ્રયોજક વિરૂદ્ધધર્મોનું પાંચ શ્લોકવડે નિરૂપણ કરે છેઃ—

दूरं गच्छेदिहासीनः शयानो याति सर्वतः।
समदो विमदश्चातो दुर्लक्ष्यो ह्यविवेकीभिः ॥ ३२ ॥

અ० અહીં બેઠેલો (તથાપિ) [તે આત્મા] દૂર પ્રયાણ કરે છે. સૂતેલો (તથાપિ) સર્વત્ર પ્રયાણ કરે છે. પ્રિય-સમદ-તથા વિમદ-શોકમુક્ત-છે એથી તે નિશ્ચે, અવિવેકી (પુરૂષો)ને અગમ્ય હોય છે. ૩૨

વળી, તેના દુર્ઘટ વિરૂદ્ધસ્વરૂપનું નિરૂપણ કરે છેઃ—

✓ वने ध्यातुं समासीनो देहं संकल्प्य मानसम्।
तेनैवं नगरं गत्वा करोति क्रयविक्रयौ ॥ ३३ ॥

અ० ધ્યાન કરવા વનમધ્યે બેઠેલો તે માનસદેહની કલ્પના કરીને તે (માનસશરીર)વડેજ નગર પ્રત્યે પ્રયાણ કરી (પદાર્થોના) ક્રયવિક્રય કરે છે. ૩૩

शयानो मञ्चकेऽक्षेषु विलीनेषु निराकृतिः।
आकाशवत्सर्वगत एकः सुप्तोऽवतिष्ठते ॥ ३४ ॥

અ० મંચક વિષે સૂતેલો ઇન્દ્રિયો વિલીન થતાં આકૃતિરહિત (થાય છે). સૂતેલો એક (તથાપિ) આકાશની પેરે સર્વગત હોય છે. ૩૪

* ટિપ્પણઃ ૩૧ જુઓ "आसीनो...ज्ञातुमर्हति।" (૧-૨-૨૦).

धनविद्यादिभिर्मत्तः पांडित्यं सदसि ब्रूवन् ।
वैराग्यनटनेनासौ लक्ष्यते मदहीनवत् ॥ ३५ ॥

અ૦ ધન તથા વિદ્યા આદિવડે મદયુક્ત સભામધ્યે પંડિતાઇની વાતો કરતો (તથાપિ) આ વૈરાગ્ય દર્શનવડે મદરહિત હોય તેવો જણાય છે ૩૫

આત્મા ઉપર કહ્યુ તેમ વિપરીતધર્મવાળો હોવાથી અન્તર્મુખપુરૂષ તેના વાસ્તવસ્વરૂપને જાણુવા યોગ્ય છે ઇત્યાદિ નિરૂપણ કરે છે—

एवं विरुद्धधर्मत्वात्स्वभावः कोस्य वास्तव. ।
इति ज्ञातुमशक्यत्वादंतर्दृष्टयैवमीक्ष्यताम् ॥ ३६ ॥

અ૦ એ રીત્યે (આત્માના) વિરૂદ્ધધર્મો હોય છે તેથી (આત્મા)નો **યથાર્થભૂત અસાધારણ** ધર્મ કયો એમ જાણુવુ અશક્ય હેવાથી (તેનુ) **અન્તર્દષ્ટયા** જ ચિન્તન કરવુ ૩૬

યમરાજા પૂર્વોક્ત આત્માના અસાધારણધર્મનુ તથા તેનુ વિજ્ઞાન સિદ્ધ થતા ફૈલનુ નિરૂપણ કરે છે—

अशरीरं शरीरेष्वनवस्थेष्वेष्ववस्थितम् ।
सर्वगं बहुभावाधिष्ठानं मत्वा न शोचति ॥ ३७ ॥

અ૦ ચાવત શરીરોમધ્યે અશરીરસ્વરૂપ ચલપદાર્થો મધ્યે અચલ સર્વગત (તથા) અનેક પદાર્થોના અધિષ્ઠાનરૂપ (આત્મા)નુ અન્તર્દષ્ટયા ચિતન કરતા શોક ટળી જાય છે ૩૭

પૂર્વોક્ત આત્મા, અત્યત પઠન–શ્રવણાદિવડે પ્રાપ્ય ન હોય કિંતુ, ઇશ્વરના અનુગ્રહ વડે જ પ્રાપ્ત થાય ઇત્યાદિ બે શ્લોકવડે નિરૂપણ કરે છે –

नायमात्मा बहोः पाठाद्बहुश्रुत्या च मेधया ।
लभ्यो बहिर्मुखस्यास्य नेश्वरानुग्रहो यतः ॥ ३८ ॥

× ટિપ્પણુ ૩૭ જુઓ ' अशरीरं शोचति ।" ( ૧–૨–૨૧ )
× ટિપ્પણુ ૩૮ જુઓ नायमात्मा स्वाम् ।' ( ૧–૨–૨૨ )

અ૦ કેમકે, આ બહિર્મુખ-અવિવેકી-(પુરૂષ)ને ઇશ્વરનો અનુગ્રહ હોય નહી તેથી, આ આત્મા બહુપઠન બહુશ્રવણ અને તર્કબુદ્ધિવડે લભ્ય ન હોય ૩૮

અન્તર્મુખ પુરૂષને જ આત્મા પોતાનું યથાર્થસ્વરૂપ પ્રગટ કરે છે ઇત્યાદિ નિરૂપણ કરે છે:—

यमन्तर्मुखमीशोऽनुगृह्णीते तेन लभ्यते ।
तस्येशः स्वात्मनो रूपं भासयत्यखिलं स्फुटम् ॥ ३९ ॥

અ૦ ઇશ્વર જે અન્તર્મુખ (પુરૂષ)ને અનુગ્રહ કરે તેને આત્મા પ્રાપ્ત થાય છે. ઇશ્વર તે (અન્તર્મુખ)ને પોતાનુ સમગ્રસ્વરૂપ સ્પષ્ટરીતે પ્રગટ કરે છે. ૩૯

હવે, ઇશ્વિર કોને અનુગ્રહ કરે ઇત્યાદિ નિરૂપણ કરે છે:—

पापं क्रोधमनेकाग्र्यं योगासिद्धिं च नैति यः ।
तमीश्वरोऽनुगृह्णाति स ज्ञानेनैनमाप्नुयात् ॥ ४० ॥

અ૦ ઇશ્વર, જે (પુરૂષ) પાપ ક્રોધ અનૈકાગ્ર્ય તથા યોગસિદ્ધિનું સેવન કરતો નથી તેને અનુગ્રહ કરે છે. (તેથી) તે જ્ઞાનપૂર્વક આ (આત્મા)ને પ્રાપ્ત કરે છે. ૪૦

પૂર્વોક્ત સાધનસામગ્રી વિના આત્માનુ સ્વરૂપ જાણી શકાય નહી ઇત્યાદિ નિરૂપણ કરે છે:—

ब्राह्मणादि जगन्मृत्युसहितं यस्तु संहरेत् ।
सोयमुग्रः कथं वोढुं शक्यः स्यान्नियतिं विना ॥ ४१ ॥

અ૦ કિન્તુ, જે મૃત્યુસમેત બ્રાહ્મણાદિ-જગતનો સહારકરનાર છે તે આ ઉગ્ર (આત્મા), [પૂર્વોક્ત] નિયતિ (સાધનો) વિના કેમ જાણી શકાય ? ૪૧

હવે, રથરૂપકની કલ્પનાદ્વારા જીવ તથા ઇશ્વરરૂપ બે આત્માના સ્વરૂપનુ નિરૂપણ કરે છે:—

× ટિપ્પણ ૪૦ જુઓ "नाविरतो...प्रज्ञानेनैनमाप्नुयात् ।" (૧-૨-૨૩)
× ટિપ્પણ. ૪૧ જુઓ "यस्य ब्रह्म च...वेद यत्र सः" । (૧-૨-૨૪)

को बोद्धा कश्च बोद्धव्य इतिचेत्तावुभौ शृणु ।
बुद्धिं प्रविष्टौ जीवेशौ बोद्धृबोधव्यतां गतौ ॥ ४२ ॥

અ० બોદ્ધા–જાણનાર–કોણ ? અને બોદ્ધવ્ય–જાણવાયોગ્ય–કોણ ? એમ (કહે) તો બન્નેના (સ્વરૂપ) સાંભળ જીવ તથા ઈશ્વર બુદ્ધિ પ્રત્યે પ્રવેશેલ (સતા), બોદ્ધા અને બોદ્ધવ્યપણાને પ્રાપ્ત થાય ■ ૪૨

જીવ અવચ્છિન્ન–મર્યાદિત–સ્વરૂપ–અને ઈશ્વર અનવચ્છિન્ન–અમર્યાદિતસ્વરૂપ હોય એ ઇત્યાદિ નિરૂપણ કરે છે—

अवच्छिन्नो भवेज्जीवोऽनवच्छिन्नो महेश्वरः ।
रथस्वामी च गन्तव्यदेशो यद्वदुभौ तथा ॥ ४३ ॥

અ० જીવ મર્યાદિત સ્વરૂપનો હોય અને મહેશ્વર અમર્યાદિત સ્વરૂપનો હોય જે પ્રમાણે રથનો સ્વામી અને પ્રયાણકરવાયોગ્ય પ્રદેશ હોય તે પ્રમાણે (આ) બન્ને (જીવ તથા ઇશ્વર) હોય ■ ૪૩

રથરૂપકની કલ્પનાદ્વારા હવે, જીવ તથા શરીર–આદિનું નિરૂપણ કરે છે –

जीवं त्वं रथिनं विद्धि शरीरं रथमेव तु ।
जीवोपाधिमहंकारं सारथिं प्रग्रहं मनः ॥ ४४ ॥

અ० તે જીવને રથનો સ્વામી જાણવો અને શરીરને રથ જ જાણવો જીવોપાધિરૂપ અહંકાર–બુદ્ધિ–ને સારથિ (અને) મનને લગામ જાણવા ૪૪

इन्द्रियाणि हया ज्ञेया विषया गम्यभूमयः ।
सारथ्यधीनाः सर्वत्र रथिनः सदसद्गतिः ॥ ४५ ॥

અ० ઇન્દ્રિયોને હય–અશ્વો–જાણવા (શબ્દાદિક) વિષયોને પ્રયાણયોગ્ય ભૂમિરૂપે જાણવા (આ સર્વે) સર્વત્ર સારથિને આધીન (હોય છે)

---

■ ટિપ્પણ ૪૨ જુઓ "... द्विविधौ ... ।" (૧-૨-૧)
× ટિપ્પણ ૪૩ જુઓ "आत्मानं रथिनं ... प्रग्रहमेव च ।" (૧-૩-૩)
× ટિપ્પણ ૪૫ જુઓ "इन्द्रियाणि हयानाहुर्विषयांस्तेषु गोचरान् ।" (૧-૩-૪)

समष्टिकर्तृतोपाधिरान्तरो व्यष्टिकर्तृतः ।
समष्ट्याख्यमहत्तत्त्वात्तद्धेत्वव्यक्तमान्तरम् ॥ ४९ ॥

અ૦ મહત્તત્ત્વ વ્યષ્ટિકર્તા-બુદ્ધિ-થકી આન્તર (અને) મહત્તત્ત્વનું હેતુરૂપ અવ્યક્ત તત્ત્વ સમષ્ટ્યાખ્ય મહત્તત્ત્વથકી આંતરરૂપ છે. ૪૯

પૂર્વોક્ત માયાસંજ્ઞક અવ્યક્તતત્ત્વથકી પુરૂષ આંતર છે એમ નિરૂપણ કરે છેઃ-

मायाख्याव्यक्ततोऽप्यस्याधारः पुरुष आन्तरः ।
पुरुषान्नापरं किंचित्सर्वं तेनैव पूरितम् ॥ ५० ॥

અ૦ આ અવ્યક્તતત્ત્વનો આધારરૂપ પુરૂષ માયાસંજ્ઞક અવ્યક્ત તત્ત્વથકી આંતર-સૂક્ષ્મ-છે. (કેમકે) કાંઈ પણ (પદાર્થ) પુરૂષથકી પર-શ્રેષ્ઠ-નથી. સર્વ (જગત) તે (પુરૂષ)વડે જ પૂર્ણ છે. ૫૦

હવે પૂર્વોક્ત 'પુરૂષ'શબ્દનું તાત્પર્ય નિરૂપણ કરે છેઃ—

सद्रूपः पुरुषस्तस्य सत्त्वेनान्यत्र पूरणात् ।
अस्तीति निखिलं भाति पूरकः पुरुषो मतः ॥ ५१ ॥

અ૦ પુરૂષ 'સત્'સ્વરૂપ (છે) તેના સત્ત્વ-અસ્તિત્વ-ને લઈ અન્યત્ર સત્તાપૂરણ થાય છે તેથી અખિલ (જગત) 'અસ્તિ'રૂપે ભાસે છે (તેથી) પુરૂષ (જગતને સ્વસત્તાવડે) પૂર્ણ કરનાર કહેવાય છે. ૫૧

પૂર્વોક્ત વસ્તુતત્ત્વનો હવે ઉપસંહાર કરે છેઃ—

वस्तुतत्त्वविचारोत्र पुरुषेऽस्मिन्समाप्यते ।
गन्तव्यतत्त्वसीमत्वाद्रथी गच्छति तं क्रमात् ॥ ५२ ॥

અ૦ અહીં વસ્તુતત્ત્વનો વિચાર આ (સર્વાન્ત) 'પુરૂષ' મધ્યે સમાપ્ત થાય છે. રથીરૂપ (જીવાત્મા) પ્રાપ્તવ્યતત્ત્વની અવધિરૂપે હોવાથી તે (પુરૂષ)ને ક્રમપૂર્વક પ્રાપ્ત કરે છે. ૫૨

પોતાના વાસ્તવરૂપના અજ્ઞાનથકી રથસ્વામીરૂપ જીવાત્માને સંસાર-પ્રાપ્તિ થાય છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

रथिनो वास्तवं रूपं पूर्णत्वं तदबोधतः ।
अवच्छिन्नत्वमेतच्च तद्बोधेन निवर्तते ॥ ५३ ॥

અ૦ પૂર્ણત્વ, રથસ્વામી (જીવાત્મા)નું યથાર્થસ્વરૂપ છે. તેના અજ્ઞાનથકી (તેને) અવચ્છિન્નત્વ (પ્રાપ્ત હોય છે) અને તે (અવચ્છિન્નપણું) પૂર્ણસ્વરૂપના બોધવડે નિવૃત્ત થાય છે. ૫૩

પૂર્વોક્ત ગૂઢઆત્માનો સૂક્ષ્મદર્શીપુરૂષો સૂક્ષ્મબુદ્ધિ-પૂર્વક સાક્ષાત્કાર કરે ઈત્યાદિ નિરૂપણ કરે છેઃ—

आत्मा सर्वेषु देहेषु भ्रान्त्या गूढो न भासते ।
एकाग्र्या सूक्ष्मयैतं पश्येत्ताच्छील्यवान् धिया ॥ ५४ ॥

અ૦ આત્મા સર્વ દેહો મધ્યેં ગૂઢ (સતો) ભ્રાન્તિને લઇ પ્રકાશતો નથી. સૂક્ષ્મદર્શી (પુરૂષે) એકાગ્ર-સૂક્ષ્મ-બુદ્ધિવડે તે (આત્મા)નો સાક્ષાત્કાર કરવો. ૫૪

બુદ્ધિ, યોગ થકી એકાગ્ર થાય અને તે યોગની ચાર ભૂમિકા હોય છે ઇત્યાદિ નિરૂપણ કરે છે—

धियस्तथात्वं योगात्स्याद्योगो भूमिचतुष्कवान् ।
वाग्धीकर्तृसमष्टीनां निरोधाद्भूमयोऽभवन् ॥ ५५ ॥

અ૦ બુદ્ધિનું એકાગ્રતાયુક્તપણું યોગ થકી થાય (અને) 'યોગ' ચાર ભૂમિકાવાળો છે. વાણી બુદ્ધિ કર્તા તથા સમષ્ટિના નિરોધ થકી (ચાર) ભૂમિકાઓ થાય છે. ૫૫

વાગાદિકનો નિરોધ કેવી રીતે કરવો તે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

वागादिकं बाह्यमक्षं निरुन्धन्शेषयेन्मनः ।
मनो निरुन्धन् कर्तारं शेषयेव्द्यष्टिरूपिणम् ॥ ५६ ॥

અ૦ વાગાદિક બાહ્યઇન્દ્રિયનો નિરોધ કરીને મનને શેષિત-અવશિષ્ટ-રહે તેમ કરવૂં. મનનો નિરોધ કરી વ્યષ્ટિરૂપ કર્તા જીવાત્માને શેષિત કરવો. ૫૬

સવિકલ્પકર્તાનો નિરોધ કરી નિર્વિકલ્પ મહત્તત્ત્વની શેષરૂપે કલ્પના કરવી ઈત્યાદિ નિરૂપણ કરે છેઃ—

× ટિપ્પણ: ૫૫ જુઓ "यच्छेद्वाङ्मनसी...आत्मनि ।" (૧-૩-૧૩).

सविकल्पमेतच्च निरुन्धन् निर्विकल्पकम् ।
अस्मीत्येतन्मात्ररूपं महान्तमवशेषयेत् ॥ ५७ ॥

અ૦ અને આ સવિકલ્પ (તત્ત્વ)નો નિરોધ કરી, હું નિર્વિકલ્પરૂપ છું એમ (કલ્પના કરી) સવિકલ્પતત્ત્વની જનનીરૂપ મહત્તત્ત્વની અવશિષ્ટ રૂપે કલ્પના કરવી. ૫૭

પૂર્વોક્ત મહત્તત્ત્વનો નિરોધ કરી છેવટ **શાંતાત્માનો** કલ્પના કરવી ઈત્યાદિ નિરૂપણ કરે છેઃ—

तमप्यन्ते निरुंध्याथ शान्तात्मा शिष्यते स्वयम् ।
क्षुरधारेव विषमो योगो मन्दमतेरयम् ॥ ५८ ॥

અ૦ તે (મહત્તત્ત્વ)નો પણ અન્તે નિરોધ કરતા **શાંત** આત્મા પોતે અવશિષ્ટરૂપે રહે છે. આ યોગ, મન્દબુદ્ધિવાળાને અસ્રાની ધાર જેવો વિષમ હોય છે. ૫૮

હવે પૂર્વોક્ત 'યોગ' વિષમ છે તે દૃષ્ટાંતપૂર્વક નિરૂપણ કરે છેઃ—

क्षुरोऽतिलग्नो देहघ्नो न लग्नश्चेद्वपेत नो ।
समाहितं मनोऽप्येवं निद्रां कुर्याद्बहिर्व्रजेत् ॥ ५९ ॥

અ૦ અસ્રો અત્યંત વાગી જાય તો દેહનો નાશ કરે અને લાગે નહીં તો મુંડન ન કરે. એ રીત્યેં સમાધિસ્થ મન પણ (અત્યંત એકાગ્ર થાય તો) નિદ્રાસંપન્ન થાય (અને એકાગ્ર ન થાય તો) બહિર્ગમન કરે. ૫૯

યોગનિપુણપુરૂષે મનના પૂર્વોક્ત લય તથા વિક્ષેપને નિવારી તેને પરમાત્મા પરત્વે એકાગ્ર કરવૂં ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

कौशलं योगिनोऽपेक्ष्यं नापितस्य यथा क्षुरे ।
निवार्य लयविक्षेपौ समादध्यात्परात्मनि ॥ ६० ॥

અ૦ જે પ્રમાણેં વાળંદનો અસ્રો વાપરવામાં કુશળતા અપેક્ષાય (તે પ્રમાણેં) યોગીનું (પણ સમજવૂં). તેથી યોગીએ ચિત્તનાં લય તથા વિક્ષેપને નિવારી (તેને) પરમાત્મા વિષે એકાગ્ર કરવૂં. ૬૦

× ટિપ્પણ: ૫૮ જુઓ " उत्तिष्ठत...वदन्ति । " (૧-૩-૧૪).

પૂર્વોક્ત આત્મા શબ્દ તથા સ્પર્શાદિથી રહિત હોવાથી તે નિર્ગુણતત્ત્વનો સૂક્ષ્મબુદ્ધિવડે સાક્ષાત્કાર થાય ઇત્યાદિ ત્રણ શ્લોકોવડે નિરૂપણ કરે છેઃ—

शब्दस्पर्शादिहीनात्मा सौक्ष्म्यात्सौक्ष्म्यधियेक्ष्यते ।

खंवाय्वग्निजलोर्वीणां स्थौल्यं शब्दादिमत्त्वतः ॥ ६१ ॥

અ૦ શબ્દ તથા સ્પર્શાદિથીરહિત આત્માનો, સૂક્ષ્મપણાને લીધે સૂક્ષ્મબુદ્ધિ થકી સાક્ષાત્કાર થાય. (કેમકે) આકાશ વાયુ અગ્નિ જલ અને પૃથ્વી, શબ્દાદિસંપન્ન હોવાથી સ્થૂલસ્વરૂપ હોય છે. ૬૧

શબ્દાદિકભૂતગુણો, આકાશ–આદિ વિષે એકથી પાંચ સુધી એમ ક્રમે રહેલા છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

शब्दस्पर्शौ रूपरसौ गन्धो भूतगुणा इमे ।

एकद्वित्रिचतुःपंचगुणा व्योमादयः क्रमात् ॥ ६२ ॥

અ૦ શબ્દસ્પર્શ રૂપરસ (અને) ગન્ધ આ ભૂતપદાર્થના ગુણો (છે). આકાશાદિક (પંચમહાભૂતો) ક્રમે એક બે ત્રણ ચાર પાંચ ગુણવાળાં (છે). ૬૨

અધિકગુણોને લઈ સ્થૂલતા વધે અને ગુણ ઘટે તેમ સૂક્ષ્મતા થાય ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

गुणाधिक्ये स्थौल्यवृद्धिः सौक्ष्म्यवृद्धिर्गुणक्षयात् ।

निर्गुणं चातिसूक्ष्मत्वादतिसूक्ष्मधियेक्षते ॥ ६३ ॥

અ૦ વધુગુણોને લઈ સ્થૂલતા વૃદ્ધિ પામે. (અને) ગુણ ઘટવાથી સૂક્ષ્મતા વૃદ્ધિ પામે. અને નિર્ગુણતત્ત્વ અતિસૂક્ષ્મ હોવાથી સૂક્ષ્મદર્શી (પુરૂષ) વડે તેનો સાક્ષાત્કાર થાય. ૬૩

પૂર્વોક્તરીતે નચિકેતાને વિદ્યા તથા યોગનું કથન કર્યું તેનો ઉપસંહાર કરે છેઃ—

विद्यायोगौ यमेनोक्तौ वैराग्यं नाचिकेतसा ।

स्वत एवास्त्युपाख्यानं नाचिकेतमिदं शुभम् ॥ ६४ ॥

× ટિપ્પણઃ ૬૧ જુઓ "अशब्दमस्पर्श...मृत्युमुखात्प्रमुच्यते ।" (૧–૩–૧૫).
× ટિપ્પણ ૬૪ જુઓ "नाचिकेतमुपाख्यानं...सनातनम् ।" (૧–૩–૧૬).

અ૦ (એ રીત્યે) યમ તેણે 'વિદ્યા' તથા 'યોગ'નો બોધ કર્યો. (અને) વૈરાગ્ય નચિકેતાને આપોઆપ જ સિદ્ધ છે એમ આ નચિકેતાનું શુભ ઉપાખ્યાન છે. ૬૪

હવે, યમ કઠવિદ્યાના પ્રતિબંધનું નિરૂપણ કરે છેઃ—

एतदेवातिविस्पष्टं पुनश्चात्र प्रपञ्च्यते ।
श्रूयतां नचिकेतोऽत्र विद्यायाः प्रतिबन्धकम् ॥ ६५ ॥

અ૦ આ (ઉપાખ્યાન) અત્યંત સ્પષ્ટ છેજ (તથાપિ) વળી અહીં તેનો પુનઃ વિસ્તાર કરાય છે. હે નચિકેતા! અહીં વિદ્યાના પ્રતિબંધ સંબંધી કહું તે સાંભળ. ૬૫

હવે, ઇન્દ્રિયોને પરમેશ્વરે બહિર્મુખ સર્જેલી છે તે વડે વિદ્યાને પ્રતિબંધ થાય છે ઇત્યાદિ પાંચશ્લોકવડે નિરૂપણ કરે છેઃ—

इन्द्रियाणि बहिर्द्रष्टुं ससृजे परमेश्वरः ।
अतस्तैः प्रत्यगात्मानं न कश्चिदपि वीक्षते ॥ ६६ ॥

અ૦ પરમેશ્વરે ઇન્દ્રિયોને બહારના (વિષયો) જુવે-અનુભવે-તેવી સર્જેલી છે. એથી કોઈપણ (પુરૂષ) તે વડે પ્રત્યગાત્માને જોઈ શકતો નથી. ૬૬

મન બે પ્રકારનું છે અને યોગયુક્ત મનવડે આત્માનો સાક્ષાત્કાર થાય ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

सकामं च मनस्तद्वन्निष्कामं चात्मशुद्धये ।
सृष्टं तयोर्योगयुक्तमनसाऽऽत्माऽवलोक्यते ॥ ६७ ॥

અ૦ વળી, સકામ મન અને તે પ્રમાણે નિષ્કામ મન આત્મશુદ્ધિના અર્થે સર્જેલાં છે. તે બે માંથે આત્મા, યોગયુક્ત મનવડે અવલોકાય છે. ૬૭

જે ચૈતન્યવડે ઇન્દ્રિયોદ્વારા રૂપાદિવિષયનું જ્ઞાન થાય તેનો તે ઇન્દ્રિયો થકી વિવેક કરવો ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

यच्चैतन्यानुग्रहेण रूपादीनिन्द्रियैः पुमान् ।
जानाति येन स्वप्नादि दृश्यते तद्विविच्यताम् ॥ ६८ ॥

× ટિપ્પણ: ૬૬ જુઓ "पराञ्चि खानि...एतद्वैतद्।" (૨. ૪. ૧-૨).

અ૦ પુરુષ જે ચૈતન્યના અનુગ્રહવડે ઇન્દ્રિયોદ્વારા રૂપાદિક (વિષયો)નું જ્ઞાન પ્રાપ્ત કરે છે (અને) જેવડે સ્વપ્નાદિકનું દર્શન કરે છે તે (પ્રત્યગાત્મા)નો વિવેક કરવો. ૬૮

હવે, પ્રજ્ઞાન બ્રહ્મ × ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

**चैतन्येन जडं ज्ञेयमित्युक्ते शिष्यतेऽत्र किम्।**
**अज्ञानं निखिलं प्राज्ञं चैतन्यं ब्रह्म वस्तु हि ॥ ६९॥**

અ૦ જડ (જગત) ચૈતન્યવડે જ્ઞેય છે એમ કહ્યે શું અહીં સમગ્ર અજ્ઞાન અવશિષ્ટ રહે છે? એથી સર્વાવભાસક પ્રજ્ઞાન નિશ્ચે બ્રહ્મવસ્તુ રૂપ (છે). ૬૯

બ્રહ્મતત્ત્વ ધર્માધર્મ-આદિથી પાર છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

**यद्देवैरपि संदिग्धं यत्पृष्टं नचिकेतसा ।**
**धर्माधर्माद्यतीतं यत्तादिदं ब्रह्म वर्णितम् ॥ ७० ॥**

અ૦ જે સંબંધી દેવોને પણ સંશય છે અને જે સંબંધી નચિકેતાએ પ્રશ્ન કરેલો (અને) જે ધર્માધર્મઆદિથી પાર છે તે આ બ્રહ્મરૂપે હોવાનું વર્ણવેલું છે. ૭૦

જીવ, કર્મફલનો ભોક્તા છે તેનો ઇશ્વર સાથે અભેદ છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

**यः कर्मफलभोक्ताऽस्ति जीवः प्राणादिधारकः ।**
**उपाधितो विवेच्यैतं ज्ञात्वेशं न जुगुप्सते ॥ ७१ ॥**

અ૦ જે પ્રાણધારક 'કર્મફલનો ભોક્તા જીવ (હોય છે તેનો અવિદ્યારૂપી) ઉપાધિ થકી વિવેક કરીને (જીવ)ને ઇશ્વરસ્વરૂપે જાણી (પછી) રક્ષણ કરવાનું ઇચ્છતો નથી. ૭૧

'જુગુપ્સા' કોને કહે તે નિરૂપણ કરે છેઃ—

**जुगुप्सा योनिसम्प्राप्तिर्नाऽसावेतस्य विद्यते ।**
**जगत्कर्तृतया लक्ष्य ईशोऽयं तस्य का जनिः ॥ ७२ ॥**

× ટિપ્પણ ૭૧ જુઓ "य इमं मध्वद...विजुगुप्सते।" (૨-૪-૫).

અ૦ યોનિ-જન્મપામવાપણાને-'જુગુપ્સા' કહે છે. તે તેને-ઇશ્વર સ્વરૂપનો વિવેક કરનાર જીવને-હોતી નથી. આ ઈશ્વર જગતના કર્તાપણાવડે જેનીને લક્ષ્ય છે તેને કયો જન્મ હોય ? ૭૨

જે દેહગત પ્રત્યગાત્મા છે તેજ વેદો મધ્યે વર્ણવેલ બ્રહ્મ છે ઈત્યાદિ નિરૂપણ કરે છે:—

यद्देहेऽस्ति तद्वेषु वेदेषु ब्रह्म गीयते ।
मृत्योः स मृत्युमाप्नोति योत्र नानेव पश्यति ॥ ७३ ॥

અ૦ જે દેહ મધ્યે હોય છે તેજ બ્રહ્મરૂપે આ વેદોવિષે ગવાય છે. અહીં-આ વિષયમાં-જે (બ્રહ્મને) ભિન્ન પેરે જુવે તે એક યોનિથકી બીજી યોનિને પામ્યા કરે છે. ૭૩

પૂર્વોક્ત અદ્વૈતતત્ત્વ એકાગ્રચિત્તવડે પ્રાપ્ય છે અને યોગીપુરૂષ જીવ તથા ઈશ્વર વચ્ચે ભેદ જુવે નહીં ઈત્યાદિ નિરૂપણ કરે છે:—

मनसैवेदमाप्तव्यमेकाग्रेणेशजीवयोः ।
तत्त्वमद्वैतमेतस्मिन्योगी भेदं न पश्यति ॥ ७४ ॥

અ૦ આ ઇશ તથા જીવનું અદ્વૈતતત્ત્વ એકાગ્રમનવડે જ પ્રાપ્ત કરવા યોગ્ય છે. યોગી તે (તત્ત્વવિષે) ભેદદર્શન કરતો નથી. ૭૪

પૂર્વોક્ત જીવ હૃદયનિષ્ઠ તથા અંગુઠા જેવડો હોય અને તેની અવિદ્યા રૂપી ઉપાધી ટળતા તે ઈશ્વર રૂપ થાય છે ઈત્યાદિ નિરૂપણ કરે છે:—

हृन्निष्ठो बुद्ध्यवच्छिन्नो जीवो ह्यंगुष्ठमात्रकः ।
उपाध्यपगमे सोयमीशानो भूतभव्ययोः ॥ ७५ ॥

અ૦ બુદ્ધિવડે અવચ્છિન્ન-સાભાસ-જીવ હૃદયસ્થ (સતો) અંગુઠા જેવડો (છે). તે આ (જીવ) [તેની] ઉપાધિનો નાશ થયે, ભૂત તથા ભવિષ્યનો નિયામક થાય છે. ૭૫

---

× ટિપ્પણ: ૭૩ જુઓ "यद्देह...पश्यति ।" (૨-૪-૧૦) 'वेदेषु' ઠેકાણે 'देवेषु' એમ પણ પાઠ છે.

■ ટિપ્પણ: ૭૪ જુઓ "मनसैवेद...पश्यति ।" (૨-૪-૧૧).

× ટિપ્પણ: ૭૫ જુઓ "अंगुष्ठमात्रः...विजुगुप्सते ।" (૨-૪-૧૨).

જીવ તથા ઈશ્વર વચ્ચે ભેદજોનારને સંસારભ્રમણ થાય ઈત્યાદિ દૃષ્ટાંતપૂર્વક નિરૂપણ કરે છેઃ—

वृष्टं जलं पर्वताग्रे बहुधाऽधोगतिं व्रजेत् ।
जीवेशभेददृक्चैवं बहुयोनिषु जायते ॥ ७६ ॥

અ૦ (જે પ્રમાણે) પર્વતના અગ્રભાગ-શિખર—મધ્યે વરસેલ જલ અનેકરીતે અધોગતિને પામે એ રીતથે જીવ તથા ઈશ્વર વચ્ચે ભેદજોનારો અનેક યોનિમધ્યે જન્મે છે. ૭૬

કિન્તુ, આત્માની બ્રહ્મસ્વરૂપતાજાણનાર અર્થાત્ જીવઈશ્વર વચ્ચે અભેદ-જાણનાર મુક્ત થાય ઈત્યાદિ નિરૂપણ કરે છેઃ—

वृष्टं तु निर्मले कूपे सुस्थितं पीयतेऽमृतम् ।
तथैव ब्रह्मतां स्वस्य विजानन्मुच्यते सुधीः ॥ ७७ ॥

અ૦ કિન્તુ, (જે પ્રમાણે) નિર્મલકૂવા મધ્યે વરસેલ (જલ) સુસ્થિત (સતુ) અમૃતરૂપે પાન કરાય છે. તેજ પ્રમાણે સુંદરબુદ્ધિવાળો (પુરૂષ) પ્રત્યગાત્માની બ્રહ્મસ્વરૂપતાનો અનુભવ કરીને મુક્ત થાય છે. ૭૭

અગીયારદ્વારવાળી દેહનગરીના રાજારૂપ આત્માને બ્રહ્મથી અભિન્ન હોવાનું જાણનાર વિમુક્ત થાય છે ઈત્યાદિ નિરૂપણ કરે છેઃ—

पुरमेकादशद्वारं नाभिमूर्धन्यसंयुतम् ।
देहाख्यं यस्य तं दृष्ट्वा विमुक्तः सन्विमुच्यते ॥ ७८ ॥

અ૦ જેની નાભિ તથા મસ્તકવડેયસંયુક્ત અગીયારદ્વારવાળી દેહ-સંજ્ઞક નગરી છે તે (આત્મા)નો અનુભવ કરીને વિમુક્ત સતો વિમુક્ત થાય છે. ૭૮

"વિમુક્ત સતો વિમુક્ત થાય" એમ ઉપર કહ્યું તેનું સ્પષ્ટીકરણ કરે છેઃ—

जीवन्नविद्याकामादिबन्धैर्मुक्तो मृतः पुनः ।
शरीरग्रहणाभावाद्विदेहः सन् विमुच्यते ॥ ७९ ॥

અ૦ અવિદ્યા તથા કામ–આદિબન્ધોવડે જીવતાં મુક્ત (સતો) મરણ પામ્યે, પુનઃ શરીરગ્રહણનો અભાવ હોવાથી વિદેહ સતો વિમુક્ત થાય છે. ૭૯

હવે, આત્માના લિંગોનું નિરૂપણ કરે છે:—

प्राणमूर्ध्वं नयत्यात्माऽपानवायुं नयत्यधः ।
तस्सैवकाचक्षुराद्याः लिंगेनात्माऽनुमीयताम् ॥ ८० ॥

અ૦ આત્મા પ્રાણને ઉપર ચલાવે છે અપાનવાયુને નીચે ચલાવે છે. ચક્ષુ–આદિ તેના સેવકો (છે). (આ) લિંગોવડે આત્માનું અનુમાન કરવું. ૮૦

આત્માસંબંધી પૂર્વોક્ત અનુમાનપ્રયોગનું નિરૂપણ કરે છે:—

सकर्तृकाः प्राणचक्षुराद्याः स्युः साधनत्वतः ।
कुठारवत्ततो नायमस्तीत्येतन्निराकृतम् ॥ ८१ ॥

અ૦ પ્રાણ તથા ચક્ષુ–આદિ, કુઠારની પેરે સાધનરૂપ હોવાથી સકર્તૃક-કર્તાપ્રેરિત–હોય છે (તેથી) 'આ (આત્મા) નથી' એમ (પક્ષ)નું નિરાકરણ થાય છે. ૮૧

પૂર્વોક્ત કર્તારૂપ આત્માવડે જ દેહ જીવે છે ઇત્યાદિ નિરૂપણ કરે છે:–

प्राणापानवशाद्देहो जीवन्निति यदुच्यते ।
तन्न प्राणाद्याश्रयो यः कर्ता तेनैव जीवति ॥ ८२ ॥

અ૦ દેહ, પ્રાણ તથા અપાનવાયુવશથકી જીવે છે એમ જે કહેવાય છે તે (યુક્ત) નથી. (કેમકે) પ્રાણાદિ જેના વિષે ઉપાશ્રિત છે એવો જે કર્તા–આત્મા–તે વડે જ (તે દેહ) જીવે છે. ૮૨

પૂર્વોક્ત જીવાત્મારૂપ કર્તા મરણબાદ કર્માનુસાર વિપ્રાદિકયોનિને પ્રાપ્ત થાય ઇત્યાદિ બે શ્લોકવડે નિરૂપણ કરે છે:—

× ટિપ્પણ: ૮૦ જુઓ "ऊर्ध्वं प्राणमुन्नयत्यपानं ..उपासते ।" (૨–૫–૩).
× ટિપ્પણ: ૮૨ જુઓ "न प्राणेन...यस्मिन्नेतावुपाश्रितौ ।" (૨–૫–૫).
× ટિપ્પણ: ૮૩ જુઓ "योनिमन्ये...श्रुतं ।" (૨–૫–૭).

स कर्ताऽस्मिन्मृते देहे स्वकर्मवशतः पुनः ।

विप्रादियोनिमाप्नोति लतावृक्षादिनामुत ॥ ८३ ॥

અ૦ આ દેહ મરણ પામ્યે તે કર્તા, પોતાનાં કર્મવશાત્ પુનઃ બ્રાહ્મણાદિક યોનિને અથવા લતા તથા વૃક્ષાદિક યોનિને પ્રાપ્ત કરે છે. ૮૩

કર્મ તથા કર્તાનુસાર નીચોત્તમ યોનિ પ્રાપ્ત થાય છે તે ઇત્યાદિ અનુમાનપૂર્વક નિરૂપણ કરે છેઃ—

देहौ नीचोत्तमौ तादृक्कर्मकर्तृपुरःसरौ ।

नीचोत्तमत्वात्प्रासादपर्णशाले यथा तथा ॥ ८४ ॥

અ૦ જે પ્રમાણે પ્રાસાદ તથા પર્ણકુટિ–પર્ણશાલા–નીચોત્તમ હોય છે તે પ્રમાણે દેહ, નીચ તથા ઉત્તમકર્મ તથા કર્તાનુપૂર્વક નીચ તથા ઉત્તમ હોય છે. ૮૪

પૂર્વોક્ત બ્રહ્મ સ્વપ્નમધ્યે ઇચ્છિતપદાર્થને રચે છે અને તે દેહથી અતિરિક્ત છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

सुप्तेष्वक्षेषु यः स्वप्ने कामं कामं सृजत्ययम् ।

देहातिरिक्तस्तं को वा निराकर्तुं प्रभुर्भवेत् ॥ ८५ ॥

અ૦ ઇન્દ્રિયો વિલીન થયે સ્વદેહથકી અતિરિક્ત જે આ સ્વપ્નમધ્યે ઇચ્છિત–ઇચ્છિત પદાર્થને રચે છે તેનો નિષેધ કરવાને કોણ જ સમર્થ હોય? ૮૫

જીવોપાધિનો ત્યાગ કરતાં તેની બ્રહ્મસ્વરૂપતાનો બોધ થાય છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

जीवात्मानं प्रसाध्यैवं तस्यैवोपाध्युपायतः ।

ब्रह्मतां वेत्ति जगत आधारत्वेन लक्षिताम् ॥ ८६ ॥

અ૦ એ રીત્યે જીવાત્માને સિદ્ધ કરી, જગતના આધારસ્વરૂપે બોધિત તે (જીવાત્મા)ની જ બ્રહ્મસ્વરૂપતાનો ઉપાધિત્યાગપૂર્વક અનુભવ કરે છે. ૮૬

એકજ આત્મા પ્રત્યેક દેહમધ્યે ભિન્ન ભિન્ન જણાય ઇત્યાદિ દૃષ્ટાંત પૂર્વક નિરૂપણ કરે છેઃ—

---

× ટિપ્પણઃ ૮૫ જુઓ "य एषु सुप्तेषु...तदेवामृतमुच्यते ।" (૨–૫–૮).

× ટિપ્પણઃ ૮૬ જુઓ "तस्मिँल्लोकाः श्रिताः ।" (૨–૫–૮).

अग्निर्यथैकः काष्ठेषु प्रविश्य बहुधा भवेत् ।
तथात्मा स्वेक एवेषु देहेषु बहुधोच्यते ॥ ८७ ॥

અ૦ જે પ્રમાણે એક અગ્નિ કાષ્ઠ મધ્યે પ્રવેશી અનેકરૂપ થાય તે પ્રમાણે એકજ આત્મા પણ આ દેહો મધ્યે અનેકરૂપે નિરૂપિત થાય છે. ૮૭

હવે વાયુનાદષ્ટાંતપૂર્વક આત્માના સ્વરૂપનું નિરૂપણ કરે છેઃ—

वायुश्चैकोऽपि देहेषु प्रविश्य प्राणरूपतः ।
बहुधा भात्येवमात्मा प्रत्युपाधि पृथग्भवेत् ॥ ८८ ॥

અ૦ વળી (જે પ્રમાણે) વાયુ એક હોય તથાપિ દેહમધ્યે પ્રાણરૂપે પ્રવેશીને અનેકરૂપ જણાય એ રીત્યે આ આત્મા પ્રત્યેક ઉપાધિ પરત્વે ભિન્ન જણાય. ૮૮

પૂર્વોક્ત આત્મા (બ્રહ્મ) દુઃખવડે લિપ્ત ન હોય એમ દૃષ્ટાંતપૂર્વક નિરૂપણ કરે છેઃ—

सर्वचक्षुःस्थरूपोऽपि न रविर्नेत्ररोगभाक् ।
सर्वात्मत्वेऽपि तद्ब्रह्म तथा दुःखैर्न लिप्यते ॥ ८९ ॥

અ૦ (જે પ્રમાણે) સૂર્ય સર્વપ્રાણિઓના ચક્ષુ વિષે રહેલો છે તથાપિ (તેના) નેત્રરોગવડે લિપ્ત ન થાય તે પ્રમાણે સર્વાત્મતા હોય તથાપિ તે બ્રહ્મ દુઃખોવડે લિપ્ત થાય નહીં. ૮૯

પૂર્વોક્ત આત્મા સર્વભૂતપ્રાણિઓનો અંતરાત્મા તથા કર્માનુસાર ઇચ્છિતને પોષનાર છે ઇત્યાદિ ત્રણ શ્લોકોવડે નિરૂપણ કરે છેઃ—

सर्वभूतान्तरात्मैकः स्वतन्त्रो मायया वृतः ।
एकं स्वं बहुधा कुर्याद्बहुरूपो यथा नटः ॥ ९० ॥

અ૦ જે પ્રમાણે (એક) નટ–વેશધારી–બહુરૂપી થાય ને અનેકરૂપ કરે

× ટિપ્પણઃ ૮૭ જુઓ "अग्निर्यथैको...बहिश्च।" (૨–૫–૯).
,, ૮૮ જુઓ "वायुर्यथैको...बहिश्च" (૨–૫–૧૦).
,, ૯૦ જુઓ "एको वशी ... नेतरेषाम्" । (૨–૫–૧૨).

(તે પ્રમાણે) સર્વભૂતોનો અન્તરાત્મા એક સ્વતંત્ર આત્મા માયાવડે આવૃત (સતો) પોતાના એકસ્વરૂપને અનેકરૂપે કરે છે. ૯૦

માયોપાધિક ઈશ્વર કર્માનુસાર કામપૂરણ કરે છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

मायोपाधिक ईशोयं बुद्ध्युपाधिमतां नृणाम् ।
कर्मानुसारिणः कामान्विदधात्युपभुक्तये ॥ ९१ ॥

અ૦ આ માયોપાધિક ઇશ્વર બુદ્ધિરૂપીઉપાધિ-વડે-યુક્ત-મનુષ્યોના ઉપયોગ અર્થે કર્માનુસાર કામનાઓ અર્પણ કરે છે. ૯૧

પૂર્વોક્ત ચિત્તસ્થ સાક્ષીસ્વરૂપ ઇશ્વરનો સાક્ષાત અનુભવ કરનાર વિવેકી પુરૂષો નિત્યશાંતિ તથા નિત્યબ્રહ્માનન્દને પામે છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

स्वचित्तस्थं साक्षिरूपमीशं पश्यन्ति ये नराः ।
तेषां नित्या दुःखशान्तिर्ब्रह्मानन्दश्च शाश्वतः ॥ ९२ ॥

અ૦ જે પુરૂષો સ્વચિત્તસ્થ સાક્ષીરૂપઈશ્વરનો સાક્ષાત્કાર કરે તેને નિત્યા દુઃખશાંતિ અને નિત્ય બ્રહ્માનન્દ (પ્રાપ્ત થાય છે). ૯૨

પૂર્વોક્ત બ્રહ્માનન્દ દર્શનવિષયક ન હોય ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

अनिर्देश्यं तमानन्दं प्रत्यक्षं मन्वते बुधाः ।
स दृश्यो वा स्वप्रकाश इति चेन्न स दृश्यते ॥ ९३ ॥

અ૦ જ્ઞાની (પુરૂષો) તે અનિર્દેશ્ય-અનિરૂપ્ય-બ્રહ્માનન્દનો પ્રત્યક્ષ અનુભવ કરે છે. તે (આત્મા) દર્શનવિષયક કે સ્વપ્રકાશ એમ (કહે) તો તે દર્શનવિષયક હોય નહી (એમ કહીએ છીએ.) ૯૩

આ આત્મા સ્વયંપ્રકાશ છે અને તેને સૂર્ય તથા બુદ્ધિ-આદિ પ્રકાશ કરનારાં ન હોય ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

न भासयन्ति सूर्याद्या बुद्ध्याद्याश्च स्वयंप्रभम् ।
किन्तु भान्तं तमन्वेते भान्ति भासा तदीयया ॥ ९४ ॥

× ટિપ્પણુઃ ૯૩ જુઓ "तदेतदिति...विभाति वा" (૨-૫-૧૪).
૯૪ જુઓ "न तत्र सूर्यो ... विभाति।" (૨-૫-૧૫).

અ૦ સૂર્ય-આદિ (જ્યોતિઓ) અને બુદ્ધિ સ્વયપ્રકાશ (આત્માને) પ્રકાશ કરે નહીં કિન્તુ, તે (સૂર્યાદિક) સ્વયંપ્રકાશ (આત્માને) અનુસરી તેના પ્રકાશવડે ભાસે છે. ૯૪

હવે, પૂર્વોક્તઆત્માનું અશ્વત્થવૃક્ષસ્વરૂપે વર્ણન કરી સર્વલોકો તે વિષે આશ્રિત હોય છે ઇત્યાદિ બે શ્લોકવડે નિરૂપણ કરે છેઃ—

સર્વોત્તમત્વાદૂર્ધ્વં તન્મૂલં સંસારશાખિનઃ ।
દેવમાનુષપશ્વાદ્યાઃ શાખાસ્તસ્યાધમા મતાઃ ॥ ૯૫ ॥

અ૦ સંસારકાર્યવૃક્ષનુ (બ્રહ્મરૂપી) તે મૂલ સર્વોત્કૃષ્ટ હોવાથી ઉંચે હોય છે. (અને) દેવ મનુષ્યો તથા પશુ-આદિ તેની નીચલીશાખાઓ હોવાનું કહેલું છે. ૯૫

પૂર્વોક્ત વૃક્ષમૂલ તે સ્વયપ્રકાશ બ્રહ્મ છે અને તે અમર છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

યન્મૂલં તત્સ્વયંજ્યોતિસ્તદેવામૃતમુચ્યતે ।
તસ્મિંલ્લોકાઃ શ્રિતાઃ સર્વે તત્ર નાત્યેતિ કશ્ચન ॥ ૯૬ ॥

અ૦ જે મૂલ છે તે સ્વયપ્રકાશ (છે) અને તેજ અમૃતસ્વરૂપ કહેવાય છે. સર્વેય લોકો તે વિષે રહેલા છે ત્યા કોઇ પણ (તેને) ઉલ્લંઘતું નથી. ૯૬

પૂર્વોક્તબ્રહ્મ માયાશક્તિવડે સંપન્ન થઇ સર્વજગતનું નિયમન કરે છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

માયાશક્તિયુજા તેન જગત્સર્વં નિયમ્યતે ।
અગ્નિસૂર્યાદયસ્તસ્માદ્ભીતાઃ સન્તશ્ચરન્તિ હિ ॥ ૯૭ ॥

અ૦ સર્વજગત્ માયાશક્તિસંપન્ન તે (ઇશ્વર) વડે નિયમિત કરાય છે. તેથી અગ્નિ તથા સૂર્યાદિ (દેવો) નિશ્ચે, ભયભીત સતા (પોતાના કર્તવ્ય વિષે) પ્રવૃત્ત થાય છે. ૯૭

પૂર્વોક્ત આત્માનો બોધ મનુષ્યના દેહ વિના ઇતરયોનિમાં દુર્લભ છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

---

× ટિપ્પણ ૯૫ જુઓ "ऊर्ध्वमूलो ... कश्चन ।" (૨-૬-૧)
,, ૯૬ જુઓ "यदिदं किंच ... पवन ।" (૨-૬-૨).

२ ३ ४ १ ५ ७ ६ ८
नरदेहस्य पातात्प्राक् तद्बोद्धुं शक्नुयान्न चेत् ।
१० ९ ११ १२
जन्मान्तरेषु तद्बोधः प्रायेणात्यन्तदुर्लभः ॥ ९८ ॥

અ૦ તે (આત્મા)નો બોધ નરદેહના પતનપૂર્વે સિદ્ધ ન થાય તો તેનો બોધ અન્યજન્મો મધ્યે અત્યન્ત દુર્લભ છે. ૯૮

પિતૃલોકમાં તથા ગન્ધર્વલોકમાં પૂર્વોક્ત આત્માનું દર્શન અસ્પષ્ટ હોય છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

२ १ ४ ५ ६ ३
स्वप्नवत्पितृलोकस्य स्वातंत्र्यं नास्ति किञ्चन ।
८ ९ ७ १०
गन्धर्वलोके भोगेच्छावशाद्धीरतिचञ्चला ॥ ९९ ॥

અ૦ પિતૃલોકનું સ્વપ્નની પેરે કાંઇ પણ સ્વાતંત્ર્ય હોતું નથી. બુદ્ધિ, ગન્ધર્વલોકના ભોગની ઇચ્છા થકી ચંચલ હોય છે (તેથી બન્ને લોકમાં આત્માનુ દર્શન અસ્પષ્ટ હોય છે). ૯૯

આ આત્માનુ દર્શન બ્રહ્મલોકમાં સ્પષ્ટ છે કિન્તુ તે દુર્લભ છે. કિન્તુ, મનુષ્યદેહમધ્યે શુદ્ધચિત્તે તેનું દર્શન સ્પષ્ટ હોય છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

३ ४ १ २ ५ ६ ८ ७ ९
ब्रह्मलोकेऽस्त्येष बोधः स लोकः सुलभो न हि ।
१३ ११ १० १४ १२
आदर्शवच्छुद्धचित्ते नरेणात्मेक्ष्यते स्फुटम् ॥ १०० ॥

અ૦ આ (આત્મા)નો બોધ બ્રહ્મલોકમાં સિદ્ધ થાય છે. (કિન્તુ) તે લોક નિશ્ચે સુલભ ન હોય. (કિન્તુ) આત્માનું, મનુષ્યવડે દર્પણ જેવા શુદ્ધચિત્તવિષે સ્પષ્ટ દર્શન થાય છે. ૧૦૦

ઇન્દ્રિયો અનાત્મ વસ્તુ છે અને તેનો સાક્ષી આત્મા બ્રહ્મ છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

१ २ ३
इन्द्रियाणामनात्मत्वमागमापायदर्शनात् ।
४ ५ ६ ७ ९ ८
बुद्ध्वा तत्साक्षिणि स्वस्मिन् ब्रह्मत्वं बुध्यते सुखात् ॥१०१॥

× ટિપ્પણ: ૯૮ જુઓ "इह चेदशकद्बोद्धुं.... कल्पते" ।
„ ૯૯ જુઓ "यथादर्शे ... ब्रह्मलोके" । (२-६-५).
„ ૧૦૧ જુઓ "इन्द्रियाणां... शोचति" । (२-६-६).

અ૦ ઉત્પત્તિ તથા વિનાશ દેખાય છે તેથી ઇન્દ્રિયોનું જડપણું જાણીને તે ( ઇન્દ્રિયો )ના સાક્ષી પ્રત્યગાત્મા વિષે બ્રહ્મપણું સુખેથી જાણી શકાય છે. ૧૦૧

મૂઢપુરૂષને કેવીરીતે આત્મદર્શન થાય તે નિરૂપણ કરે છેઃ—

मन्दश्चेदक्षधीकर्तृसमष्ट्यव्यक्तरूपतः ।
क्रमाद्विविच्य मूढः स्वं वीक्षते सूक्ष्मया धिया ॥ १०२ ॥

અ૦ જો ( પુરૂષ ) મન્દબુદ્ધિવાળો હોય તો ઇન્દ્રિય બુદ્ધિ તથા કર્તાનો સમષ્ટિ તથા અવ્યક્ત રૂપ થકી વિવેક કરી ક્રમે કરીને મૂઢપુરૂષ સૂક્ષ્મબુદ્ધિવડે આત્માનું દર્શન કરે છે. ૨૦૨

આ આત્માનું દર્શન કોને કેવી રીતે થાય ઇત્યાદિ નિરૂપણ કરે છે.—

बाह्यक्षविषयेष्वात्मरूपं न हि तिष्ठति ।
निवृत्ताक्षो निरूद्धेन सूक्ष्मेण मनसेक्षते ॥ १०३ ॥

અ૦ આત્માનું રૂપ બાહરની ઇન્દ્રિયો તથા વિષયમા સ્થિત નથી. (કિન્તુ) [ વિષયો થકી ] અન્તર્મુખઇન્દ્રિયવાળો (પુરૂષ) યોગયુક્ત સૂક્ષ્મમન વડે તેનું દર્શન કરે છે. ૧૦૩

'યોગ' કોને કહે છે તે નિરૂપણ કરે છેઃ—

अप्रमत्तोऽखिलाऽक्षाणि सकर्तृणि यदा पुमान् ।
निरुणद्धि तदा योगं तामवस्थां प्रचक्षते ॥ १०४ ॥

અ૦ જ્યારે પુરૂષ પ્રમાદરહિત થઈ સમગ્ર ઇન્દ્રિયોનો, કર્તા-મન-સહિત નિરોધ કરે ત્યારે તે (નિરોધરૂપા ) અવસ્થાને 'યોગ' કહે છે. ૧૦૪

આત્મા ઇન્દ્રિયાદિકને અગોચર છે તથાપિ તે વિદ્યમાન છે ઇત્યાદિ ૭ શ્લોકવડે નિરૂપણ કરે છેઃ—

सर्वाक्षागोचरत्वेऽपि स्वात्माऽस्तीत्याह तत्त्ववित् ।
कारणस्यात्मनोऽसत्त्वे शून्यं कार्यं जगद्भवेत् ॥ १०५ ॥

× ટિપ્પણ: ૧૦૨ જુઓ " इन्द्रियेभ्य ... पर मन. " । ( २-६-७ )
,, ૧૦૩ જુઓ " न संदृशे ... भवन्ति " । ( २-६-७ ).
,, ૧૦૪ જુઓ " यदा ... प्रभवाप्ययौ " । ( २-६-१० ).
,, ૧૦૫ જુઓ " नैव वाचा ... प्रसीदति " । ( २-६-१२-१३ ).

અ૦ તત્ત્વવેત્તા (પુરૂષ), સર્વ ઇન્દ્રિયોને અગોચર હોય તથાપિ આત્મા 'છે' એમ કહે છે. (કારણકે) કારણરૂપ આત્માનો અભાવ હોય તો જગત્ શૂન્યકાર્યરૂપ થાય. ૧૦૫

આત્માના પૂર્વોક્ત 'અસ્તિત્વ'ને પ્રતિપાદન કરે છેઃ—

अस्तीत्येवोपलब्धव्यो नायमस्तीति न त्वया ।
सर्वत्रानुगतं यत्तत्तेन्नास्तीत्युच्यते कथम् ॥ १०६ ॥

અ૦ (આત્મા) 'છે' એમજ તુંને સાક્ષાત્કાર કરવો યોગ્ય છે (કિન્તુ) તે 'નથી' એમ નહીં. (કેમકે) જે સર્વત્ર અનુગત હોય તે 'નથી' એમ કેમ કહેવાય ? ૧૦૬

આત્માના સોપાધિકસ્વરૂપનો પ્રથમ અનુભવ કરી તેના નિરૂપાધિક સ્વરૂપનો સાક્ષાત્કાર થાય ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

सोपाधिकं तावदादौ दृष्ट्वास्तीति ततः पुनः ।
उपाधीन्संपरित्यज्य तत्त्वभावेन पश्यति ॥ १०७ ॥

અ૦ આરંભમાં તાવત્ સોપાધિક (આત્માનું) દર્શન કરી, તે પછી પુનઃ ઉપાધિઓનો છેક ત્યાગ કરી (આત્મા) 'છે' એમ તત્ત્વસ્વરૂપે સાક્ષાત્કાર કરે છે. ૧૦૭

હવે, પૂર્વોક્ત નિરૂપાધિકસ્વરૂપનો સાક્ષાત્કાર કેવી રીતે થાય તે નિરૂપણ કરે છેઃ—

उपाधीनां माययैषां कल्पितत्वेन तैर्विना ।
निरुपाधिकसन्मात्रं वस्तु तच्च तथेक्ष्यताम् ॥ १०८ ॥

અ૦ આ ઉપાધિઓ માયા તેણે કલ્પેલી હોય ▪ એટલે બ્રહ્મ નિરૂપાધિક સન્માત્રરૂપે (હોય છે) અને તેનો તે પ્રમાણે સાક્ષાત્કાર કરવો. ૧૦૮

હવે, ઉપાધિનો પરિત્યાગ કરતાં નિરૂપાધિકસ્વરૂપનું જ્ઞાન સિદ્ધ થાય તે દૃષ્ટાંતપૂર્વક નિરૂપણ કરે છેઃ—

कलुषं जलमानीय ततोऽस्मिन्कातकं रजः ।
यदा क्षिपेत्तदा नीरं प्रसीदति यथा तथा ॥ १०९ ॥

અ૦ તેથી જે પ્રમાણે અસ્વચ્છ જલ આણી તે વિષે જ્યારે કાતકીની રજ નાંખે ત્યારે જલ નિર્મલ થાય તે પ્રમાણે-૧૦૯

હવે, દૃષ્ટાન્તને સિદ્ધાંત વિષે ઘટાવે છેઃ—

सोपाधिकज्ञानवतो निरुपाधिः प्रसीदति ।
रजःप्रक्षेपसदृशी योगान्निष्कामता धियः ॥ ११० ॥

અ૦ સોપાધિક (આત્મા)ના જ્ઞાન થકી નિરૂપાધિક-નિર્વિકાર-(જ્ઞાન) પ્રતિપાદન થાય છે (કેમકે) યોગ થકી બુદ્ધિની રજઃપ્રક્ષેપસમાન નિષ્કામના (સિદ્ધ થાય છે). ૧૧૦

હવે, જીવીતદશામા જ બ્રહ્મતાને કેવી રીતે પામે તે નિરૂપણ કરે છે:--

यदा सर्वे प्रमुच्यन्ते कामा येऽस्य हृदि स्थिता ।
तदैव मर्त्यतां हित्वा × जीवन्ब्रह्मतां भजेत् ॥ १११ ॥

અ૦ જ્યારે જે કામનાઓ આના હૃદય વિષે સ્થિત હોય છે તે સર્વેય મુક્ત થાય ત્યારેજ તે મર્ત્યપણાનો ત્યાગ કરીને જીવતા (છતા)બ્રહ્મસ્વરૂપને પામે છે. ૧૧૧

હૃદયવિષે ગ્રન્થિ ક્યારે બંધાય અને તે કોને છૂટે ઇત્યાદિ ચાર શ્લોકો વડે નિરૂપણ કરે છે---

अहंकारेण चैतन्यं ग्रथित्वेच्छति चेत्तदा ।
हृदये ग्रन्थयः कामास्ते भिद्यन्ते विवेकिनः ॥ ११२ ॥

અ૦ (જ્યારે) ચૈતન્યને અહંકારવડે ગ્રથવા ઇચ્છે ત્યારે હૃદયવિષે ગ્રન્થિઓ (થાય). [કિન્તુ] વિવેકી (પુરૂષ)ને તે કામરૂપ ગ્રન્થિઓ ભેદાઇ જાય છે. ૧૧૨

પૂર્વોક્ત કામગ્રન્થિ ક્યારે ભેદાય છે ઇત્યાદિ નિરૂપણ કરે છે:---

अहंकारचितोरैक्यभ्रान्तेरपगमे सति ।
कामाभासाः सन्तु चित्ते क्रमान्नश्यन्ति तेऽपि च ॥ ११३ ॥

× ટિપ્પણ ૧૧૧ જુઓ "यदा सर्वे ... समश्नुते" । (૨-૬-૧૪).
" ૧૧૨ જુઓ "यदा सर्वे प्रभिद्यन्ते... भवत्येतावदनुशासनम्" । (૨-૬-૧૫)

અ० અહંકાર તથા ચૈતન્યની તાદાત્મ્યતાની ભ્રાન્તિ ટળી જતાં ચિત્ત વિષે કામાભાસ ભલે હો. અને તે પણ ક્રમશઃ નાશ પામે છે. ૧૧૩

પૂર્વોક્ત કામનાઓ નાશ પામતાં શું ફલપ્રાપ્તિ થાય તે નિરૂપણ કરે છે:–

जीवन्मुक्तस्तु निष्कामो न मृतिं प्रतिपद्यते ।
प्राणोत्क्रान्तिर्मृतिः सा तु ज्ञानिनो न हि विद्यते ॥ ११४ ॥

અ० કિન્તુ, નિષ્કામ (પુરૂષ) જીવન્મુક્ત (સતો) મૃત્યુને પામે નહીં. પ્રાણના ઉત્ક્રમણને મૃત્યુ (કહે) કિન્તુ, તે જ્ઞાનીને નિશ્ચે વિદ્યમાન હોય નહીં. ૧૧૪

કામાભાસનો લય થયે જ્ઞાનીની મરણવેળા શું સ્થિતિ થાય તે સ્વરૂપનું નિરૂપણ કરે છે:—

प्राणा अन्तर्विलीयन्ते तप्ताश्मक्षिप्तनीरवत् ।
ज्ञानी पुराऽपि ब्रह्मैव सन्ब्रह्माप्येति तल्लये ॥ ११५ ॥

અ० પ્રાણો, તપેલલોઢા ઉપર સિંચેલ જલની પેરે અંદર વિલીન થાય છે. (કેમકે) જ્ઞાની, પૂર્વે પણ બ્રહ્મસ્વરૂપ સતો તે (કામાભાસ)નો લય થયે બ્રહ્મસ્વરૂપને પામે છે. ૧૧૫

હવે, બ્રહ્મોપાસકની ગતિનું નિરૂપણ કરે છે:—

ब्रह्म वोद्‌धुमशक्तः सन्नुपास्ते चेत्तदा पुमान् ।
नाड्यां मूर्धन्यया ब्रह्मलोकं गत्वा विमुच्यते ॥ ११६ ॥

અ० (જો કોઇ) પુરૂષ બ્રહ્મનું જ્ઞાન પ્રાપ્ત કરવા અસમર્થ સતો તેની ઉપાસના કરે તો તે મૂર્ધન્યનાડીવડે બ્રહ્મલોકને પામી વિમુક્ત થાય છે. ૧૧૬

પૂર્વોક્ત ઉપાસક બ્રહ્મલોકમાં કેવી રીતે વિમુક્ત થાય તે નિરૂપણ કરે છે:—

अत्रैवोपासकस्यास्य धीशुद्धिश्चेत्तदा त्वसौ ।
देहाद्विविच्य ह्यात्मानं ब्रह्मत्वेनावगच्छति ॥ ११७ ॥

× ટિપ્પણ: ૧૧૬ જુઓ "शतं चैका च ... भवन्ति" । ( ૨-૬-૧૬ ).

અ૦ કિન્તુ, અહીં બ્રહ્મલોકમાં જ આ ઉપાસકને ચિત્તશુદ્ધિ થાય તો તે હૃદયનિષ્ઠ (પ્રત્યગાત્મા)નો દેહથકી વિવેક કરી તેનો બ્રહ્મસ્વરૂપે સાક્ષાત્કાર કરે છે. ૧૧૭

હવે, નચિકેતા પૂર્વોક્તવિદ્યા તથા યોગના બોધ થકો બ્રહ્મસ્વરૂપને પામ્યો ઇત્યાદિ ઉપસંહાર કરે છેઃ—

मृत्युप्रोक्तां नाचिकेतो विद्यां योगं तथाऽखिलम् ।
लब्ध्वा ब्रह्मामवानेवं लब्ध्वाऽन्योऽपि विमुच्यते ॥ ११८ ॥

અ૦ જે પ્રમાણે નચિકેતા યમદેવેઉપદેશેલી વિદ્યા તથા યોગને સંપૂર્ણરીતે પામી બ્રહ્મસ્વરૂપને પામ્યો એ રીતે અન્ય (પુરુષ) પણ (તે) પ્રાપ્ત કરીને વિમુક્ત થાય છે. ૧૧૮

હવે, વિદ્યા તથા તેનું ફલ નિર્વિઘ્નપણે સિદ્ધ થાય તે અર્થે શાંતિમંત્રના જપવિધાનપૂર્વક ગ્રન્થની સમાપ્તિ કરે છેઃ—

विद्या तत्फलयोर्विघ्नशान्त्यर्थं सहनाविति ।
मन्त्रं जपेत्तेन विघ्नाः शाम्यन्त्येव न संशयः ॥ ११९ ॥

અ૦ વિદ્યા અને તેનું ફલ પ્રાપ્ત કરવામાં વિઘ્ન ઉત્પન્ન થાય તેની શાંતિ અર્થે "सह नौ" એમ મંત્ર જપવો. (કેમકે) તેવડે વિઘ્નો શાંત થાય છે જ તેમાં સંશય નથી. ૧૧૯

वैराग्यं नाचिकेतस्य यथा तीव्रं तथा पुमान् ।
प्राप्नोति सेव्यमानः सन्विद्यातीर्थमहेश्वरम् ॥ १२० ॥

અ૦ જે પ્રમાણે નચિકેતાને તીવ્રવૈરાગ્ય (પ્રાપ્ત થયો) તે પ્રમાણે મનુષ્ય, વિદ્યાતીર્થમહેશ્વરને સેવતો સતો પ્રાપ્ત કરે છે. ૧૨૦

ઇતિ કઠવલ્લીવિવરણનામનો અગીઆરમો અધ્યાય સમાપ્ત.



× ટિપ્પણ ૧૧૮ જુઓ "मृत्युप्रोक्तां ... विमृत्युरेव" । (२-६-१८).

# अध्याय १२ मो

## શ્વેતાશ્વતરવિવરણ

યજુઃ શાખાના પ્રવર્તક શ્વેતાશ્વતરમુનિએ સંન્યાસીઓને જે વિદ્યાનો બોધ કરેલો તેનો આરંભ કરે છેઃ—

श्वेताश्वतरनामा यो यजुःशाखाप्रवर्तकः ।
सोऽत्याश्रमिभ्यः प्रोवाच विद्यां व्याचक्ष्महेऽत्र ताम् ॥ १ ॥

અ૦ જે શ્વેતાશ્વતરનામનો યજુઃશાખાનો પ્રવર્તાવનાર (હતો) તેણે સંન્યાસીઓને (જે) વિદ્યાનો બોધ કરેલો તેનું હું અહીં વર્ણન કરું છું. ૧

વેદવાદી-મુમુક્ષુઓની જગતના કારણ સંબંધી મીમાંસા-આદિનું ત્રણ શ્લોકવડે નિરૂપણ કરે છેઃ—

ये वेदवादिनस्ते तु मीमांसन्ते मुमुक्षवः ।
जगतः कारणं ब्रह्मेत्येवं वेदेषु घुष्यते ॥ २ ॥

અ૦ જે બ્રહ્મવાદી મુમુક્ષુઓ (હોય છે) તેઓ તો બ્રહ્મ જગતનું કારણ છે એ રીત્યે વેદોમાં કહેલું છે (તે શું છે ?) તે વિષયમાં મીમાંસા કરે છે. ૨

જગતની ઉત્પત્તિ-આદિનું વિશેષકારણ શું એમ સંશયોત્થાન કરે છેઃ-

उत्पत्तिस्थितिनाशाः स्युर्यतस्तत्कारणं त्विति ।
सामान्यमेव विज्ञातं विशेषस्तु न घुष्यते ॥ ३ ॥

અ૦ જે (વસ્તુ) થકી (જગતની) ઉત્પત્તિ સ્થિતિ તથા નાશ થાય તે કેવળ સામાન્ય કારણ છે એમ અનુભવ છે કિન્તુ, વિશેષ કારણ જાણવામાં આવતું નથી. ૩

પૂર્વોક્તવિશેષકારણ સંબંધી પ્રશ્ન-નિરૂપણ કરે છેઃ—

कस्माद्वस्तुविशेषान्नो जन्म केन च जीवनम् ।
लयः कस्मिन्व्यवहृतौ सुखादौ को नियच्छति ॥ ४ ॥

અ૦ કયી વસ્તુવિશેષથકી આપણી ઉત્પત્તિ અને કયીવડે જીવન-સ્થિતિ. કયી વિષે લય, (અને) કોણ વ્યવહારિક સુખદુઃખનો નિયામક છે. ? ૪

× ટિપ્પણઃ ૨ જુઓ " ब्रह्मवादिनो वदन्ति...व्याख्याम् । " ( ૧-૧ ).

જગતની-ઉત્પત્તિ-આદિ-સંબંધી નાસ્તિકવચનની નિન્દોક્તિ કરે છે:-

पितृभ्यामन्नतो रेतादपि जन्माद्यस्त्रयः ।
नियामकश्च राजेति वचनं बालभाषितम् ॥ ५ ॥

અ૦ ઉત્પત્તિ-આદિ ત્રણે (વસ્તુ) માતાપિતાવડે અન્ન થકી (ઉત્પન્ન) વીર્યાદિકથી પણ (થાય) અને (તેનો) નિયામક રાજા (હોય) એમ વચન અજ્ઞાનોક્તિ (છે). ૫

(પિતા તથા રાજાદિક અખિલ જગતના કારણ હોવાનું ચિન્તન ઉચિત છે અને તે શાસ્ત્રૈકગમ્ય છે ઈત્યાદિ બ્રહ્મવાદીઓ પરસ્પર ચિન્તન કરે છે—

पितृराजाद्यशेषस्य जगतश्चिन्त्यतेऽधुना ।
कारणं तच्च शास्त्रैकगम्यं शास्त्रं तु नैकधा ॥ ६ ॥

અ૦ હવે, પિતા તથા રાજા-આદિ, સમગ્ર જગતના કારણ હોવાનું ચિન્તન યોગ્ય છે અને તે કારણ કેવળ શાસ્ત્રગમ્ય છે. કિન્તુ, શાસ્ત્ર એકપ્રકારનું હોતું નથી. ૬

હવે, શાસ્ત્રજ્ઞ પુરૂષો જગતનાં કારણરૂપે ભિન્ન ભિન્ન પદાર્થનું કથન કરે છે ઈત્યાદિ નિરૂપણ કરે છે:—

कालः स्वभावो नियतिर्यदृच्छा भूतपञ्चकम् ।
प्रधानं जीव एतानि मतान्युक्तानि शास्त्रिभिः ॥ ७ ॥

અ૦ કાલ, પદાર્થોની અસાધારણ શક્તિ (સ્વભાવ), પુણ્યપાપરૂપ નિયમ (નિયતિ), કાકતાલીયન્યાયપૂર્વક કામકરનારી કોઈ શક્તિ (યદૃચ્છા), પંચ-મહાભૂતો, પ્રકૃતિ (અને) (કર્તાભોક્તા રૂપ) જીવ, આ (જગતનાં કારણ હોવા રૂપ) મતો શાસ્ત્રજ્ઞ (પુરૂષો)વડે વર્ણવાય છે. ૭

હવે, કાલકારણવાદી જ્યોતિર્વેત્તાના મતનું નિરૂપણ કરે છે:—

ऋतुकाले भवेद्गर्भो वर्षर्तौ सस्यसम्भवः ।
उदाहियत इत्यादि बहुधा कालवादिना ॥ ८ ॥

× ટિપ્પણ ૬ જુઓ " कालः स्वभावो...दु:खहेतोः । " (૧-૨).

અ૦ ઋતુકાલેં ગર્ભ ઉત્પન્ન થાય તથા વર્ષાઋતુમાં ધાન્યોત્પત્તિ થાય તે-ઇત્યાદિ અનેક ઉદાહરણો કાલવાદી આપે છે. ૮

હવે, નાસ્તિક સ્વભાવકારણવાદ તથા નિયતિકારણવાદનું નિરૂપણ કરે છેઃ—

**स्वभाववाद्यग्निमुष्णं जलं द्रवमुदाहरत् ।**
**रूपज्ञानं चक्षुषैवेत्याहुर्नियतिवादिनः ॥ ९ ॥**

અ૦ સ્વભાવવાદી, અગ્નિ ઉષ્ણસ્વભાવવાળો (અને) જલ દ્રવ-સ્વભાવવાળું છે એમ (સ્વભાવ જગતનું કારણ હોવાનું) કહે છે. નિયતિ-વાદીઓ, રૂપ સંબંધી જ્ઞાન ચક્ષુ—આદિ વડે જ થાય એમ કહે છે. ૯

હવે યદૃચ્છાવાદ તથા ભૂતવાદનું નિરૂપણ કરે છેઃ—

**धनिकत्वादिव्यवस्था यदृच्छावादिनोच्यते ।**
**भूतवादी देहगतकाठिन्यादीनुदाहरत् ॥ १० ॥**

અ૦ ધનિકપણા—આદિની વ્યવસ્થા યાદચ્છિક હોય એમ યદૃચ્છાવાદી કહે છે. ભૂતવાદી, દેહગતકઠિનતા—આદિ (ભૂતજન્ય હોય છે એમ) કહે છે. ૧૦

હવે 'પ્રધાન' તથા 'જીવવાદ'નું નિરૂપણ કરે છેઃ—

**प्रधानवादी पुरुषान्सात्विकादीनुदाहरत् ।**
**जीववादी कर्मवशाज्जन्म देवाद्युदाहरत् ॥ ११ ॥**

અ૦ પ્રધાનવાદી, સાત્વિકાદિગુણોનું (કારણરૂપેં) ઉદાહરણ—નિરૂપણ કરે છે (અને) જીવવાદી, કર્મવશથકી દેવાદિક—જન્મનું ઉદાહરણ કરે છે. ૧૧

પૂર્વોક્ત સર્વકારણોનો સંઘ જગતના કારણરૂપે ન સંભવે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ

**सर्वत्र युक्तेर्दृष्टत्वात्किं तत्त्वमिति चिन्त्यते ।**
**सर्वेषामनिवार्यत्वात्तत्संघोऽस्त्विति चेन्न तत् ॥ १२ ॥**

અ૦ પૂર્વોક્ત કારણો સર્વત્ર ઉચિત દેખાય [illegible] તેથી તે મધ્યે તત્ત્વ કયું તેનું ચિન્તન કરાય છે. સર્વ (પૂર્વોક્ત) કારણો અનિવાર્ય છે તેથી તેનો સમૂહ કારણરૂપેં હોય ? એમ (કહો) તે યુક્ત નથી. ૧૨

પૂર્વોક્ત કારણસમૂહના નિષેધનું કારણ કહે છે —

स्वतन्त्रे चेतने जीवे सति कालाद्यचेतनाः ।
समप्रधानभावेन कथं संघीभवन्ति ते ॥ १३ ॥

અ૦ જીવ સ્વતંત્ર ચૈતન્યરૂપ સતે, તે કાલ-આદિ જડ (પદાર્થો), પોતાના સમાન જડ પ્રધાનપદાર્થ સહ કેવી રીતે સાંઘીભૂત થાય ? ૧૩

જીવ સ્વતંત્ર નથી એટલે જગતના કારણરૂપે ન હોય ઇત્યાદિ નિરૂપણ કરે છે —

तर्हि जीवो हेतुरस्तु तन्न दुःखादिदर्शनात् ।
स्वतन्त्रः स्वात्मनो दुःखं कुर्वन्दृष्टो न हि कचित् ॥ १४ ॥

અ૦ (ઉપર કહ્યું એમ હોય) ત્યારે જીવ (જગતના) કારણરૂપે હો (તેને વિષે) દુખાદિનો અનુભવ હોય છે એટલે તે (હેતુરૂપ) ન હોય, (કેમકે) પોતે દુખનો અનુભવ કરતા ( કર્તાભોક્તા રૂપ જીવાત્મા ) નિશ્ચે, ક્યાએ સ્વતંત્ર હોવાનો અનુભવ હોતો નથી ૧૪

પૂર્વોક્ત સર્વપક્ષ દૂષિત હોવાથી માયા જગતના કારણરૂપે હોય ઇત્યાદિ છ શ્લોકોવડે નિરૂપણ કરે છે —

दोषान्सर्वेषु पक्षेषु पश्यन्तो बहुधा तदा ।
मायाशक्तिमनिर्वाच्यामपश्यन्ध्यानयोगतः ॥ १५ ॥

અ૦ (જ્યારે પૂર્વોક્ત) સર્વપક્ષો મધ્યે અનેકપ્રકારે દોષ જોયા ત્યારે ( તે બ્રહ્મવાદીઓએ ) ધ્યાનયોગ થકી અનિર્વચનીયા માયાશક્તિનું કારણરૂપે હોવા સબંધી ચિન્તન કર્યું ૧૫

હવે પૂર્વોક્ત માયાનું નિરૂપણ કરે છે —

द्वित्रिकक्षासु युक्तीनां सत्त्वेऽप्यन्ते न सन्ति ताः ।
न जानामीत्येवमन्ते विषीदन्ति हि वादिनः ॥ १६ ॥

અ૦ બે-ત્રણ-કક્ષા પરત્વે યુક્તિ વિદ્યમાન હોય તથાપિ તે (યુક્તિઓ)

x ટિપ્પણ ૧૩ જુઓ ' आत्माभावात् । " (૧-૨)
x ટિપ્પણ ૧૪ જુઓ ' आत्माप्यनीश सुखदुःखहेतोः । " (૧-૨)

અન્તે (સિદ્ધ) હોતી નથી (તેથી) બ્રહ્મવાદીઓ, 'હું (બ્રહ્મને) જાણતો નથી' એમ જાણી અન્તે નિશ્ચે વિષાદને પામે છે. ૧૬

પૂર્વોક્ત બ્રહ્મવાદીઓ વિષાદ પામીને માયાનું શરણ લે છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

यदन्ते शरणं सर्ववादिनामविवादतः ।
तदज्ञानमनिर्वाच्या मायेत्याहुर्विपश्चितः ॥ १७ ॥

અ૦ ડાહ્યાપુરૂષો, જે અન્તે સર્વવાદીઓનું અવિવાદપૂર્વક શરણુ રૂપ છે તે અજ્ઞાનને અનિર્વચનીયા માયા એમ કહે છે. ૧૭

માયાનું સ્વરૂપ ચક્ષુવડે દુર્લક્ષ્ય છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

अनिर्वाच्येऽपि युक्तिं चेदन्विच्छति स मूढधीः ।
न रूपं चक्षुषा द्रष्टुमिच्छत्येवातिमोहितः ॥ १८ ॥

અ૦ (પૂર્વોક્તમાયા) અનિર્વચનીયા છે તથાપિ જે તે સંબંધી યુક્તિ-સિદ્ધિની ઇચ્છા કરે તે મૂઢબુદ્ધિવાળો હોય છે. (તે માયાનું) રૂપ ચક્ષુવડે જોવાને (શકય નથી). (તેથી) અત્યંતમૂઢ હોય તેજ તે જોવાની ઇચ્છા કરે છે. ૧૮

હવે, માયા દુર્ઘટને-ઘટાવનાર-સ્વભાવવાળી છે એમ નિર્ણય કરે છેઃ-

सर्वकार्येषु शक्तत्वान्मायाऽऽक्षेपं न साऽर्हति ।
दुर्घटस्यैव घटने स्वभावः सर्वसंमतः ॥ १९ ॥

અ૦ તે માયા, સર્વકાર્યસમર્થા હોવાથી (કાંઇ) આક્ષેપ ને યોગ્ય નથી (કેમકે) દુર્ઘટ વસ્તુનેજ ઘટાવવી એવો (તેનો) સ્વભાવ-સ્વરૂપ-સર્વ માન્ય છે. ૧૯

પરાત્મા પૂર્વોક્તમાયા વિષે પ્રતિબિંબિત ■ ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

तथाविधायां मायायां परात्मा प्रतिबिम्बितः ।
अवान्तराणि वस्तूनि कालादीन्याधितिष्ठति ॥ २० ॥

અ૦ પરાત્મા, તેવિધમાયા મધ્યે પ્રતિબિંબિત (સતો) અવાંતર-ગૌણ-કાલાદિકવસ્તુ મધ્યે અધિષ્ઠિત હોય છે. ૨૦

■ ટિપ્પણુઃ ૧૫ જુઓ " ते ध्यानयोगानुगता…कालात्मयुक्तान्यधितिष्ठत्येकः ।" (૧-૩).

પૂર્વોક્તમાયાવિશિષ્ટ જગદાકારતાને-પામેલ-ઈશ્વરનું સંસારચક્ર તથા સંસારનદી રૂપે ત્રણ શ્લોકવડે નિરૂપણ કરે છેઃ—

मायाविशिष्टमीशानं जगदाकारतां गतम् ।
संसारचक्रमित्याहुः संसाराख्यनदीति च ॥ २१ ॥

અ० જગત્સ્વરૂપને પામેલ માયોપાધિકઈશ્વરને (બ્રહ્મવાદીઓ) સંસાર-ચક્ર અને સંસારનદી રૂપે વર્ણવે છે. ૨૧

પૂર્વોક્તવિષયનું વિસ્તારથી નિરૂપણ કરે છેઃ—

पुनः पुनर्जायमानश्चक्रवत्परिवर्तते ।
अविच्छेदेन संसारो नदीवत्प्रवहेत्सदा ॥ २२ ॥

અ० તે ( માયોપાધિક ઇશ્વર ) વારંવાર જન્મને પામતાં ચક્રની પેરે પરિભ્રમણ કરે છે. ( કેમકે ) સંસાર સદા નદીની પેરે અવિચ્છિન્નપૂર્વક વહ્યા કરે છે. ૨૨

હવે શુદ્ધબ્રહ્મના સ્વરૂપનું તથા તેને કોણ જાણે તે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

जीवोहंकारोपहितश्चक्रवद्भ्राम्यते सदा ।
मायोपहित ईशानो जन्मसु प्रेरयेदमुम् ॥ २३ ॥

અ० જીવ, અહંકારરૂપી ઉપાધિવડે યુક્ત ( થતો ) ચક્રની પેરે સદા ભમ્યા કરે છે. (અને) ઇશ્વર, માયારૂપી ઉપાધિવડે યુક્ત થતો આ (જીવ)ને અનેકજન્મ પરત્વે પ્રેરે છે. ૨૩

માયોપાહિત ઈશ્વર વ્યક્ત તથા અવ્યક્ત ઉભય જગત્‌ને ધારણ કર-નાર છે અને ચિદાત્મા મુક્તિભાજી હોય ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

उपाधिद्वयहीनं तु ब्रह्म वेदेषु बोध्यते ।
इत्थं वेदरहस्यज्ञा भवेयुर्ब्रह्मतत्पराः ॥ २४ ॥

અ० કિન્તુ, બ્રહ્મ વેદોમધ્યે બન્ને (અહંકાર તથા માયા) ઉપાધીઓથી

× ટિપ્પણ: ૨૧ જુઓ "तमेकनेमिं...पञ्चपर्वामधीम ।" ( ૧-૪-૫ ).
× ટિપ્પણ: ૨૪ જુઓ "सर्वाजीव...तत्पराश्योनिमुक्ता. ।" ( ૧-૬-૭ ).

રહિત હોવાનો બોધ કરેલો છે. (તેથી) આ રીતયેં બ્રહ્મતત્ત્વચિંતક પુરૂષો વેદના રહસ્યને જાણનારા થાય છે. ૨૪

जगत्स्याद्व्यक्तमव्यक्तं सृष्टिसंहारयोः क्रमात् ।
बिभर्ति द्वयमीशानश्चिदात्मा तु विमुक्तिभाक् ॥ २५ ॥

અ० જગત, સૃષ્ટિ તથા સંહારરૂપ ક્રમ થકી વ્યકત તથા અવ્યકત રૂપ હોય છે. ઇશ્વર તે ઉભય (જગત્)ને ધારણ કરે છે. (નિર્વિશેષ) ચિદાત્મા તો વિમુકિતભાજી (હોય છે). ૨૫

માયા, ઇશ્વર તથા જીવને નિર્વાહ કરે છે અને તે ત્રણે બ્રહ્મ મધ્યે કલ્પિત છે ઇત્યાદિ ચાર શ્લોકોવડે નિરૂપણ કરે છેઃ—

ईशानीशावज्ञतज्ज्ञौ भोक्ता भोजयिता च तौ ।
तयोर्निर्वाहिका माया ब्रह्मण्यारोपितं त्रयम् ॥ २६ ॥

અ० તે (પૂર્વોકત) ઇશ્વર અને જીવ 'અજ્ઞ' અને 'જ્ઞ' રૂપ તથા 'ભોક્તા' અને 'ભોજયિતા' રૂપ છે. માયા, તે બન્નેનો નિર્વાહકરનારી (છે). [તે] ત્રણે બ્રહ્મ વિષે અધ્યસ્ત છે. ૨૬

જગતના ભ્રમાદિકનો ધ્યાન–આદિ થકી નાશ થાય છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

जगद्भ्रमं जीवभेदं वासना देहधारणम् ।
चतुष्टयं निराकुर्यादभिध्यानादिभिः क्रमात् ॥ २७ ॥

અ० જગત્સંબંધી ભ્રમ જીવભેદ વાસના તથા દેહધારણ આ ચારને અભિધ્યાન–આદિવડે ક્રમેં કરીને ટાળવાં. ૨૭

હવે, જગદ્‌ભ્રમ તથા જીવભાવ કેમ ટળે તે નિરૂપણ કરે છેઃ—

अभितो ब्रह्मरूपत्वध्यानाद्याति जगद्भ्रमः ।
ब्रह्मत्वे योजिते स्वस्य जीवभावोऽपि गच्छति ॥ २८ ॥

અ० જગત્ સંબંધી ભ્રમ, ચોમેર બ્રહ્મસ્વરૂપનું ચિન્તન કરતાં ટળી જાય (અને) જીવભાવ પણ પોતાને–આત્માને–બ્રહ્મત્વ પરત્વે યુક્ત કર્યે ટળી જાય. ૨૮

× ટિપ્પણ: ૨૫ જુઓ "संयुक...मुच्यते सर्वपाशैः ।" (૧-૮).

હવે, વાસનાનિવૃત્તિ તથા દેહધારણ કેવી રીતે થાય તે નિરૂપણ કરે છેઃ-

अद्वये भाविते तत्त्वे वासना विनिवर्तते ।
आरब्धान्ते देहहानिर्मायैवं क्षीयतेऽखिला ॥ २९ ॥

અ૦ વાસના, અદ્વયતત્ત્વની ભાવના કર્યે ટળે છે. પ્રારબ્ધકર્મનો અંત-નાશ-થયે દેહધારણ ટળે, (અને) એ રીતે સમગ્ર માયા ટળી જાય. ૨૯

મલ આદિક ચારે બંધનો બ્રહ્મજ્ઞાનથી ટળે તે ઇત્યાદિ ચાર શ્લોકો વડે નિરૂપણ કરે છેઃ—

ब्रह्मज्ञानात्पाशहानौ क्षीणक्लेशो न जन्मभाक् ।
पाशाश्चतुर्विधाश्चैव शास्त्रेषु प्रतिपादिताः ॥ ३० ॥

અ૦ બ્રહ્મજ્ઞાનથકી પાશ-બન્ધનો-નો નાશ થયે ક્લેશો ટળી જતા (ફરી) જન્મપ્રાપ્તિ (થતી નથી). અને શાસ્ત્રો મધ્યે ચાર પ્રકારના બન્ધનો પ્રતિપાદન કરેલાં છે ×. ૩૦

પૂર્વોક્ત ચાર બન્ધનોનું તથા તે પૈકી 'મલ'ના સ્વરૂપનું નિરૂપણ કરે છેઃ-

मलो माया कर्म तत्त्वतिरोधानं च ते मताः ।
मलो ज्ञानक्रियाशक्त्योश्छादको दोष इष्यते ॥ ३१ ॥

અ૦ મલ માયા કર્મ અને તત્ત્વતિરોધાન-તત્ત્વનું-ઢાંકવાપણું-તે (પૂર્વોક્ત) પાશ-બન્ધનો-કહેલાં છે. 'મલ' જ્ઞાન તથા ક્રિયાશક્તિના આચ્છાદાન કરનાર દોષરૂપે સિદ્ધ છે ૩૧

હવે, કર્મ તથા માયાદિક બાકીના ત્રણ પાશોનું નિરૂપણ કરે છેઃ—

रागादिहेतुर्मायोक्ता कर्म पुण्यं च पातकम् ।
मूढैस्तत्त्वतिरोधानं सर्वैरप्यनुभूयते ॥ ३२ ॥

અ૦ રાગાદિકના કારણને 'માયા' કહે છે. પુણ્ય તથા પાપને 'કર્મ' કહે છે. અને તત્ત્વતિરોધાન સર્વમૂઢ વડે અનુભવાય છે. ૩૨

હવે, પતંજલિએ વર્ણવેલા 'પાશો'નું નિરૂપણ કરે છેઃ—

× ટિપ્પણ: ૩૦ જુઓ "इत्यादौ...सर्वसन्तनुबह्नि ।" (૧-૧૧)

क्लेशान्पतञ्जलिः प्राह तेष्वविद्यादिरस्मिता ।
द्वितीया द्वेषरागौ चाभिनिवेशस्तु पञ्चमः ॥ ३३ ॥

અ૦ પતંજલિએ ક્લેશો–પાશો–નું નિરૂપણ કરેલું છે. તે મધ્યે અવિદ્યા પ્રથમ (ક્લેશ) અસ્મિતા–હું પણું–બીજો, દ્વેષ તથા રાગ (ત્રીજો અને ચોથો) અને અભિનિવેશ પાંચમો (ક્લેશ) છે. ૩૩

ભોક્તાદિકત્રય બ્રહ્મરૂપ છે એવી બ્રહ્મબુદ્ધિ ઉપાયપૂર્વક સંપાદન કરવી ઈત્યાદિ નિરૂપણ કરે છેઃ—

भोक्ता भोग्यं प्रेरकश्च त्रयं ब्रह्मेति तत्त्वधीः ।
उपायेन ब्रह्मधीः स्यादरणिस्थाग्निलाभवत् ॥ ३४ ॥

અ૦ ભોક્તા ભોગ્ય અને પ્રેરક (આ) ત્રણ બ્રહ્મસ્વરૂપ છે એમ જાણવું તેને તત્ત્વબુદ્ધિ (કહે). (તે) બ્રહ્મબુદ્ધિ, અરણિના કાષ્ઠ મધ્યે રહેલ અગ્નિની પ્રાપ્તિની પેરે ઉપાયપૂર્વક (પ્રાપ્ત થાય). ૩૪

હવે, પૂર્વોક્ત બ્રહ્મબુદ્ધિપ્રાપ્તિના ઉપાયનું નિરૂપણ કરે છેઃ—

उपायः प्रणवेनात्मध्यानं तेनैष लभ्यते ।
तिलात्तैलादयो यद्वल्लभ्यास्तत्तदुपायतः ॥ ३५ ॥

અ૦ પ્રણવ વડે આત્માનું ચિન્તન કરવું તે ઉપાય છે. આ આત્મા, જે પ્રમાણે તૈલ આદિ (પદાર્થો) તે તે ઉપાયોવડે તલ થકી લભ્ય હોય છે (તે પ્રમાણે) તે (ઉપાય) વડે લભ્ય હોય છે. ૩૫

હવે, પૂર્વોક્ત આત્મા આત્મવિદ્યા તથા તપવડે પ્રાપ્ત થાય તેનું તથા તેના ફલ આદિનું નિરૂપણ કરે છેઃ—

सर्वव्यापिनमात्मानं क्षीरे सर्पिरिवार्पितम् ।
आत्मविद्यातपोभ्यां तमुपलभ्य विमुच्यते ॥ ३६ ॥

અ૦ ક્ષીર મધ્યે વ્યાપ્ત માખણની પેરે તે સર્વવ્યાપી આત્માને આત્મવિદ્યા તથા તપવડે પ્રાપ્ત કરવો ઘટે છે. ૩૬

× ટિપ્પણ ૩૪ જુઓ " वह्नेर्यथायोनिगतस्य...देवंपश्येन्निगूढवत् । " (૧–૧૩–૧૪).
× ટિપ્પણ ૩૫ જુઓ " तिलेषु तैलं दधनीव सर्पिः । " (૧–૧૫).

પૂર્વોક્ત પ્રણવધ્યાન તેજ યોગ છે અને તે વડે બ્રહ્મપ્રાપ્તિ થાય ઈત્યાદિ નિરૂપણ કરે છેઃ—

यदुक्तं प्रणवध्यानं स योगस्तत्र यत्नवान् ।
मनो ब्रह्मणि युञ्जानस्तत्साक्षात्कुरुते धिया ॥ ३७ ॥

અ૦ જેને (ઉપર) પ્રણવધ્યાન કહ્યુ તે 'યોગ' (છે). તે (યોગ) વિષે યત્નકરનારો મનને બ્રહ્મ વિષે યુક્ત કરતા બુદ્ધિ વડે (બ્રહ્મ)નો સાક્ષાત્કાર કરે છે. ૩૭

પૂર્વોક્ત યોગ સબંધમા આસન તથા પ્રત્યાહાર આદિનુ નિરૂપણ કરે છે-

उरोसमूर्धस्थानेषु त्रिषु देहं समुन्नतम् ।
अवस्थाप्यासनं जित्वा प्रत्याहारं समाचरेत् ॥ ३८ ॥

અ૦ ઉર, (છાતી) ખભો તથા મસ્તક આ ત્રણ સ્થાને દેહને રૂડી રીતે ઉન્નત અવસ્થાપિત કરી આસનને જીતી ઇન્દ્રિયોને વિષયો (થકી) પાછી વાળવી ૩૮

હવે, ઇન્દ્રિયોના 'પ્રત્યાહાર'નું સ્વરૂપ નિરૂપણ કરે છે —

हृद्यक्षाणां निरोधो यः प्रत्याहारः स उच्यते ।
जयत्प्राबल्यमक्षाणां प्राणायामेन धैर्यवान् ॥ ३९ ॥

અ૦ હૃદયમધ્યે જે ઇન્દ્રિયોનો નિરોધ તે 'પ્રત્યાહાર' કહેવાય છે (તેથી) ધૈર્યવાન્ પુરુષે, ઇન્દ્રિયોના પ્રાબલ્યને પ્રાણાયામવડે જીતવૂં. ૩૯

હવે, પ્રાણાયામવડે ઇન્દ્રિય-પ્રાબલ્યનો જય કેવી રીતે થાય તે નિરૂપણ કરે છે —

प्राणाधीनव्यावृतीनामक्षाणां प्राणरोधनात् ।
निरोधः स्यात्ततश्चित्तं धारयेताप्रमादतः ॥ ४० ॥

અ૦ પ્રાણનો નિરોધ થવાથી પ્રાણને-આધીનપ્રવૃત્તિવાળી-ઇન્દ્રિયોનો નિરોધ થાય તેથી ચિત્તને પ્રમાદ વિના એકાગ્ર કરવૂં. ૪૦

હવે, કેવા પ્રદેશમા ધ્યાન કરવૂં તે ઇત્યાદિ નિરૂપણ કરે છે —

× ટિપ્પણ ૩૭ જુઓ "युञ्जन् प्रणवे मनः ।" (૨-૧)
× ટિપ્પણ ૩૮ જુઓ "त्रिरुन्नतस्थाप्य ..मयावहानि ।" (૨-૮).

समे शुचौ शर्करादिमशकादिविवर्जिते ।
मनोऽनुकूलेऽवस्थाय देशे ध्यानं समाचरेत् ॥ ४१ ॥

અ૦ ધ્યાન, સમાન પવિત્ર કાંકરા–આદિથી તથા મચ્છર–આદિથી રહિત તથા મનને–અનુકૂલ–પ્રદેશ મધ્યે રહીને રૂડી રીતે કરવૂં. ૪૧

બ્રહ્મદર્શનથી પૂર્વે યોગ કરે સતે, ચિત્તના સ્વરૂપનું નિરૂપણ કરે છે:—

नाडीरूपाणि नीहारधूमान्यत्र विभान्ति चेत् ।
ब्रह्मसान्निधिमाप्ता धीरिति निश्चीयतां तदा ॥ ४२ ॥

અ૦ અહીં (યોગમાં) (જ્યારે) નાડીનાં સ્વરૂપ ઝાકળ તથા ધુમાડા જેવાં વિભાસે ત્યારે બુદ્ધિ બ્રહ્મસમીપ પ્રાપ્ત થયલ છે એમ નિશ્ચય કરવો. ૪૨

હવે, યોગસિદ્ધિનાં ચિન્હોનું નિરૂપણ કરે છે—

निर्जरत्ववितृष्णत्वशुभगन्धादि चेद्भवेत् ।
योगसिद्धिः प्रवृत्तेति ज्ञात्वा योगे स्थिरो भवेत ॥ ४३ ॥

અ૦ (જ્યારે) નિર્જરત્વ (જરારહિતત્વ) તૃષ્ણારહિતત્વ (તથા) શુભગન્ધાદિક (ઉત્પન્ન) થાય (ત્યારે) યોગસિદ્ધિ પ્રવૃત્ત થઈ એમ જાણીને યોગ વિષે સ્થિર થવૂં. ૪૩

યોગ સ્થિર થયે આત્મપ્રસાદ અને આત્મપ્રસાદથકી બ્રહ્મપ્રસાદ સિદ્ધ થાય ઈત્યાદિ ત્રણ શ્લોકવડે યોગફલનું નિરૂપણ કરે છેઃ—

मेघच्छन्नं चन्द्रबिम्बं मेघापायेऽतिनिर्मलम् ।
तथैव बुद्धिचांचल्यशान्तावात्मा प्रसीदति ॥ ४४ ॥

અ૦ (જે પ્રમાણે) મેઘાવૃત ચન્દ્રનું બિમ્બ મેઘનો નાશ થયે નિર્મળ થાય તે પ્રમાણે જ આત્મા, બુદ્ધિની ચંચળતા શાંત થયે નિર્મળ થાય છે. ૪૪

પૂર્વોક્ત આત્મપ્રસાદથકી બ્રહ્મપ્રસાદ સિદ્ધ થાય ઈત્યાદિ નિરૂપણ કરે છેઃ-

× ટિપ્પણ: ૪૧ જુઓ " समे...प्रयोजयेत् ।" ( ૨-૧૦ ).
× ટિપ્પણ: ૪૨ જુઓ " नीहारधूमार्क...योगे ।" ( ૨-૧૧ ).
× ટિપ્પણ: ૪૩ જુઓ " पृथ्व्याप्यतेजोनिलखे...वदन्ति ।" ( ૨-૧૨-૧૩ ).
× ટિપ્પણ: ૪૪ જુઓ " यथैवबिम्बम्...मुच्यते सर्वपापैः ।" ( ૨-૧૪ ).

स्वात्मतत्त्वप्रसादेन ब्रह्मतत्त्वं प्रसीदति ।
शास्त्राद्बुद्धं ब्रह्मतत्त्वमात्मत्वेनानुभूयताम् ॥ ४५ ॥

અ૦ બ્રહ્મતત્ત્વ સ્વાત્મતત્ત્વના પ્રસાદવડે સિદ્ધ થાય છે. ( તેથી ) શાસ્ત્રથકી જાણેલ બ્રહ્મતત્ત્વનો આત્મસ્વરૂપે અનુભવ કરવો. ૪૫

એ રીત્યેં પરમાત્માના સ્વરૂપનો તથા પરાત્માનો સાક્ષાત્કાર કરવાથી પાપવિમુક્તિ થાય તે ઇત્યાદિનું નિરૂપણ કરે છેઃ—

अजं ध्रुवं मायिकैस्तैः कार्यैः सर्वैर्विवर्जितम् ।
ज्ञात्वा देवं परात्मानं सर्वपापैर्विमुच्यते ॥ ४६ ॥

અ૦ અજન્મા નિશ્ચલ તથા તે સર્વ માયિકકાર્યોવડે રહિત પરાત્મદેવનો સાક્ષાત્કાર કરીને સર્વપાપો વડે વિમુક્ત થાય છે. ૪૬

પૂર્વોક્ત પરાત્મા સર્વવ્યાપક છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

एष देवः सर्वदिक्षु वह्न्यादिष्वखिलेषु च ।
वर्तते तं विचिन्त्याथ प्रणमेत्सर्वदैवतम् ॥ ४७ ॥

અ૦ આ દેવ સર્વ દિશામાં તથા અગ્નિ આદિ સમગ્ર ( દેવતા ) માંયે વર્તે છે. તેથી તેનું ચિન્તન કરી સર્વ દેવસ્વરૂપ એવા તેને પ્રણામ કરવા. ૪૭

ઉત્તમ અધિકારી અર્થ તત્ત્વ તથા યોગનું ઉપર વર્ણન કર્યું હવે, મન્દઅધિકારી અર્થ સોપાધિકતત્ત્વનું નિરૂપણ કરે છેઃ—

तत्त्वयोगौ समुद्दिष्टावुत्तमस्याधिकारिणः ।
अथ सोपाधिकं वस्तु मन्दं प्रत्यभिधीयते ॥ ४८ ॥

અ૦ 'તત્ત્વ' તથા 'યોગ'નું ઉત્તમ અધિકારીના અર્થ રૂડીરીતે વર્ણન કર્યું. હવે, સોપાધિક-વસ્તુતત્ત્વનું મન્દ (અધિકારી) પ્રત્યે નિરૂપણ કરાય છે. ૪૮

હવે, માયોપાધિકઈશ્વરના સ્વરૂપ આદિનું ત્રણ શ્લોકવડે નિરૂપણ કરે છેઃ—

× ટિપ્પણઃ ૪૬ જુઓ "अजं ध्रुवं ।" ( ૨-૧૫ ).

■ ટિપ્પણ: ૪૭ જુઓ "एषो ह देवोऽप्रदिशोनुसर्वाः 'सर्वदेवाय नमोनमः ।" (૨-૧૬-૧૭)

ऐन्द्रजालिकवन्मायाजालवानेक ईश्वरः ।
नियच्छन्शक्तिभिर्लोकान्सृजते संहरत्यपि ॥ ४९ ॥

અ૦ માયારૂપી જાલ વડે સંપન્ન એક ઇશ્વર, ઐન્દ્રજાલિક–જાદૂગર–ની પેરે નિયમન કરતો લોકોને શક્તિવડે સર્જે છે અને સંહાર કરે છે. ૪૯

પૂર્વોક્ત ઈશ્વર તે એક જ પ્રત્યગાત્મારૂપ છે ઈત્યાદિ નિરૂપણ કરે છેઃ–

एक एवेश्वरस्तादृक् द्वितीयो नैव विद्यते ।
जनानां प्रत्यगात्माऽसौ जगत्सृष्ट्यादिकार्यपि ॥ ५० ॥

અ૦ ઇશ્વર એકજ છે બીજો તેવો વિદ્યમાન હોતો નથી જ. આ (ઇશ્વર), મનુષ્યોનો પ્રત્યગાત્મા તથા જગતની સૃષ્ટિ આદિનો સંપાદક છે. ૫૦

પૂર્વોક્તઇશ્વરના વિરાટ્ સ્વરૂપ આદિનું નિરૂપણ કરે છેઃ—

स विराड्रूपतां प्राप्य विश्वतश्चक्षुरादिमान् ।
सर्वेषां चक्षुराद्या ये तदीया एव तेऽखिलाः ॥ ५१ ॥

અ૦ તે (ઈશ્વર) વિરાટ્ સ્વરૂપને પામી ચોમેર ચક્ષુ આદિ વડે સંપન્ન થાય છે. જે સર્વ ( પ્રાણિઓ )નાં ચક્ષુ આદિ હોય ■ તે સમગ્ર તેનાં જ ( સ્વરૂપ ) છે. ૫૧

પૂર્વોક્ત પરાત્મદેવની પ્રાર્થના અન્તઃકરણશુદ્ધિ અર્થે કરવી ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

यो देवानामिति प्रोक्तैस्त्रिभिर्मन्त्रैस्तमीश्वरम् ।
मुमुक्षुः प्रार्थयेतैव सदा बुद्धिविशुद्धये ॥ ५२ ॥

અ૦ મુમુક્ષુએ, ‘ જે દેવોનો ( ઉત્પત્તિ આદિ રૂપ છે ) ’ ઈત્યાદિ ત્રણ મંત્રોવડે ( જેનું નિરૂપણ કરેલ છે ) તે ઇશ્વરની બુદ્ધિશુદ્ધિ અર્થે સદા પ્રાર્થના કરવી જ. ૫૨

હવે, પૂર્વોક્ત બુદ્ધિશુદ્ધિના ફ્ળનું નિરૂપણ કરે છેઃ—

■ ટિપ્પણ: ૫૧ જુઓ " विश्वतश्चक्षु । " ( ૨–૩ ).
× ટિપ્પણ: ૫૨ જુઓ " योदेवानां...पुरुषं जगत् । " ( ૩–૪–૫–૬ ).

૧ ૨ ૩ ૪ ૫

ततः शुद्धमतिर्ब्रह्म सर्वभूतेष्ववस्थितम् ।

૬ ૮ ૭ ૯ ૧૦ ૧૨ ૧૧

अन्तर्बहिश्च संव्यासं ज्ञात्वा स्यान्मृत्युवर्जितः ॥ ५३ ॥

તેથી, બુદ્ધિશુદ્ધિ થયે બ્રહ્મ સર્વભૂતો મધ્યે રહેલું છે તથા તે અંદર અને બહાર વ્યાપ્ત છે એમ જાણી અમર થાય. ૫૩

જે કોઈ પૂર્વોક્ત બ્રહ્મપુરુષને જાણે તે અમૃતસ્વરૂપ થાય ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

૧ ૨ ૫ ૬ ૩ ૪

श्वेताश्वतरनामाऽहं पुरुषं वेद्मि तं प्रभुम् ।

૮ ૯ ૧૦ ૧૧ ૭ ૧૨ ૧૩ ૧૫ ૧૪

अन्योऽपि तं विदित्वैवं मृत्युमत्येति नान्यथा ॥ ५४ ॥

અ૦ શ્વેતાશ્વતરનામનો હું તે શક્તિમાન પુરુષ–પરમાત્મા–ને જાણું છું. એ રીત્યે અન્ય પણ તેને જાણીને મરણનું ઉલ્લંઘન કરી શકે. અન્ય પ્રકારે તેમ થાય નહી. ૫૪

પૂર્વોક્ત બ્રહ્મપુરુષ તે અદ્વય સ્વરૂપ છે અને સર્વ જગત્ તે વડે પૂર્ણ છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

૧ ૩ ૪ ૬ ૫ ૨ ૭ ૮ ૯

यस्मात्परं नापरं वा किञ्चिदस्ति तदद्वयम् ।

૧૦ ૧૧ ૧૨ ૧૩ ૧૪ ૧૩ ૧૫

वृक्षवन्निश्चलं तेन पूर्णं सर्वमिदं जगत् ॥ ५५ ॥

અ૦ જે થકી કાંઈ શ્રેષ્ઠ વા કનિષ્ઠ હોતું નથી. તે અદ્વય (તત્ત્વ) વૃક્ષની પેરે નિશ્ચલ (છે) તે વડે સર્વ જગત પૂર્ણ છે. ૫૫

પૂર્વોક્ત અદ્વય નિરૂપાધિક તત્ત્વને જાણનાર, અમૃત સ્વરૂપ થાય અને ન જાણનાર દુઃખી થાય ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

૨ ૩ ૫ ૪ ૬ ૧ ૭ ૯ ૮ ૧૦

एतद्विदुर्मृत्युहीनास्ते स्युर्ये तु न तद्विदः ।

૧૧ ૧૨ ૧૩ ૧૪ ૧૫ ૧૬

ते दुःखमेव गच्छन्ति न तत्सोपाधिकेक्षणे ॥ ५६ ॥

× ટિપ્પણુઃ ૫૩ જુઓ "ततः परं...अमृता भवन्ति ।" (૩–૭).
× ટિપ્પણુઃ ૫૪ જુઓ "वेदाहमेत...विद्यतेऽयनाय ।" (૩–૮).
× ટિપ્પણુઃ ૫૫ જુઓ "यस्मात्पर...दुःखमेवापियन्ति ।" (૩–૯–૧૦).
× ટિપ્પણુઃ ૫૬ જુઓ "सर्वाननशिरोग्रीवः ।" (૩–૧૧).

અ૦ જેઓ આ (અદ્વયતત્ત્વ)નો સાક્ષાત્કાર કરે છે તેઓ અમૃત સ્વરૂપ થાય છે કિન્તુ (જે) તેનો સાક્ષાત્કાર કરતા નથી તેઓ દુઃખને જ પામે છે. તે (દુઃખ) સોપાધિકતત્ત્વના દર્શન વડે (ટળે નહી). ૫૬

પૂર્વોક્ત નિરૂપાધિક આત્માના દુર્લક્ષ્યત્વ આદિનું નિરૂપણ કરે છેઃ—

दुर्लक्ष्यो निरुपाध्यात्मा सूक्ष्मधीवर्जितैर्नरैः ।
सुलक्ष्य एव सोपाधिस्तस्मादेवं स्मरेदमूम् ॥ ५७ ॥

અ૦ નિરૂપાધિક આત્મા સૂક્ષ્મબુદ્ધિરહિત મનુષ્યોને દુર્લક્ષ્ય (હોય છે). (કિન્તુ) સોપાધિક આત્મા સુલક્ષ્ય (હોય છે) તેથી એ રીત્યે, આ (સોપાધિક આત્મા)નું સ્મરણ કરવું. ૫૭

હવે, પૂર્વોક્ત સોપાધિક આત્માનું ચાર શ્લોકોવડે નિરૂપણ કરે છેઃ-

सर्वाननशिरोग्रीवः सर्वभूतगुहाशयः ।
वशी सर्वस्य लोकस्य स्थावरस्य चरस्य च ॥ ५८ ॥

અ૦ (આત્મા) સર્વભણી મુખ નેત્ર તથા ગ્રીવા વાળો, સર્વ પ્રાણીઓની બુદ્ધિગુફા વિષે શયન કરનાર, સર્વ સ્થાવર અને જંગમ લોકનો નિયામક-૫૮

विश्वाकारजनेः प्राक्च सर्वव्यवहृतिक्षमः ।
अपाणिपादो जवनो गृहीता सर्वशक्तियुक् ॥ ५९ ॥

અ૦ અને (જે) વિશ્વસ્વરૂપની ઉત્પત્તિ પૂર્વે સર્વ વ્યવહાર પ્રવૃત્ત કરવાને સમર્થ હસ્તપાદરહિત (છતાં) દૂરગમન કરનાર (સર્વનું) ગ્રહણ કરનાર (તથા) સર્વશકિતસંપન્ન છે. ૫૯

अणोरणीयान्दुर्लक्ष्यो महीयान्महतः स्फुटः ।
इत्यात्मानं शास्त्रदृष्ट्या पश्यतो नास्ति दुःखिता ॥ ६० ॥

અ૦ (જે) ઝીણા થકી ઝીણો દુર્લક્ષ્ય મોટા થકી મોટો (તથા) સ્પષ્ટ (છે) એમ આત્માને શાસ્ત્રદૃષ્ટ્યા જોનારને દુઃખપણું હોય નહી. ૬૦

સ્થૂલદર્શીએ તો પૂર્વોક્ત સોપાધિક સ્વરૂપની ઉપાસના કરી છેવટ નિરૂપાધિક તત્ત્વનો બોધ મેળવવા પ્રાર્થના કરવી ઇત્યાદિ ઉપસંહાર કરે છેઃ—

स्थूलदर्शी तु साकारे सार्वात्म्ये वासिते सति ।
निराकारं ततो बोद्धुं प्रार्थयेतैश्वरं वपुः ॥ ६१ ॥

અ૦ કિન્તુ, સ્થૂલદર્શી (મનુષ્યે) સાકાર સાર્વાત્મ્યસ્વરૂપ વિષે સ્થાપિત સતે તે (સ્વરૂપ થકી) નિરાકાર તત્ત્વનો ઉપદેશ મેળવવા (પૂર્વોક્ત) ઐશ્વરી સ્વરૂપની પ્રાર્થના કરવી. ૬૧

હવે, 'જે એક, જાતિરહિત'-ઇત્યાદિરૂપે (પરમાત્માની) સ્તુતિ કરી માયા તથા જીવના તથા જ્ઞાની તથા અજ્ઞાનીના સ્વરૂપનુ નિરૂપણ કરવા આરંભ કરે છે—

य एकोऽवर्ण इत्यादि स्तुवन्मन्त्रचतुष्टयात् ।
प्रार्थ्याथ मायाजीवौ च बुद्धसुप्तौ विचारयेत् ॥ ६२ ॥

અ૦ 'જે એક, જાતિરહિત'-ઇત્યાદિ ચાર મંત્રોવડે સ્તુતિ સાથે પ્રાર્થના કરી તે પછી માયા તથા જીવનો અને જ્ઞાની-અજ્ઞાનીનો વિચાર કરવો. ૬૨

હવે, પૂર્વોક્ત માયાના ગુણોનુ તથા તેને સેવનાર તથા છોડનાર પુરૂષનુ બે શ્લોકવડે નિરૂપણુ કરે છે—

लोके काश्चिदजा वर्णत्रयोपेता बहु प्रजाः ।
सृजते तामजः कश्चित्सेवतेऽन्यस्तु तां त्यजेत् ॥ ६३ ॥

અ૦ કોઇ અજ, કોઇ (કાળી ધોળી આદિ) ત્રણુ વર્ણુવડે યુક્ત લોક વિષે પ્રસિદ્ધ અનેક પ્રજાને અજા ઉત્પન્ન કરે છે તેનુ સેવન કરે છે કિન્તુ, બીજો તે અજાનો ત્યાગ કરે છે ૬૩

હવે, પૂર્વોક્ત અજાના દૃષ્ટાંતને માયા વિષે ઘટાવે છેઃ—

तेजोऽवन्नात्मिका तद्वन्माया वर्णैस्त्रिभिर्युता ।
आसक्तो भजते मायां विरक्तस्तु विमुञ्चति ॥ ६४ ॥

અ૦ તે પ્રમાણે, તેજ જળ તથા અન્નાત્મિકા માયા ત્રણુ વર્ણોવડે યુક્તા, (હોય છે) વિષયી (અજ્ઞાની પુરૂષ) તેનુ સેવન કરે છે કિન્તુ, વિરક્ત (જ્ઞાની) તેનો ત્યાગ કરે છે ૬૪

---

x ટિપ્પણુ ૧૨ જુઓ "य एको...भुक्तभोगामजोन्य" (૪-૨-૫)

હવે, કર્તા તથા અકર્તા ભોક્તા અને અભોક્તા આદિના સ્વરૂપનું તથા તે જાણનાર વિરક્ત પુરૂષને શું ફલપ્રાપ્તિ થાય તે ઈત્યાદિકનું ચાર શ્લોકવડે નિરૂપણ કરે છે:—

विरक्तः कर्त्रकर्तारौ विचिन्त्यात्स्वस्य विग्रहे ।
चिच्छायावानहंकारः कर्ता चिद्भाति केवला ॥ ६५॥

અ૦ વિરક્ત (પુરૂષે) કર્તા તથા અકર્તાના સ્વરૂપનું ચિન્તન કરવું. પોતાના દેહમધ્યે ચિચ્છાયાવાન્ અહંકાર તે 'કર્તા' (છે). ચૈતન્ય, કેવલ એકલું (અકર્તારૂપે) ભાસનારૂં હોય છે. ૬૫

હવે, પક્ષીના દૃષ્ટાંતપૂર્વક (જીવ-ઈશ્વરનું) ભોક્તા તથા અભોક્તાસ્વરૂપે નિરૂપણ કરે છે:—

पादपे क्षुधितः पक्षी फलमत्तीतरः पुनः ।
पश्यन्नास्ते तथा विद्याद्भोक्तृतत्साक्षिणावुभौ ॥ ६६॥

અ૦ (જે પ્રમાણે એક) પક્ષી ભૂખ્યું (સતું) વૃક્ષ મધ્યે ફલ ખાય છે (અને) બીજું પુનઃ ફલદર્શન કરતું બેસી રહે છે તે પ્રમાણે ભોક્તા તથા તેના સાક્ષી ઉભયને જાણવા. ૬૬

સાક્ષિ વિષે ચિચ્છાયાગત ભોક્તાપણાનો આરોપ કરાતાં મોહવશાત શોકપ્રાપ્તિ થાય ઈત્યાદિ નિરૂપણ કરે છે:—

चिच्छायागतभोक्तृत्वं साक्षिण्यारोप्यते भ्रमात् ।
अनीश्वरोऽयं साक्षीति शोको भवति मोहतः ॥ ६७ ॥

અ૦ ચિચ્છાયાગત ભોક્તાપણાનો ભ્રમ થકી સાક્ષી ચૈતન્યમધ્યે આરોપ કરાય છે (તેથી) આ સાક્ષી અનીશ્વર છે એમ (સમજી) મોહથકી શોક ઉત્પન્ન થાય છે. ૬૭

પૂર્વોક્ત ભોક્તારૂપ જીવ પોતાના યથાર્થ ઈશ્વરસ્વરૂપને જાણે × ત્યારે શોકનિર્મુક્ત થઈ સ્વવિભૂતિને પામે એમ શ્લોકિતનું નિરૂપણ કરે છે:—

नित्यतृप्तेश्वरत्वं तत्साक्षितत्त्वं तदीक्षते ।
यदा तदा वीतशोको महिमानमवाप्नुयात् ॥ ६८ ॥

× ટિપ્પણ: ૬૫ જુઓ " ☐ જુષ્ટં...વીતશોકઃ " ( ૩–૧–૭ ).

અ૦ જ્યારે તે (ભોક્તાજીવ) તે સાક્ષીતત્ત્વના નિત્યતૃપ્ત-ઈશ્વર-પણાનો અનુભવ કરે છે ત્યારે તે શોકરહિત (થતો) પોતાની વિભૂતિને પામે છે. ૬૮

પૂર્વોક્ત ઇશ્વર-આત્મ-સ્વરૂપને જાણનાર કૃતકૃત્ય થાય છે ઈત્યાદિ નિરૂપણ કરે છેઃ—

ऋचो देवाश्च शब्दार्था यस्मिन्नात्मनि कल्पिताः ।
यस्तं न वेद तस्यर्चो किं स्याद्यो वेत्त्यसौ कृती ॥ ६९ ॥

અ૦ જે (પુરૂષ), ઋચાઓ દેવો અને શબ્દ તથા અર્થ જે આત્મા વિષે કલ્પિત હોય છે તે (આત્મા)ને જાણે નહીં તેને ઋચા શું કરે? જે. (તેને) જાણે તે કૃતકૃત્ય (થાય છે.) ૬૯

પૂર્વોક્ત માયાવી ઈશ્વર છંદયજ્ઞાદિક જગતને રચી પોતે દેહવિષે જીવરૂપે પ્રવેશે છે ઇત્યાદિ નિરૂપણ કરે છે—

छन्दांसि यज्ञानन्यच्च मायावी सृजतेऽखिलम् ।
जीवात्मना प्रविश्यास्ते सन्निरुद्धो वपुष्ययम् ॥ ७० ॥

અ૦ માયાવી ઇશ્વર વેદો યજ્ઞો અને અન્ય સમગ્ર જગતને સર્જે છે, (તે પછી) આ (ઇશ્વર) દેહમધ્યે જીવસ્વરૂપે પ્રવેશ કરી ઠીક બંધન પામેલો રહેલો છે. ૭૦

પ્રકૃતિને માયારૂપ અને માયાવીને મહેશ્વરરૂપ જાણવાં ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ-

मायां तु प्रकृतिं विद्यान्मायिनं तु महेश्वरम् ।
तस्यावयवभूतैस्तु व्याप्तं सर्वमिदं जगत् ॥ ७१ ॥

અ૦ પ્રકૃતિને માયાજ જાણવી. માયાવીને મહેશ્વર જ જાણવો. આ સર્વ જગત તેના (મહેશ્વરના) અવયવો વડે જ વ્યાપ્ત છે. ૭૧

પૂર્વોક્ત ઇશ્વરના યથાર્થસ્વરૂપજ્ઞાનના ફલનું નિરૂપણ કરે છેઃ—

× ટિપ્પણ: ૬૯ જુઓ "ऋचो अक्षरे...समासते" (૪-૮).

× ટિપ્પણ: ૭૦ જુઓ "छन्दांसि...सन्निरुद्धः।" (૪-૯).

ईशो यः स्वत एकः सन् जीवाकारैरनेकशः।
योनिं योनिं व्रजत्येतमीशं ज्ञात्वा न संसरेत् ॥ ७२ ॥

અ૦ જે ઇશ્વર પોતે એક સતો જીવસ્વરૂપેં અનેકપ્રકારે ભિન્ન ભિન્ન યોનિને પામે છે તે ઇશ્વરનો અનુભવ કરીને સંસારને ન પામે. ૭૨

પૂર્વોક્ત ઇશ્વરની ઉપાસના કરતાં જ્ઞાનના અદૃષ્ટ પ્રતિબન્ધો નિવૃત્ત થાય ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

प्रतिबन्धस्य बाहुल्याद्यो देवेत्यादिमन्त्रतः।
पुनः पुनर्भजेतेशं प्रतिबन्धनिवृत्तये ॥ ७३ ॥

અ૦ પ્રતિબન્ધની પુષ્કળતા હોય છે તેથી પ્રતિબન્ધ નિવૃત્ત કરવા અર્થે 'यो देव' ઇત્યાદિ મન્ત્રપૂર્વક ઇશ્વરની વારંવાર ઉપાસના કરવી. ૭૩

પૂર્વોક્ત અદૃષ્ટ પ્રતિબન્ધ ઉપાસનાથકી ટળે અને દૃષ્ટ પ્રતિબન્ધ વિચારવડે ટળે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

अदृष्टप्रतिबन्धो यो निवर्त्य भजनेन तम्।
दृष्टो यः प्रतिबन्धस्तं विचारेण जयेत्पुनः ॥ ७४ ॥

અ૦ જે અદૃષ્ટ પ્રતિબન્ધ હોય તેને (પૂર્વોક્ત પ્રકારના મંત્રવડે) ઉપાસના વડે નિવૃત્ત કરી, જે પ્રતિબંધ દૃષ્ટરૂપ હોય તેને પુનઃ વિચારપૂર્વક જીતવો. ૭૪

પૂર્વોક્ત આત્મા સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ છે ઇત્યાદિ ત્રણ શ્લોકવડે નિરૂપણ કરે છેઃ—

सूक्ष्मेभ्यः परमाणुभ्योऽप्यतिसूक्ष्मो न लक्ष्यते।
बहिर्मुखैः स्वतः सोयं विश्वं व्याप्याऽवतिष्ठते ॥ ७५ ॥

અ૦ સૂક્ષ્મ પરમાણુથકી પણ અતિસૂક્ષ્મ (આત્મા) બહિર્મુખ પુરૂષો

---

× ટિપ્પણુઃ ૭૨ જુઓ "योयोनिं...शान्तिमत्यन्तमेति।" (૪-૧૧).

× ટિપ્પણુઃ ૭૩ જુઓ "यो देवाना प्रभवश्चोद्भवश्च...मृत्युपाशांश्छिनत्ति।" (૪-૧૨-૧૫).

× ટિપ્પણુઃ ૭૪ જુઓ "घृतात्परंमण्डमिवातिसूक्ष्मं...य एतद्विदुरमृतास्ते भवन्ति।" (૪-૧૬-૧૭).

વડે લક્ષિત થતો નથી કિન્તુ) તે આ (આત્મા) પોતે વિશ્વને વ્યાપીને અવસ્થિત હોય છે. ૭૫

જગતના પાલન કર્મવડે પૂર્વોક્ત ઇશ્વરની અસ્તિતા આરંભમાં સિદ્ધ થાય છે અને બ્રહ્મર્ષિ આદિ યોગવડે તેના સ્વરૂપને જાણે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

जगतः पालनेनायमस्तीत्यादौ विबुध्यताम् ।
ब्रह्मर्षयो देवताश्च योगेनैतं विजानते ॥ ७६ ॥

અ૦ જગતનું પાલન કરે છે તે (કર્મ)વડે આ (ઇશ્વર) "છે" એમ આરંભમાં જાણવું. બ્રહ્મર્ષિઓ અને દેવતાઓ આ (આત્મા)ને યોગવડે અનુભવે છે. ૭૬

પૂર્વોક્ત સૂક્ષ્મ આત્મતત્ત્વ સૂક્ષ્મબુદ્ધિવડે જ અનુભવાય ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

क्षीरे घृतनिमित्तं यत्सारं तद्धीमतेक्ष्यते ।
तथा वृत्तिनिरोधिन्या सूक्ष्मं वस्तु धियेक्ष्यताम् ॥ ७७ ॥

અ૦ (જે પ્રમાણે) ક્ષીરમધ્યે જે ઘૃતનિમિત્તક સાર(રૂપ) માખણ રહેલું છે તેનો અનુભવ બુદ્ધિમાન (પુરૂષ)ને થાય તે પ્રમાણે સૂક્ષ્મવસ્તુનો અનુભવ વૃત્તિના નિરોધકરનારને બુદ્ધિવડે થાય. ૭૭

પૂર્વોક્ત આત્મતત્ત્વ દિવસરાત્ર તથા પરિમાણથી રહિત છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

दिवारात्रिस्तमश्चान्यद्यस्मिन्नास्ति न किञ्चन ।
नाध्वं न तिर्यक्तद्वस्तु न दृष्टान्तोऽस्य विद्यते ॥ ७८ ॥

અ૦ જે વિષે દિવસરાત્રિ અન્ધકાર અને અન્ય કાંઇ હોતું નથી (અને) જે ઉંચું (કે) વાંકું નથી તે આત્મતત્ત્વ (છે). આનો દષ્ટાંત વિદ્યમાન હોતો નથી. ૭૮

વળી, પૂર્વોક્ત આત્મા દષ્ટિગોચર ન હોવાથી તેની અન્તર્દષ્ટયા ઉપાસના કરવી ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

× ટિપ્પણ ૭૮ જુઓ " यदा तमस्तं न देवा न रात्रि...भस्य नाम महद्यशः।" (૪-૧૮-૧૯)

दृग्गोचरे तस्य रूपं नास्त्यतः कोऽपि नेक्षते ।
अजात इति मन्त्राभ्यामन्तर्दृष्ट्या भजेत तम् ॥ ७९ ॥

અ૦ તે (આત્મા)નું રૂપ દૃષ્ટિગોચર હોતું નથી એથી કોઈ પણ (તેનો) અનુભવ કરતો નથી. (તેથી) 'अजात' ઇત્યાદિ મંત્રોવડે તેનું અંતર્દૃષ્ટિયા ઉપાસન કરવું. ૭૯

હવે, વિદ્યા તથા અવિદ્યાનિરૂપણનો આરંભ કરે છે:—

पुनश्चैवं विवेक्तव्यं विद्याविद्ये निजात्मगे ।
अविद्यया बध्यतेऽसौ विद्यया तु विमुच्यते ॥ ८० ॥

અ૦ એ રીતયે પુનઃ વિવેક કરવો યોગ્ય (છે.) વિદ્યા તથા અવિદ્યા નિજાત્મગતા હોય છે. આ (આત્મા) અવિદ્યાવડે બંધાય છે (અને) વિદ્યાવડે જ વિમુક્ત થાય છે.

ઉપાધિભેદવડે ચૈતન્યના જીવ તથા ઇશ્વરસ્વરૂપે ભેદ થાય છે તે ઇત્યાદિ નિરૂપણ કરે છે:—

अविद्याकल्पितोपाधिभेदादीशत्वजीवते ।
चैतन्यस्य भवेतां ये कथ्येते ते क्रमादिह ॥ ८१ ॥

અ૦ અવિદ્યાવડે કલ્પિત ઉપાધિભેદથકી (એક) ચૈતન્યના જે ઈશત્વ-ઇશ્વરપણું-તથા જીવપણું (એમ બે ભેદ) થાય છે તેનું અહીં (પાંચમા અધ્યાયમાં) ક્રમપૂર્વક કથન કરાય છે. ૮૧

हिरण्यगर्भमुत्पन्नमादौ ज्ञानैर्बिभर्ति यः ।
एकैकमन्तःकरणं बहुधा विकरोत्ययम् ॥ ८२ ॥

અ૦ જે આરંભમાં ઉત્પન્ન થયેલ હિરણ્યગર્ભ-બ્રહ્મા-ને જ્ઞાનવડે ધારણ કરે છે (તે) આ પ્રત્યેક અન્તઃકરણને અનેક પ્રકારે ક્રિયાવાન્ કરે છે. ૮૨

પૂર્વોક્ત ઇશ્વર જગતનો નિર્વાહક ✠ ઇત્યાદિ નિરૂપણ કરે છે:—

× ટિપ્પણ: ૭૯ જુઓ "न सदृशे तिष्ठति रूपमस्य" "अजातः...प्रतिपद्यते," सदमित्वा हवामहे।" (૪-૨૦-૨૧-૨૨);

अधश्चोर्ध्वं दिशः सर्वा भ्राजतेऽसौ प्रकाशयन् ।
भारं वहेद्यथाऽनड्वान्जगद्भारं वहेत्तथा ॥ ८३ ॥

અ૦ આ (ઈશ્વર) નીચે ઉપર એમ સર્વ દિશાઓને પ્રકાશિત કરતો પ્રકાશે છે. જે પ્રમાણે બળદ ભાર વહે તેમ તે જગતનો ભાર વહે છે. ૮૩

પૂર્વોક્ત ઇશ્વર જ સત્ત્વાદિક ત્રણે ગુણોનો વિનિયોગ કરે છે તે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

यो भावान्क्षीरबीजादीन्दधिवृक्षादिरूपतः ।
परिणामं नयेस्सोयं गुणांस्त्रीन्विनियोजयेत् ॥ ८४ ॥

અ૦ જે ક્ષીર તથા બીજ આદિ પદાર્થોને દહીં તથા વૃક્ષાદિરૂપે પરિણામને પમાડે તે આ (ઇશ્વર) ત્રણ ગુણોનો વિનિયોગ કરે. ૮૪

અવિદ્યાકૃત ઇશ્વરસ્વરૂપનો ઉપસંહાર કરે છેઃ—

अविद्याकृतमीशत्वं तदिदं स्पष्टमीरितम् ।
वेदगुह्योऽपनिषदा तस्य तत्त्वमुदीरितम् ॥ ८५ ॥

અ૦ તે આ અવિદ્યાકૃત ઇશ્વરપણાનું (મેં) સ્પષ્ટ નિરૂપણ કર્યું. તેના રહસ્યનું, વેદના રહસ્યરૂપ ઉપનિષદ્‌વડે વર્ણન કરેલું છે. ૮૫

હવે, અવિદ્યાકૃત જીવના સ્વરૂપનું ચાર શ્લોકોવડે નિરૂપણ કરે છેઃ—

अविद्याकृतजीवत्वमथ स्पष्टमुदीर्यते ।
सत्त्वं रजस्तमश्चेति गुणैर्जीवः समन्वितः ॥ ८६ ॥

અ૦ હવે, અવિદ્યાકૃત જીવપણાનું સ્પષ્ટ વર્ણન કરાય છે. જીવ, રજ તથા તમ એમ ગુણોવડે યુક્ત (છે). ૮૬

તે જીવ, કર્મકર્તા તથા ફલભોક્તા છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

स फलार्थं कर्म कुर्याद्भुंक्ते तस्यैव तत्फलम् ।
दक्षिणोदगधोमार्गैः संसरत्येष कर्मभिः ॥ ८७ ॥

× ટિપ્પણ: ૮૩ જુઓ "द्वे अक्षरे ब्रह्मपरे त्वनन्ते...तद्वेद गुणोपनिषत्सु गूढम् ।" (૫-૨-૬)
× ટિપ્પણ. ૮૬ જુઓ "गुणान्वयो य फलकर्मकर्ता...स चानन्त्याय कल्पते ।" (૫-૭-૮-૬).

અ૦ તે જીવ ફલાર્થ કર્મ કરે છે. તે તેનું જ ફલ ભોગવે છે. આ (જીવ) દક્ષિણાયન ઉત્તરાયન તથા અધોમાર્ગવડે કર્મવડે કરીને સંસારને પામે છે. ૮૭

હવે, તે જીવના પરિમાણનું તથા તે અહંકારોપાધિક સતો સંકલ્પાદિક જીવસૃષ્ટિનો કર્તા હોવાનું ઇત્યાદિ નિરૂપણ કરે છે:—

अंगुष्ठमात्रहृन्निष्ठः स्वप्रकाशः स सूर्यवत् ।

अहंकारोपाधिकः सन् संकल्पान्करोति बहून् ॥ ८८ ॥

અ૦ અંગુઠાના પરિમાણ જેવડો હૃદય વિષે રહેલો તે (જીવ) સૂર્યનીપેરે સ્વપ્રકાશ(છે). [તે] અહંકારરૂપી ઉપાધિવડે યુક્ત સતો અનેક સંકલ્પો કરે છે. ૮૮

ચૈતન્ય (જીવાત્મા) બુદ્ધિવૃત્તિવિશિષ્ટ થતા ભિન્નસ્વરૂપવાળો થાય છે ઇત્યાદિ નિરૂપણ કરે છે:—

बुद्धिवृत्त्यात्मचैतन्यसंयोगादेष चैतनः ।

स संकोचविकासाभ्यां तैस्तैर्देहैः समो भवेत् ॥ ८९ ॥

અ૦ આ તેજ ચૈતન્ય, બુદ્ધિવૃત્ત્યાત્મક ચૈતન્યના સંયોગ થકી સંકોચ અને વિકાસને લઇ તે તે દેહોસમાન થાય. ૮૯

પૂર્વોક્ત વિષયને સ્પષ્ટ કરે છે:—

नैव स्त्री न पुमानेष नैव चायं नपुंसकः ।

यद्यच्छरीरमादत्ते तेन तेन स कथ्यते ॥ ९० ॥

અ૦ આ (જીવાત્મા) સ્ત્રીરૂપ નથીજ પુરૂષરૂપ નથી અને તે નપુંસકરૂપ નથી જ. તે જે જે દેહને ગ્રહણ કરે તે તે સ્વરૂપે તેનું વર્ણન કરાય છે. ૯૦

હવે, કાલ તથા સ્વભાવ–આદિ કહેવાતાં જગતનાં કારણોનું નિરૂપણ કરે છે:—

अविद्याधीनजीवेशावुक्तौ यत्तत्त्वमेतयोः ।

तद्विद्यासिद्धये कालस्वभावादीन्विचारयेत् ॥ ९१ ॥

અ૦ અવિદ્યાને આધીન એવા જીવ તથા ઇશ્વરનું વર્ણન કર્યું (હવે) જે તે બન્નેનું તત્ત્વ છે તે તત્ત્વવિદ્યાની સિદ્ધયર્થ કાલ તથા સ્વભાવ–આદિનો વિચાર કરવો. ૯૨

× ટિપ્પણ: ૮૯ જુઓ " न स्त्री...स युज्यते।" (૫-૧૦).

ઉત્પત્તિ-વિનાશપણુ હોવાથી પૂર્વોક્ત કાલાદિકનુ જગતના કારણ-હોવાપણુ ઘટે નહિ કિન્તુ, માયાવીદેવનુ તે કારણપણું ઘટે ઇત્યાદિ નિરૂપણ કરે છે:—

**मूलकारणतैतेषां न युक्ता जनिमत्त्वतः ।**
**देवस्य महिमा योऽसौ मायाख्यस्तस्य युज्यते ॥ ९२ ॥**

અ૦ આ (કાલાદિકના) ઉત્પન્નહોવાપણાને લીધે, આ (કાલાદિક)નુ જગત્-મૂલકારણપણુ ઘટે નહીં (કિન્તુ) તે દેવનો માયાસંજ્ઞક મહિમા, તેને તે (જગતનુ-મૂલકારણપણું) ઘટે ૯૨

પૂર્વોક્ત દેવ (આત્મા), તેની માયાસંજ્ઞકવિભૂતિવડે કાલાદિકસર્વની કલ્પના કરનાર છે તેથી તે કાલાદિકથી ભિન્ન છે ઇત્યાદિ ચાર શ્લોકોવડે નિરૂપણ કરે છે:—

**तन्महिम्नावृतं सर्वं कालं च कलयत्यसौ ।**
**भूतभव्यादिरूपेण भिन्नोऽसौ जायते ततः ॥ ९३ ॥**

અ૦ આ (આત્મદેવ) પોતાની (માયાસંજ્ઞક) વિભૂતિવડે આવૃત-વ્યાપ્ત-સર્વજગત તથા કાલની કલ્પના કરે છે તેથી, તે ભૂત તથા ભવિષ્યાદિ (કાલ) પૂર્વક ભિન્નસ્વરૂપે ઉત્પન્ન થાય છે. ૯૩

જલ તથા અગ્નિ આદિ ભૂતોની ઉત્પત્તિ સાથે જ તેમનો શીત તથા ઉષ્ણાદિ સ્વભાવ ઉત્પન્ન થાય છે તથા યદૃચ્છા આદિ પૂર્વોક્ત જગત્કારણો માયિક છે ઇત્યાદિ નિરૂપણ કરે છે —

**जलाग्न्यादिसमुत्पत्तौ स्वभावः सह जायते ।**
**यदृच्छा पञ्चभूतानि प्रधानं चेति मायिकम् ॥ ९४ ॥**

અ૦ 'સ્વભાવ', જલ તથા અગ્નિ આદિ સમુત્પન્ન થયે તેની સાથે જ ઉત્પન્ન થાય છે. યદૃચ્છા પંચમહાભૂત તથા પ્રધાનતત્ત્વ માયિક છે ૯૪

હવે, ફલિત નિરૂપણ કરે છે —

× ટિપ્પણુ ૯૨ જુઓ "स्वभावमेके कवयो वदन्ति ... भ्राम्यते ब्रह्मचक्रं ।" (६-१)

× ટિપ્પણુ ૯૩ જુઓ " येनावृतं नित्य ..कालेन चैवात्मगुणैश्च सूक्ष्मैः ।" (६-२-३)

मूलकारणताऽस्त्येव मायाया जन्यभावतः ।
अवान्तरं कारणत्वं कालादीनां भवत्विदम् ॥ ९५ ॥

અ० (કાલાદિક) માયાના કાર્યરૂપેં હોવાથી માયાનુંજ મૂલકારણપણું સિદ્ધ થાય છે. કાલાદિકનુ આ ગૌણકારણપણું ભલે હો. ૯૫

હવે દેહ, માયા મહત્તત્ત્વ તથા અહંકાર તથા ભૂમિ આદિ આઠ પ્રકૃતિના કાર્યરૂપ છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

एकं प्रधानं द्वे पुण्यपापे सत्त्वादिकास्त्रयः ।
अष्टौ प्रकृतयो भूमिमुख्यास्तैर्जायते वपुः ॥ ९६ ॥

અ० એક પ્રધાનતત્ત્વ, બે પુણ્ય તથા પાપ, સત્ત્વાદિક ત્રણ ગુણો (તથા) ભૂમિપ્રધાન (પંચભૂતો) [આ] આઠ પ્રકૃતિઓ (છે) તે વડે દેહ ઉત્પન્ન થાય છે. ૯૬

પૂર્વોક્ત માયાવી ઇશ્વરની ઉપાસના કરવાથી ચિત્ત નિર્મળ થાય ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

यो मायावी स सर्वेषामादिः कालत्रयात्परः ।
विश्वरूपं स्वचित्तस्थं तमुपास्य प्रसादयेत् ॥ ९७ ॥

અ० જે (પૂર્વોક્ત) માયાવી–ઇશ્વર–(છે) તે સર્વ (પદાર્થો)ના આદિરૂપ ત્રણે કાલ થકી પર (છે). તે સ્વચિત્તસ્થ વિશ્વબ્રહ્મસ્વરૂપની ઉપાસના કરીને નિર્મળ જ્ઞાન પ્રાપ્ત કરવું. ૯૭

વળી, તે ઈશ્વરના વિશેષ સ્વરૂપનું વર્ણન કરવા હૃદયવિષે તેનો સાક્ષાત્કાર કરવો ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

પર-શ્રેષ્ઠ-(છે) (તેથી) ધર્મને-પુણ્યને-લાવનારા, પાપોને ટાળનારા તે સ્વચિત્તસ્થ (દેવ)નો સાક્ષાત્કાર કરવો. ૯૮

હવે, પૂર્વોક્ત ઇશ્વરના પ્રસાદથકી મહેશ્વર-પરમાત્મા-નો સાક્ષાત્કાર થાય ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

विष्णवादीनामीश्वराणा परमं तं महेश्वरम् ।
देवानां परमं देवं विद्मोऽस्य प्रसादतः ॥ ९९ ॥

અ૦ આ (ઇશ્વર)ના પ્રસાદથકી તે વિષ્ણુ-આદિ-ઈશ્વરો માંયે મહેશ્વર દેવોના પરમદેવનો અમે સાક્ષાત્કાર કરીએ છીએ. ૯૯

પૂર્વોક્ત દેવોનો દેવ પરમાત્મા અશરીરી તથા નિરિન્દ્રિય આદિરૂપવાળો છે તેનું તથા તેની બલ તથા જ્ઞાનક્રિયા આદિ અચિંત્ય-શ્રેષ્ઠ-શક્તિ આદિનું નિરૂપણ કરે છેઃ—

न तस्य वपुरक्षं च विद्यते तत्समोऽपि न ।
परास्य शक्तिर्विविधा बलज्ञानक्रियादिका ॥ १०० ॥

અ૦ તેને શરીર અને ઇન્દ્રિય હોતા નથી. તેના સમાન કોઇ નથી. આ (પરમાત્મા)ની બલક્રિયા તથા જ્ઞાનક્રિયા-આદિ-શક્તિ શ્રેષ્ઠ (છે). ૧૦૦

પૂર્વોક્ત પરમાત્મા સર્વે જીવોનો અધિપતિ તથા સર્વકારણરૂપ તથા અધિષ્ઠાનભૂત છે ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

सोऽधिष्ठानतया सर्वकारणं करणाधिपाः ।
ये जीवा अधिपस्तेषां नान्योऽस्याधिपतिर्भवेत् ॥ १०१ ॥

અ૦ તે (પરમાત્મા) અધિષ્ઠાનપણાને લઇને સર્વ (જગતના) કારણરૂપ (છે). જે ઇન્દ્રિયોના અધિપતિરૂપ જીવો (હોય છે) તેનો (તે) અધિપતિ છે. બીજો કોઇ આનો અધિપતિ ન હોય. ૧૦૧

પૂર્વોક્ત પરમાત્મા સર્વવ્યાપી છે ઇત્યાદિ ચાર શ્લોકોવડે નિરૂપણ કરે છેઃ-

× ટિપ્પણ ૧૦૦ જુઓ "तमीश्वराणां परमं महेश्वरं...ज्ञानबलक्रिया च।" (૬-૭-૮).
× ટિપ્પણ ૧૦૧ જુઓ "न तस्य कश्चित्पतिरस्ति लोके।" (૬-૬-૧૦).

અ० સર્વજ્ઞ ઈશ્વર જ વિશ્વસંપાદક કાલરૂપ, (અને) કાલ, સત્ત્વાદિ ગુણનો પ્રકાશક (છે). માયા તથા જીવનો નિયામક તે (ઇશ્વર) સંસાર તથા મોક્ષનુ કારણ છે. ૧૧૦

બાહ્યબુદ્ધિની શાંતિ અર્થે પરમાત્માની પ્રાર્થના કરવી ઇત્યાદિ નિરૂપણ કરે છેઃ—

विद्याफलमिदं बाह्यधीयोगं स्यात्कदाचन ।
तद्धीशान्त्यै प्रार्थयेत तं यो ब्रह्माणमीश्वरम् ॥ १११ ॥

અ० બાહ્યવિષયક બુદ્ધિયોગ કદાચિત્ વિદ્યાના ફલરૂપે પરિણામે તેથી તે (બાહ્યબુદ્ધિ)ની શાંતિ અર્થે 'જેણે બ્રહ્મેશ્વરને' (પ્રથમ ઉત્પન્ન કર્યાં આ મંત્ર વિષે વર્ણવેલ) તે (પરમાત્મા)ની પ્રાર્થના કરવી. ૧૧૧

ઉપર્યુક્ત (यो ब्रह्माणं) મન્ત્રનું ત્રણ શ્લોકવડે નિરૂપણ કરે છેઃ—

हिरण्यगर्भं सृष्ट्वादौ वेदांस्तस्मै ददाति यः ।
तं भासकं स्वात्मधियो मुमुक्षुः शरणं भजे ॥ ११२ ॥

અ० (હું) મુમુક્ષુ જે (પરમાત્મા) આદિમાં બ્રહ્માને સર્જીને તેને વેદો અર્પણ કરે છે તે સ્વાત્મબુદ્ધિના પ્રકાશક (દેવનું) શરણ ભજું છું. ૧૧૨

ઉપર્યુક્ત પરમાત્મદેવના વિશેષસ્વરૂપનું નિરૂપણ કરે છેઃ—

निष्कलं निष्क्रियं शान्तं निरवद्यं निरञ्जनम् ।
भजे स्वयं भासमानं तं दग्धेन्धनवह्निवत् ॥ ११३ ॥

અ० નિરવયવ નિષ્ક્રિય શાંત નિર્દોષ નિરૂપાધિક બળેલકાષ્ઠવાળા અગ્નિની પેરે સ્વયંપ્રકાશ એવા તે (દેવ)ને હું ભજું-ઉપાસું-છું. ૧૧૩

હવે, 'निष्कल' તથા 'निरंजन' પદનું સ્પષ્ટીકરણ કરે છેઃ—

निष्कलोऽवयवैर्हीनो हेतुहीनो निरञ्जनः ।
निरिन्धनाग्निसाम्यं तु मायातत्कार्यवर्जनात् ॥ ११४ ॥

અ० અવયવરહિત હોવાથી (તે) નિષ્કલ (તથા) હેતુરહિત હોવાથી

× ટિપ્પણ: ૧૧૧ જુઓ "यो ब्रह्माणं विदधाति पूर्वं...दग्धेन्धनमिवानलं।" (૬-૧૮-૧૯).

નિરંજન (છે) માયા તથા તેના કાર્યનો (એ વિષે) અભાવ જ હોવાથી નિરિન્ધન અગ્નિનું સાદૃશ્ય (કહેલુ છે). ૧૧૪

ઉપર્યુક્ત પરમાત્માના જ્ઞાન વિના વિમુક્તિ ન થાય તે ઇત્યાદિ બે શ્લોકવડે નિરૂપણ કરે છે –

तादृशं परमात्मानं विदित्वैव विमुच्यते ।
विना ज्ञानं न मुक्तिः स्यादितरैः कोटिसाधनैः ॥ ११५ ॥

અ૦ તે રીત્યના પરમાત્માનુ જ્ઞાન પ્રાપ્ત કરીને જ વિમુક્ત થવાય (કેમકે) મુક્તિ, જ્ઞાન વિના અન્ય કોટિ સાધનોવડે ન થાય ૧૧૫

પરમાત્માને જાણ્યા વિના મુક્તિ ન થાય તે નિરૂપણ કરે છે --

यदा चर्मवदाकाशं वेष्टयन्ति मानवाः ।
तदा देवमविज्ञाय मुक्तिर्न स्वस्ति तद्द्वयम् ॥ ११६ ॥

અ૦ જો મનુષ્યો ચામડાની પેરે આકાશને વીંટાળે તો દેવને જાણ્યા વિના મુક્તિ થાય (કિન્તુ) તે બે સંભવિત ન હોય ૧૧૬

શ્વેતાશ્વતર ઋષિ આ વિદ્યા તપપ્રસાદ તથા પરમાત્મપ્રસાદથકી પામ્યા એમ ઉપસંહાર કરે છે --

तपसा देवमाराध्य श्वेताश्वतरनामकः ।
अन्त्याश्रमिभ्यः प्रोवाच ब्रह्मविद्यामृषिप्रियाम् ॥ ११७ ॥

અ૦ શ્વેતાશ્વતર નામના ઋષિએ તપપૂર્વક પરમાત્મદેવને આરાધી ઋષિઓની પ્રિયા બ્રહ્મવિદ્યાનો સંન્યાસીઓને ઉપદેશ કર્યો ૧૧૭

આ વિદ્યાનો કોને ઉપદેશ કરવો ને કોને નહિ તે ઇત્યાદિ નિરૂપણ કરે છે –

वेदान्ते परमं गुह्यं नानोपाख्यानवर्णितम् ।
नाऽप्रशान्ताय दातव्यं देयं शिष्याय धीमते ॥ ११८ ॥

---

× ટિપ્પણ ૧૧૫ જુઓ "यदा चर्मवदाकाशं . भविष्यति ।" (૬-૨૦)
× ટિપ્પણ ૧૧૭ જુઓ "तपःप्रभावाद्देवप्रसादाच्च ।" (૬-૨૧).
× ટિપ્પણ ૧૧૮ જુઓ "वेदान्ते नापुत्रायाशिष्याय वा ।" (૬-૨૨).

અ૦ વેદાન્ત મધ્યે નાના પ્રકારનાં આખ્યાનરૂપે વર્ણવેલ પરમ રહસ્ય, અપ્રશાંત શિષ્યને દેવું નહી. (કિન્તુ) બુદ્ધિમાન શિષ્યને દેવું. ૧૧૮

यस्य देवे परा भक्तिर्यथा देवे तथा गुरौ ।
तस्यैते कथिता ह्यर्थाः प्रकाशन्ते महात्मनः ॥ ११९ ॥

અ૦ જેને જે પ્રમાણે દેવ પરત્વે તે પ્રમાણે ગુરૂ પરત્વે (એવી રીતની) [પરમાત્મ] દેવ પરત્વે શ્રેષ્ઠ ભક્તિ હોય તે મહાત્મ(પુરૂષ)નેજ (ઉપર કહેલા) વેદના અર્થ પ્રગટ થાય છે. ૧૧૯

હવે, અન્તર્યામીરૂપ શ્રીવિદ્યાતીર્થમહેશ્વર ગુરૂની આશિષની પ્રાર્થના કરી ગ્રંથની સમાપ્તિ કરે છેઃ—

अन्तः प्रविष्टः शास्तेति योन्तर्यामी श्रुतीरितः ।
सोऽस्मान्मुख्यगुरुः पातु विद्यातीर्थमहेश्वरः ॥ १२० ॥

અ૦ જે અન્તર્યામી અન્તઃપ્રવિષ્ટ નિયામકરૂપ એમ શ્રુતિમાં કહેલા છે તે (અન્તર્યામીરૂપ) મુખ્ય ગુરૂ શ્રીવિદ્યાતીર્થમહેશ્વર અમારૂં રક્ષણ કરો. ૧૨૦

ઇતિ શ્વેતાશ્વતરવિવરણ નામનો બારમો અધ્યાય સમાપ્ત.

પ્રથમ વિભાગ સમાપ્ત.

